NISHKALANK PREMAVTAR : Translated & published By Dr. Lilubhai D. Mehta T. B. Hospital, Akshaygadh (Keshod) 362 229, India.

પ્રથમ આવૃત્તિ :

પ્રત : ૧૦૦૦
વિ. સ. ૨૦૩૯ સને ૧૯૮૩
કિંમત : રૂા. ૨૦/-



પ્રકાશક :
ડૉ. લીલુભાઈ ડી. મહેતા
ટી. બી. હૉસ્પિટલ
અક્ષયગઢ (કેશોદ)
૩૬૨ ૨૨૯

મુદ્રક :
નીતિન શાંતિલાલ પારેખ
સરસ્વતી પ્રિન્ટીંગ પ્રેસ,
દાણાપીઠ, ભાવનગર
૩૬૪ ૦૦૧

# અર્પણ



ભક્તિસમ્રાટ શ્રી કિંકરદાસને

આપે મને જે કાવ્યો અર્પણ કરેલાં
તેવો જ પૂર્ણ થવા અર્થે

બાળક લીલુના
સાષ્ટાંગ દંડવત સાથે

# આ પુસ્તકનાં પ્રાપ્તિસ્થાનો

રાજસ્થાન :

શ્રી ગુરુમંદિર પેઢી,
માંડોલીનગર. (વાયા સિયાણા)
(જિલ્લો ઝાલોર)

મુંબઈ :

૧. શ્રી ગુરુમંદિર,
૯૨, નીતા, મરીન ડ્રાઈવ્સ,
મુંબઈ—૪૦૦૦૨૦

૨. વાડીલાલ પાનાચંદ શાહ,
બ્લૉક નં. ૨૬, ત્રીજે માળે.
શ્રીમાળી વણિક નિવાસ,
મેરીલેન્ડ એન્ડ્રૂઝ રોડ,
સાન્તાક્રૂઝ (વેસ્ટ),
મુંબઈ - ૪૦૦ ૦૫૪

રાજકોટ :

મહેન્દ્રભાઈ એ. શાહ,
બી. ઈ. (સિવિલ)
મોટાભુવન,
સ્ટેટ બેન્ક ઓફ સૌરાષ્ટ્ર સામે,
ફૂલછાબ કાર્યાલય પાસે, રાજકોટ

# ઓ માતૃભૂમિ !

ઓ માતૃભૂમિ ગુણગાન કરું, શાં શાં ત્હારાં સન્માન ?
કંઇક બન્યા બળવાન, અમીરસ અમૃતરસનાં પાન....૧.

સ્વરાજ્ય સાચું ક્યાં સરજાયું, સત્યાગ્રહ શુભ નામ,
આત્મસમાધિ અવિચળ ભાસે, મુક્તિપુરીનું ધામ.....૨.

કર્મધર્મની ન્યારી ઘટના, ત્યાગ, મોહ ને રાગ,
કેમ પરાજય થાય કર્મનો, વિરલ વિભૂતિ જાગ....૩.

સ્વરાજ્ય લીધું આત્મસમીપે, સુરંગ સત્ય અભિમાન,
પ્રાણી માત્રને દુઃખ ના દીસે, દૈવિકતાનું ભાન....૪.

સત્યાગ્રહ સંગ્રામે વિરલા, ભાંગ્યાં ભવનાં દુઃખ,
નિજાનંદમાં મહાસુખ મ્હાણી, વાધ્યું આતમસુખ....૫.

દુનિયાભરમાં નોબત વાગી, નવ ખંડે સૈનિક,
હુકમ થતાં પડતાં મેદાને, માયાની નહીં બીક....૬.

કૃષ્ણ કનૈયો, ભક્ત મીરાં, ને નરસિંહ ત્હારાં બાળ;
વીર પ્રભુ જગવંદન જિનવર, માતૃભૂમિ રખવાળ....૭.

સ્વરાજ્ય ખાતર જ્યોતિ જગવી, જગવ્યો ભારત દેશ,
સત્યાગ્રહ કર્મોની સાથે, ભીતિ નહીં લવલેશ....૮.

ક્રાઇસ્ટ અને જરથોસ્ત ગવાયા, રહેમ કરી રહેમાન,
કુરાન ને બાઇબલના પાને, અતિ લખ્યાં ગુણગાન.....૯.

આજ દીસે નહીં ઝાંખી એની, ઊલટી જગની રીત,
સ્વરાજ્યના બહાને સપડાયાં, જૂઠી જગની પ્રીત....૧૦.

છતાં અમારા ભાગ્ય-ઉદયને, પુણ્ય પ્રકાશ છવાય,
માતૃભૂમિનો મોંઘો દીપક, યોગી નામ ગવાય.....૧૧.

આત્મસમાધિ સત્યાગ્રહ ને, પર્વત કેરી ટોચ,
અરણ્ય ને અર્બુદના પહાડે, સંકટનો નહીં શોચ....૧૨.

ક્ષમા અને શાંતિ હથિયારો, ધ્યાન અનેરી ટેક,
સ્વરાજ્યનો એ સાચો નેતા, તુંહી તુંહી મન એક....૧૩.
'શાંતિવિજય' શુભ નામ ધરાવે, વિશ્વપ્રેમ સંદેશ,
ભક્તિસુધામાં સ્નાન કરાવી, ટાળે જગનો ક્લેશ....૧૪.
બાહ્યસ્વરૂપે ન્યારો ભાસે, અવિચળ પંથ મનાય,
સ્વરાજ્યના સાચા સૈનિકો, નિત્યે પડતા પાય....૧૫.
ભક્તિભાવ ને પ્રેમ ધોધનો, નિશ્ચય એ પયગામ,
સત્યાગ્રહના અવિરત પંથે, કિંકરનો સંગ્રામ....૧૬.



## અવિરત આશ્રમ

[ રાગ–ખમાજ ધૂમાળી – વૈષ્ણવ જન તો તેને કહીએ ]

આશ્રમ અવિરત ખોલ્યું મનવા અધિકારી નર આવો રે,
બ્રહ્મદશામાં બિંગલ બાજે નાદ સુણી હરખાવો રે.
અજર અમર સુખધામ બગીચો સોહમ સોહમ વાસે રે,
ઘટમંદિર જો સાફ બને તો જન્મ–જરા દુઃખ નાસે રે.
મુક્તિપંથે કો'ક મુકાની વીરલા ધૂન ધખાવે રે,
જગબંધનને જડથી તોડી અવિનાશી પદ પાવે રે.
ભક્તિસુધા અંતરમાં રેલી નિજનું કોણ પિછાણે રે,
મોહમિનારા ભાન ભુલાવે ચાલ્યા કંઈક મસાણે રે.
શ્રવણ કરેથી નહિ સમજાતું ક્ષણમાં ભાન ભુલાતું રે,
આતમશ્રદ્ધા અવિચળ મંદિર જય જય તાન મચાતું રે.
જગ જાણે એ ખેલ–તમાશા સત્ય દશા નહિ જાગે રે,
ભાન થવું એ સ્હેલ નહિ છે તીર હૃદયમાં વાગે રે.
અધિકારી નર કો'ક જગતમાં નિશદિન પ્રભુગુણ ગાવે રે,
કિંકર યોગીનાથ ચરણમેં નૈયા નિત્ય ઝુલાવે રે.

કિંકરદાસ

# આમુખ

આ પુસ્તકને પ્રસ્તાવનાની જરૂર ખરી ? આ કોઈ મૌલિક પુસ્તક નથી. આ મહાપુરુષ વિષે હિન્દી, અંગ્રેજી, મરાઠી આદિ ભાષાનાં પ્રકાશનો તથા "શાંતિજ્યોતિ" નામના હિન્દી પાક્ષિકમાંથી ખાસ પસંદ કરેલા લેખોનું ગુજરાતી ભાષાંતર જ છે.

આમ છતાં ય ભાષાંતરકર્તાના અતિ આગ્રહને વશ થઈ, મને તેવો અનુભવ ન હોવા છતાં લખવા પ્રયાસ કર્યો છે.

આ મહાપુરુષ વિષે ખાસ નોંધપાત્ર હકીકત એ છે કે—

(૧) તેઓશ્રીએ મારવાડની આહીર જ્ઞાતિમાં જન્મ ધારણ કરેલો અને ગાયમાતાની સેવા કરતાં કરતાં પૂર્વજન્મના પ્રબળ સંસ્કારોથી ગુરુ મળી જતાં અભણ જેવા હોવા છતાં અંતરમાંથી આપોઆપ વિશ્વની સર્વ ભાષાઓ અને ધર્મોનું જ્ઞાન પ્રગટ થએલું.

(૨) તેઓશ્રીએ કોઈ પણ એક ધર્મનો પ્રચાર કર્યો નથી તેમજ કોઈ ધર્મનું ખંડન પણ કર્યું નથી.

(૩) ગુરુ તરીકે જ ઓળખાવા છતાં સાંપ્રદાયિક દીક્ષા આપી કોઈને શિષ્ય બનાવ્યા નથી.

(૪) તેઓશ્રીના પ્રેમીઓ ભક્તો જ કહેવાય છે અને હિન્દુ, મુસ્લિમ, પારસી, અંગ્રેજો આદિ તેમને રામ, કૃષ્ણ, શિવ, જરથોસ્ત, પયગમ્બર આદિ સાક્ષાત સ્વરૂપે જ અનુભવતા.

પુસ્તકનો આઠમો મણકો ભક્ત અને ભગવાન વાંચતાં તેઓશ્રીના નિર્વાણને આજે ચાલીશેક વર્ષ થયાં હોવા છતાં શ્રદ્ધાળુ ભક્તો માટે આજે પણ હાજરાહજૂર દર્શન આપે છે, કષ્ટનું નિવારણ કરે છે અને ચેતવણી પણ આપે છે.

પહેલો મણકો એ જ પ્રસ્તાવના–સ્વરૂપ છે.

બીજો મણકો અલૌકિક સાંનિધ્ય, પાંચમો મણકો વિશ્વના નામાંકિત પુરુષોના ઉદ્ગારો અને તેરમો મણકો "માય રોડ ટુ ઈન્ડીયા" એકબીજા સાથે સંકળાયેલા છે અને આ મહાપુરુષને ઓળખવા પ્રકાશ ફેંકે છે.

ત્રીજો મણકો દરેક ધર્મોમાં માંસાહાર નિષેધ, ચોથો મણકો અહિંસાનો પડહ, અને નવમો મણકો ક્ષત્રિયો અને ગોરક્ષા એકબીજા સાથે સંકળાયેલા છે અને કોઈ પણ દેશ માટેનો ઉન્નતિનો માર્ગ પ્રદર્શિત કરે છે.

છઠ્ઠો મણકો વિશ્વપ્રેમ અને ચૌદમો મણકો શાંતિની શોધમાં એ માસ્ટરપીસ છે. તેમાં સર્વ ધર્મોનાં ધ્યેયાત્મક રહસ્યો આવી જતાં, કોઈ પણ સંપ્રદાયના વાડામાં પુરાયા વગર વ્યક્તિગત જીવ પરમાત્મપદને પામી શકે તેવું પથદર્શન છે.

પહેલો મણકો પૂરો થતાં જ માનવતાનો બોધ તેમજ બોધિબીજો પૂર્ણ માનવતા પ્રગટાવ્યા બાદ પરમાત્મપદને પામવા માટે પથદર્શક બને છે, તેવી જ રીતે સાતમો મણકો વચનામૃતો જીવનને ઊર્ધ્વગામી બનાવવા મદદગાર બને છે.

દશમો મણકો આહીરકુળના ઉજ્જવળ ઇતિહાસ, એ ઇતિહાસનું સંશોધન છે.

અગિયારમો મણકો દૈવી દાદાગુરુ અને બારમો મણકો ગુરુદેવની જીવનચર્યા એ ઐતિહાસિક હકીકત બને છે.

સોળમો મણકો સર્વ ધર્મોનું નવનીત અધ્યયન કરતાં સંપ્રદાયના ભેદાભેદ નષ્ટ થાય છે.

સત્તરમો મણકો એક વ્યાખ્યાનના અંશો જૈનો માટેની યથાર્થ વાસ્તવિકતા બતાવે છે.

પ્રકાશકનો અનુભવ છે કે જૈનો કરતાં અજૈનો, આ મહાપુરુષનો પૂરેપૂરો લાભ લઈ ગયા છે. ગુજરાતી જનતા માત્ર ઐહીક ભૌક્તિક સુખમાં જ રચીપચી રહી છે.

આ પ્રકાશન ભેદભાવ વગર, કોઈ પણ સંપ્રદાયના અનુયાયીઓને એકસરખું જ કલ્યાણકારી બની રહેશે તેમાં શંકા નથી.

અંતમાં ભાષાંતરકર્તાએ ઘણી મહેનત લઈ ગુજરાતી ભાષીઓ માટે જે કંઈ કર્યું છે તે સમજી અધિકારી સજ્જનો આત્મોન્નતિ પ્રાપ્ત કરે એ જ અભ્યર્થના.


ડૉ. ગુણવંતભાઈ વ્યાસ
રેસીડન્ટ મેડિકલ ઓફિસર
બી. એસ. નથવાણી ટી. બી. હોસ્પિટલ
અક્ષયગઢ


અક્ષયગઢ
વિજયાદશમી ૨૦૩૮
તા. ૨૭-૧૦-૧૯૮૨



વિનમ્ર ને સમભાવી સજ્જન, સૌમ્ય સદ્ગુણી વ્યક્તિ,
એવા લીલુભાઈ તણી છે ધન્ય શ્રદ્ધા, ગુરુભક્તિ;
નહિ કપટ, નહિ રાગદ્વેશ, નહિ મોહ, નહિ આસક્તિ;
'કિસ્મત', એનાં છે આદરણીય ધર્મભાવ, વિરક્તિ.

# આભારદર્શન

સૌથી પ્રથમ મરાઠી સાહિત્યકાર શ્રી વિનાયક સદાશિવ સુખઠનકર અને શ્રીમતી કમળાદેવી તથા હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયનો આભાર માનું છું કે જેઓએ મારામાં અંગત રસ લઈને શ્રી અરવિંદ ઘોષની મારા માટે ખાસ મુલાકાત ગોઠવી આપી અને તેમના જ સૂચન અનુસાર હું રમણ મહર્ષિ પાસે પણ જઈ આવ્યો. પૂર્ણ પુરુષના દર્શનની તાલાવેલી થતાં શ્રી હરીન્દ્રનાથે જ મને ગુરુદેવ શ્રી "શાંતિવિજયજી" પાસે મોકલતાં તેમનામાં જ મને પ્રત્યક્ષ પૂર્ણ પુરુષોત્તમ પરમાત્માનાં દર્શન થયાં, ધન્ય ઘડી ધન્ય ભાગ્ય....

ત્યારે વિલે પાર્લેના આંખના સુપ્રસિદ્ધ સર્જન શ્રી ડૉ. ડી. એચ. દવે કેમ ભુલાય? જ્યારે બીજા મોટા મોટા ડૉકટરો તથા મને પોતાને પણ આશા જ ન હતી ત્યારે તેઓશ્રીએ મને દેખતો કર્યો. આજે આ પુસ્તકનું પ્રકાશન તેઓશ્રીને જ આભારી છે.

સોરઠ ક્ષય નિવારણ સમિતિએ અમૂલ્ય પુસ્તકોનું પ્રકાશન કરેલ છે તે દ્વારા જ મને શ્રી સરસ્વતી પ્રિન્ટીંગ પ્રેસ તથા શ્રી શાંતિભાઈનો પરિચય થયો તેથી સમિતિનો પણ આભાર માનુ છું.

શ્રી સરસ્વતી પ્રિન્ટીંગ પ્રેસમાં જ મેં આ પુસ્તક છપાવવાનો નિર્ણય કરતાં, ડૉ. વ્યાસ સાહેબ પણ ખુશી થયા અને તેઓશ્રીએ શ્રીમતી ભારતીબહેનને પરિચયપત્ર લખી આપવા કહ્યું. ભારતીબહેને તો માનનીય શ્રી રતુભાઈ અદાણીને વાત કરી અને તેઓશ્રી પાસેથી જે ભલામણપત્ર લખાવી

આપ્યો. શ્રી રતુભાઈ અદાણી અને ભારતીબહેનનો હાર્દિક આભાર માનું છું.

શ્રી સરસ્વતી પ્રેસના સંચાલક શ્રી શાંતિભાઈ તથા સર્વ કર્મચારીભાઈઓનો આભાર પ્રદર્શિત કરવાની તક કેમ જતી કરું કે એ બધાએ અંગત રસ લઈ સમયસર સર્વોત્તમ કાર્ય પહેલેથી છેલ્લે સુધીની બધી જવાબદારી સ્વીકારી પૂર્ણ કર્યું છે અને મારું આયુષ્ય પૂર્ણતાને આરે હોવાથી મને પૂર્ણ સંતોષ આપ્યો છે.

સરસ્વતી પ્રેસના પ્રૂફરિડર કવિશ્રી કિસ્મત કુરેશીનો પણ જેટલો અહેસાન માનું તેટલો ઓછો છે. ટાઈપ કોપીની અવ્યવસ્થિતતા, અનેક અશુદ્ધિઓ ઉપરાંત મારી પોતાની પણ ભાષાની અશુદ્ધિઓ સુધારી આપી તેમણે અનન્ય આત્મીયતા દાખવી છે.

દેવોને પણ પ્રિય એવા હે વાચકો! આપ સર્વના પરમાત્મ-સ્વરૂપને હું સાષ્ટાંગ દંડવત કરું છું કે આપ સર્વ આ પુસ્તક એક વખત તો જરૂર પહેલેથી શરૂ કરી, અંત સુધી વાંચી જઈ આપના સ્વસ્વરૂપને અનુભવવાનો પુરુષાર્થ કરી અક્ષય-અનંત સુખશાંતિ પ્રાપ્ત કરો એ જ અભ્યર્થના.

આ મહાપુરુષ વિશે અમેરિકાના "ટ્રીબ્યુન હેરોલ્ડ" દૈનિક વર્તમાનપત્રનાં તંત્રી મિસ માઇકલ પીમે "પાવર ઓફ ઇન્ડીયા" તથા અમેરિકન વિદૂષી મિસિસ નીલા ક્રેમ કુકે "માય રોડ ટુ ઇન્ડીયા" નામનાં પુસ્તકો પ્રગટ કરી પોત-પોતાના અનુભવોનું દિગ્દર્શન કરાવ્યું છે.

બીજા અનેકોની જેમ ગુરુદેવે નિજનો પ્રચાર કર્યો કે કરાવ્યો નથી. ગુરુદેવના નિર્વાણ બાદ મુંબઈની વિશ્વવ્યાપી પેઢી "પોહુમલ બ્રધર્સ"ના માલિક શેઠ સાહેબ શ્રી કિશનચંદ લેખરાજે તેમનાં ધર્મપત્ની શ્રીમતી રૂક્ષમણિદેવીની પ્રેરણાથી

માંડોલી ગામમાં સંગેમરમરનું કલાત્મક ભવ્ય મંદિર બંધાવી ભક્તોને અર્પણ કરી બધાંને ભક્તિનો લાભ આપતાં તેમને લાખો ધન્યવાદ ઘટે છે.

ગુરુદેવના નિર્વાણને પચીસ વર્ષ પૂરાં થતાં તેમનો રૌપ્ય મહોત્સવ ઊજવવાનો નિર્ણય થતાં, દેશપરદેશોના ભક્તરાજોનો માંડોલીમાં ગુરુમંદિરે મેળાપ થતાં, એકબીજાના અનુભવો, સંસ્મરણો સાંભળવા મળતાં, જોધપુરના ભક્તરાજ શ્રી ચંપાલાલજીને દિવ્ય પ્રેરણા થતાં તેઓશ્રીએ "શાંતિજ્યોતિ" નામના હિન્દી પાક્ષિકનું ઈ. સ. ૧૯૭૧માં પ્રકાશન શરૂ કરી તેમાં ભક્તોના અનુભવો, સંસ્મરણો તેમ જ ગુરુદેવ ભગવાનનાં પ્રવચનો, આદિનો જે જે ભક્તોએ સંગ્રહ કરેલો તે મેળવી ક્રમશઃ પ્રકાશન કર્યું. શ્રી હીરાચંદજી ગુલેચ્છાએ પણ સારું લેખનકાર્ય કર્યું. તેઓ બધાને લાખો ધન્યવાદ ઘટે છે.

મારા અનુભવે ગુજરાતી જનતાને હિન્દી વાચન પ્રત્યે રુચિ ન હોવાથી તેઓ આ લાભ લઈ શક્યા નહીં, આથી મારી સિત્તેર વર્ષની ઉંમરે એકાએક દિવ્ય પ્રેરણા થઈ અને અંગ્રેજી, હિન્દી, મરાઠી આદિ સાહિત્યનાં બાવીસેક હજાર પાનાંમાંથી નવનીતરૂપે સંક્ષિપ્ત કરી તેનું ગુજરાતી ભાષાન્તર જ્યારે જરા જેટલો પણ સમય મળ્યો ત્યારે ત્યારે જાગૃત અને અર્ધજાગૃત અવસ્થામાં પૂર્ણ કરી લેવાનો સંતોષ માન્યો છે.

ભાષાંતર અને સંકલન માટે અમારા રેસીડન્ટ મેડિકલ ઓફિસર સાહેબ ડો. ગુણવંતભાઈ વ્યાસ સાહેબની ઘણી જ મદદ મળી છે અને તે માટે હું તેમનો આજીવન ઋણી છું. વિશેષમાં તેઓશ્રીએ આ ગ્રંથની પ્રસ્તાવના (આમુખ) પણ લખી આપી તેમના પ્રત્યેના મારા ઋણમાં અભિવૃદ્ધિ કરી છે.

મને એવો ભાસ થાય છે કે મારો દેહ હવે વધુ રહેવાનો નથી આથી જેમ બને તેમ વહેલાસર કામ પૂર્ણ કરી લેવાં

ભાષાંતરમાં જ્યાં જ્યાં ઉચિત શબ્દો ન જડ્યા ત્યાં મૂળ હિન્દી, અંગ્રેજી શબ્દો જેમના તેમ રહેવા દઈ કાર્ય સમાપ્ત કર્યું છે.

એકના એક પ્રસંગોનું પુનરાવર્તન ક્યાંક થયું છે તે જુદા જુદા ભક્તોની સમજને ન્યાય આપવા તેમ કરવું પડ્યું છે તેમજ ગુરુદેવનાં બોધવચનો આદિ પણ અનુસંધાન સાર્થક બનાવવા અનેક વખત આવે છે તે પુનરોક્તિદોષ ક્ષમ્ય ગણવા વિનંતિ છે.

જેમણે જેમણે પોતપોતાનાં અનુભવો–સંસ્મરણો આદિ "શાંતિજ્યોતિ"ને મોકલ્યાં છે તેઓ પણ ધન્યવાદને પાત્ર છે.

જેઓએ મને પ્રોત્સાહન આપ્યું છે તેઓ પણ આ મહાન કાર્યના ભાગીદારો છે.

ગુરુદેવ સાક્ષાત સરસ્વતી જ હતા અને તેઓશ્રીનું નામ પણ 'શાંતિગુરુ' હતું તેવી જ રીતે આ પુસ્તક છાપનાર છાપખાનાનું નામ સરસ્વતી પ્રેસ અને સંચાલક શ્રી શાંતિભાઈ— આવો મેળ કુદરતી સંકેત વગર અને ગુરુકૃપા વિણ જામે નહીં.

આ પુસ્તક મારી મરણમૂડી એટલે પેન્શનમાંથી છપાવ્યું છે. ઘણી પ્રતો ભેટમાં પણ જશે. જિજ્ઞાસુઓને માત્ર પડતર કિંમતે જ આપવાનું છે. જે કંઈ રકમ આવશે તે ગુરુદેવની ભક્તિ અર્થે જ વપરાશે.

: ૐ શાંતિ । ૐ શાંતિ । ૐ શાંતિ ।

ટી. બી. હોસ્પિટલ<br>અક્ષયગઢ -[ કેશોદ.]<br>તા. ૧–૩–૧૯૮૩

સર્વ જીવોનો બાળ બનવાનો<br>વિદ્યાર્થી<br>લીલુભાઈ મહેતા

પ્રિય મિત્ર લીલુને,

## હૃદયની છોળો

[ શિખરિણી ]

લીલુ ત્હારી માયા, અજબ નિરખી, શું બન્યું આ ?
પીધો પ્રેમ – કટોરો તું અને હું કોણ ક્યાં આ ?
વહી ભક્તિગંગા અખૂટ ધારે સ્નાન કરતો,
પરમ પુણ્યે ભેટયો, વિરહ કેરાં દુઃખ હરતો....૧.

દીપક મન પ્રગટયો, ઝબક ઝબકી, જ્યોત ત્હારી,
જીવનસાથી બનવા, દિવ્ય ઘટના ત્હેં વિચારી,
ભૂલ્યું નહીં ભૂલાશે, વિરલ પંથે નૃત્ય કરતો,
અજબ શ્રદ્ધા ત્હારી, આજ નયને, હું નિરખતો....૨.

જીવન જેણે અર્પ્યાં, એ જ વિરલા, પંથ પાયા,
તરી ભવસિંધુથી, જીવન–નૈયા પાર લાયા,
અહો, આજે આ શું ! કલ્પનાના કોટ ચણતો,
છતાં નિરખ્યું સાચું, હાસ્ય વદને, મન મલકતો....૩.

ખીલ્યો પ્રેમ–બગીચો, અવનવી જ્યાં વાસ મહતી,
જીવન – હૈયાં ઠરતાં, પ્રીતમ–પંથે જ્યોત ઝરતી,
બન્યા પ્રેમી પક્ષી, સ્નેહ–ઝોલે, મન ઝુલાશે,
વિકટ કર્મો કેરી, કઠિન વાડો, ઝટ કુદાશે....૪.

નવ ડગીશું સાચે, પ્રયાણ કરશું, નાથ – વાટે,
જરૂર જાશું જાશું, એ જ ભાસ્યું, અમ લલાટે,
પ્રભો યોગી યોગીશ્વર પ્રભુનાં ચર્ણ પડતો,
વદે કિંકર આજે, હસ્ત જોડી, મન વિરમતો....૫.

ભિક્ષુક પર્ણકુટી,
ફત્તાશાની પોળ, અમદાવાદ.
ગુરુવાર તા ૩૧–૧૦–૪૦.

છોરુ
કિંકરદાસ

પ્રિય મિત્ર લીલાધર, ( મુકામ : અનાદ્રા )

( કવ્વાલી હરિગીત )

ઓ પ્રાણથી પ્યારા નબીરા, મિત્ર ત્હારા કથનથી,
મનડું ખરે મારું ધ્રૂજે, આ દિવ્ય ત્હારા કથનથી.
પાષાણ સમ આજે અરે, હું કર્મના તાપો તપું,
નાદાન કંઈ સમજ્યો નહીં, મુખથી સદા જાપો જપું.
વર્ષો થયાં જાગી નહીં, એ જ્યોત ત્હારામાં દીસે,
આશિષ મારી એ જ છે, જ્યોતિ દીપક ઝળકાવજે.
ઓ પ્રાણવલ્લભ નાથજી, શાંતિ પ્રભો, શાંતિ પ્રભો,
સહાય કરજો સહાય કરજો, બાળક અમે ત્હારા પ્રભો.
જે વાતની ઝાંખી ન'તી, એ ઉચ્ચ કક્ષા ત્હેં લીધી,
આજે લીલાધર મિત્ર ! ત્હેં, અમૃત તણી પ્યાલી પીધી.
તું ક્યાં અને હું ક્યાં અરે, તેની સીમા કરતો નથી,
ત્હારા અરે આ જીવનને ક્ષણમાત્ર હું ભૂલતો નથી.
ઓ મિત્ર વ્હાલા, મિત્ર તું શાંતિસુધા રેલાવજે,
અનુભવ તણી સીડી પરે, તું વીરબળ પ્રગટાવજે.
આ મિત્ર ત્હારો નવ ભૂલે, એ કથન ઘટમાં રાખજે,
કિંકર તણા આ રુદનને, મનમંદિરે તું સ્થાપજે.

આજે તો આટલા જ કથનથી વિરમું,
આ ત્હારા અને મારા વચ્ચેના જ પ્રેમના ઉદ્ગારો છે,
બીજાને તે સાથે કંઈ જ સંબંધ નથી.

ત્હારા મિત્ર કિંકરદાસના જય સચ્ચિદાનંદ.

રવિવાર. ૧૨-૧૧-૧૯૩૯.

નોંધ : ઉપરનાં કાવ્યો પ્રગટ કરવાનો હેતુ એ જ છે કે મહાન પુરુષો બીજાને મોટા બનાવી ઊંચે ચડવાની પ્રેરણા અને પ્રોત્સાહન આપે છે. ખરેખર તેઓ લખે છે તેટલો ઉચ્ચ હું ન હતો અને નથી. — લીલુ

# અ નુ ક્ર મ ણિ કા





ૐ

# વિશ્વની મહાન વિભૂતિ



ભક્તોના પ્યારા
તરણતારણ દુઃખનિવારણ પતિતપાવન
દીનાનાથ દીનબંધુ સર્વ શક્તિમાન
**યોગેશ્વર નાથ શ્રી શાંતિગુરુ**

સરસ્વતી પ્રેસ

[૧]

## નિષ્કલંક પ્રેમાવતાર

નમન કરું હર્ષ ધરી, હો સરસ્વતી,
હંસ વાહન વાસ કરી, મુખ દીપાવતી....નમન.

જનની ધરણી જગત ભરણી, દેવી ભગવતી,
નમન કરું માત, બુદ્ધિબળ ખીલવતી.. .નમન.

સાધુ, મુનિ, યોગી જપે, દેવી શાશ્વતી,
જ્ઞાન ધ્યાન કરત એને શક્તિ અર્પતી....નમન

ભોજરાયે ભજન કીધું, ધરણી ધ્રુજવતી
પંડિત કાલિદાસ કહે, વાંચ્છિત પૂરતી.. .નમન.

બપ્પભટ્ટ સૂરીશ્વરે કર્યું, ધ્યાન ભગવતી,
ઋષિ–મુનિના મંત્રબળે, કારજ સાધતી....નમન

કળીકાળે હેમાચાર્યને, ફળી સતી,
શાંતિસૂરિ યોગીમુખે, વિશ્વ વદંતી....નમન

બાળક કરે અર્જ વિદ્યા આપ હે સતી,
કિંકરદાસ નમન કરે, નયન–નૂર અતિ....નમન.

ભક્તિસમ્રાટ કિંકરદાસ

હિન્દુઓના મહાન પ્રાચીન ગ્રંથ "મેરુતંત્ર"ના ત્રેવીસમા પટલમાં લખ્યું છે કે :–

હિન્દુ ધર્મ પ્રલોપ્તારો, ભવિષ્યંત્યેક પત્રિણઃ ।
હીનં ચ દુષયત્યેવ, હિન્દુરિત્યુચ્યતે પ્રિયે ॥

અર્થાત : શિવજી કહે છે કે, હે પ્રિય પાર્વતિ, હીન–હિંસા આદિ દુરાચારને દૂર કરે તે જ હિન્દુ કહેવાય છે

ખ્યાલ કરો કે હજારો વર્ષ પહેલાંથી ભારતવાસીઓ હિન્દુ કહેવાતા આવ્યા છે, ત્યારથી આપણી માતૃભાષા હિન્દી કહેવાઇ.

હિન્દુઃ હિન્દવઃ હિન્દીઃ ઇતી મેદિની કોશ

અર્થાત : હિન્દુ શબ્દનો અર્થ છે કે હિંસાથી રહિત હો. હિ....ન....દુ. એ ત્રણ વર્ણથી "હિન્દુ" શબ્દ બન્યો છે. સંસ્કૃત ભાષામાં 'દુ' નો અર્થ દૂર કરવું તે છે. અર્થાત હિન–હિંસાને જે દૂર કરે તે જ હિન્દુ કહેવાવ. આ વાત પારસીઓના ધર્મ-પુસ્તક "અસ્તિરનામ જરથુસ્ત"ની ૬૫મી તથા ૧૬૩મી આયાતો તેમ જ બહુ વિસ્તૃત ગ્રંથપ્રમાણોથી પણ સિદ્ધ થાય છે.

મહર્ષિ વ્યાસજી પહેલાં પણ હજારો વર્ષથી સ્પષ્ટ હિન્દ, હિન્દુ, હિન્દી શબ્દોનો પ્રચાર હતો.

કારણકે અમારા વિદ્યાવીર ધીર પુરુષોએ હિંસા, હાસ્ય, હ્રાસ, હુંપદ, હતોત્સાહ, હડચલ, હડકુટ, હિચક, હીરાહિત્ય, એટલે નિર્લજ્જતા, હીનતા–હેલા "અપમાન" હઠતા આદિ હેય અવગુણોનો નાશ કરીને હર્ષ, હિત, હેજ, હ્રી, લજ્જા, હલ, હીનજન પાલન, હિંમત, હવન, આદિ હિતકર ગુણોનો ચમકતો ચાંદ ચમકાવ્યો હતો.

ત્યારથી દીર્ઘદર્શી ગુણગ્રાહી વિદેશી લોકો આ દેશને હિન્દ, નિવાસીઓને હિન્દુ અને ભાષાને હિન્દી કહેતા આવ્યા છે.

જન્મનામ જાયતે શુદ્રઃ સંસ્કાગત દ્વિજ ઉચ્ચતેઃ

અર્થાત : જન્મથી બધા શુદ્ર છે. સંસ્કારી બનતાં દ્વિજ બને છે.

બ્રહ્મ જાનાતી બ્રાહ્મણઃ ઇતિ મેદિની કોશ.

આત્માનો અનુભવ કરે તેજ બ્રાહ્મણ કહેવાય, જ્ઞાતિ ગમે તે હોય.

ક્ષતાત ત્રાયતે ઇતિ ક્ષત્રિયઃ

પ્રહારથી જે રક્ષા કરે તે જ ક્ષત્રિય કહેવાય, જ્ઞાતિ ગમે તે હોય.

વૈશ્યં કરોતિ વ્યાપારઃ

વ્યાપાર કરે તે વૈશ્ય કહેવાય, જ્ઞાતિ ગમે તે હોય.

સેવા કરોતિ શુદ્રઃ

સેવા કરે તે શુદ્ર કહેવાય. આ રીતે આજે નોકરિયાતો ગમે તે જ્ઞાતિમાં હોય તેનો શુદ્રમાં સમાવેશ થાય છે.

આમ મેદિની કોશ અનુસાર જન્મથી નહીં, પણ વ્યવસાયથી જ વર્ણાશ્રમધર્મ બતાવ્યો છે.

ધર્મ : દુર્ગતો પતનામ્ પ્રાણીનામ્ ધારયતિ ઇતિ ધર્મઃ

અર્થાત : લોકોને દુર્ગતિમાં પડતાં બચાવે તે ધર્મ કહેવાય.

'ધર્મ' શબ્દ વ્યાકરણમાં ધૃ ધાતુથી બન્યો છે કે જેનો અર્થ ધારણ કરવું એમ થાય છે.

ધર્મ આધિ, વ્યાધિ અને ઉપાધિ એમ ત્રણ પ્રકારનાં દુઃખોથી બચાવે છે.

સાંખ્યકારિકામાં કહ્યું છે કે "દુઃખ ત્રય વિઘાતા ધર્મઃ"

આ બાબતમાં સાંખ્યમત–પ્રવર્તક શ્રી કુમારીલ ભટ્ટ કહે છે કે "અતોઽભ્યુદયઃ નિઃ શ્રેય સિદ્ધિ સ ધર્મઃ" અર્થાત ઐહિક ઉન્નતિ તથા પરલોકમાં પણ એવી ઉચ્ચતર દશા પ્રાપ્ત થાય–કરાવે તે ધર્મ કહેવાય.

ધર્મ બુદ્ધિનો વિષય નથી પણ શ્રદ્ધાનો જ વિષય હોવાથી જ અભણ કહેવાતા જીવો મહાન સંતો બન્યા છે, જ્યારે પંડિતો અહંતામાં રાચી ખંડન–મંડનમાં પડી ચોરાસીના ચક્કરમાં રખડ્યા છે.

વિશ્વના સર્વ જીવો પોતપોતાના કર્માનુસાર સ્વભાવ, રીતભાત, ખાવાપીવાની તથા ભોગવિલાસની ખાસિયતો, ઋણાનુબંધ આદિથી આજીવિકાના ઉપાયો વગેરે સ્વતંત્રપણે જુદા જુદા હોય છે, એટલા માટે જ વ્યાસજીએ પણ અઢાર પ્રકુતિઓને

લક્ષમાં રાખી અઢાર પુરાણો રચ્યાં છે. તદુપરાંત સમસ્ત વિશ્વનો વિચાર કરતાં દરેક દેશની આબોહવા ઠંડી, ગરમી આદિ તથા ખાનપાન અને બુદ્ધિશક્તિ પણ ભિન્ન ભિન્ન હોવાથી સામાજિક રિવાજો પણ અનોખા હોવાથી નિષ્પક્ષપણે વિચારતાં:–

વિશ્વના સર્વ જીવોનું આત્મકલ્યાણ કોઈ પણ એક જ ધર્મ, સંપ્રદાય, ક્રિયા તથા આચારવિચારના કોઈ પણ એક જ વાડામાં પુરાયેલું હોઈ શકે જ નહીં.

શ્વેતાંબર કે દિગંબર અવસ્થામાં મોક્ષ નથી, તત્ત્વવાદ કે તર્કશાસ્ત્રમાં કલ્યાણ નથી તેમજ મૌન, સાધુવેશ કે તપથી પણ કલ્યાણ નથી. કલ્યાણ તો માત્ર ઇચ્છા અને દ્વેષ, કહો કે રાગદ્વેષ છોડવાથી જ છે.

ચિત્તની પ્રવૃત્તિનો નિરોધ કરવો તેનું નામ જ યોગ છે એમ મહર્ષિ પતંજલીએ કહ્યું છે અને એ સર્વ ધર્મના અંતિમ ધ્યેયનો સાર છે.

જે જીવ જે ધર્મ કે ક્રિયાના અવલંબનથી રાગદ્વેષમુક્ત બને તે અવલંબન માત્ર તે જ કોટીના જીવને માટે ઉપકારી સાધન બને છે.

પરમાત્મા નિરંજન નિરાકાર છે, છતાં સમસ્ત વિશ્વમાં સાકારપણે વ્યાપી રહેલા છે. ઉપનિષદોનો સારાંશ પણ એ જ છે કે :–

એક ઇષ્ટદેવને મુખ્ય કરી બીજા દેવોને ગૌણ ગણી, સમસ્ત વિશ્વમાં જ્યાં જ્યાં નજર જાય ત્યાં જીવ માત્રમાં પોતાના ઇષ્ટદેવ જ દેખાય એ સ્થિતિએ પહોંચવાનું રહે છે, ત્યારે રાગદ્વેષ કે જે કલ્યાણનું ધ્યેય છે, તે રહેશે જ નહીં.

વેદાંત અને જૈન તત્ત્વજ્ઞાનમાં વાસ્તવિક સ્વરૂપે જોતાં કથનમાં ફેર નથી, પણ જૈન સિદ્ધાંતમાં ઘણું ઊંડું અને સૂક્ષ્મ રહસ્ય બતાવ્યું છે, માત્ર પરિભાષા અને રજૂઆત જુદી જુદી છે.

વેદાંત જેને કર્મ કહે છે તેને જૈન ક્રિયા કહે છે અને જૈન જેને કર્મ કહે છે તેને વેદાંત માયા કહે છે, ધ્યેય એક જ છે.

કોઈ જ્ઞાનમાર્ગે આગળ વધે છે પણ ધ્યાન વગર જ્ઞાનની અનુભૂતિ થઈ શકતી નથી. જ્ઞાન અને ધ્યાન અવિભાજ્ય છે, ધ્યાનથી અનુભૂતિ થયા વગરનું જ્ઞાન માત્ર પોપટિયું જ્ઞાન છે.

જ્ઞાનમાર્ગે જવા અંતરના વૈરાગ્યથી "હું આ શરીર નથી પણ નિરંજન નિરાકાર આત્મા છું, હું સિદ્ધ સમાન પરમાત્મા છુ" તેવા દૃઢ ભાવથી દેહાતીત અવસ્થા પ્રાપ્ત કરી ધ્યાન વડે જ સ્વસ્વરૂપમાં લીન બની સર્વજ્ઞ દશાએ પહોંચી શકે છે.

આ સાથે જ તેથી પણ સરળ માર્ગ, ભક્તિનો છે. તન–મન–ધન પરમાત્માને અર્પણ કરી માત્ર નામ–સ્મરણથી પણ ઠેઠ સુધી પહોંચી શકાય છે. ભક્તિમાર્ગમાં ભક્તિની પરાકાષ્ઠાએ જો પહોંચાય તો ભક્ત પોતે પોતાને જ ભૂલી જાય છે. પૂર્ણપણે અંતરશુદ્ધિ થતાં અંતરમાંથી બધું જ્ઞાન પ્રગટપણે અનુભવમાં આવે છે, તે જ્ઞાન શુદ્ધ હોય છે જ્યારે શાસ્ત્રનાં પોથાંનું જ્ઞાન એઠું હોય છે તથા તેમાં ભેળસેળ થતી હોઈને અશુદ્ધ એકાંતિક હોય છે જ્યારે ભક્તને તે જ્ઞાન અંતરમાંથી પ્રગટતાં વિશ્વના સર્વ ધર્મોમાં રહેલું એક જ ગુઢ તત્ત્વ–સમકિત પ્રત્યક્ષ જોઈ શકે છે.

આમ ખરું જોતાં સમસ્ત વિશ્વમાં ધર્મ માત્ર એક જ હોવા છતાં બાહ્યાચારે ભ્રમણાથી જુદા જુદા ધર્મો દેખાય છે. સર્વ ધર્મનો સાર વિશ્વપ્રેમમાં જ સમાઈ જાય છે.

વિશ્વના સર્વ જીવો પ્રત્યે એકસરખો પ્રેમ હોવો અને દરેક જીવને બ્રહ્મ સ્વરૂપ–આત્મસ્વરૂપે ન જોતાં જીવમાત્ર પ્રત્યે પરમાત્મભાવ અનુભવવો એ વિશ્વપ્રેમની વ્યાખ્યા છે, એ જ રાગદ્વેષમુક્ત દશા છે.

**અવતાર :**

અવ + તૃ કરણે ઘત્રઃ અર્થાત નીચે ઊતરવું.

અવતરતિ અ અવતારઃ અર્થાત તે કે જે નીચે ઊતરે છે.

અવતરતિ વિશુદ્ધ સ્વરૂપેણ ઈશ્વરીય ગુણઃ યા સ્મિન સ અવતારઃ

અર્થાત : એ વ્યક્તિ કે જેમાં ઈશ્વરીય વિભૂતિ પૂર્ણરૂપે ઊતરી હોય તે અવતાર કહેવાય.

અવતાર યાતિ સ અવતારઃ

અર્થાત : જે બીજાઓને સંસારસાગરથી પાર ઉતારે તે અવતાર.

હિન્દુ ધર્મનો 'અવતાર' શબ્દ ઉપરના અર્થમાં યુક્ત છે.

સૂર્યનો પ્રકાશ પ્રત્યેક વસ્તુઓ ઉપર ભેદભાવ વગર એકસરખો જ પડે છે, છતાં કોઈ કોઈ વસ્તુઓ ઉપર પ્રકાશ દેખાતો જ નથી, જ્યારે કોઈ કોઈ વસ્તુઓ ઝળહળી ઊઠે છે એટલું જ નહીં પરંતુ બીજી વસ્તુઓ ઉપર પણ પ્રકાશ પાડે છે. વસ્તુઓની સફાઈ—સ્વચ્છતા અને પ્રકાશ ગ્રહણ કરવાની શક્તિ ઉપર સૂર્યપ્રકાશનું અવલંબન છે.

સાધારણ રીતે પરમાત્મા સર્વવ્યાપી રહેલા છે અને જે આત્માઓ અત્યંત શુદ્ધ નિર્મળ અને અંતરની પવિત્રતા ધરાવે છે તે વિશેષરૂપે ઈશ્વરીય ગુણો શક્તિ અને સામર્થ્ય ધારણ કરી લે છે. આમ કોઈ કોઈ વખત એવી વ્યક્તિવિશેષ પણ જોવામાં આવે છે કે જેનામાં ઈશ્વરીય ગુણો અને સામર્થ્ય વિશેષરૂપે પ્રકાશેલા હોય છે, એવા મહાન આત્માઓને અવતાર, પયગમ્બર, તિર્થંકર આદિ નામોથી આપણે ઓળખીએ છીએ.

એ પણ સ્પષ્ટ છે કે રામાવતાર સમયે સાક્ષાત પરમાત્મા જ છે, એમ માત્ર હનુમાનજી અને શબરીએ જ ઓળખેલા,

જ્યારે બીજાઓ તો વાલીને મારવાનું આદિ અનેક કલંક બતાવી વિમુખ રહેલા.

કૃષ્ણાવતાર સમયે પણ રાધા, વિદૂર અને છેલ્લે અર્જુન માત્રએ જ તેમને પરમાત્મસ્વરૂપે ઓળખેલા અને બીજાઓ તો અનેક કલંકો બતાવી વિમુખ રહેલા.

પાછળથી જ્યારે હનુમાનજીએ રામચંદ્રજીને, અને અર્જુન તથા રાધાએ કૃષ્ણને ઓળખાવ્યા ત્યાર પછી જ તેઓ અવતારી તરીકે ઓળખાયા–ભજાયા છે.

કલ્કી કે નકલંક અવતાર સંબંધી અનેક કિંવદંતી ચાલે છે તે મૂળ શબ્દ નિષ્કલંક અવતાર એટલે જેને માથે કોઈ પણ પ્રકારનું કલંક જ ન હોય તેવો અવતાર.

ઘોર કલિકાળમાં દરેક ધર્મમાં વિકૃતિઓ થતાં ધર્મનુ મૂળ રહસ્ય ભુલાઈ જતાં ધર્માનુયાયીઓ ઝગડવા લાગતાં એ નિષ્કલંકી અવતાર વિ. સં. ૧૯૪૫ ન માઘ સુદી પંચમીના રોજ પ્રગટ થઈ ૧૯૯૯ના ભાદ્રપદ વદી દશમના રોજ પોતાનું કાર્ય પૂર્ણ કરી સ્વધામ પણ પહોંચી ગયા છે.

એ અવતારને ભક્તો પ્યારા શાંતિગુરુ નામથી ભજે છે, તેઓશ્રી આહિર–ક્ષત્રિય કુળમાં જન્મેલા અને ભણ્યા ન હોવા છતાં સમસ્ત વિશ્વની બધી ભાષાઓ તથા ધર્મગ્રંથો તેમને જિહ્વાગ્રે હતા. તેઓએ કોઈ નવો ધર્મ સ્થાપ્યો નહીં અને સૌને પોતપોતાના ધર્મનું રહસ્ય-બીજ વિશ્વપ્રેમ બતાવી આગળ વધાર્યા.

તેઓએ તેમના કાકા પાસેથી જ જૈન દીક્ષા અંગીકાર કરેલી અને જૈનોનું સર્વોચ્ચ યુગપ્રધાન પદ મેળવેલું, છતાં ઘણા જૈનો તેમને ઈર્ષાળુ આચાર્યોની વાત માની જૈન સાધુ તરીકે પણ માનતા નહીં. મોટા મોટા બે આચાર્યોએ તો તેમનું ખૂન કરાવવાનો પ્રયાસ કરેલો પણ તે કામ માટે રોકાયેલ માણસો ગુરુદેવના ભક્તો બની ગયા હતા.

તેઓશ્રીએ કોઈને જૈન દીક્ષા આપી શિષ્ય બનાવ્યા જ નહીં તેમજ કોઈ પણ એક ધર્મનો પ્રચાર પણ કર્યો નથી, પણ દરેક ધર્મનું યથાર્થ મંડન જ કર્યું છે.

જુદા જુદા ધર્માનુયાયીઓ તેમને પોતાના જ ઇષ્ટદેવ માનતા અને કોઈને તેનો કુળધર્મ પણ છોડાવ્યો નહીં.

તેઓ દેવતાઓના પણ ગુરુ હતા. સરસ્વતી, પદ્માવતી, લક્ષ્મીજી આદિ દેવીઓ તથા દેવતાઓ તેમના દર્શનાર્થે આવતા.

ચામુંડાદેવી તથા એક વીરનું સ્થાન ખાટિયા ગામે હતું. ત્યાં પ્રતિ વર્ષ હજારો પશુઓનો વધ થતો તે વીર તથા દેવી ગુરુદેવના શિષ્ય બન્યા અને ભોપા(ભૂવા)ને હિંસા બંધ કરવા આદેશ આપ્યો. મોટા ભાગનાં રજવાડાંઓએ પણ ગુરુદેવનો આદેશ માન્ય રાખી હિંસા બંધ કરાવી.

સમસ્ત વિશ્વના યોગીઓ–રમણ મહર્ષિ, શ્રી અરવિંદ ઘોષ, આદિ તેમ જ મુસ્લિમ સંતો, ખ્રિસ્તિ યોગીઓ, થીઓસોફીના મહાન યોગી ગુરુઓ તેમના પ્રમુખપણા નીચે આબુમાં અવાર-નવાર રાત્રિ–સભાઓ ભરતા.

આ નિષ્કલંકી અવતારને બ્રિટીશ સરકારે "હિઝ હોલીનેસ" તથા "ગોડ ઓફ ધી ગોડઝ"ના ઇલ્કાબો આપેલા.

સંજાણના એક પારસી ધર્મગુરુ તેમને જરથોસ્ત તરીકે માનતા.

સ્વામીનારાયણ સંપ્રદાયના વડતાલના ગાદીપતિને લકવા થતાં તેઓશ્રી ગુરુદેવ પાસે આવતાં માત્ર દૃષ્ટિપાતથી જ ક્ષણ માત્રમાં લકવા મટી ગયેલો. તેઓ તેમને સાક્ષાત નારાયણ માનતા.

એક ધનકોર માજી હતાં, તેઓ ચુસ્ત સ્વામીનારાયણ ધર્મને માનતાં. તેઓ પણ તેમને નારાયણ જ માનતાં અને તેમની પાસે જ શેષ જિંદગી ગાળેલી.

સનાતન હિન્દુ ધર્મસભાના પ્રમુખ શેઠશ્રી કિશનચંદ લેખરાજ, વિશ્વવ્યાપી પોહુમલ બ્રધર્સની પેઢીના માલિક હતા. તેઓ ગુરુદેવને સાક્ષાત વિષ્ણુ તરીકે માનતા. તેમના ગુરુ ગંગેશ્વરાનંદજીએ પણ ગુરુદેવનો પરિચય કરી સંમતિ આપેલી. ગુરુદેવના નિર્વાણ બાદ કિશનચંદ શેઠે ગુરુદેવનું એક ભવ્ય મંદિર રાજસ્થાનના હાલના ઝાલોર જિલ્લામાં માંડોલીનગરમાં બંધાવી ભક્તોને અર્પણ કર્યું છે. એ મંદિર દૂરથી ખ્રિસ્તી દેવળ જેવું, અંદર જતાં મકબરા જેવું અને વચ્ચે ગુરુદેવ ભગવાન નિજ મંદિરમાં બિરાજે છે.

નેપાળના મહારાણા તેમને સાક્ષાત સ્વદેહે પશુપતિનાથ તરીકે માનતા, અને "નેપાળ રાજ્ય ધર્મગુરુ"નું બિરુદ આપેલું.

પાલનપુર તથા રાંધનપુરના નવાબ સાહેબો તેમને પયગમ્બર સ્વરૂપે માનતા.

હિન્દુસ્તાનનાં નવાણું ટકા રજવાડાંઓ તેમને સાક્ષાત માનતા અને ઘણાંઓએ હિંસા બંધ કરી હતી. ઉદયપુરના સૂર્યવંશી મહારાણા ભોપાળસિંહે તેમને ઉપવાસનું પારણું ખીર વહોરાવીને કરાવેલું.

આમ તેમને કોઇ સાક્ષાત રામ, કૃષ્ણ, શિવ, દત્તાત્રેય, નારાયણ આદિ તરીકે માનતા અને તે તે સ્વરૂપે તેઓશ્રીમાં પ્રત્યક્ષ દર્શન થતાં અને થાય છે.

આજે પણ તેઓના ભક્તોનાં સંકટો દૂર થાય છે, અમેરિકા ઇંગ્લેન્ડ, ફ્રાન્સ, જર્મની. પોર્ટુગલ વગેરે દેશોમાં પણ તેમના ભક્તોને દર્શન આપતા.

તેમની પ્રેરણાશક્તિથી ભારતમાં અધ્યાત્મ તથા ભક્તિ વધારવા શાસ્ત્રીઓ, પંડિતો આદિ પ્રોફેસરોની જેમ તેમજ જુદા જુદા રસ્તે પ્રવૃત્તિઓ ચલાવવા અન્યો ઉત્પન્ન થયા છે, જેના પરિણામે આગામી વીસેક વર્ષોમાં ભારત સમસ્ત વિશ્વને

માર્ગદર્શક બને તેવા શિખરે પહોંચી જશે, તેમ જ સુખશાંતિ, સલામતી તથા સોંઘવારીથી ભારત સુખી થશે. એ પ્રેમાવતારને કોટાનુકોટી વંદન હજો.

તથાસ્તુ..........તથાસ્તુ..........તથાસ્તુ.......
ૐ શાંતિ.......ૐ શાંતિ.......ૐ શાંતિ.......

જય અંતર્યામી જય અંતર્યામી,
પાર કરો શિવગામી જય અંતર્યામી.

તું પરમેશ્વર સાચો, વલ્લભ તું મારો
દુઃખડાં દૂર કરનારો જય અંતર્યામી.

તું બ્રહ્મા તું વિષ્ણુ કૃષ્ણ કનૈયો તું
જગવંદન જિનવર તું જય અંતર્યામી.

વિશ્વથકી તું ન્યારો બ્રહ્મ જગવનારો
સકળ જગતને પ્યારો જય અંતર્યામી.

ઘટઘટ વ્યાપક સ્વામી નાથ નિરંજન તું
ભવભંજન ભયહર તું જય અંતર્યામી.

પુણ્યપ્રતાપે બાળક તુમ શરણે આવ્યો
અખિલપતિ કહેવાયો જય અંતર્યામી.

નિભવ્યાં તેમ નિભવજો દીનબંધુ દાતા
અનાથ જન ગુણ ગાતા જય અંતર્યામી.

એક મને આધારો બાળક હું ત્હારો
કિંકર પાર ઉતારો જય અંતર્યામી.

ભક્તિસમ્રાટ કિંકરદાસ

## ગુરુદેવના શ્રીમુખેથી

# માનવતા વ્યવહાર

દુઃખિયાની—પીડિતોની સેવા કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તો અગ્લાનપણે સેવા કરજો

અગત્યના સ્થળે પરસ્પર મદદ આપવાનો મનુષ્યધર્મ ભૂલી જનાર મનુષ્ય બીજા કોઈ પણ ધર્મમાં વિજય મેળવી શકતો નથી.

જે માણસ સહાય આપવા શક્તિમાન છતાં સહાય આપ-વામાં કંજુસાઈ કરે છે તે ઈશ્વરનો અપરાધી ગણાય છે.

"અમારે શું ? એ તો માથે પડી હોય તે ભોગવે" એ નિર્બળ વિચાર કેવળ કાયરતા અને સ્વાર્થાંતાને સિદ્ધ કરી બતાવે છે.

નિર્બળ, અશક્ત, લાચાર, મદદની જરૂરિયાતવાળા એવા કોઈ પણ યોગ્ય પ્રાણીઓને તમારી શક્તિ પ્રમાણે મદદ કરવાનું ભૂલશો નહીં.

જુલ્મ કરી મેળવેલ નફો તે નફો નથી પણ જબરજસ્ત નુકસાની છે.

દયાની મધુર લાગણી એ જ ઉચ્ચ દશાની ખરી નિશાની છે.

દુઃખીને દિલાસો આપજો, પણ હિંમત છોડાવી ગભરાવશો નહીં.

અન્યને દુઃખ આપતી વખતે જરૂર વિચારજો કે આવું દુઃખ વ્યાજથી વધેલું આપણે સહન કરી શકશું કે કેમ ?

દુઃખના અનુભવીઓને દુઃખનું જે જ્ઞાન હોય છે તે જ્ઞાન દુઃખનાં હજારો શાસ્ત્રો ભણનારને હોતું નથી.

...........શિવમસ્તુ સર્વ જગત...........

## આધિબીજ

૧ કંગાળમાં કંગાળ તેમજ અધમમાં અધમ દેખાતા મનુષ્યમાં પણ દિવ્યતા ગુપ્તપણે બેઠેલી છે, હું અંદરને પૂજનારો છું.

"આવા અવતારી મહાપુરુષ પણ જીવમાત્રમાં પરમાત્માનેજ જુએ છે અને પૂજે છે"

૨. વસ્તુની પિછાન પુસ્તકો દ્વારા થઈ શકે પણ પુસ્તકોનું ધ્યેય તો આત્મજ્ઞાન, જ્ઞાનની હદ તે પરમ પદ. "પુસ્તકો, જિહ્વાગ્રે કરી પ્રવચનો આપવાથી કલ્યાણ થતું નથી–પ્રોફેસર બનવું તે.–પરંતુ પુસ્તકોને માર્ગદર્શક સમજી આત્માનો અનુભવ કરવાથી જ કલ્યાણ છે. પરંતુ ધ્યેય તો પરમપદની પ્રાપ્તિનું જ હોવાથી પરમપદની પ્રાપ્તિ સુધી મૌન જ હિતકર છે. મિથ્યા પાંડિત્યથી પોતાનું કે અન્યનું કલ્યાણ થતું જ નથી. પુસ્તકો માત્ર ભૂગોળ જેવાં છે, માત્ર ભૂગોળ જિહ્વાગ્રે કરવાથી કાંઈ વિશ્વયાત્રાનો પ્રત્યક્ષ અનુભવ થતો નથી, પણ ભૂગોળને માર્ગદર્શક સાધન રાખી પ્રવાસ તો વ્યક્તિગત કરવાનો રહે છે. ભૂગોળ ન ભણ્યા હોય તેવાઓ પણ પ્રવાસ તો કરી જ શકે છે અને તેનું અનુભવજ્ઞાન ભૂગોળના પુસ્તક કરતાં અનેકગણું વધારે હોય."

૩. તત્ત્વને સમજ્યો નથી ત્યાં સુધી ઉપર–ઉપરની બધી એક્ટીંગ છે.

("તત્ત્વને યથાર્થ સમજનાર મૌન બની જાય છે, પોતે પોતાને જ ભૂલી જાય છે.")

૪. જે સત્ય છે તે મારો ધર્મ છે, બહારની તકલીફ શી વિસાતમાં ? અંદરની શાંતિ વગર બધું નકામું છે.

"ત્રિકાળબાધિત સત્ય તો વિશ્વમાં રહેલા જીવમાત્રમાં પરમાત્માનું દર્શન કરવાનું છે અને ત્યારે જ સમાધી–પરમશાંતિ થાય છે. તે પ્રાપ્ત કરવાના પુરુષાર્થ આડે આવતાં માયાનાં વિઘ્નોને નિવારવા થતી બાહ્ય તકલીફો કાંઈ વિસાતમાં ગણી શકાય નહીં.

૫. વિવેકાનંદ એ પંડિત હતા અને સ્વામી રામ જબરજસ્ત આત્માર્થી હતા.

પંડિતાઈથી નહીં પણ આત્માર્થી થવાથી જ કલ્યાણ છે, પાકશાસ્ત્ર આખું મોઢે હોય તેથી અને દરેક વાનગીનું વિવેચન કરવાથી કાંઈ પેટ ભરાતું નથી

૬. પ્રવૃત્તિમાંથી નિવૃત્તિ લ્યો એટલે નિવૃત્તિમય પ્રવૃત્તિ કરો.

પહેલી ભૂમિકામાં રોજની પ્રવૃત્તિમાંથી થોડી થોડી નિવૃત્તિ લઈ આગળ વધતાં જતાં એવી અનુભૂતિ થાય કે આપણી નિત્ય, પ્રવૃત્તિઓ વચ્ચે પણ અંતરમાં તુંહી તુંહી, સોહમ સોહમનો નાદ કે છેવટે નામસ્મરણ ચાલુ રહે.

૭. બની શકે તો તમારા જીવનથી અને છેવટે તમારા વિચારોથી બીજાઓને પવિત્ર કરો.

૮. મહાનુભાવ, મારે જે જોઈએ છે તે તારી પાસે નથી અને તું કૃપા કરીને આપવા માંગે છે તેની મને પરવા નથી.

નોંધ : પરમપદ પ્રાપ્ત કરવાના ધ્યેય આડે આવતી સિદ્ધિઓ તુચ્છ હોવાથી ત્યાજ્ય છે અને પરમપદ તો પોતાના અંગત પુરુષાર્થ વગર પ્રાપ્ત થઈ શકે નહીં.

૯. વિશ્વ મારું મિત્ર છે અને હું સૌનો મિત્ર છું.

નોંધ : વિશ્વપ્રેમ અને વિશ્વબંધુત્વ એ જ રાગદ્વેષ ટાળવાનો પરમ ઉપાય છે

૧૦. હું ત્યાગી છું એ ભાવનાનો ત્યાગ એ જ સાચો ત્યાગ કહી શકાય.

નોંધ : જ્યારે દેહાતીત અવસ્થા પ્રાપ્ત થાય ત્યારે જ ત્યાગની ભાવના ઊડી જાય છે એટલે વિદેહી દશા પ્રાપ્ત કરવાનો પુરુષાર્થ જ કરવાનો રહ્યો

૧૧. શાંતિમય જીવન એ જ ખરું જીવન છે, એકાંતમાં આનંદ છે, ૐકાર મંત્રના ધ્યાનમાં જ પરમ સુખ છે.

નોંધ : ૐકાર મંત્રના સ્મરણ અને ધ્યાનથી એકાંતમાં એટલે બધા સાથે રહેવા છતાં અંતરના એકાંતમાં આનંદ પ્રાપ્ત થાય છે અને જીવન શાંતમય બને છે.

૧૨. મનુષ્યનું જીવન એવું હોય કે જેની દેવતાઓ યાત્રા કરવા આવે, એવું જીવન જીવજો. દા. ત. :–

મગાળશા શેઠ, જલારામ, શિબિરાજા.

૧૩. ભાંગ પીધેલા મનુષ્યનો નશો જેમ છાસ પીવાથી ઊતરે છે તેમ આ સંસારમાં સંસારની ભાવનાથી ખરડાયેલા મનુષ્યને શુદ્ધ કરવા ૐકાર મંત્રના જાપની જરૂર છે. સહુ આત્માને શુદ્ધ કરવા મથજો :–

લઘુતાસે પ્રભુતા મિલે પ્રભુતાસે પ્રભુ દૂર,
લઘુતા બિન પ્રભુતા નહીં, લઘુતા ઘટમાં પૂર.

[ ૨ ]

# અલૌકિક સાંનિધ્ય

ગુરુદેવ ભગવાનમાં ઘણા અતિશયો તેમ જ વાણીના પ્રભાવિત ગુણો પ્રગટ થયેલા અનુભવાતા હતા જે શ્રી તિર્થંકર ભગવાનની ઝાંખી કરાવતા હતા.

જ્યાં જ્યાં ગુરુદેવ બિરાજતા હતા ત્યાં ત્યાં આસપાસની ભૂમિમાં બીજે દુષ્કાળ હોવા છતાં સુકાળ રહેતો હતો.

પ્રજામાં શાંતિ રહેતી હતી.

ચોર–લુટારાનો કે કોઈ અકસ્માતનો ઉપદ્રવ રહેતો નહીં.

પાણીની તંગી હોય ત્યાં આપોઆપ અસંભવિત જગ્યાએથી પણ અખૂટ પાણીના પ્રવાહો ચાલુ થઈ જતા.

ભોજનસામગ્રી પણ ઓચિંતા હજારો માણસો દર્શન કરવા આવતા તોપણ અખૂટ રહેતી હતી.

ઉનાળામાં અસહ્ય ગરમી મારવાડમાં પડે છે પણ તે જ સમયે હિમાલયમાં તો ઠંડક જ રહે છે તેમ પાંચમો આરો–કલીયુગ હોવા છતાં ચોથો આરો સતયુગ જ તેમની છત્રછાયામાં પ્રવર્તતો હતો.

હિંસક પશુઓ તથા સર્પવીંછીનો પણ કોઈ આગંતુકને ડર રહેતો નહીં કારણકે તેવા જીવોમાં પણ પ્રેમ અનુભવાતો.

ગમે તેટલી પેઢીના બે દુશ્મનો હોય તોપણ તેમની છત્ર-છાયામાં આવતાં જ બંનેમાં અંતરનો પ્રેમભાવ પ્રગટ થતો.

વૃદ્ધાવસ્થામાં એકનો એક જ દીકરો ગુમાવ્યો હોય તેવા શોકમગ્નને પણ ત્યાં આવતાં જ અપૂર્વ શાંતિનો અનુભવ થતો અને આપોઆપ અંતરમાં જ્ઞાનનો પ્રકાશ અનુભવાતો.

૯. વિશ્વ મારું મિત્ર છે અને હું સૌનો મિત્ર છું.

નોંધ : વિશ્વપ્રેમ અને વિશ્વબંધુત્વ એ જ રાગદ્વેષ ટાળવાનો પરમ ઉપાય છે

૧૦. હું ત્યાગી છું એ ભાવનાનો ત્યાગ એ જ સાચો ત્યાગ કહી શકાય.

નોંધ : જ્યારે દેહાતીત અવસ્થા પ્રાપ્ત થાય ત્યારે જ ત્યાગની ભાવના છૂટી જાય છે એટલે વિદેહી દશા પ્રાપ્ત કરવાનો પુરુષાર્થ જ કરવાનો રહ્યો

૧૧. શાંતિમય જીવન એ જ ખરું જીવન છે, એકાંતમાં આનંદ છે, ૐકાર મંત્રના ધ્યાનમાં જ પરમ સુખ છે.

નોંધ : ૐકાર મંત્રના સ્મરણ અને ધ્યાનથી એકાંતમાં એટલે બધા સાથે રહેવા છતાં અંતરના એકાંતમાં આનંદ પ્રાપ્ત થાય છે અને જીવન શાંતમય બને છે.

૧૨. મનુષ્યનું જીવન એવું હોય કે જેની દેવતાઓ યાત્રા કરવા આવે, એવું જીવન જીવજો. દા. ત. :–

સગાળશા શેઠ, જલારામ, શિબિરાજા.

૧૩. ભાંગ પીધેલા મનુષ્યનો નશો જેમ છાસ પીવાથી ઊતરે છે તેમ આ સંસારમાં સંસારની ભાવનાથી ખરડાયેલા મનુષ્યને શુદ્ધ કરવા ૐકાર મંત્રના જાપની જરૂર છે. સહુ આત્માને શુદ્ધ કરવા મથજો :–

લઘુતાસે પ્રભુતા મિલે પ્રભુતાસે પ્રભુ દૂર,<br>
લઘુતા બિન પ્રભુતા નહીં, લઘુતા ઘટમાં પૂર.

[ ૨ ]

# અલૌકિક સાંનિધ્ય

ગુરુદેવ ભગવાનમાં ઘણા અતિશયો તેમ જ વાણીના પ્રભાવિત ગુણો પ્રગટ થયેલા અનુભવાતા હતા જે શ્રી તિર્થંકર ભગવાનની ઝાંખી કરાવતા હતા.

જ્યાં જ્યાં ગુરુદેવ બિરાજતા હતા ત્યાં ત્યાં આસપાસની ભૂમિમાં બીજે દુષ્કાળ હોવા છતાં સુકાળ રહેતો હતો.

પ્રજામાં શાંતિ રહેતી હતી.

ચોર–લુટારાનો કે કોઈ અકસ્માતનો ઉપદ્રવ રહેતો નહીં.

પાણીની તંગી હોય ત્યાં આપોઆપ અસંભવિત જગ્યાએથી પણ અખૂટ પાણીના પ્રવાહો ચાલુ થઈ જતા.

ભોજનસામગ્રી પણ ઓચિંતા હજારો માણસો દર્શન કરવા આવતા તોપણ અખૂટ રહેતી હતી.

ઉનાળામાં અસહ્ય ગરમી મારવાડમાં પડે છે પણ તે જ સમયે હિમાલયમાં તો ઠંડક જ રહે છે તેમ પાંચમો આરો–કલીયુગ હોવા છતાં ચોથો આરો સતયુગ જ તેમની છત્રછાયામાં પ્રવર્તતો હતો.

હિંસક પશુઓ તથા સર્પવીંછીનો પણ કોઈ આગંતુકને ડર રહેતો નહીં કારણકે તેવા જીવોમાં પણ પ્રેમ અનુભવાતો.

ગમે તેટલી પેઢીના બે દુશ્મનો હોય તોપણ તેમની છત્ર-છાયામાં આવતાં જ બંનેમાં અંતરનો પ્રેમભાવ પ્રગટ થતો.

વૃદ્ધાવસ્થામાં એકનો એક જ દીકરો ગુમાવ્યો હોય તેવા શોકમગ્નને પણ ત્યાં આવતાં જ અપૂર્વ શાંતિનો અનુભવ થતો અને આપોઆપ અંતરમાં જ્ઞાનનો પ્રકાશ અનુભવાતો.

વાણી સંબંધી પણ અનેક ગુણો પ્રગટેલા અને પશુપંખી પણ વેરભાવ ભૂલી તેમની દેશના વખતે સ્થિર થઈ જતાં.

ગુરુદેવ, પાસે આવનાર વ્યક્તિને બેચાર શબ્દોમાં જ એવું કહી દેતા કે તેના હૃદયમાં સ્પર્શ થતાં જ તે ચોંકી ઊઠે અને વિચારે કે તેમને આ ખબર ક્યાંથી પડી અને જે ગુરુદેવ કહે છે તે જ બરાબર છે તેવી ખાતરી થઈ જતાં તેની શંકાનું સમાધાન થઈ જતું.

ત્યાર બાદ દર્શનાર્થીઓને અપૂર્વ શાંતિનો અનુભવ થતો; તેના મગજમાંથી ચિંતા અને આધિવ્યાધિ શાંત થઈને મગજ અને બુદ્ધિ એકાકાર થઈ જતાં રાગદ્વેષ ઊડી જઈ વર્તમાનમાં સંસાર અને વિશ્વ સાથેનો સંપર્ક છૂટી જઈ અપૂર્વ આનંદથી આવનારનું હૃદય ઊભરાઈ જતું.

જુદા જુદા દર્શનાર્થીઓની ચિંતા અને વિચારો જુદા જુદા હોવા છતાં ગુરુદેવના માત્ર બેચાર શબ્દો જ સાંભળતાં વેંત બધાના મનનું સમાધાન એકસાથે જ થઈ જતું અને દરેકને એવો જ ભાસ થતો કે માત્ર પોતા માટે જ ફરમાવ્યું છે.

હજારો માણસોની હાજરીમાં કોઈ એક જ વ્યક્તિને કાંઈ કહેવું હોય ત્યારે માત્ર તે જ માણસ ગમે તેટલો દૂર બેઠો હોય તોપણ તે એક જ સાંભળે અને પાસે બેઠેલા કોઈ કાંઈ પણ સાંભળી શકે નહીં.

ગુરુદેવનો મુખ્ય ઉપદેશ આત્મશાંતિ માટે વિશ્વપ્રેમની ભાવનાનું પ્રચારણ જ હતું. દેશના કે ઉપદેશ દેતી વખતે વિશ્વ-પ્રેમની ભાવનામાં ઓતપ્રોત થઈને તેમના દેહના રોમેરોમ ઊભા થઈ જતા અને આનંદમગ્ન બનીને જુદા જુદા ધર્મોના જુદાં જુદાં શાસ્ત્રોમાંથી ચૂંટી ચૂંટીને તે તે સૂત્રનું તે તે ભાષામાં ઉચ્ચારણ કરી તેના ગૂઢાર્થો સમજાવતા. તેઓશ્રીની દિવ્ય વાણી અંતરાત્મામાંથી ઘણી જ મધુર નીકળતી હતી.

તેઓશ્રીનો આત્મા એટલો બધો પવિત્ર હતો કે આવનારાઓમાં પ્રતિબિમ્બ પડવાથી તેઓ તેની સાથે એકતાનો અનુભવ કરી તેને સન્માર્ગ ઉપર લાવતા. ગુરુદેવ જીવમાત્ર સાથે એવી આત્મીયતાથી વ્યવહાર કરતા કે દરેકને એવો જ ભાસ અને અનુભવ થતો કે પોતા ઉપર ગુરુદેવની પૂર્ણ કૃપા અને પ્રેમ છે.

ગુરુદેવને પોતાના શરીરનું ભાન પણ રહેતું નહીં. ધ્યાનાવસ્થામાં મસ્ત બનીને અપ્રતિબદ્ધ વિહાર કરતા હતા. શરીરની ઊંચાઈ પણ ઘણી વખત હોય તે કરતાં વધારે દેખાતી, માથા ઉપરના વાળ અને દાઢી હવામાં ઊડે ત્યારે કેસરીસિંહ જેવા દેખાતા, છાતી પણ ઘણી ભરાવદાર હતી. યોગશાસ્ત્રમાં વર્ણન કરવામાં આવ્યા મુજબ તેમનો દેહ માખણથી પણ કોમળ દેખાતો, અને તેમના શરીરમાંથી ગુલાબના ફૂલ જેવી સુગંધ આવતી હતી. મુખ હાસ્યયુક્ત સૌમ્ય અને નેત્ર એટલી તીક્ષ્ણતાથી ફરતાં દેખાતાં કે જાણે ઊંડા સમુદ્ર હોય, હથેલી એકદમ ગુલાબી, માંસ ભરેલી આંગળીઓ લાંબી, આગળથી અણીદાર તથા એવી ભવ્ય, સુંદર હતી કે આજ સુધી કોઈની જોવામાં આવી નથી. ચાલતી વખતે એટલી કોમળતાથી ધીરેથી પગ ઉપાડતા કે જાણે પગ પૃથ્વીથી અદ્ધર જ ચાલતા હોય, હાથ પણ ગોઠણથી યે લાંબા હતા.

> અજબ જાદુભરી આંખો, જગત આખું નચાવે છે,
> નયનના એક પલકારે અજબ રોશન બનાવે છે.

ગુરુદેવનો દેખાવ એટલો બધો સૌમ્ય હતો કે તેમની સામે સતત જોયા કરવાનું જ મન રહેતું હતું, છતાં તૃપ્તિ થતી ન હતી. ધ્યાનના કારણે તેમનું શરીર ઘઉવર્ણું હોવા છતાં કોઈ કોઈ સમય સુવર્ણ જેવું ચળકતું અને કપાળ ઉપર શ્વેત રંગની નાની આકૃતિઓ વખતોવખત દેખાયા કરતી હતી. ભૃકુટિચક્ર પાસે પણ કોઈ કોઈ વખત જુદી જુદી જાતનાં નિશાન દેખાયા કરતાં અને અદશ્ય થતાં જોવામાં આવતાં. એ બધાંમાં તેમની

આંખો તો અનુપમ હતી. તેમાંથી એવું અમૃત ઝર્યા કરતું હતું કે દર્શન કરતાં જ મંત્રમુગ્ધ થઈ જવાતું હતું.

આ જોતાં શ્રી આનંદઘનજીનું પદ સહેજે યાદ આવી જતું કે :

અમીભરી મૂરતિ રચી રે, ઉપમા ઘટે ન કોય,
શાંત સુધારસ ઝીલતી રે નિરખત તૃપ્તિ ન હોય.

અમેરિકન મહિલા મિસિસ ફેરગ્યુસન કે જે પ્રૌઢ અને વિદ્વાન હતી તેમ જ અનેક વાર વિશ્વપર્યટન કરેલું તેમણે ગુરુદેવના પ્રથમ દર્શન સમયે ગુરુદેવની ભવ્યતાની છાપ, શ્રીમતી નીલા ક્રેમ કુકના પુસ્તક "માય રોડ ટુ ઇન્ડિયા"માં (૧૯૬ મા પાના ઉપર) નીચે મુજબ લખ્યું છે :

That afternoon, I took her to Dilwara and she was overwhelmed with Gurudev

"Nila," she whispered, "his hands and fingers were long and graceful and Royal." King of men was the only name she could find for him

[ તે સાંજે હું તેને દેલવાડા લઈ ગઈ અને તે ગુરુદેવથી પ્રભાવિત થઈ બોલી ઊઠી કે "નીલા, તેમના હાથ અને આંગળાં લાંબાં અને શોભિત તેમ જ રાજવી છે." માનવોના રાજા એ જ નામ તે તેઓને માટે ગોતી શકી.]

વળી ૩૩૭ મા પાના ઉપર લખ્યું છે કે :

Gurudev was Majesty and Beauty from the first moment inside and out.

[ ગુરુદેવ રાજવી જેવા અને પહેલી જ ક્ષણે અંદર અને બહાર રૂપાળા દેખાયા.]

આહારમાં કદાપિ મિષ્ટાન લેતા નહીં. ગોચરી ભિક્ષામાં સાધુઓને મીઠાઈ લેવાની મના કરતા હતા. મરચું-મસાલા વગેરે પણ લેતા નહતા, માત્ર મગની દાળ અને રોટલી જ બસ

થતી. ચા કદાપી ચાખી નથી અને દૂધ પણ માત્ર અપવાદરૂપે
ક્વચિત જ લીધું હતું. આહાર એક વખત જ કરતા, પાછલી
અવસ્થામાં કોઈ સમયે મોસંબીનો રસ લીધેલો, દવા કદાપી
લીધી ન હતી. બહાર ચોપડવાની દવા પણ વાપરી ન હતી.

ગુરુદેવ પ્રાણીમાત્રની સેવા કરતા હતા અને કોઈની પાસે
પોતે ચાકરી કરાવી નથી. તેઓ કહેતા: "સાધુનો ધર્મ સેવા
કરવાનો જ છે."

ઘણા અસાધ્ય રોગીઓને આશીર્વાદ દઈને તેનો રોગ પોતે
ભોગવી, તેને રોગમુક્ત કરી શાંતિ આપતા. પોતાના શરીરના
વ્યાધિ વખતે ઘણા ડોકટરો આવતા તોપણ દવા ન કરતા અને
તેમની શ્રદ્ધાભક્તિ વધે અને આત્મોન્નતિ થાય તેમ કરતા. ડોકટર
તાવ માપે તો એક બગલમાં ૧૧૦ ડીગ્રી ફેરનહાઈટ હોય અને
થર્મોમીટર તૂટી જાય, જ્યારે બીજી બગલમાં નોર્મલ જોઈ
ડોકટરો ચકિત થઈ જતા.

જ્યારે કોઈ જીવનું અનિષ્ટ થવાનું દેખાય ત્યારે કરુણાવશ
સંક્ષેપમાં સૂચના આપી દેતા અને જો તે જીવ ધ્યાન ન આપે
તો તેની ભવિતવ્યતા સમજી બીજી વાર આગ્રહ કરતા નહીં.

કોઈ પણ ભાષાનો અભ્યાસ ન કર્યો હોવા છતાં અંગ્રેજી,
જર્મન, ઇટાલીયન, પોર્ચ્યુગીસ, ફ્રેન્ચ, સંસ્કૃત, મરાઠી, ગુજ-
રાતી આદિ બધી ભાષાઓમાં પોતે વાતચીત કરતા, આવનાર
વ્યક્તિની માતૃભાષામાં તેને સમજાવતા, અંગ્રેજી ભાષામાં પત્રોના
જવાબ દેવાતી વખતે સોલીસીટર, એન્જીનીયર, ડોકટર આદિ
વિદ્વાનો જે મુત્સદ્દો બનાવે તેમાં ટેકનીકલ શબ્દો હેરફેર કરવા
દરેક સમયે સૂચના દેતા કે તે શબ્દને બદલે પોતે બતાવે
તે શબ્દ લખો તો કેમ? ત્યારે મુત્સદ્દો બનાવનાર પણ ચકિત
થઈને કબૂલ કરે કે શબ્દ બરાબર છે– વધારે યોગ્ય છે.

કોઈના પણ મનમાં આવેલા વિચારો પોતે બારીકીથી જાણી
લેતા હતા તેમજ ક્યાં શું બની રહ્યું છે તેનું ચિત્ર પણ તેમની

સામે સહજમાં જ આવી રહેતું છતાં ખાસ પ્રસંગ વગર પ્રગટ કરતા નહીં. પોતાના દર્શનાર્થીઓનું આગળ ભવિષ્યમાં શું થવાનું છે તે ધ્યાનમાં રાખી એવો બોધ દેતા કે તેમનાં વચનામૃતો તેમને જીવન પર્યંત પથદર્શક બની રહેતા. આ જ્ઞાનપ્રાપ્તિની નિશાની છે જેને યશોવિજયજી આદિ યોગીઓએ પ્રતિભાજ્ઞાન કહ્યું છે.

તેમને અદૃશ્ય થવાની લબ્ધિ હતી તેમજ તેઓ કોઈ પણ રૂપપરિવર્તન સંકલ્પ માત્રથી જ કરી શકતા. યોગવિદ્યાનું આ સ્વાભાવિક લક્ષણ છે, આ કોટીના મહાપુરુષોને કર્મકલંક લાગતું નથી.

તેઓને વચન અને દૃષ્ટિની અનેક પ્રકારની લબ્ધિઓ પ્રકટ થયેલી હતી. સને ૧૯૩૮માં ફલોદીવાળા શ્રી હીરાચંદ ગુલેચ્છાને દેલવાડામાં ચાંચડ–માંકડ–મચ્છર વગેરે કરડવાથી અળાઈ જેવા દાણા શરીર ઉપર થયેલા અને લાલચોળ શરીર થઈ ગયેલું. તે ઉઘાડા શરીરે ચાલ્યા જતા હતા. ગુરુદેવની દૃષ્ટિ પડતાં તેમણે પૂછ્યું એટલે તેમણે વાત કરી, આથી ગુરુદેવે શરીર ઉપર અમીદૃષ્ટિ કરી તે જ દિવસે બધું મટી ગયું. ત્યાર બાદ ઠેઠ સુધી તેમને ચાંચડ, માંકડ કે મચ્છર કરડવા છતાં કંઈ થયું નથી.

આટઆટલી સિદ્ધિ અને શક્તિઓ છતાં ગુરુદેવ એમ જ કહેતા: "હું તો એક સાદો સાધુ જ છું, પણ માણસો મને મોટી ઉપમાઓ આપે છે, મારામાં તેટલા ગુણ નથી પણ તમે બધા જે ઉપમાઓ આપો છો તેવો બનવાનો પ્રયત્ન કરીશ."

"હું પોતે જ તમારો ચેલો છું, પ્રત્યેક જીવ માત્રમાં વિશેષ ગુણ છે તે જોઈને તે ગ્રહણ કરવાની મહેનત કરું છું, જેનો ગુણ ગ્રહણ કરું તેનો હું શિષ્ય બની ગયો કહેવાઉં. આપ બધા જય બોલો છો, જય ગુરુદેવ કહો છો તે પ્રકારે મને તમે બધા આશીર્વાદ જ આપો છો."

કેટલી બધી વિનમ્રતા!

શ્રી પ્રભુદાસભાઈ અમૃતલાલ મહેતા કે જેનું ઉપનામ "બંસી" છે, જેઓ પરમ કલ્યાણ-મંત્ર, નહેરુ ફલાવર ઓફ હ્યુમેનિટિ, મેગ્નેટ ઓફ એશીયા, ડીસ્કવરી ઓફ જાપાન આદિ અનેક ગ્રંથોના કર્તા છે તેઓ ગુરુદેવની જુવાનીના દિવસોમાં સતત ૧૦-૧૨ વર્ષ સુધી રહેલા. તેઓ જણાવે છે કે :—

એક વખત ચૈત્ર-વૈશાખના ઉનાળામાં હું મારા એક મિત્ર સાથે મારવાડ પ્રદેશમાં રેલવેના પાટાની બાજુમાં પંદર માઈલ પ્રવાસ કરતાં કરતાં અમને ખૂબ તરસ લાગી હતી. રસ્તામા એક ઘડો જોયો પણ તે ખાલી હતો, આથી આકુળ-વ્યાકુળ થઈ ગયા. અમને આગળ જતાં જંગલમાં એક ઝાડ નીચે ગુરુદેવ શ્રી શાંતિવિજયજીનાં પહેલાં જ દર્શન થયાં. દર્શન થતાં જ અમારી તરસ આપોઆપ છીપી ગઈ, અને યોગીરાજની આંખો-માંથી અમીધારા વરસતાં અપૂર્વ શાંતિનો અનુભવ થયો.

મારા લાંબા આભ્યાસે અને મારા મનની જે સાઈઝની ફુટપટ્ટી હતી તેથી માપતાં હવે અનુભવ્યુ કે :—

યોગીશ્રી શાંતિવિજયજી, આજીવન કલહની મારામારી વચ્ચે પડેલા જગતને અને આપણા સંસારીઓના ઊકળી રહેલા જીવનને "શાંતિનાં અમૃત" પાનારી એક જીવતીજાગતી ઠંડી-મીઠી સાકરિયા પરબ સમા હતા.

ક્રિયાકાંડમાં જ પડેલી દુનિયાને યોગીના અંતરની ખુશ્બો ના સમજાય તેમાં યોગી તે શું કરે? તેને પરવા પણ શી?

નિજાનંદનો એક છૂપો ઝરો તેમના અંતઃકરણમાંથી વહી તેમના ચહેરા ઉપર રાતદિન વરસતો મેં જોયો છે.

એમનાં બેય ચક્ષુઓમાંથી નીતરતું અમૃત અને તેની પાછળ વસેલી યોગની જલતી જ્યોતિ કેમ ભુલાય?

તેમનું મૌન જ મોટી વાણી છે, કારણકે જીભ કરતાં આંખો જ તેમની અંદરની બધી ભાષા બોલે છે.

તેઓ મૌનમાંથી ઘણાં શસ્ત્રો સરજે છે. જંગલમાં રહેવા છતાં એ વિશ્વના દૂર દૂરના બધા કરન્ટ સાથે ટચમાં હોય તેવી મોહિનીથી ભરેલા હતા.

અડસઠ તિરથ મારા ગુરુને ચરણે, યોગી શું કરી શકતા નથી? બ્રહ્માંડને પણ ફેરવી શકે છે.

શ્રી હરિભદ્રસૂરિજી કહે છે કે :–

સાધન સાધ્યથી જોડવું તે ધાર્મિક યોગ કહેવાય અને જે ધર્માનુષ્ઠાન શુદ્ધ આત્માનો સંયોગ કરાવે તે જ યોગ છે.

"યોગી યોગ નિરોધઃ" સાવદ્યને રોકવાથી સ્વાભાવિક જ મન, વચન અને કર્મ પુણ્ય તરફ વધે છે, મન–વચન અને કર્મ પુણ્યની તરફ જવાથી યોગ નિરુદ્ધ થઇને શુદ્ધ આત્માને પરમાત્મ–દર્શન પ્રાપ્ત થાય છે.

પતંજલીએ કહ્યું છે કે :– યોગશ્ચિત પ્રવૃત્તિ નિરોધઃ એટલે ચિત્તની પ્રવૃત્તિઓને રોકવી– મનના સંકલ્પવિકલ્પોને રોકવા તે જ યોગ છે. જ્યારે ચિત્તની પ્રવૃત્તિઓ નિરોધ થાય છે ત્યારે "દૃષ્ટુ સ્વરૂપેડવસ્થાનમ્" આત્માને પોતાનું સ્વરૂપ દેખાય છે.

કહ્યું છે કે :–

પૂજા કોટિ સમં સ્તોત્રં સ્તોત્રં કોટી સમં જપઃ
જપાત કોટી સમં ધ્યાનં ધ્યાનાત કોટી સમં લયઃ

કરોડો પૂજા સમાન એક સ્તોત્ર, કરોડો સ્તોત્રો સમાન એક જપ, કરોડો જપ સમાન એક ધ્યાન અને કરોડો ધ્યાન સમાન એક લય–સમાધિ થાય છે.

વળી,

નિર્વિકલ્પં સમુત્પનં જ્ઞાનામૃત પયોધર ।
વિવેકમંજલિ કૃત્વા તે પિબન્તિ યોગિનઃ ॥

નિર્વિકલ્પથી ઉત્પન્ન થયેલા જ્ઞાનરૂપી સમુદ્રને વિવેકરૂપી અંજલી બનાવીને યોગીઓ પીએ છે.

સમતારૂપમગ્નાનામ  સમાધિ  ધૃત  પ્રાપ્તનામ ।
રત્નત્રયં  ભયે  શુદ્ધં  પરજ્યોતિ  પ્રકાશકઃ ॥

સમતારૂપી અમૃતમાં લીન થઈ જેઓએ અંતઃકરણનાં પાપો સમાધિથી ધોઈ નાખ્યાં છે અને જ્ઞાનદર્શન તથા ચરિત્રથી શુદ્ધ થયેલા મહાપુરુષ જ પરમ જ્યોતિનો પ્રકાશ કરી શકે છે.

યત્ક્ષણં  દશ્યતે  શુદ્ધં  તત્ક્ષણં  ગત  વિભ્રમ ।
ચુષ્યં  ચિન્તં  સ્થિરીભૂતં,  નિર્વિકલ્પ  સમાધયે ॥

જ્યારે આત્મતત્ત્વમાં યોગીરાજનું ચિત્ત સ્થિર થઈ જાય છે ત્યારે નિર્વિકલ્પ સમાધી પ્રાપ્ત થઈ સ્વસ્થ ચિત્તથી શુદ્ધ આત્માને એટલે પરમાત્માને અનુભવે છે.

હું તો ધ્યાન જ કરું છું.

કલ્પવૃક્ષ ચિંતામણી, વાંછિત ફલ કે હેતુ,
નિર્વાંછિત ફલ ગુરુ બિના, દુજા કોઈ ન દેત.

ગુરુદેવ કલ્પવૃક્ષથી પણ વિશેષ હતા, તેમના પાસે જે કોઈ જતા, તેમની તૃષ્ણા જ ઊડી જતી, છતાં કોઈ ઇચ્છા રહેતી તો તે પૂરી થઈ જતી.

ગુરુદેવ કહેતા કે ધોબી પાસે સારાં તથા ગંદાં બધી જાતનાં કપડાં ધોવા માટે આવે પણ ધોબી તો કોઈ પણ ભેદભાવ રાખ્યા વગર સ્વચ્છ કરી દે છે, મહાપુરુષો પણ એવી જ રીતે સર્વના આત્મા પવિત્ર કરી દે છે, જીવ માત્રનું અધિકમાં અધિક કલ્યાણ થાય તે જ ભાવ અને વર્તન તેમનું હતું.

તેમની છત્રછાયામાં ઉચ્ચ ભાવની આપોઆપ વૃદ્ધિ દરેકને થતી, તેમ જ કોઈ પણ અનુષ્ઠાન સહેજમાં ફળીભૂત થઈ જતું, ફલોદીના શ્રી હીરાચંદ્ર ગુલેચ્છાએ ૧૯૯૮ માં અચળગઢમાં આયંબિલ વૃત્ત કરતાં ત્રીજી રાત્રે સ્વપ્નામાં ગુરુદેવે દર્શન આપી તેના હાથમાં કોઈ કોમળપદાર્થ મૂક્યો કે જેમાંથી અમૃત ટપકતું હતું. તે પદાર્થ હાથમાં મુકાતાં જ સીધો પેટમાં પહોંચી ગયો

તેવો તેમને અનુભવ થયો. જાગૃત થતાં પેટમાં જાણે હિમખંડ આવ્યો હોય તેવી અપૂર્વ શીતળતા અને આત્મામાં અખંડ શાંતિ પ્રગટ થઈ ગઈ.

શ્રી હીરાચંદ્ર ગુલેચ્છાનાં ધર્મપત્નીના દેહમાં કોઈ વ્યંતર દેવનો નિવાસ બચપણથી જ હતો. ગુરુદેવનાં દર્શન થતાં જ વ્યંતર પ્રગટ થઈ ચાલ્યો ગયો.

ગુરુદેવમાં રિદ્ધિસિદ્ધિ અને અતિશયો ઘણાં પ્રગટ થયેલાં. તેમની આસપાસ રહેનારાઓને અનુપમ પરમ શાંતિનો અનુભવ થતો અને સંસારની માયા ભુલાઈ જઈ અંતરમાંથી આપોઆપ જ્ઞાનના પ્રાગટ્યનો અનુભવ થતો. તેમની દૃષ્ટિ દર્શનાર્થીઓ ઉપર પડતા જ આધિ, વ્યાધિ અને ઉપાધી ચાલ્યાં જતાં. ઘેરથી નીકળી તેમનાં દર્શન કરવા જનારને મુસાફરીમાં પણ આપોઆપ બધી અનુકૂળતાઓ થઈ જતી.

ફલોદીવાળા ગુલરાજજી ગુલેચ્છાને ટી. બી. હતો. ગુરુદેવનાં દર્શન કરતાં જ તંદુરસ્તી દેખાણી. ૧૯૯૯ માં અચળગઢથી તેનું આયુષ્ય પૂર્ણ થવાનું છે, તેમ કહી થોડા દિવસમાં જ રજા આપી. ઘેર પહોંચતા જ લોહીની ઊલટી થઈ અને દેહ છોડ્યો.

એક દિવસ એક યોગી ગુરુદેવ પાસે આવ્યો. તેની પાસે એક ગુટિકા હતી જે મોઢામાં રાખવાથી તે અદૃશ્ય બની જતો, અને તેનો તેને ગર્વ હતો. ગુરુદેવે તેનું અભિમાન છોડાવી સાચા રસ્તે લાવવા માટે તેને પૂછ્યું કે જો તે ગુટિકા ખોવાઈ જાય તો તમે શું કરો? મારા તરફ જુઓ. તમે મને દેખી શકો છો? એમ કહેતાંવંત ગુરુદેવ અદૃશ્ય થઈ ગયા. યોગીનું અભિમાન વિનયમાં ફેરવાઈ ગયું.

૧૯૯૬માં એ જ અનાદ્રામાં આચાર્ય નીતિસૂરિના સંઘાડાના છ મુનિરાજ આબુ નજીકથી વિહારમાં હતા. તેમાંના એક મુનિ સ્થાનકવાસી સંપ્રદાયમાં દીપચંદજી પણ હતા. તેઓ બધાને

ગુરુદેવનાં દર્શન કરવાની તાલાવેલી થતાં પોતાના ગુરુ પાસેથી હઠ કરીને આજ્ઞા મેળવી ત્યાં આવેલા. સંધ્યા સમયે તેઓ ગુરુદેવની પાસે બેઠા હતા ત્યારે ગુરુદેવે પૂછ્યું, "બીશો તો નહીંને?" એક ક્ષણમાં જ ગુરુદેવના સ્થાને વાઘ દેખાયો. ફરી પાછા ગુરુદેવ દેખાયા.

મહાપુરુષ પોતાના વિચાર–સંકલ્પના "વાઇબ્રેશન"થી વિશ્વનું સતત કલ્યાણ કરે છે, જ્યાં જરૂર હોય ત્યાં પોતાની શક્તિનો સદુપયોગ કરે છે.

એક દિવસ ગુરુદેવ આબુ દેલવાડામાં બધા સમક્ષ આંખ વીંચી ધ્યાનાવસ્થામાં બેઠા હતા. સભામાં મુર્શિદાબાદવાળા શ્રી બહાદુરસિંહજી સિંઘી પણ બેઠા હતા.

એવામાં અચાનક ગુરુદેવ પોતાની હથેળીઓ મસળવા માંડ્યા અને હથેળી કાળી પડી ગઈ તેમ જ તેમાંથી રાખ નીચે ખરી.

બહાદુરસિંહજીએ પૂછ્યું: "ગુરુદેવ ભગવાન! આ શું થયું?" ગુરુદેવે કહ્યું: "ૐ શાંતિ, તિર્થાધિરાજ શત્રુંજયગિરિ ઉપર મહાપૂજામાં અચાનક આગ લાગી તે બુઝાવી."

આથી બહાદુરસિંહજી સિંઘીએ પાલીતાણા પેઢી ઉપર તાર કરી પુછાવતાં જવાબ મળ્યો કે આગ લાગી હતી પણ દૈવી રીતે આપોઆપ બુઝાઈ ગઈ.

ગુરુદેવ પાસે બ્રાહ્મણવાડામાં ગેનચંદજી વૈદ દર્શનાર્થે આવેલા. તેમને કહ્યું કે દેશમાં લેણું નથી પણ પરદેશમાં પૂર્વ-ભવનું લેણું છે.

તેઓ મદ્રાસ ગયા અને ત્યાં ફાગણ માસથી જેઠ મહિના સુધીમાં ૭૦થી ૮૦ લાખ કમાયા. ગુરુદેવે સંપતલાલજી કોચર મારફત ફોન કરાવ્યો કે સટ્ટો બંધ કરો. પણ તે માન્યા નહીં અને ચાર માસમાં મોટા ભાગનું ગુમાવ્યું.

ગુરુદેવ કહેતા કે ભીખ માંગીને ગુજરાન ચલાવો પણ સટ્ટો કરો નહીં. સટ્ટાથી આત્મામાં અશાંતિ રહે છે પણ સટ્ટા ઉપર જેની જિંદગી ગઈ હોય અને બીજું કામ કરી શકે તેમ ન હોય તેમને માત્ર "તેજી મંદી લગાના" તેટલી છૂટ રાખી સટ્ટાની બાધા દેતા હતા.

જામ સાહેબ દિગ્વિજયસિંહજી જ્યારે સામાન્ય માનવી હતા ત્યારે ગુરુદેવના પરિચયમાં પહેલી જ વખત આવતાં ગુરુદેવે તેમને 'જામસાહેબ' કહી સંબોધેલા. તેમને જ્યારે જામનગરની ગાદી મળી કે તુરત જ ગુરુદેવના દર્શને આવેલા અને તેમના લગ્ન વખતે જાનના રાજામહારાજાઓ સાથે પણ બ્રાહ્મણવાડામાં આવેલા. એક વખતે તેમનાં કુંવરી પણ આવેલાં. પણ કુંવરીના મનમાં વિચાર આવ્યો કે આ અમારા ધર્મના નથી એટલે ગુરુદેવે તેને ઇષ્ટદેવ સ્વરૂપે દર્શન આપી કહ્યું કે આત્મા જૈન નથી, વૈષ્ણવ કે શૈવ નથી.

## વાર્તાલાપના પ્રસંગો :

ગુરુદેવની લબ્ધિઓ અને અતિશયોથી અનેક અલભ્ય વસ્તુઓ તેમની પાસે આપોઆપ ખેંચાઈ આવતી. વિહાર સમયે પણ અનેક અલભ્ય વનસ્પતિઓ તેમને દેખાતી અને તેના ગુણ-ધર્મ અને ઉપયોગ જાણવા છતાં તેને અડકતા પણ નહીં. એ વનસ્પતિમાં પણ સિદ્ધ સમાન આત્માને જોતા.

યુગપ્રધાન દાદાગુરુ શ્રી જિનદત્તસૂરિએ સુવર્ણાક્ષરે લખેલો "ૐકાર કલ્પ" એક સજ્જન બ્રાહ્મણવાડા લાવેલા તે એક ભક્ત પાંચ હજાર રૂપિયા આપી ખરીદ કર્યો અને તે ગુરુદેવને અર્પણ કર્યો. એક મહાત્મા ત્યાં આવેલા તેણે તે જોવા માંગ્યો, એટલે તેના મનની વાત જાણી ગુરુદેવે કહ્યું કે તમારે સુવર્ણ-સિદ્ધિની રીત જાણવી છે પણ તેની ચાવી તો મારી પાસે છે. તે આત્માને ઉપયોગી નથી.

એકવાર યોગીરાજ શ્રી આનંદઘનજીની વાત નીકળી કે તેમણે કોઇને દીક્ષા આપી શિષ્ય બનાવ્યો નહીં.

ગુરુદેવે કહ્યું કે ગુરુ મળે છે તો તેને યોગ્ય ચેલો મળતો નથી અને ચેલો મળે છે તો તેને યોગ્ય ગુરુ મળતો નથી.

ગુરુદેવ પાસે દીક્ષા લેવા હજારો આવતા પણ તેમણે કોઇને દીક્ષા આપી જ નહીં.

એક વખત સમકાલીન મહાપુરુષો, યુગપ્રધાનશ્રી જિનદત્ત-સૂરિ અને કલીકાલ સર્વજ્ઞ શ્રી હેમચન્દ્રાચાર્ય બંનેમાંથી કોણ મહાન તે વિષે વાત નીકળતાં ગુરુદેવે કહ્યું: "બંને એકસરખા મહાન પુરુષો હતા, માત્ર તેમના વિષય જુદા હતા."

અચળગઢ ૧૯૯૭માં શ્વેતામ્બર અને દિગમ્બર વચ્ચે ઝઘડાઓ કરાવનાર ઇન્દોરના હુકમચંદજી વિષે વાત નીકળતાં ગુરુદેવે કહેલું કે તેનું ઐશ્વર્ય માત્ર શાસનકાળ સુધીનું જ છે.

ખરેખર બંનેનાં ઐશ્વર્ય ગયાં.

આજકાલ ધર્મગુરુઓની વાત નીકળતાં ગુરુદેવે શ્રી દેવ-ચંદ્રજી ઉપાધ્યાયે રચેલી ચંદ્રાનન સ્વામીના સ્તવનની પંક્તિ કહી:

દ્રવ્યક્રિયા રુચિ જીવડા રે, ભાવધર્મ રુચિહીન,
ઉપદેશક પણ તેહવા રે, શું કરે જીવ નવીન?

એક બાઇને છાતીમાં વચ્ચોવચ્ચ મોટું ગૂમડું થયુ, બાળકે જાણ્યું કે બે સ્તન છે અને હવે ત્રીજું થયું તેમ સમજી ખુશી થયું.

આ જ પ્રમાણે બાળજીવો સમાન આચાર્યોનું પણ છે.

"વી" ફોર વિકટરી ("V" for Victory)

માઉન્ટ આબુના બ્રિટિશ સર્વસત્તાધિકારી રેસીડન્ટ એજન્ટ ટુ ધી ગવર્નર જનરલોથી માંડી બધા યુરોપિયનો ગુરુદેવના ભક્તો બની જતા. તેઓના અંગે વાઇસરોયો, લંડનની

બ્રિટિશ પાર્લામેન્ટના સભ્યો, વડા પ્રધાન ચેમ્બરલેન અને છઠ્ઠા જ્યોર્જ પણ ગુરુદેવના શ્રદ્ધાળુ બનેલા.

આથી બીજા વિશ્વયુદ્ધ વખતે બ્રિટિશ સરકારે ગુરુદેવ પાસે આશીર્વાદ માગતાં અમો અનાદ્રા હતા ત્યારે તાર તથા ટપાલ-વ્યવહાર થયેલો. ગુરુદેવે ફરમાવેલું કે હિન્દુસ્તાનમાં દૂધાળાં પશુઓની કતલ કાયદાથી બંધ કરાવો તો તુરત જ શાંતિ સ્થાપી દઉં. પરંતુ દૂધાળાં પશુઓની વ્યાખ્યામાં સંમતિ ન થતાં વાત અટકી ગઈ.

ત્યાર બાદ ધરી-રાષ્ટ્રોનું જોર વધતું જતાં આખરે ૧૯૪૩માં જ્યારે ગુરુદેવનો દેહવિલય નજીક જ હતો ત્યારે જ્યોર્જ છઠ્ઠાએ તથા વડાપ્રધાન ચેમ્બરલેને સંમતિ દર્શાવવા વાઇસરોય લોર્ડ લીનલીથગોને અનઓફીસીયલી સાદા કપડામાં સાદી રીતે ગુરુ-દેવ પાસે મોકલેલા. ગુરુદેવે કહ્યું કે, “હવે મારે સમય નથી. મારે એક ભવ વધુ કરવો પડે, પણ હવે તો તમારો વિજય નિશ્ચિત જ છે.”

વિજયશાંતિસૂરીશ્વરજીના નામના પહેલા શબ્દ ‘વિજય’ ઉપરથી બ્રિટિશ સરકારે “વી” એટલે વિજય–વિકટરીનો નાદ ચાલુ કર્યો.

ગુરુદેવ કહેતા કે આ કાળમાં વિશ્વમાં બ્રિટિશ પ્રજાજનો અને પ્રજાતંત્ર ન્યાય, નીતિ અને હિંમતમાં સર્વોત્કૃષ્ઠ છે અને આ વાત આફ્રિકાના એશીયનોને ઇંગ્લેંડમાં સમાવીને સિદ્ધ કરી બતાવી છે. અંગ્રેજો ધારત તો એમ પણ કહી શકત કે “હિંદુસ્તાનની પ્રજા પણ બ્રિટિશ કહેવાતી હતી અને આફ્રિકાની પ્રજા પણ બ્રિટિશ કહેવાતી હતી, હવે અમોએ હિંદુસ્તાન તેમ જ આફ્રિકા છોડી દીધું તો તમો તમારા દેશમાં જ જાઓ.”

હિંદીઓની અનીતિભરી ચૂસણખોરીએ ઇંગ્લેંડના અર્થતંત્રને ખોરવી નાખતાં હવે ત્યાં આર્થિક કટોકટી ઊભી થઈ છે તે ઉપાધી તેઓએ ન્યાયનીતિના પાલન માટે જ વહોરી લીધી છે.

[૩]

## શ્રી ગુરુદેવના શ્રીમુખેથી

# દરેક ધર્મોમાં માંસાહાર નિષેધ

શ્રી દશવૈકાલિક સૂત્રના પહેલા અધ્યયનમાં લખ્યું છે કે–
"ધમ્મો મંગલં મુક્કિઠું અહિંસા" જે ધર્મમાં અહિંસા આદિ મુખ્ય છે તે ધર્મ સર્વ ધર્મોમાં મંગલ અને શિરોમણી છે.

દુર્ગતૌ પતતામ પ્રાણિનામ ધારયતિ ઇતિ ધર્મઃ ॥

અર્થાત : દુર્ગતિમાં પડતા જીવોની રક્ષા કરે તે ધર્મ છે.

ભગવાન બુદ્ધ કહે છે કે આળસ ત્યાગો, ધર્મનો આશ્રય લ્યો, ધર્મનું આચરણ કરવાથી આલોક તથા પરલોકમાં સુખી થવાય છે. જેણે મારી સેવા કરવી હોય તે દરદીઓની સેવા કરે.

સેવાધર્મો પરમ ગહનો યોગીનામપ્ય ગમ્યઃ ॥

અર્થાત : સેવાધર્મ મહાન છે, અને તેનો ભેદ યોગીઓથી પણ પાર પમાતો નથી.

રઘુવંશમાં અધિકાર આવે છે કે રાજા દિલીપે પોતાની જિંદગી હોડમાં મૂકીને ગાયોની સેવા કરી હતી. શ્રીકૃષ્ણ ભગવાને પણ ગાયોની સેવા કરી હતી.

વરાહપુરાણમાં લખ્યું છે કે "નંદન નૈવ ગોપઃ" નંદરાજા ક્ષત્રિય હતા પણ ગાયોના પાલનથી ગોપ કહેવાયા.

ભારતનો અક્ષય ખજાનો પશુ છે, જેના ઉપર સમસ્ત દેશ નિર્ભર છે, પશુઓની સેવા કરવી તે આપણું પરમ કર્તવ્ય છે.

વેદાન્તમાં કહ્યું છે કે:

બ્રહ્મચર્યં તપઃ સત્ય મનુક્રોશ ક્ષમા ધૃતિ ।
સનાતનસ્ય ધર્મસ્ય મૂલમેતદ દુરાસદમ ॥

(બ્રહ્મચર્ય, તપ, સત્ય, દયા, ક્ષમા અને ધૈર્ય તે સનાતન ધર્મનું દુષ્પ્રાપ્ય મૂલ છે.)

તૈતિરિયોપનિષદમાં કહ્યું છે કે "સત્યં વદ, કુશલાન્ન પ્રમદિતવ્યમ ॥ સત્ય બોલ, આત્મરક્ષા કરવામાં વિરત રહે નહિ.

ઇત્યાદિ ઉપરના તમામ રસ્તાઓ ધર્મના બતાવ્યા છે પણ જે ધર્મમાં દયા મુખ્યત્વે હોય તે ધર્મ સર્વમાન્ય અને સર્વોચ્ચ ગણાય છે, અને તેનો પ્રભાવ પણ સમાજ ઉપર સારો પડે છે. સર્વ મહાપુરુષોએ "અહિંસા પરમો ધર્મ" અહિંસા સમાન કોઈ પરમ ધર્મ નથી તેમ એકી અવાજે કહ્યું છે.

દશવૈકાલિક સૂત્રમાં કહ્યું છે કે :—

સવ્વ ભૂયપ્પ ભૂયસ્સ સમં ભૂયાઈ પાસઓ પિહિયા સવ્વસ દંતસ્ય પાવ કમ્મં ન બંધઈ ॥

અર્થાત : જે મનુષ્ય સર્વ પ્રાણીઓને પોતાના આત્મા સમાન જાણે છે કે જેના પરિણામે આશ્રમનું દ્વાર બંધ થઈને સંવર ભાવમાં રહી શકતા પાપકર્મનો બંધ થતો નથી.

આગળ કહ્યું છે: "સવ્વે જીવાણી ઇચ્છન્તિ જીવીઓ. ન મરી જિવ." સર્વ જીવોને પોતાનું જીવન પ્રિય લાગે છે પણ મરી જવાનું કોઈને ગમતું નથી, માટે હિંસાનો ત્યાગ કરવો જોઈએ.

હિંસાની વ્યાખ્યા બરાબર સમજવી જોઈએ.

"હન્ હિંસાયામ્" હન ધાતુથી હિંસા શબ્દ બન્યો છે, તેનો અર્થ હનન કરવું, મારી નાખવું તેવો થાય છે, આ હિંસાના ત્રણ મુખ્ય પ્રકાર છે:

"મનસકેણુ, વાયસકેણુ, કાયસકેણુ" મનથી, વચનથી અને કાયાથી કોઈનું મન દુખાવવું, ભૂરું ચિન્ત્વન કરવું, કઠોર વચન બોલવું, આપણા નિમિત્તથી બીજાઓમાં ક્લેશ કરાવવો એ બધી ભાવહિંસા કહેવાય છે. શરીરથી કોઈને તકલીફ દેવી–શસ્ત્રાદિથી ઘાત કરવો, તથા પ્રમાદથી–બેદરકારીથી જીવ મરી જાય તે બધી દ્રવ્યહિંસા કહેવાય છે. જે ક્રોધ કરે છે તે મહાન હિંસક છે, ક્રોધથી કષાય વધે-છે અને તેનાથી સંસારચક્ર ચોરાસીના ફેરામાં પરિભ્રમણ થાય છે.

ઉપદેશ તરંગિણીમાં કહ્યું છે :–

નશામ્બર ત્વેન સિતામ્બરત્વેન તર્કશાસ્ત્રે ન ચ તત્ત્વવાદે ।
ન પક્ષસેવાશ્રયણે ન મુક્તિઃ કષાય મુક્તો કિલ મુક્તિરેવ ॥

શ્વેતામ્બર કે દિગમ્બર અવસ્થામાં મોક્ષ નથી, તર્કશાસ્ત્ર કે તત્ત્વવાદમાં મોક્ષ નથી, તેમ જ કોઇ પણ પક્ષ–ધર્મનો આશ્રય લેવાથી પણ મોક્ષ નથી. પરંતુ કષાયથી મુક્ત થવું તે જ મોક્ષ છે.

શ્રી શાંતિનાથ પ્રભુએ તેમના દશમા ભવમાં–મેઘરથ રાજાના ભવમાં કબૂતરને બચાવ્યું હતું અને તેની રક્ષા માટે પોતાના જીવની પણ પરવા કરી ન હતી, એ જીવરક્ષાના પ્રતાપથી તે એક જ ભવમાં ચક્રવર્તી તેમ જ તિર્થંકર પણ બન્યા હતા.

ભગવતિમાં અધિકાર આવે છે "જયયા ધમ્મસ્સ જનની." અહિંસા, ધર્મની માતા છે, "અહિંસા લખ્ખણો ધમ્મો." અહિંસા ધર્મનું લક્ષણ છે.

"અપ્પા હણું સિત્વમંસિ સેવ." હે આત્મા ! તું બીજાને હણે છે તેનાથી તું જ હણાય છે. (આચારાંગ સૂત્ર-શીતોષ્ણાધ્યયન)

(શાંતિપૂર્વક દુઃખ સહન કરવું અને જીવહિંસા ન કરવી, આમાં જ તપાસ્યાનો સમસ્ત સાર આવી જાય છે.)

મહાત્મા તિરુવલ્લુવર કહે છે : "ધર્મોમાં અહિંસા શ્રેષ્ઠ છે, હિંસાની પાછળ બધી જાતના પાપની વણઝાર શરૂ થાય છે."

મહાકવિ સંત તુલસીદાસ કહે છે :

દયા ધર્મકા મૂલ હૈ, પાપમૂલ અભિમાન,
તુલસી દયા ન છાંડીયે, જબ લગ ઘટમેં પ્રાન.
તુલસી હાય ગરીબકી, કબુ ન ખાલી જાય,
મુવા ઢોર કે ચર્મસે, લોહા ભસ્મ હો જાય.

પહેલાં સ્વદયા કરવી પછી પરદયા આવશે. જેને ધર્મમાં શ્રદ્ધા છે તે જ સ્વદયા.

સર્વ પ્રાણિષુ : બન્ધુભૂત : શ્યાન । ક્રુદ્ધાના મનુને તા । ભીતાનામાશ્વાયયિતા । દીનાનામભ્યુપપતા । સત્ય સન્ધઃ પરપુરુપવચન સહિષ્ણુ : અમર્ષઘ્નઃ પરમગુણદર્શી । રાગદ્વેપ હેતુના હન્તા ॥

સર્વ જીવ સાથે ભ્રાતૃભાવ રાખવાવાળા, ક્રોધીઓને શાન્ત કરવાવાળા, ભયભીતોને ધીરજ દેવાવાળા, દીનોની રક્ષા કરનાર, સત્યવાન, બીજાના કટુવચન સહન કરનાર, ક્રોધજય, શાન્તિના ગુણો પ્રગટાવનાર, જે કારણોથી રાગદ્વેપ ઉત્પન્ન થાય તે કારણોને જીતવાવાળા હોવા જોઈએ.

વળી કહ્યું છે કે :

હિંસાસ્તેયાન્યથા કામં પૈશુન્યં પરુષાનૃ તે. સંભિન્નાલાપ વ્યાપાદ મભિધ્યા દગ્વિપર્યયમ્ પાપં કર્મોતિ દશધાકાયવાઙ્. મનાસસ્ત્યજેત્ ॥

હિંસા, ચોરી અને અન્યાય તે ત્રણ દેહનાં પાપ છે. ચુગલી, કઠોર બોલવું, અસત્ય બોલવું તથા અનર્થ બોલવું એ ચાર વાણીનાં પાપ છે, જીવહિંસાનું ચિન્તન કરવું, પારકાઓના ગુણ ન સહન કરવા અને નાસ્તિકતા એ ત્રણ માનસિક પાપ છે, કાયિક, વાચિક અને માનસિક એમ દશ પ્રકારનાં પાપો ત્યાગવાં.

અપકારે પરેઽપિસ્યાદુપકારઃ પરઃ પુમાન ।
આત્મસાત્સકલાન્પશ્યેદ વૈરિણો દૂર તો વસે ॥

કોઈ આપણું બૂરું કરે તોપણ આપણે તેની સાથે ભલાઈ કરવી અને સર્વ જીવોને પોતાના આત્મા સમાન જોવા જોઈએ.

ગીતામાં શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે :
આત્મોપમ્યેન સર્વત્ર સમં પશ્યતિ યોઽર્જુન ॥

હે અર્જુન! જે સર્વ જીવોને પોતાના આત્મા સમાન જુએ છે તે જ પરમાત્માનો ભક્ત છે.

મહર્ષિ વ્યાસજી કહે છે:
અષ્ટાદશ પુરાણેષુ વ્યાસસ્ય વચનં દ્વયમ ।
પરોપકારમ પુણ્યાય પાપાય પરપીડનમ્ ॥

અઢાર પુરાણોનો એ સાર છે કે પરોપકાર કરવા સમાન કોઈ પુણ્ય નથી અને અન્યને સંતાપવા સમાન કોઈ પાપ નથી.

દરેક ધર્મશાસ્ત્રોમાં અહિંસા :

વેદ : માહિંસી પુરુષં જગત્:
કોઈ પણ જીવની હિંસા ન કર.

બુદ્ધ : જે વ્યવહાર તમે બીજાઓ પાસેથી તમારા માટે ઇચ્છો છો તેવો જ વ્યવહાર તમે તેની સાથે કરો. કોઈને મારી નાખો નહીં, કોઈની હિંસા કરો નહીં.

જરથોસ્ત : પારસી ધર્મના પયગમ્બર સાહેબનું ફરમાન છે કે ખાસ કરીને પ્રાણીઓની રક્ષા કરવી, પશુઓની કતલ કરવી તેને "અહુર મઝદ" બૂરું કાર્ય કહે છે.

વળી કહ્યું છે કે, સર્વથી સારી જિંદગી જીવતાં જે અટકાવે છે અને પશુઓને મારવાની ભલામણ કરે છે તેને "અહુર મઝદ" ખરાબ કાર્ય કહે છે. (ગાથા ૩૨, ૩૩)

સજ્જનો ! વિચારો કે એક જંગલી જાતિના માણસે કોઈ શેઠને ત્યાં રોટલો ખાધો હતો અને તેના બદલામાં વખત આવ્યે તેણે પોતાનો જીવ આપી દીધો.

તો ગાય આદિ પશુ જે આપણને દૂધ, દહીં, ઘી વગેરે આપે છે તો તેમનો તો આપણા ઉપર કેટલો બધો ઉપકાર છે ! તે ખ્યાલમાં રાખીને પ્રાણીમાત્રની રક્ષા કરવાની મનુષ્યજાતિની પવિત્ર ફરજ છે.

ઇસ્લામ : ખુદાતઆલાએ પહેલેથી જ ફરમાન કર્યું છે કે તમામ જીવો પર રહેમ કરો: કુરાને શરીફની શરૂઆતમાં અલ્લાહતઆલા ખુદાને રહીમ કહ્યા છે.

"બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ" એ પ્રમાણે મંગળાચરણ પછી બતાવ્યું છે કે સર્વ જીવાત્મા ઉપર રહેમ કરો.

કુરાને શરીફમાં "સૂરાએ આમ"માં લખ્યું છે કે 'પૃથ્વી ઉપર જે પશુ ચાલે છે અને જે પક્ષીઓ હવામાં ઊડે છે તે કોઈ બીજા નથી, તે પણ આપણી જેમ જ જીવાત્મા છે, તેમને પણ તેમનું જીવન પ્રિય લાગે છે."

"લા તો આજે ઓખલકુલા" હે મોહંમદ ! દુનિયાને ખાતરી આપ કે અલ્લાહની દુનિયાને કોઈ સતાવે નહીં. શું હિન્દુઓ અલ્લાહનાં સંતાન નથી ? અગર મુસલમાન જ માત્ર અલ્લાહનાં સંતાન હોય તો પછી અલ્લાહ પક્ષપાતી અગર થોડા જ લોકના માલિક કહેવાય. જ્યારે તે બધાંના માલિક હોય તો તો હિન્દુ, મુસ્લિમ, પશુ, પક્ષી બધાં જ તેમનાં સંતાન છે.

જ્યારે હૃદય પ્રેમ અને દયાથી ભરાઇ જાય છે ત્યારે બીજાઓ તરફ હિંસાનો ભાવ હૃદયમાં રહેતો જ નથી.

મહર્ષિ શાણ્ડિલ્ય કહે છે :

અનિર્વચનીયમ્ પ્રેમઃ સ્વરૂપમ સૂકાસ્વાદ ન વેત ॥

પ્રેમનું વર્ણન કરવું અશક્ય છે, મૂંગા જીવો પણ પ્રેમી હોય છે, સર્વ જીવો ઉપર પ્રેમ રાખો.

ખ્રિસ્તી ધર્મમાં પણ અહિંસાનો ઉલ્લેખ :

લોર્ડ ઈસા મસીહ–ઈશુ ખ્રિસ્તે પોતે છઠ્ઠી આજ્ઞામાં કહ્યું છે કે કોઈ પણ જીવની હિંસા કરો નહીં, કોઈ પણ જીવનું જરા પણ બૂરું કરવું તે પાપ છે.

વળી કહ્યું છે કે : Thou shalt not kill. Blessed are the merciful for they shall obtain mercy. (Jesus Christ)

તું કદાપિ હિંસા કરીશ નહીં, દયાળુ પુરુષ સુખી થાય છે અને તેમના ઉપર ઈશ્વરના આશીર્વાદ ઊતરે છે.

માંસાહાર નિષેધ :

જેઓ માંસાહાર કરે છે તેમના માટે મહંમદ પયગમ્બર સાહેબનું ફરમાન:

By no means will their meat reach their God nor their blood. But the Diety from you alone will reach him

"પ્રાણીઓના માંસ કે લોહી ખુદાને પહોંચતાં નથી પણ માત્ર તમારી ભક્તિ જ ખુદાને પહોંચે છે."

કોઈ માંસાહારી માણસો એવી વાત કરે છે કે માંસ ખાવાથી શરીર સારું થાય છે અને બળવાન બનાય છે. પણ આ વાત તદ્દન ખોટી અને અપ્રમાણિક સાબિત થઈ છે.

માંસાહારી જાનવરોમાં ઘાસ ખાનાર હાથી જેટલી શક્તિ નથી.

માંસાહારી જાનવર ખડ ખાનાર વનસ્પત્યાહારી હરણ કે ઘોડા જેવા ચપળ હોતા નથી.

યુરોપીઅન વૈજ્ઞાનિક વિદ્વાન શું કહે છે?

ઈ. સ. ૧૯૦૮માં લંડન વેજીટેરીયન એસોસીએશનના સેક્રેટરી ડૉ. એફ. આઈ. નિકલસને ૧૦૦૦ બાળકોને છ માસ

સુધી વનસ્પતિના આહાર ઉપર રાખ્યાં હતાં અને બીજાં હજાર બાળકોને માંસાહાર ઉપર રાખેલાં (લંડન કાઉન્ટી કાઉન્સીલ).

૭ માસ પછી બંને વિભાગનાં બાળકોને ત્યાંના ડૉક્ટરોએ તપાસી રિપોર્ટ બહાર પાડ્યો.

વનસ્પતિના આહાર ઉપર રાખેલાં બાળકો અધિક પ્રમાણમાં વધી ગયાં એટલું જ નહીં પણ તેઓ તદ્દન તંદુરસ્ત અને સારી ચામડીવાળાં બન્યાં.

પ્રખર ડૉ. હેગ કહે છે કે :

જ્યારે કુદરતે માંસ ખાનારા મનુષ્ય માટે માંસાહારી વિકરાળ જનાવરો જેવા દાંત બનાવ્યા નથી તો પછી માંસ પચાવવા માટે માંસાહારી પ્રાણીઓ જેવી હોજરી પણ બનાવી નથી. માંસાહાર કુદરતથી વિરુદ્ધ છે.

જે જીવોનો આહાર કુદરતી રીતે જ માંસાહાર છે તે જનાવરો મોઢાને બદલે જીભથી જ પાણી પીએ છે. આ પણ એક પ્રત્યક્ષ પ્રમાણ છે કે માંસાહાર કુદરતથી વિરુદ્ધ છે, અને માંસાહાર મનુષ્યોનો આહાર નથી.

વનસ્પત્યાહારી અને માંસાહારી પ્રાણીઓની શારીરિક બનાવટ, સ્વભાવ અને રહનસહનમાં પણ પ્રત્યક્ષ ભિન્નતા દેખાય છે.

હરણની પાછળ દોડાવેલા ઘોડા અને કૂતરાને દોડ્યા પછી જોશો તો ખાતરી થાશે કે ઘોડો જે વનસ્પત્યાહારી છે તેને ઘણો જ પરસેવો થશે અને કૂતરો જે માંસાહારી છે તેને પરસેવો બિલકુલ નહીં નીકળે. માંસાહારી બધાં પ્રાણીઓને પરસેવો નીકળતો જ નથી; વનસ્પત્યાહારી પ્રાણીને જ પરસેવો નીકળે છે. એટલે મનુષ્યને પરસેવો નીકળતો હોવાથી મનુષ્ય શાકાહારી છે.

માંસાહારી પ્રાણી કૂતરા વગેરે દોડવાનું શરૂ કરતાં જ હાંફવા માંડે છે અને મોઢેથી લાળ પડે છે, ગરમીમાં બહુ હેરાન

થાય છે, તેનાથી ઊલટું ઘોડો, હરણ એવાં વનસ્પત્યાહારી પ્રાણી દોડવાનું શરૂ કરતાં જ હાંફતાં નથી, મનુષ્ય પણ દોડવાથી કે ચાલવાથી હાંફતા નથી. આથી સાબિત થાય છે કે મનુષ્ય શાકાહારી જ છે.

માંસાહારી પ્રાણી ચિત્તા, વાઘ વગેરે દિવસે સૂએ છે અને રાત્રે જાગે છે. તેનાથી ઊલટું વાંદરા વગેરે દિવસે જાગે છે અને રાત્રે સૂવે છે. ડૉક્ટર અને વૈદ્ય કહે છે કે જે માણસ દિવસે સૂએ છે તે આળસુ અને અલ્પાયુ બને છે. મનુષ્ય રાત્રે સૂવે છે તેનાથી પણ સાબિત થાય છે કે મનુષ્ય વનસ્પત્યાહારી જ છે.

પરમદયાળુ મહાઋષિ શ્રી વાલ્મિકીજી રામાયણમાં કહે છે :

માનિષાદ પ્રતિષ્ઠાત્વ્ મગમઃ શાશ્વતી સમાઃ ।
યત્ક્રૌંચ મિથુનાદેકમવધીઃ કામ મોહિતમ્ ॥

હે પારધિ ! તેં આ ક્રૌંચ પક્ષીની જોડ ભાંગી એટલે અનેક વરસો સુધી તને પ્રતિષ્ઠા મળશે નહીં.

આથી પણ એ સારાંશ નીકળે છે કે નિરપરાધી પશુ-પક્ષીઓને મારવાં તે ધર્મથી વિપરીત છે.

[૪]

## અહિંસાનો પટહ

ઇ. સ. ૧૯૩૨ માં ગુરુદેવના આદેશ મુજબ નીચે પ્રમાણે હિંસા બંધ થઈ હતી.

તા. ૪–૧૦–૧૯૩૨ ના રોજ આવેલ તાર–ટપાલ :

૧. ભાવનગર (કાઠિયાવાડ) મહારાજા સાહેબનો તાર : " આપની આજ્ઞા પ્રમાણે હિંસા બંધ કરી છે."

૨. જોધપુર રજપૂતાના–નરપતસિંહજી સાહેબનો તાર : " હુકમ માટે મહારાજા સાહેબ પાસે તાર મૂકું છું."

૩. રોહિત ઠાકોર સાહેબ દલપતસિંહજી, ચીફ કમાન્ડીંગ ઓફીસર, જોધપુરનો તાર : " હિંસા બંધ "

૪. માળીયા સ્ટેટ ઠાકોર સાહેબનો : તાર " હિંસા બંધ "

૫. ઓળ સ્ટેટ ઠાકોર સાહેબનો તાર : " હિંસા બંધ "

૬. પાટડી સ્ટેટ દરબાર સાહેબનો તાર : " હિંસા બંધ "

૭. ઇન્દોર સ્ટેટ મહારાજા સાહેબનો તાર : " હિંસા બંધ "

૮. જોબનેર (જયપુર) ઠાકોર સાહેબ નરેન્દ્રસિંહજી અને સ્ટેટ કાઉન્સીલ કેબીનેટનો તાર : " હિંસા બંધ કરી."

૯. ચાણોદ ઠાકોર સાહેબનો પત્ર : " કરવા ગામમાં ફિરવા વીરના સ્થાન ઉપર હજારો પશુઓનું બલિદાન અપાતું હતું તે બંધ કર્યું અને દશેરા તથા નવરાત્રિએ થતી હિંસા પણ બંધ કરી છે."

૧૦. નિંબજ રાજા સાહેબનો પત્ર : "તમામ પ્રાણીમાત્રની હિંસા બંધ અને જે પ્રાણીની હિંસા કરે તેનો ૫૧ રૂપિયા દંડ તથા ત્રણ માસની સજા."

૧૧. રાવ રાજા સાહેબ શિખરનો પત્ર : "હિંસા બંધ"

૧૨. દેવગઢ બારીયા સ્ટેટ મહારાજા સાહેબનો પત્ર : "હિંસા બંધ"

૧૩. વળા સ્ટેટ ઠાકોર સાહેબનો પત્ર : "હિંસા બંધ"

તા. ૫–૧૦–૧૯૩૨

૧. સુધસણા સ્ટેટ ઠાકોર સાહેબનો તાર : "હિંસા બંધ"

૨. ધરમપુર સ્ટેટ મહારાજા સાહેબનો તાર : "હિંસા બંધ"

૩. વડીયા સ્ટેટ દરબાર સાહેબનો તાર : "હિંસા બંધ"

૪. થાણાદેવડી સ્ટેટ દરબાર સાહેબનો તાર : "હિંસા બંધ"

૫. વાંકાનેર સ્ટેટ મહારાજા સાહેબનો તાર : "હિંસા બંધ"

૬. ધ્રાંગધ્રા સ્ટેટ મહારાજા સાહેબનો તાર : "હિંસા બંધ"

૭. ધોલપુર સ્ટેટ મહારાજા સાહેબનો તાર : "હિંસા બંધ"

૮. સાયલા સ્ટેટ ઠાકોર સાહેબનો તાર : "હિંસા બંધ"

૯. પેથાપુર સ્ટેટ ઠાકોર સાહેબનો તાર : "હિંસા બંધ"

૧૦. લુણાવાડા મહારાજા સાહેબનો તાર : "હિંસા બંધ"

૧૧. છોટાઉદેપુર મહારાજા સાહેબનો તાર : "હિંસા બંધ"

૧૨. કોલન્દ્રી ઠાકોર સાહેબનો તાર : "દસેરા અને નવરાત્રીએ થતી હિંસા બંધ"

૧૩. ખુડાલા ઠાકોર સાહેબનો પત્ર : "હિંસા બંધ કરી"

૧૪. સિતામઉ સ્ટેટ મહારાજા સાહેબનો પત્ર : "હિંસા બંધ"

૧૫. ગ્વાલિયર સ્ટેટ મહારાજા સાહેબનો પત્ર : "હિંસા બંધ"

૧૬. રાજપીપળા સ્ટેટ મહારાજા સાહેબનો પત્ર : "હિંસા બંધ"

[૪]

## અહિંસાનો પડહ

ઇ. સ. ૧૯૩૨ માં ગુરુદેવના આદેશ મુજબ નીચે પ્રમાણે હિંસા બંધ થઈ હતી.

તા. ૪–૧૦–૧૯૩૨ ના રોજ આવેલ તાર–ટપાલ:

૧. ભાવનગર (કાઠિયાવાડ) મહારાજા સાહેબનો તાર: "આપની આજ્ઞા પ્રમાણે હિંસા બંધ કરી છે."

૨. જોધપુર રજપૂતાના—નરપતસિંહજી સાહેબનો તાર: "હુકમ માટે મહારાજા સાહેબ પાસે તાર મૂકું છું."

૩. રોહિત ઠાકોર સાહેબ દલપતસિંહજી, ચીફ કમાન્ડીંગ ઓફીસર, જોધપુરનો તાર: "હિંસા બંધ"

૪. માળીયા સ્ટેટ ઠાકોર સાહેબનો: તાર "હિંસા બંધ"

૫. ધ્રોળ સ્ટેટ ઠાકોર સાહેબનો તાર: "હિંસા બંધ"

૬. પાટડી સ્ટેટ દરબાર સાહેબનો તાર: "હિંસા બંધ"

૭. ઇન્દોર સ્ટેટ મહારાજા સાહેબનો તાર: "હિંસા બંધ"

૮. જોબનેર (જયપુર) ઠાકોર સાહેબ નરેન્દ્રસિંહજી અને સ્ટેટ કાઉન્સીલ કેબીનેટનો તાર: "હિંસા બંધ કરી."

૯. ચાણોદ ઠાકોર સાહેબનો પત્ર: "કરવા ગામમાં કિરવા વીરના સ્થાન ઉપર હજારો પશુઓનું બલિદાન અપાતું હતું તે બંધ કર્યું અને દશેરા તથા નવરાત્રિએ થતી હિંસા પણ બંધ કરી છે."

૧૦. નિંબજ રાજા સાહેબનો પત્ર : "તમામ પ્રાણીમાત્રની હિંસા બંધ અને જે પ્રાણીની હિંસા કરે તેનો ૫૧ રૂપિયા દંડ તથા ત્રણ માસની સજા."

૧૧. રાવ રાજા સાહેબ શિખરનો પત્ર : "હિંસા બંધ"

૧૨. દેવગઢ બારીયા સ્ટેટ મહારાજા સાહેબનો પત્ર : "હિંસા બંધ"

૧૩. વળા સ્ટેટ ઠાકોર સાહેબનો પત્ર : "હિંસા બંધ"

તા. ૫–૧૦–૧૯૩૨

૧. સુધસણા સ્ટેટ ઠાકોર સાહેબનો તાર : "હિંસા બંધ"
૨. ધરમપુર સ્ટેટ મહારાજા સાહેબનો તાર : "હિંસા બંધ"
૩. વડીયા સ્ટેટ દરબાર સાહેબનો તાર : "હિંસા બંધ"
૪. થાણાદેવડી સ્ટેટ દરબાર સાહેબનો તાર : "હિંસા બંધ"
૫. વાંકાનેર સ્ટેટ મહારાજા સાહેબનો તાર : "હિંસા બંધ"
૬. ધ્રાંગધ્રા સ્ટેટ મહારાજા સાહેબનો તાર : "હિંસા બંધ"
૭. ધોલપુર સ્ટેટ મહારાજા સાહેબનો તાર : "હિંસા બંધ"
૮. સાયલા સ્ટેટ ઠાકોર સાહેબનો તાર : "હિંસા બંધ"
૯. પેથાપુર સ્ટેટ ઠાકોર સાહેબનો તાર : "હિંસા બંધ"
૧૦. લુણાવાડા મહારાજા સાહેબનો તાર : "હિંસા બંધ"
૧૧. છોટાઉદેપુર મહારાજા સાહેબનો તાર : "હિંસા બંધ"
૧૨. કાલિન્દ્રી ઠાકોર સાહેબનો તાર : "દસેરા અને નવરાત્રીએ થતી હિંસા બંધ"
૧૩. ખુડાલા ઠાકોર સાહેબનો પત્ર : "હિસા બંધ કરી"
૧૪. સિતામઉ સ્ટેટ મહારાજા સાહેબનો પત્ર : "હિંસા બંધ"
૧૫. ગ્વાલિયર સ્ટેટ મહારાજા સાહેબનો પત્ર : "હિંસા બંધ"
૧૬. રાજપીપળા સ્ટેટ મહારાજા સાહેબનો પત્ર : "હિંસા બંધ"

તા. ૬–૧૦–૧૯૩૨

૧. નાના સ્ટેટ ઠાકોર સાહેબનો પત્ર: "હિંસા બંધ કરી"

૨. વાંસદા સ્ટેટ મહારાણા સાહેબનો પત્ર: "હિંસા બંધ"

તા. ૭–૧૦–૧૯૩૨

૧. જુજાવાર નહારસિંહ સાહેબનો તાર: "હિંસા બંધ"

તા. ૮–૧૦–૧૯૩૨

૧. રીવા સ્ટેટ મહારાજા સાહેબનો તાર: "હિંસા બંધ"

૨. જામ્બુઆ સ્ટેટ "માળવા" દરબાર સાહેબનો તાર: "આ વરસમાં હિંસા બંધ અને કાયમ માટે પણ વિચારું છું."

૩. વાવ સ્ટેટ મહારાણા સાહેબનો તાર: "હિંસા બંધ"

૪. ધામોત્તર ઠીકાણા–માળવા ઠાકોર સાહેબનો પત્ર: "હિંસા બંધ કરી"

૫. પોકર્ણ ઠાકોર સાહેબ રાયબહાદુર ચેનસિંહજીનો પત્ર: "હિંસા બંધ"

તા. ૯–૧૦–૧૯૩૨

૧. મૈસુર સ્ટેટ મહારાજા સાહેબનો પત્ર: "હિંસા બંધ"

૨. પાલીતાણા દરબાર સાહેબનો પત્ર: "હિંસા બંધ"

તા. ૧૦–૧૦–૧૯૩૨

૧. મોરબી સ્ટેટ મહારાજા સાહેબનો તાર: "હિંસા બંધ"

૨. પ્રતાપગઢ સ્ટેટ મહારાજા સાહેબનો તાર: "દશેરાએ થતી હિંસા બંધ"

તા. ૧૩–૧૦–૧૯૩૨

૧. વરગાંવ જોધપુર ઠાકોર સાહેબનો પત્ર: "હિંસા બંધ"

૨. દાસપા જોધપુર ઠાકોર સાહેબનો પત્ર: "અમુક હિંસા બંધ કરી અને ભવિષ્યમાં વધારે બંધ કરશું."

માંગરોળ નવાબ સાહેબે દશેરાને દિવસે જે જીવહિંસા થતી હતી તે બંધ કરી છે.

શિરોહી સ્ટેટ મહારાજા સાહેબે, નવરાત્રિ, દશેરા તથા બીજા કેટલાક દિવસો માટે હિંસા બંધ કરી છે.

ચાસોર પુડાણા જોધપુરનાં લગભગ પાંચસો ગામોના જાગીરદારોએ ઠરાવ કર્યો છે કે:–

નવરાત્રિ તથા દશેરાના તહેવારોમાં કે કોઈ પણ દિવસોએ તેઓ જીવહિંસા કરશે નહીં, તેમ જ હકુમતમાં પણ પ્રતિબંધ કરશે, તે ઉપરાંત દારૂ, માંસ અને ગાંજાનો પણ સર્વદા ત્યાગ કરશે, અફીણ ખાનારાઓને ઓછું કરવા સમજાવશે, તેમ જ કોઈ નવા ખાતાં ન શીખે એવી વ્યવસ્થા કરશે.

દીગોર દેવડા જશવંતપુરા પરગણાનાં બાવન ગામના લોકોએ સંદેશો મોકલ્યો છે કે તે ગામમાં દારૂ તથા જીવહિંસા બંધ કર્યાં છે.

રોલ પરગણાના સરદાર સાહેબે દારૂનો ત્યાગ કર્યો છે તેમ જ ઢેઢ જ્ઞાતિના સર્વ લોકોએ દારૂ તથા જીવહિંસાનો ત્યાગ કર્યો છે.

# મહાનુભાવોના ગુરુદેવ પરત્વે ઉદ્દગારો

આ મહાપુરુષના પરિચયમાં આવેલા બ્રિટીશ મહાનુભાવો શું કહે છે તે જોઈએ. (મૂળ અંગ્રેજી–મરાઠી આદિ ભાષાઓનું ગુજરાતી)

૧. બ્રિટનના વડાપ્રધાન શ્રી ચેમ્બરલેઈન કહે છે કે હે નાથ! તમો સર્વોચ્ચથી પણ ઉચ્ચ છો, ઈશ્વરના પણ ઈશ્વર છો.

૨. બ્રિટનની પાર્લામેન્ટના ઉમરાવોના હાઉસ ઓફ લોર્ડસના ઉમરાવ લોર્ડ રાય લખે છે કે ઓ સર્વ શક્તિમાન પરમાત્મા! અશક્યને પણ શક્ય કરી બતાવનાર!

૩. લંડનની અપર મોન્ટેગ્યુ સ્ટ્રીટમાં યોર્ક હાઉસમાં રહેતા લેફ્ટેનન્ટ કર્નલ સર ઓગિલ્વે કે. સી. એચ. આઈ. સી. એસ. આઈ. લખે છે: હે દેવાધિદેવ! આપ આખા વિશ્વમાં વાયરલેસથી બધાને આશીર્વાદ મોકલો છો.

૪. લેફ્ટેનન્ટ કર્નલ ડી. એચ. ફીલ્ડ, મુખ્ય પ્રધાન, જોધપુરથી લખે છે મહાન કીર્તિવાન Great & Glorious ગુરુદેવ તમારું નામ વિશ્વમાં ઘરોઘર ભજાય છે.

૫. લંડનના પ્રકાશક રાઈડર એન્ડ કું. પેટરનોસ્ટર હાઉસ પેટરનોસ્ટર રોડ, લંડન, ઈ. સી. ૪. તરફથી પ્રસિદ્ધ થયેલ પુસ્તક "તાંત્રિક યોગ" "હિન્દુ અને ટીબેટીયન"ના લેખક ફ્રાન્સ, પેરીસના જે. માર્કવીસ રીવેરાએ ગુરુદેવના ફોટા સહિત એ પુસ્તક ગુરુદેવને સમર્પણ કરી લખ્યું છે કે:

એશીયા સીરીઝનું આ એશીયાટીક સોસાયટી પેરીસ ૧૫નું પહેલું વોલ્યુમ, હું ગુરુ શ્રી વિજયશાંતિસૂરીશ્વર ભગવાન કે જેઓશ્રીનાં મેં હિંદમાં દર્શન કરેલાં અને જેમણે મને દિવ્ય શાંતિ આપીને આત્મસાક્ષાત્કારની વ્યાખ્યા બતાવી તેઓશ્રીને ભક્તિભાવપૂર્વક સમર્પણ કરું છું.

૬. બ્રિટનનાં યોગાભ્યાસી શ્રીમતી એલીઝાબેથ શાર્પ સાપ્તાહિક ઇલસ્ટ્રેટેડ વીકલીમાં લખે છે:

પરમ પૂજ્ય ગુરુદેવ ભગવાન શ્રી શાંતિવિજયજીનાં દિવ્ય ચક્ષુઓ નૈસર્ગિક, વિરાટ અને ભવ્ય છે.

તેઓશ્રીનાં નયનો આપણી સામે ફરતાં જ આપણા અંતરના છૂપા સંકલ્પ–વિકલ્પો ઝડપી લેતા હોય તેવો જ ભાસ થાય છે.

તેઓશ્રીની ત્વચા શ્યામ હોવા છતાં ધ્યાનસ્થ દશામાં રમણ કરતા હોય ત્યારે ત્વચાના રંગની અનેક છાયાઓ બદલાઈને સુવર્ણમય દિવ્યરૂપ દેખાય છે.

સંસ્કૃતમાં તારકબિન્દુ નામે ઓળખાતું તેજનું એક દિવ્ય-બિન્દુ તેઓશ્રીના એક ચક્ષુથી બીજા ચક્ષુએ ફરતું ઝબકારા મારતું સ્પષ્ટ દેખાય છે.

યોગની ભાષામાં બે પાંખડીનું કમળ કે જે આજ્ઞાચક્ર કહેવાય છે તેની છાયા તેઓશ્રીના ભાલપ્રદેશમાં સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે.

૭. શ્રી એમીલે, લેડેર પેવેલીયન લેડેર એઈક્સ લેસ બેઈન્સ સેવોઇથી તા. ૧૫–૩–૧૯૩૮ના રોજ લખે છે કે:

૧૬મી ડીસેમ્બર, ૧૯૩૬ના રોજ આપનાં દર્શન કરેલાં ત્યારે આપે કહેલું કે "ગોડ ઇઝ લવ, લવ ઇઝ ગોડ." તે સમયે જ આપનું પ્રેમની જ્યોતિથી ઝગમગતું રૂપાળું મુખારવિંદ હજુ પણ મારી સામે તરે છે, અને અવારનવાર આપની પ્રત્યક્ષ

હાજરી જ અહીં હોય અને આપ મારી સાથે વાત કરતા હો તેવો જ ભાસ થયા કરે છે. આપના આશીર્વાદ મારા કાનમાં સતત ગુંજ્યા કરે છે, આપે મને જે સુખડની માળા આપી છે તે ભેટ મારા માટે ઘણી ઊંચી નીવડી છે.

આપશ્રીના આશીર્વાદથી મારી વિશ્વની મુસાફરી ઘણી જ આનંદમય અને લાભદાયક નીવડી તેનો મેં પત્ર લખ્યો હતો. મારું મિત્રવર્તુળ મને અવારનવાર પૂછે છે કે મારી વિશ્વની મુસાફરીમાં સૌથી મહત્ત્વની છાપ પાડનારી જગ્યા કઈ હતી? તેના જવાબમાં હું ગળગળો થઈને કહું છું કે માઉન્ટ આબુ, દેવાધિદેવ ગુરુ અને દેલવાડાનાં મંદિરો.

આપશ્રીની આધ્યાત્મિક દોરવણી માટે આવતી જનતા માટે આપ સદાને માટે રહો એવી વિનંતી છે. આપ મારા પત્રોના જવાબ આપતા નથી છતાં આપશ્રીના આધ્યાત્મિક ઉન્નતિભર્યા વિચારો આપ ઘણા દૂર હોવા છતાં આવે છે અને હું આપની સામે જ બેઠો હોઉં તેવું જ પ્રત્યક્ષ ભાસે છે.

હું આપને ઈશ્વરીય પ્રેમ તથા ભક્તિથી મારા વિચારો લખું છું.

૮. અમેરિકા—ન્યુ યૉર્ક શહેરના "ટ્રીબ્યુન હેરોલ્ડ" પત્રના તંત્રી મિસ માઈકલ પીમ લખે છે કે મેં દુનિયાના દરેક દેશની મુસાફરી કરી છે અને ઘણા મહાન પુરુષોને હું મળી છું. છેવટમાં પૂજ્ય ગુરુદેવ ભગવાન શાંતિવિજયજીને પણ મળી.

અમારા પાશ્ચાત્ય લોકોમાં એટલું તો ઠીક છે કે અમો બરાબર સમજીને જ માનીએ છીએ કે હરેક વસ્તુમાં શંકા શું છે?

મિસ મેયોએ "મધર ઇન્ડિયા" નામનું જે પુસ્તક લખ્યું છે તે લખતાં તેણીએ મોટી ભૂલ ખાધી છે. હિન્દુસ્તાનમાં હજુ યે દૈવી મહાપુરુષો અને દેવરત્ન છે તો પછી એણે શું બુદ્ધિથી એ પુસ્તક લખ્યું હશે?

હવે તો હું એને બરાબર જવાબ આપીશ એટલે એની ભૂલ એને સમજાશે અને વિશ્વ સત્ય વસ્તુ સારી રીતે સમજી શકાશે.

ગુરુજી પરમેશ્વર જ છે તેમાં કોઈ શંકા નથી.

નોંધ : પાછળથી મિસ માઇકલ પીમે "પાવર ઓફ ઇન્ડિયા" નામના પુસ્તકનું પ્રકાશન કરી તેમાં ગુરુદેવ વિશ્વના સર્વોપરી યોગેશ્વર ભગવાન છે તે સાબિત કર્યું છે.

૯. લી કુરમેન ઇન્કોરપોરેશન, ન્યુ યોર્કથી પ્રસિદ્ધ થયેલ પુસ્તક "માય રોડ ટુ ઇન્ડિયા"માં લેખક શ્રીમતી નીલા ક્રેમ કુક ૧૭૦ મા પાના ઉપર લખે છે કે ગુરુદેવ શાંતિવિજયજી ઈશ્વર ગુરુ છે, સાક્ષાત ઈશ્વર છે.

૧૦. "જૈનધ્વજ" નામના અજમેરથી પ્રસિદ્ધ થતા પત્રના તા. ૧૬-૧૨-૩૬ ના અંકમાં જણાવે છે કે :

"ઇલસ્ટ્રેટેડ વીકલી"માં ગુરુદેવ શ્રી શાંતિવિજયજીના ફોટા સહિત અને તે જ લખાણ "ડેઇલી નવયુગ" દિલ્હીથી તા. ૧૨-૭-૩૫ ના રોજ હિન્દીમાં પ્રગટ થયેલ તેનું ગુજરાતીઃ-

પોર્ચ્યુગીઝ ફીલોસોફર અને વિશ્વ-પર્યટનકાર શ્રી જોસ રોડ્રીગ્ઝ લખે છે કે :

મહાન યોગીરાજ શ્રી આચાર્યસમ્રાટ હિઝ હોલીનેસ જગતગુરુ શ્રી શાંતિસૂરીશ્વરજી મહારાજ સાહેબ પ્રાચીન યોગવિદ્યાના આ કાળના મહાન સર્વોપરી યોગેશ્વર છે.

યોગવિદ્યાની આત્મશક્તિથી અશક્યને શક્ય બનાવી શકાય છે, જેને અજ્ઞાન જનતા જાદુ માને છે પણ તે જાદુ નથી.

આથી હું મારા વિશ્વ-પર્યટન કરતા ભાઈઓનું ધ્યાન દોરું છું કે શ્રી યોગીરાજના પ્રેમ અને ભાવભક્તિપૂર્વક દર્શન કરવાથી માત્ર માઉન્ટ આબુએ જ કૃતાર્થ થવાશે.

૧૧. સ્વીટ્ઝરલેન્ડના યોગાભ્યાસી શ્રી જોર્જ જુટજેલર સાહેબ કહે છે કે:

વિશ્વના સર્વોપરી યોગેશ્વર, જગતગુરુ આચાર્ય સૂરિસમ્રાટ યુગપ્રધાન શ્રી વિજયશાંતિસૂરીશ્વર ભગવાનના પવિત્ર ચરણકમળમાં હું મારા આત્માને વિશુદ્ધ થવા અર્થે વિનયપૂર્વક નમસ્કાર કરીને ધરું છું.

સર્વ યોગમાં રાજયોગ કે નૈસર્ગિક યોગ એ સર્વોચ્ચ છે. વ્યક્તિગત આત્માને સીધેસીધો પરમાત્મામાં તદાકાર જોડવાથી મોક્ષ કે મુક્તિને પમાય છે.

સદ્‌ગુરુ ભગવાનની સર્વ આજ્ઞાઓનું પાલન કરીને, હૃદયના સર્વ ભાવોનું તેમના ઉપર પ્રેમપૂર્વક સિંચન કરીને, અસ્ખલિતપણે તેમની સતત ભક્તિ કરવાથી આપણામાં સદ્‌ગુરુ ભગવાનની પ્રસાદી ઊતરતી જણાશે, અને મુક્તિનો સાક્ષાત્કાર પણ જીવનમુક્ત દશાના અનુભવ સાથે જ થતો જશે.

હે ગુરુદેવ ભગવાન! એક જીવાત્મા કરોડ ભવે પણ તને ભાગ્યે જ ઓળખી શકે છે, પરંતુ તારી કરુણામાત્રથી તો એક ક્ષણમાં જ તને ઓળખી શકાય.

તારાં વચનામૃતો એ સર્વ શાસ્ત્રોના નવનીત–રૂપ સત્ત્વ છે. વિશ્વપ્રેમ એ જ તારો ધર્મગ્રન્થ છે. જ્ઞાતિ, સંપ્રદાય કે રાષ્ટ્રીયતાથી પર રહીને તું સર્વનો સમાન ભાવે સત્કાર છે.

પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનીઓ તથા સુસંસ્કારી સાક્ષરોને વિશ્વના આ સર્વોપરી યોગેશ્વરના ચરણકમળમાં ઝૂકવા આવતાં મેં પ્રત્યક્ષ જોયા છે.

આથી હું મારા સર્વ પ્રેમાળ મિત્રો, પર્યટન કરવા નીકળેલા બંધુઓ તથા સંશોધક વિદ્યાનોનું હર્ષપૂર્વક ધ્યાન ખેંચું છું કે:

સદ્‌ગુરુ ભગવાનના પ્રેમ, વિનય અને ભક્તિપૂર્વક દર્શન કરીને તેમના આશીર્વાદ મેળવવાથી વિશ્વમાં માત્ર આ એક જ સ્થળે તેઓનો વિશ્વપર્યટનનો ઉદ્દેશ શક્ય થશે.

૧૨. "જૈનધ્વજ" પત્ર અંજમેર તા. ૧લી જાન્યુઆરી, ૧૯૩૭ દક્ષિણ કાનડા "હાલનું કર્ણાટક" સનાતન ધર્માચાર્ય આત્મારામજી મહારાજ પરિવ્રાજકાચાર્ય, એમ. એ. સ્કોલર ઓફ રીલીજીયન્સ, દર્શનનિધિ, વિદ્યાવારિધી તેમ જ ઇતિહાસના અભ્યાસીએ ગુરુદેવ ભગવાન શ્રી શાંતિસૂરીશ્વરજી ઉપર લખેલ પત્રમાંથી ટૂંક નોંધ :

શ્રી રામદાસ સ્વામી લખે છે કે, "ઓ લોર્ડ ! જગતનાં તમામ પવિત્ર તત્ત્વી આત્માઓને મળવા કરતાં આપ એટલા બધા પવિત્ર અને પૂજ્ય છો કે આપનાં દર્શન કરવાં તે ઉત્તમ છે.

આપ એક છો આપ અનંત છો,
આપ શિવ છો આપ જ શક્તિ છો.
આપ કૃષ્ણ છો આપ રામ છો,
આપ દેવ છો આપ સર્વસ્વ છો,
આપ નિર્ગુણ છો આપ સગુણ પણ છો,
આપ સત્ય છો આપ મહાન પવિત્ર છો,
આપ ઉચ્ચ છો આપ સર્વોચ્ચ છો અને
તે સર્વથી પર તે પણ આપ છો,
આપને પુણ્ય નથી લાગતું તેમ જ પાપથી પણ પર છો,
આપને ઓળખવાને માટે કરોડો જન્મ લાગે, પણ જો
આપની કૃપા થાય તો ક્ષણમાં જ આપને ઓળખી શકાય,
આપનાં જે વચનો છે તેમાં તમામ શાસ્ત્રો સમાઇ જાય છે,
જગતના તમામ જીવોના કલ્યાણ માટે આપ અદૃશ્યથી
જગતની ચોતરફ આશીર્વાદ પહોંચાડી રહ્યા છો.
ઓ લોર્ડ ! યુ આર ધી હાઇએસ્ટ ઓફ ધી હાઇએસ્ટ
એન્ડ ગોડ ઓફ ધી ગોડ્ઝ. (આપ સર્વોચ્ચના પણ
સર્વોચ્ચ અને દેવોના પણ ઈશ્વર છો).

૧૩. યોગશાસ્ત્ર તથા અનેક આધ્યાત્મિક ગ્રંથોના કર્તા જૈનાચાર્ય શ્રી વિજયકેસરસૂરિજી કહે છે કે :

મેં મારી જિંદગીમાં કોઈ અદ્ભુત વસ્તુ જોઈ હોય તો તે યોગનિષ્ઠ મહાત્મા શ્રી શાંતિવિજયજી છે.

તેઓશ્રી બાહ્યતઃ કેવા મામૂલી દેખાય છે અને પોતે જ્યારે વાતો કરે છે ત્યારે એક સાધારણમાં સાધારણ માણસ બોલતો ન હોય એમ લાગે છે. દેખાવ પણ તેઓશ્રીનો કુદરતી એવો જ છે એટલે જગત સહેજમાં ભૂલથાપ ખાઈ જાય છે એમાં કાંઈ નવાઈ નથી.

પણ મને તો એમ લાગ્યું કે આ તો કોઈ ઉચ્ચ કોટીના મહાન, આધ્યાત્મિક જ્ઞાનના ભંડાર છે.

એવા મહાન પુરુષને આપણે સહેજમાં ઓળખી શકીએ નહીં, કારણકે તેઓ પોતે યોગમાં તેમજ આધ્યાત્મિક જ્ઞાનમાં એટલા બધા ઊંડા ઊતરેલા છે કે અઢાર અઢાર માસ સુધી તેઓની પાસે રહીને એક વિદ્વાન પણ તેમને સંપૂર્ણપણે સમજી શકતો નથી.

હાલના આટલા બધા સાધુઓમાં તેઓ પોતે જ એક યોગક્રિયા તથા આધ્યાત્મિક જ્ઞાનની બાબતમાં મોખરે છે.

એવા મહાન યોગેશ્વરને સમજવા માટે મહાન શક્તિશાળી આત્મા પણ ઘણા લાંબા સમયે જ કાંઈક સહેજ સમજી શકે છે.

૧૪. "સ્થાનકવાસી જૈન" પત્ર અમદાવાદના તારીખ ૧૧-૧-૧૯૩૭ના અંકમાંથી તપસ્વીમુનિ શ્રી મિસરીલાલજીના આંતરિક ઉદ્‌ગારો :

૨૫૯મા ઉપવાસની રાત્રે મને એક દિવ્ય પ્રકાશ દેખાયો. તેમાં આબુવાળા યોગીરાજ આચાર્ય શ્રી વિજયશાંતિસૂરીશ્વરજી મહારાજનાં દર્શન થયાં.

તેમણે આદેશ આપ્યો કે તમારી હઠ છોડી દઈ પારણું કરો, આથી પૂર્ણ શ્રદ્ધા થઈ કે ગુરુદેવનો જે હુકમ છે તેને કુદરત સાથે સંબંધ છે.

પ્રથમ જ્યારે આબુથી તાર દ્વારા તે યોગીરાજ ગુરુદેવે પારણું કરવાની આજ્ઞા કરી ત્યારે હું એક વિશ્વપ્રેમી મહાપુરુષ તરીકેની શ્રદ્ધાથી પર હતો. જ્યારે હું તેમની પાસે રહ્યો, તેમના સમાગમમાં આવ્યો, ત્યારે પણ મને સંપૂર્ણ શ્રદ્ધા ન હતી, અને હું એમ સમજતો કે તેમનો અને મારો ધર્મ જુદો છે. તેમ જ બીજી અનેક શંકાઓ સાથે, કેટલાક માણસો તેમની વિરુદ્ધ બોલતા હોવાથી તે મહાપુરુષની યથાર્થતાની મને પૂરેપૂરી શ્રદ્ધા ન હતી.

પરંતુ ૨૫૬ મા ઉપવાસે મને તેમનો ભાસ અને પ્રકાશ થવાથી મારો તેમના પ્રત્યે વિશ્વના સર્વોપરી મહાત્મા હોવાનો વિશ્વાસ સ્થાપિત થયો અને તેથી તેમની આજ્ઞાને કુદરતી પ્રેરણા સમજી મેં પારણું કર્યું છે.

૧૫. "બૃહત જીવનપ્રભા તથા આત્મોન્નતિકારક વચનામૃતો" પુસ્તકના ૩૫૨ મા પાના ઉપરથી ટૂંક સાર :

આચાર્ય શ્રી વિજયકેસરસૂરિજીના અમદાવાદમાં અંતિમ ઉદ્દ્ગારો :

પાંચમની સવાર થઈ ગઈ, ઝાડા બંધ થઈ ગયા હતા, પોતે પોતાના સમુદાયને જણાવ્યું કે આબુથી યોગીરાજ શ્રી વિજયશાંતિસૂરીશ્વરજી મહારાજ આવીને મને મળી ગયા અને તેઓએ કહ્યું છે કે હવે જવાની તૈયારી કરી લો. પ્રથમ મેં તેઓશ્રીને એક સમયે કહ્યું હતું કે મારા અંતસમયે મારી ખબર લેજો.

૧૬. માઉન્ટ આબુમાં બિરાજતા હોવા છતાં ગુરુદેવ ભગવાને મુંબઈમાં આપેલાં દર્શન :

મુંબઈના પ્રસિદ્ધ શેઠશ્રી મંગળદાસનાં ધર્મપત્ની સુંદરબેન કચ્છ દુર્ગાપુર–નિવાસી હીરજી ઘેલાભાઈનાં સુપુત્રીને જગતગુરુ આચાર્ય ભગવાન શ્રી વિજયશાંતિસૂરીશ્વરજી ભગવાને આપેલાં દર્શન.

બેનશ્રી સુંદરબેને પોતાના પતિ તથા કુટુંબને કહ્યું કે આબુથી ગુરુદેવ ભગવાન મને દર્શન આપી કહી ગયા છે એટલે રવિવારે રાતના હું શ્રી ગુરુદેવ ભગવાનના પ્રતાપે સદ્‌ગતિમાં જઈશ.

તે જ દિવસે રાત્રીના સમયે બહેનશ્રીએ આત્મજાગૃતિપૂર્વક ધ્યાનસ્થ દશામાં દેહત્યાગ કર્યો હતો.

૧૭. "હૈદરાબાદ બુલેટીન" તા. ૧૦–૧૦–૧૯૩૬ ના અંગ્રેજી અખબારમાંથી અનુવાદ :

આબુમાં બિરાજતા હોવા છતાં જગતગુરુ આચાર્ય સૂરિસમ્રાટ શ્રી ૧૦૦૮ શ્રી વિજયશાંતિસૂરીશ્વરજી ભગવાને હૈદરાબાદ સિંધમાં પોતાના એક ભક્તને અગ્નિદાહથી બચાવ્યો.

સંવત ૧૯૯૩ ભાદરવા વદી પાંચમના દિવસે સ્વર્ગીય યોગનિષ્ઠ મહાત્મા આચાર્ય વિજયકેસરસૂરિજી મહારાજશ્રીની જયંતી હૈદરાબાદ સિંધના પ્રસિદ્ધ ધનકુબેર સુવિખ્યાત પોહુમલ બ્રધર્સ પેઢીના માલિક શેઠશ્રી કિશનચંદ લેખરાજની અધ્યક્ષતામાં મોટા સમારોહથી ઊજવવામાં આવી.

અધ્યક્ષશ્રી કિશનચંદ શેઠે પોતાના અનુભવનો એક પ્રસંગ બતાવ્યો કે પોતે સિંધ હૈદરાબાદમાં પોતાના નિવાસસ્થાનમાં નિદ્રામાં હતા. રાત્રે ઇલેક્ટ્રીક વાયરીંગમાં શોર્ટ સર્કીટ થતાં આગ લાગેલી. હું ભર ઊંઘમાં હતો ત્યાં ગુરુદેવ ભગવાને દર્શન આપી મને ઉઠાડી ચેતવ્યો કે ઘરમાં આગ લાગી છે, હું ગભરાઈને ઊઠ્યો અને ગુરુદેવ ભગવાનની કૃપાથી મારા પરિવાર સહિત બધાના પ્રાણ બચી ગયા.

પશ્ચાત્ત શેઠ સાહેબે કહ્યું કે જેનું સમાધી મરણ થાય છે તે ચોક્કસ ઉચ્ચ ગતિને પામે છે. આ વાતનું પ્રત્યક્ષ પ્રમાણ મેં "બૃહત જીવનપ્રભા" નામના પુસ્તકના ૩૫૨–૩૫૩ પાના ઉપર જોયુ છે જે નીચે પ્રમાણે છે :

શ્રી કેસરવિજયજીએ ગુરુદેવ ભગવાનને વિનંતી કરેલી કે અંત સમયે મારી ખબર લેજો. આબુમાં બિરાજતા છતાં શ્રી ગુરુદેવ ભગવાને કેસરવિજયજીને પ્રત્યક્ષ દર્શન દઈ તે દિવસે તેમના દેહાવસાનની સૂચના આપી.

શ્રી કેસરવિજયજીને આ વાતની ખબર મળતાં પોતાના અંતિમ સમયની તૈયારી કરી ધ્યાનસ્થ દશામાં દેહત્યાગ કર્યો.

૧૮. "વીરસંદેશ" પત્ર ૧૬ ડીસેમ્બર, ૧૯૩૮ના અંકમાંથી ગુજરાતી ભાષાંતર :

શ્રી યોગીરાજનો અપૂર્વ ચમત્કાર, જીવદયાનું મહાન કાર્ય કર્યું.

જોધપુર રાજ્યના બાલી પરગણામાં તખતગઢથી એક ગાઉ દૂર બીટિયા નામનું ગામ છે. ત્યાં એક વીરના સ્થાન ઉપર દર વર્ષે હજારો બકરાંનો વધ થતો હતો. આ હિંસાને રોકવા માટે ગુઢાબાલોતરાની જીવદયા મંડળી તથા તખતગઢના જીવદયાપ્રેમી ઘણો પ્રયત્ન કરી રહ્યા હતા પણ સફળતા મળી ન હતી.

ભાગ્યયોગે જગતગુરુ પરમ યોગેશ્વર શ્રી ૧૦૦૮ શ્રી વિજયશાંતિસૂરીશ્વરજી મહારાજ તા. ૬ઠ્ઠી ડીસેમ્બર, ૧૯૩૮ના રોજ તખતગઢથી વિહાર કરી લગભગ ચાર વાગે બીટિયા ગામ પધાર્યા.

ભોપાં (ભૂવા)ને જાણ થઈ કે ગુરુદેવ આ રસ્તે પધારવાના છે અને આવશે ત્યારે મને જીવવધ રોકવાનું ફરમાવશે. આ ભયથી ભોપો અગાઉથી જ ત્યાંથી ભાગીને બે ગાઉ દૂર બીજા ગામે ચાલ્યો ગયો. ગુરુદેવ વીરના સ્થાન ઉપર પહોંચ્યા ત્યારે ભોપો ન હતો એટલે ગુરુદેવે વીર ઉપર બે મિનિટ દૃષ્ટિ કરી અને વાંકલી ગામે પધારી ગયા.

રાત્રે એ વીરે ભોપાને સ્વપ્નમાં દર્શન આપી કહ્યું કે "ગુરુદેવે પધારીને આ ગામને પવિત્ર કર્યું છે અને હું તેઓશ્રીનો

બેનશ્રી સુંદરબેને પોતાના પતિ તથા કુટુંબને કહ્યું કે આબુથી ગુરુદેવ ભગવાન મને દર્શન આપી કહી ગયા છે એટલે રવિવારે રાતના હું શ્રી ગુરુદેવ ભગવાનના પ્રતાપે સદ્‌ગતિમાં જઈશ.

તે જ દિવસે રાત્રીના સમયે બહેનશ્રીએ આત્મજાગૃતિપૂર્વક ધ્યાનસ્થ દશામાં દેહત્યાગ કર્યો હતો.

૧૭. "હૈદરાબાદ બુલેટીન" તા. ૧૦-૧૦-૧૯૩૬ ના અંગ્રેજી અખબારમાંથી અનુવાદ :

આબુમાં બિરાજતા હોવા છતાં જગતગુરુ આચાર્ય સૂરિસમ્રાટ શ્રી ૧૦૦૮ શ્રી વિજયશાંતિસૂરીશ્વરજી ભગવાને હૈદરાબાદ સિંધમાં પોતાના એક ભક્તને અગ્નિદાહથી બચાવ્યો.

સંવત ૧૯૯૩ ભાદરવા વદી પાંચમના દિવસે સ્વર્ગીય યોગનિષ્ઠ મહાત્મા આચાર્ય વિજયકેસરસૂરિજી મહારાજશ્રીની જયંતી હૈદરાબાદ સિંધના પ્રસિદ્ધ ધનકુબેર સુવિખ્યાત પોહુમલ બ્રધર્સ પેઢીના માલિક શેઠશ્રી કિશનચંદ લેખરાજની અધ્યક્ષતામાં મોટા સમારોહથી ઊજવવામાં આવી.

અધ્યક્ષશ્રી કિશનચંદ શેઠે પોતાના અનુભવનો એક પ્રસંગ બતાવ્યો કે પોતે સિંધ હૈદરાબાદમાં પોતાના નિવાસસ્થાનમાં નિદ્રામાં હતા. રાત્રે ઈલેક્ટ્રીક વાયરીંગમાં શોર્ટ સર્કીટ થતાં આગ લાગેલી. હું ભર ઊંઘમાં હતો ત્યાં ગુરુદેવ ભગવાને દર્શન આપી મને ઉઠાડી ચેતવ્યો કે ઘરમાં આગ લાગી છે, હું ગભરાઈને ઊઠ્યો અને ગુરુદેવ ભગવાનની કૃપાથી મારા પરિવાર સહિત બધાના પ્રાણ બચી ગયા.

પશ્ચાત્ત શેઠ સાહેબે કહ્યું કે જેનું સમાધી મરણ થાય છે તે ચોક્કસ ઉચ્ચ ગતિને પામે છે. આ વાતનું પ્રત્યક્ષ પ્રમાણ મેં "બૃહત જીવનપ્રભા" નામના પુસ્તકના ૩૫૨-૩૫૩ પાના ઉપર જોયું છે જે નીચે પ્રમાણે છે :

શ્રી કેસરવિજયજીએ ગુરુદેવ ભગવાનને વિનંતી કરેલી કે અંત સમયે મારી ખબર લેજો. આબુમાં બિરાજતા છતાં શ્રી ગુરુદેવ ભગવાને કેસરવિજયજીને પ્રત્યક્ષ દર્શન દઈ તે દિવસે તેમના દેહાવસાનની સૂચના આપી.

શ્રી કેસરવિજયજીને આ વાતની ખબર મળતાં પોતાના અંતિમ સમયની તૈયારી કરી ધ્યાનસ્થ દશામાં દેહત્યાગ કર્યો.

૧૮. "વીરસંદેશ" પત્ર ૧૬ ડીસેમ્બર, ૧૯૩૮ના અંકમાંથી ગુજરાતી ભાષાંતર :

શ્રી યોગીરાજનો અપૂર્વ ચમત્કાર, જીવદયાનું મહાન કાર્ય કર્યું.

જોધપુર રાજ્યના બાલી પરગણામાં તખતગઢથી એક ગાઉ દૂર બીટિયા નામનું ગામ છે. ત્યાં એક વીરના સ્થાન ઉપર દર વર્ષે હજારો બકરાંનો વધ થતો હતો. આ હિંસાને રોકવા માટે ગુઢાબાલોતરાની જીવદયા મંડળી તથા તખતગઢના જીવદયાપ્રેમી ઘણો પ્રયત્ન કરી રહ્યા હતા પણ સફળતા મળી ન હતી.

ભાગ્યયોગે જગતગુરુ પરમ યોગેશ્વર શ્રી ૧૦૦૮ શ્રી વિજયશાંતિસૂરીશ્વરજી મહારાજ તા. ૬ઠ્ઠી ડીસેમ્બર, ૧૯૩૮ના રોજ તખતગઢથી વિહાર કરી લગભગ ચાર વાગે બીટિયા ગામ પધાર્યા.

ભોપા (ભૂવા)ને જાણ થઈ કે ગુરુદેવ આ રસ્તે પધારવાના છે અને આવશે ત્યારે મને જીવવધ રોકવાનું ફરમાવશે. આ ભયથી ભોપો અગાઉથી જ ત્યાંથી ભાગીને બે ગાઉ દૂર બીજા ગામે ચાલ્યો ગયો. ગુરુદેવ વીરના સ્થાન ઉપર પહોંચ્યા ત્યારે ભોપો ન હતો એટલે ગુરુદેવે વીર ઉપર બે મિનિટ દૃષ્ટિ કરી અને વાંકલી ગામે પધારી ગયા.

રાત્રે એ વીરે ભોપાને સ્વપ્નમાં દર્શન આપી કહ્યું કે "ગુરુદેવે પધારીને આ ગામને પવિત્ર કર્યું છે અને હું તેઓશ્રીનો

શિષ્ય બન્યો છું એટલે આજથી જીવવધ બંધ કર્યો છે. તું ગુરુદેવની પાસે જા અને મારી આજ્ઞાનુસાર ગુરુદેવની પાસેથી બાધા લઈને આવ.” એ જ રાત્રે ગુરુદેવે ભોપાને પણ દર્શન દીધાં, જેથી ભોપાનો વિશ્વાસ દૃઢ થયો.

તા. ૧૧–૧૨–૧૯૩૮ તદનુસાર મિતિ પોષ વદી પાંચમ રવિવારના રોજ બપોરે ત્રણ વાગે સેંકડો વિદેશી યાત્રીઓ તથા વાંકલી સંઘ સમક્ષ ભોપો આવ્યો અને વિનયપૂર્વક નમસ્કાર કરીને બધી બનેલી હકીકત કહી સંભળાવી.

ગુરુદેવે પણ સમયાનુસાર ઉપદેશ દીધો–ઉપદેશ સાંભળી ભોપાએ બાધા લીધી કે :–

“આજથી વીરના સ્થાન ઉપર કે બીજે ક્યાંય જીવવધ કરીશ નહીં.” ભોપાએ હવે એ વીરના સ્થાને કબૂતરને ચણ નાખવા અનાજનો પ્રબંધ કરવા વિનંતી કરી. તખતગઢ અને વાંકલીના સંઘે તે ભાર સ્વીકાર્યો.

અત્રે એ યાદ આવે છે કે જોધપુર સ્ટેટના જશવંતપરા ગામે નજીકમાં સુંદા નામનો પહાડ છે. સંવત ૧૯૭૩ની સાલના ચાતુર્માસમાં ગુરુદેવ સુંદાના પહાડ ઉપર બિરાજતા હતા.

સુંદાના પહાડ ઉપર ચામુંડા દેવીનું વિખ્યાત મંદિર આવેલું છે. ત્યાં નવરાત્રિ અને દશેરાના તહેવારોમાં માતાજી સમક્ષ લોહીની નદી વહે તેટલાં પ્રાણીઓનો ભોગ અપાતો હતો તે શ્રી ગુરુદેવના આવા જ પ્રભાવથી બંધ કરવામાં આવેલો.

જૈન સમાજનું સદ્‌ભાગ્ય સમજવું જોઈએ કે આવા દેવોના પણ ગુરુ એવા પ્રભાવિક આચાર્ય વિદ્યમાન છે.

ઇન્દોરના સરદાર માધવરાવ વિનાયકરાવ કીબે દીવાનપદે રહેલા અને તેમને શ્રીમંતની પદવી પણ મળેલી, તેમ જ તેઓની ૩૬૦ દુકાનો પણ ચાલતી હોઈને તે શ્રીમંત પણ હતા. તેઓ વિદ્વાન, ગુણગ્રાહી અને સાધુઓના પરિચયમાં આવતાં તેમને પરખ પણ હતી.

તેઓએ ગુરુદેવ વિષે મરાઠી માસિક "કિર્લોસ્કર"માં નીચે મુજબ લખેલું છે :

જ્યારે અમો ઇન્દોરથી આબુ જવા નીકળ્યા ત્યારે "ટાઇમ્સ ઓફ ઇન્ડિયા" વાચતાં તેમાં છપાયેલું કે આબુમાં મહાત્માશ્રી શાંતિવિજયજી રહે છે અને તે દિવ્ય શક્તિ ધરાવે છે. તેઓશ્રીને યુરોપિયનો, પારસી, મુસ્લિમો, હિન્દુ અને જૈન એમ દરેક પૂજ્ય માને છે.

આ પ્રમાણે વાચતાં અમારા મનમાં પણ વિચાર આવ્યો કે અમારે પણ તેમને મળવું જોઈએ. આથી અમો પણ ત્યાં ગયા, ગુરુદેવ શાંતિવિજયજીને અમે જોયા ત્યારે અમોને મનમાં એમ થયું કે એ કોઈ દિવ્ય પુરુષ તો છે જ. અમો કાંઈ પૂજનીય આદર્શ તરીકે માનતા નહીં પણ હવે તો અમો કોઈ અજબ દેવરત્ન સમજ્યા છીએ, અને જેમ જેમ અનુભવ વધતો ગયો તેમ તેમ અમોને પ્રતીતિ થતી ગઈ કે એ તો કોઈ અજબ દેવપુરુષ છે.

એ મહાન પુરુષને જ્યારે જ્યારે આપણે જેવી જેવી ભાવનામાં જોઈએ છીએ તેવી રીતે તેઓ પોતે દેખાય છે.

પ્રથમથી જ દુનિયાને અંધ વિશ્વાસમાં બીજા સાધુઓ મળેલા છે એટલે આપણે આવા મહાન દેવપુરુષને ઓળખી શક્યા નહીં કારણકે જગત આજે સાધુઓ માટે અવિશ્વાસ કરે છે એ વાત બરોબર છે. દુનિયામાં ડોળ કરનારાઓ અને પાંડિત્ય ભરેલું વાક્ચાતુર્ય બતાવનારા ઘણા પુરુષો સાધુવેશમાં જગતને ભરમાવે છે અને એવા અસાધુઓને પણ માનનારા અને પૂજનારા અંધશ્રદ્ધાળુઓ મળી જાય છે.

એમનો ઉપર ઉપરનો દેખાવ તદ્દન ભોળો અને સાદો છે. જ્યાં સુધી આપણને પૂર્ણ અનુભવ નહીં થાય ત્યાં સુધી એમજ લાગશે કે એ તો તદ્દન મામૂલી સાધારણ માણસ છે.

ગુરુશ્રી શાંતિવિજયજી ઉપરનો દેખાવ જુદો અને અંદરના ગુરુદેવ શાંતિવિજયજી જુદા છે. આજે દુનિયા તો ઉપરનો ડોળ-ડમાક જોઈ ને અંધશ્રદ્ધામાં ફસાઈ જાય છે અને જ્યારે પાછળથી અનુભવ થાય છે ત્યારે શ્રદ્ધાહીન બની જાય છે.

સાધુનું નામ જે પવિત્ર છે એ નામથી પોતે કાંઈ પવિત્ર થતો નથી. ધારો કે કોઇનું નામ રામ, કૃષ્ણ, રીખવ, શિવ, જરથોસ્ત, મહંમદ અને કોઇનું નામ ઈશુ છે. હવે એવાં નામ ધારણ કરવાથી કોઈ પોતે તેવા મહાપુરુષ થઈ શકતા નથી. ધારો કે સઘળા સાધુઓના વેશ જ પૂજનીય ગણાતા હોય તો પછી નાટકમાં જેમ રાજારાણી થાય છે તેવી જ રીતે તેમજ જેમ બકરાના ઉપર સિંહનું ચામડું ચડાવવામાં આવે તો કાંઈ બકરો સિંહ થઇ જતો નથી, તેવી જ રીતે સિંહ જેવો જીવ બળવાન હોય તો જ ખરેખરો સિંહ બની શકે છે. ધારો કે નાટકમાં એક શ્રીમંત માણસ જ્યારે ફારસમાં ઊતરે છે ત્યારે મામૂલી માણસ દેખાય છે તેથી તે કાંઇ મામૂલી માણસ ન કહેવાય.

તેવી જ રીતે દુનિયાના ધર્માચાર્યોએ સાચા સંત બનાવી જાણ્યા હોત તો આજે દુનિયા મુક્તિપુરી બની હોત અને દુનિયાના મહાન પુરુષોને ઓળખાવ્યા હોત.

એ મહાન આત્માને ઓળખવા માટે પણ મહાન વિચારક થવાની જરૂર છે.

જો એ મહાન પુરુષનો આશીર્વાદ મળે તો દુનિયાના મોટા મોટા નામી ડોકટરોએ પણ જેને માટે આશા છોડાવી દીધી હતી તથા જ્યોતિષીઓએ પણ જેને માટે હાથ ખંખેરી નખાવ્યા હતા તેવાઓ પણ તેમના આશીર્વાદ વડે સાજા થઈ ગયા છે.

જેને આપણે સાધુ કહીએ, જેનાં દર્શન વડે આપણું પાપ નષ્ટ થઈ જાય એ સાધુતા કંઈ જુદી જ વસ્તુ છે. ગુરુદેવ શાંતિ-વિજયજીને તો બધા ઓળખે છે પણ આપણી કંઈ મહાન

// પુણ્યાઈ હશે તો જ અંદરના ગુરુદેવ શાંતિવિજયજીને ઓળખી શકીશું તે જ દિવસે આપણે ખરેખરો આશીર્વાદ મેળવ્યો લેખાશે.

વિશેષ શું કહું, એમનો આશીર્વાદ એટલો બધો બળવાન છે કે જે કેસને માટે દરેકેદરેક માણસોએ આશા છોડી દીધી હતી તેવો મહાન રોગ પણ મુક્ત થયો એ મારો પોતાનો ખુદનો અનુભવ છે.

હું તો હવે દુનિયાના મહાન યોગેશ્વર તેમને સમજું છું. અહાહા, દુનિયામાં આજે એવા દેવરત્ન છે જેને કોઈ ઓળખી શક્યા નથી, કારણકે તેમની પાસે સિંહ અને વાઘ જેવાં હિંસક પ્રાણીઓ પણ પાળેલાં જનાવરોની માફક આવી બેસી જાય છે.

એવા મહાન પુરુષનો ભેટો થવો એ કાંઈ સાધારણ વાત નથી. એકવાર તો દરેકેદરેક મનુષ્યે જરૂર એમનાં દર્શન કરવા જોઈએ, એવી મારી દરેકેદરેકને ભલામણ છે.

એમનો જે માર્ગ છે તે સત્ય છે. "મારું તે સત્ય નહીં, પણ સત્ય તે જ મારું છે." એવો ગુરુદેવનો દરેકને એકસરખો ઉપદેશ છે.

ગુરુદેવ પોતે આહિર–ક્ષત્રિય કુળમાં જન્મેલા અને દરેકે-દરેક પ્રાણી ઉપર સમભાવના રાખી પ્રેમ વરસાવવો એવો તેઓ-શ્રીનો ઉપદેશ છે, અને વિશ્વનું કલ્યાણ થાઓ તેવી ભાવના છે.

૨૦. "આદર્શ સાધુ" અને "આદર્શ જૈન" આદિ અનેક પુસ્તકોના કર્તા શ્રી પ્રભુદાસ એ. મહેતા, કે જેમનું ઉપનામ "બંસી" છે, તેઓ કહે છે કે:

અરે, મને જ્યારે હિન્દના છપ્પન લાખ સાધુઓ અને ફકીરો યાદ આવ્યા ત્યારે મને વિચાર થયો કે માંહોમાંહે ચીસકારી પાડતા, ઘુરકાઘુરકી કરતા અને હરામની રોટી ખાનારાઓ એ ક્યાં અને આ મહાપુરુષ ક્યાં?

આત્માની સાક્ષીએ કહું છું કે મેં મારી જિંદગીમાં ખરેખરો આનંદ મેળવ્યો હોય તો આ મહાપુરુષ શાંતિવિજયજીનાં ચરણોનાં દર્શન કર્યાં ત્યારે જ.

ભૂતકાળમાં જે મહાન પુરુષો થઈ ગયા છે તે કોટીમાં તેઓ અત્યારે સહેજમાં આવીને ઊભા છે.

એમનો જે ભોળો દેખાવ ઉપરનો દેખાય છે કે "આ તો કોઈ બાળક જેવા બાળાભોળા દેખાય છે" એ મહાન પુરુષનાં અંદરનાં તત્ત્વો ઘણાં જ ઉત્તમ છે, અને જેની ગતિ પણ ગહન છે એવા પુરુષને ઓળખવા માટે મહાન શક્તિશાળી જીવ હોય તોપણ ઘણા લાંબા સમયે કંઈક અંશે જ સમજી શકે છે.

કોણ કહે છે કે ભારતમાં અમૃતગંગા નથી? કોણ કહે છે કે દુનિયામાં કલ્પવૃક્ષ નથી?

મેં તો એમ માન્યું હતું કે એ તો કોઈ મંત્રવાદી દેવી ઉપાસક હશે પણ એ તો કલીકાળમાં અલૌકિક રાજયોગનો ખરેખરો અનુભવ મેળવેલા મહાન પુરુષ છે.

અરે, મેં તો આટલાં વરસ સુધી ભૂલ જ ખાધી કારણકે મારી મતિ અને કલ્પનાએ દગો દીધો. કેમ કે તેમને ઓળખતાં મને આટલાં વરસ લાગી ગયાં.

હું આ મહાન પુરુષની તારીફ નથી કરતો પણ એ સત્યનો સંદેશો જગતને અંધકારમાંથી અજવાળામાં આવવા માટે કહું છું.

એ મહાન પુરુષના ગુણો તો ઘણા જ છે પણ કેટલું લખી શકાય? મને તો લાગ્યું કે તેઓશ્રી સર્વના મનના વિચારો સારી રીતે જાણી શકે છે. અરે કહેવું ન કહેવું એ તો એમના મનની વાત છે. એમને મારે કયા શબ્દોથી સંબોધવા તે જ હું સમજી શકતો નથી.

૨૧. પંજાબકેસરી સ્વર્ગસ્થ લાલા લાજપતરાયના ઉર્દૂ અખબાર "વંદેમાતરમ"માંથી ટૂંક નોંધ :

વિશ્વમાં મહાન આદર્શમાં આદર્શ પુરુષ હોય તો તે એક શાંતિવિજયજી જ છે. કુદરતી શક્તિઓ ખરેખર પૂજ્ય ગુરુદેવ શાંતિવિજયજીને પ્રાપ્ત થઈ છે.

જો મનુષ્ય ગુરુ બનવાનો દાવો કરી શકે તો શાંતિવિજયજી જ ખરા ગુરુજી કહી શકાય.

૨૨. ભાવનગર રાજ્યના દીવાન શ્રી પ્રભાશંકર પટણી કહે છે:

એ એક ઉચ્ચ કોટીના મહાપુરુષ છે, છતાં એમનું હૃદય બાળકના જેવું નિખાલસ અને ગભરુ છે.

મહાત્માઓનાં લક્ષણ શાસ્ત્રમાં તો ગમે તેવાં લખ્યાં હોય પણ બીજે ભાગ્યે જ જોવામાં આવે એવું બુદ્ધિ અને હૃદયનું વિચારબળ, આવો સરળ બાળભાવ અને આવો સુંદર સમન્વય એ મને તો ખરા મહાત્માપણાનું સાચું સ્વરૂપ છે એમ મારા પરિચયથી લાગ્યું છે.

જ્યારે જ્યારે હું તેમની પાસે ગયો છું ત્યારે ત્યારે તેમના સાંનિધ્યમાં મગજ અને હૃદયના ભાવોની એકતા થઈ જઈને, ફક્ત તેમની સામે જોયા કરવાની અને એમનું વક્તવ્ય સાંભળ્યા કરવાના ભાવ માત્ર સિવાય બીજી કોઈ પણ વૃત્તિ ઉત્પન્ન થતી જ નથી. દરેક આવનારને એવો જ ભાસ થઈ જાય છે, એમ મેં જોયું છે.

મહાત્માપણાની એથી વિશેષ વ્યાખ્યા–સામગ્રી બીજી શી હોઈ શકે?

લોકૈષણાની ઇચ્છાથી તેઓ ઘણા પર છે.

ઘણા મહાપુરુષોના પરિચયમાં આવવાના પ્રસંગો મને મળ્યા છે પણ એમનું સાંનિધ્ય મને અપૂર્વ લાગ્યું છે.

કયા અને કેટલા અભ્યાસનું આ પરિણામ હશે એ જો સમજાય અને તે પ્રમાણે કરી શકાય એટલી સુગમતા જણાય તો તેમ કરવાનું મન થઈ જાય તેવું છે.

૨૩. શ્રી દોલતસિંહજી (મહારાજા, લીંબડી) કહે છે : યોગનિષ્ઠ ગુરુદેવ ભગવાનશ્રી શાંતિસૂરીશ્વરજીના સમાગમમાં હું છેલ્લાં છ સાત વર્ષથી આવ્યો છું તે ઉપરથી હું જોઈ શક્યો છું કે તેઓશ્રી એક ઉચ્ચ કોટીના મહાપુરુષ છે. યોગાભ્યાસથી પ્રાપ્ત થતી વિશ્વદૃષ્ટિ તેઓશ્રીએ મેળવી છે.

હું ઇચ્છું છું કે અધિકારી સજ્જનો તેમના પવિત્ર સમાગમમાં આવી તેઓશ્રીની આત્મિક ઉચ્ચતાનો લાભ મેળવે.

૨૪. શ્રી મહારાજા લખધીરજી (મોરબી) કહે છે : આચાર્ય મહારાજ શ્રી શાંતિસૂરીશ્વરજી મહારાજના સમાગમમાં આવવા તથા તેઓશ્રીનો ઉપદેશ સાંભળવા હું પણ ભાગ્યશાળી બન્યો છું.

તેઓશ્રી એક ઉત્તમ પુરુષ છે અને તેમનું ચારિત્ર્ય ઘણી ઊંચી કોટીનું છે. એવા મહર્ષિનાં પ્રવચનો સમુદાયે સાંભળવાથી જેમ ઔષધિથી શરીરનું દરદ અને મલિનતા દૂર થઈ આરોગ્ય નિર્મળ બને છે તેવી જ રીતે જનસમાજની માનસિક મલિનતા દૂર થાય છે, જીવન પવિત્ર અને સુખી બને છે.

એવા મહાન પુરુષો આપણામાં વધારે અને વધારે થાઓ અને તેમના પવિત્ર જીવન, આદર્શ અને ઉપદેશથી જનસમુદાયનું જીવન વધારે નીતિમાન અને સુખમય બનો એ જ અભ્યર્થના.

૨૫. કલકત્તાના "સ્ટેટ્સમેન" પત્રના તા. ૭–૧–૧૯૩૬ મંગળવારના રોજ અંગ્રેજીમાં તેમજ અમદાવાદના અઠવાડિક પત્ર "ગુજરાતી પંચ"માં તા. ૬–૧–૧૯૩૬ ના રોજ પ્રગટ થયેલ લખાણમાંથી :

ચમત્કારિક જૈનયોગી–"મોડર્ન મિરેકલ વર્કર" એવાં શીર્ષકો હેઠળ આ મતલબનું લખાણ પ્રગટ થયું છે :

હિઝ હોલિનેસ યોગીરાજ જગતગુરુ, યુગપ્રધાન આચાર્ય સૂરિસમ્રાટ શ્રી વિજયશાંતિસૂરીશ્વર મહારાજ મારવાડમાં

સરસ્વતી અરણ્યમાં બિરાજે છે. પ્રથમ તે જગ્યા એક ઘોર જંગલરૂપ હતી પરંતુ ગુરુદર્શનાભિલાષી હરેક કોમ અને ધર્મના માણસો આવવાથી એ સ્થાન ભરપૂર શહેર જેવું લાગે છે.

એક ધનવાન વેપારીએ એ સ્થાનમાં જમણ આપ્યું હતું, જેમાં એક હજાર માણસો પૂરતી રસોઈ કરી હતી. પરંતુ ગુરુદેવના દર્શન માટે સાંજ સુધીમાં બીજા પાંચ હજાર માણસો આવી જતાં કાર્યવાહકો મૂંઝવણમાં પડ્યા હતા પરંતુ ગુરુદેવના આશીર્વાદથી તમામ માણસો ભોજન કરી શકયા અને તેમ છતાં ય પાંચસો માણસો બીજા જમી શકે તેટલી રસોઈ વધી પડી હતી.

૨૬. અલાહાબાદના અંગ્રેજી અખબાર "લીડર"ના તારીખ ૧૫–૭–૧૯૩૫ સોમવારના અંકમાંથી ગુજરાતી ભાષાંતર :

મિસ્ટીરીયસ સપ્લાય ઓફ ફુડ એન્ડ વોટર :

મારવાડમાં આવેલા એરણપુરા નજીક વિસલપુર ગામમાં જૈન ધર્મને લગતી ધાર્મિક ક્રિયાઓ કરવામાં આવી હતી જે વખતે હજારોની સંખ્યામાં જૈનો તથા અજૈનો, તેમ જ જૈન સમાજના રાષ્ટ્રીય સ્તરના આધારસ્તંભ સમાન મહાન સભ્યોએ હાજરી આપી હતી.

આ પ્રસંગે જૈન ધર્મના ઇતિહાસમાં નોંધવા લાયક બનાવ બન્યો હતો.

સામાન્ય રીતે આ ગામડામાં ઉનાળાની ઋતુમાં કાયમ માટે પીવાના પાણીની પણ તંગી પડતી હતી, જેથી આ સમય આટલી માનવ–મહેરામણ સમાન મેદનીને પાણી દસબાર દિવસ સુધી પૂરું કેમ પાડવું તેના ઉપાય માટે ગામ લોકો ચિંતાતુર બન્યા હતા.

આ સર્વ ક્રિયાઓ આબુ પર્વતના પ્રખ્યાતિવાળા વિશ્વોત્પાદક પૂર્ણ યોગેશ્વર, આચાર્યસમ્રાટ, જગતગુરુ યોગેન્દ્ર ચુડામણી

ગુરુદેવ ભગવાન શ્રી વિજયશાંતિસૂરીશ્વરજી મહારાજાના શુભ હસ્તે થવાની હતી. ગામલોકો ગુરુદેવ ભગવાનની પાસે ગયા. યોગીરાજે ખાતરી આપી કે તમારે ચિંતા કરવી નહીં.

યોગીરાજ વિસલપુરમાં પધાર્યા બાદ પાણી પૂરું પાડવાની ચિંતા સંપૂર્ણપણે નાશ પામી હતી અને સંભવે નહીં તેવી જગ્યાઓએ પણ પાણીની ભરતી થઈ ગઈ.

સર્વ ક્રિયાની સમાપ્તિ સુધી અખૂટ પાણી મળ્યા કર્યું. રાંધેલી રસોઈમાં વધારે માનવીઓ આવી જતા છતાં પણ રસોઈ ખૂટવાને બદલે વધી પડતી. દરેકને માનવું પડતું કે આ બધું કોઈ દૈવી હાથોથી જ થાય છે.

એકત્ર થયેલ માનવસાગરે મુર્શીદાબાદવાળા જગતશેઠની આગેવાની હેઠળ જૈન ધર્મમાં તિર્થંકર ભગવાન પછીની બીજી કોટીની—યુગપ્રધાનની મહાન પદવી છે તે યોગીરાજને અર્પણ કરી.

[ ૬ ]

## ગુરુદેવના શ્રીમુખેથી

# વિશ્વપ્રેમ

વિશ્વાત્મા પ્રેમરૂપ છે, જગતના કણ કણમાં પ્રેમ સમાયેલો છે. સૂર્ય, ચન્દ્ર અને તારાગણ પણ પ્રેમની જ્યોતિથી જ પ્રકાશમાન છે. જીવનજ્યોતિ પ્રેમથી જ પ્રકાશી રહી છે, જ્યાં પ્રેમ નથી ત્યાં ચેતન નથી, માત્ર જડતા જ છે, અજ્ઞાનતા છે, અંધકાર છે, એટલા માટે જીવમાત્રનું અંતિમ ધ્યેય પ્રેમની વિદ્યુતધારાને શોધવાનું છે. જીવસૃષ્ટિમાં જે અખંડ ગતિ દેખાય છે તે પ્રેમની પ્રાપ્તિ માટેની જ તેમની દોડ છે. જન્મ-જન્માંતર થાક્યા વગરની એ દોડ તીવ્ર ગતિથી સતત ચાલ્યા જ કરે છે. એકમાત્ર પ્રેમરૂપ પરમાત્મા સાથે એકરૂપ થવા માટે અણુએ અણુ સતત પ્રયાસ કરી રહ્યા છે. આ સતત પ્રયાસ વિશ્વનો પરમ પવિત્ર ધર્મ છે, તેનાથી વિમુખ થવામાં જીવ-જગતનું કલ્યાણ નથી.

જીવનમાં પ્રેમનાં સુંદર ઝરણાં રાતદિન સતત વહ્યા કરે છે. તેમાં સ્નાન કરીને આત્મા સુખ, શાંતિ અને શીતળતાનો અનુભવ કર્યા જ કરે છે. જ્યાં પ્રેમનો જેટલો વિશુદ્ધ પ્રકાશ છે ત્યાં તેટલું જ આકર્ષણ રહે છે. માતામાં, પિતામાં, પુત્રમાં, પત્નીમાં તથા સાથીદારોમાં આકર્ષણનો આધાર આ પ્રેમતત્ત્વ જ છે, પ્રેમના પ્રભાવથી જ એકબીજા પ્રત્યેનું ખેંચાણ રહે છે. પ્રેમરસની વર્ષાથી વંચિત રહેલ વ્યક્તિનું જીવન નીરસ અને અભાગી છે.

પ્રત્યેક ધર્મ અને સંપ્રદાયના ધર્મગ્રંથો છેવટે એ જ નિષ્કર્ષ ઉપર પહોંચે છે. બધાના મતાંતર અને વિરોધ દૂર થઈ

અહીં એકરૂપ બની જાય છે. બાઇબલ, કુરાન, અવેસ્તા, વેદ, બધાંના ભેદાભેદ દૂર થઈ એકરૂપ કરનારી આ વિશ્વભાવના જ છે.

કીડીથી હાથી સુધી બધાં પ્રેમના બંધનથી જ બંધાયેલાં છે. સૂર્યમંડળના ગ્રહો તથા ઉપગ્રહો પણ પ્રેમની નૈસર્ગિક અવહેલના કરવામાં પોતાનું કલ્યાણ સમજતા નથી.

આ જ કારણથી જ્ઞાનોપજીવી માનવ આદિકાળથી પ્રેમના મહત્ત્વથી આકર્ષિત રહ્યો છે, પ્રેમના મહિમા આગળ સન્માનથી માથું નમાવવામાં પાછળ રહ્યો નથી.

સૃષ્ટિના આદિ યુગમાં જીવમાત્રનો વ્યવહાર વિરલ સ્વરૂપમાં હતો, એ સમયે પ્રેમભાવનાને કસોટી ઉપર કસાવાની જરૂરત બહુ જ થોડી હતી. તે સમયે પ્રેમવ્યવહાર એક સહજ કર્તવ્ય હતું. કોઈ ઉલ્લેખનીય ત્યાગ વગર અરસપરસનો સદ્ભાવ સંભવિત હતો. આજની સમસ્ત જીવસૃષ્ટિમાં પ્રેમનો નિર્વાહ કઠણ થતો જાય છે. પોતપોતાના અસ્તિત્વ માટે એકબીજાના સંહારની ભાવના પ્રબળ થતી જાય છે.

એ પ્રાચીન કાળને સતયુગનું નામ આપી આજ પણ આપણે આપણી શ્રદ્ધાંજલી આપીએ છીએ. આપણો આજનો કાળ કળીયુગ કહેવાય છે. આ કળીયુગમાં હરકોઇને સખત પરીક્ષામાંથી પસાર થયા વગર પોતાની વિશુદ્ધતા સાબિત કરી શકાતી નથી.

વિશ્વમાં આટલો બધો પ્રેમનો દુકાળ કદાપી પડ્યો ન હતો. પ્રેમ માટે આજનું વિશ્વ તરસી રહ્યું છે. વિશ્વના કણેકણ પ્રેમ વગર તરફડી રહ્યા છે. કોઈ કોઈ વખત અંતરમાં એવો અનુભવ પાકો થતો જાય છે કે પ્રેમની સંજીવની જીવો માટે મળવી અલભ્ય છે—મળી શકે તેમ નથી, સ્વાર્થને છોડવાનો જીવનો નિસ્તાર નથી.

દિનપ્રતિદિન જ્યાં સંઘર્ષની જ્વાળા વધતી જાય છે ત્યાં એવી રીતનું આ અશ્રદ્ધામય વાતાવરણ બનવા સિવાય બીજું

શું હોઇ શકે? એનું એ ફળ છે કે વિશ્વ માર્ગ ભૂલીને અવળે રસ્તે ચડી રહ્યું છે. ઘર ઘરમાં કંકાશ ચાલ્યા કરે છે. કોઈ વંશ કે કુલીનતાનો દાવો કરીને પોતાને સર્વથી શ્રેષ્ઠ બતાવે છે, કોઈ ધનના બળ ઉપર ગરીબોને ચૂસી રહ્યા છે, કોઈ ધર્મની ખાઈ ખોદી રહ્યા છે, કોઈ ભાષાના આધારે પોતાની જુદી રાષ્ટ્રીયતા ઊભી કરી રહ્યા છે. સમજમાં નથી આવતું કે વિશ્વને આ પ્રવૃત્તિ કયા માર્ગે લઇ જશે?

જ્યારે ઘોર અંધારી ભયાનક વાદળ–ઘટાઓ આકાશમાં ગર્જના કરતી દોડે છે, ત્યારે પણ ત્યાં વીજળીના પ્રકાશની બેચાર રેખાઓ ઝબકી ઊઠે છે અને અંધકારને દૂર કરે છે. તેવી જ રીતે પ્રેમની વિટંબણાના આ યુગમાં પણ શ્રદ્ધા રાખનારા મહાત્મા-ઓનું પણ અસ્તિત્વ છે. પ્રેમરૂપ વિશ્વાત્માની ઉપાસનાની આ સાંકળ કોઇ પણ કાળમાં છિન્નભિન્ન થઈ શકી નથી પણ ચાલુ જ રહી છે. મહાત્માઓએ અખંડ શ્રદ્ધા બતાવી આપી છે. વળી એ લોકોએ પ્રેમના ક્ષેત્રને વધુમાં વધુ વિસ્તારવાની રોચક કલ્પનામાં સમયને સાર્થક કર્યો છે. આવી પ્રેમની અખંડ આરા-ધના દ્વારા મનુષ્યોએ હજારો વર્ષથી આજ સુધી જે સુંદર સ્વપ્નો જોયાં છે તેમાં સૌથી મનોહર સ્વપ્ન છે વિશ્વપ્રેમ.

એને અમે સ્વપ્ન એટલા માટે કહ્યું છે કે તે આજ સુધી વિચારો અને કલ્પનામાં જ રહ્યું છે. એને માનસિક જગતથી બહાર, પ્રયોગની ભૂમિ પર આવવાનો બહુ જ અલ્પ અવસર મળ્યો છે, કવચિત્ કોઇ વાર તક મળી છે તોપણ વ્યક્તિગત જીવન સુધી જ તેની સીમા રહી છે.

ભગવાન મહાવીર, બુદ્ધ, ઈશુ ખ્રિસ્ત એવા પ્રાતઃસ્મરણીય પુરુષો છે કે જેઓએ વિશ્વપ્રેમને સુંદર સ્વપ્ન જ રહેવા દેવાને બદલે, પોતપોતાના જીવનમાં પ્રાણીમાત્ર માટે ઉતારી દીધો છે, પોતાના જીવનની બહાર જનતા–જનાર્દન જ નહીં પરંતુ જીવ-માત્રને માટે વિસ્તારી દીધો છે.

વિશ્વપ્રેમના સંદેશનો જયઘોષ જ્યાં સુધી ગુંજ્યો ત્યાં સુધી એક નવી સૃષ્ટિનો જન્મ થયો. નવા નવા આદર્શો ઊભા થયા. નવા દૃષ્ટિકોણનું નિર્માણ થયું. સાહિત્ય, શિલ્પ, ધર્મ, દર્શન અને સદાચારને નવી આંખો મળી, પણ આ પ્રભાવના વ્યક્તિગત જીવનમાં જેટલી ઉચ્ચ રહી તેટલી સાર્વજનિક જીવનમાં ચરિતાર્થ થઈ શકી નહીં. વિરોધી શક્તિઓના અવરોધના કારણે તેમજ પ્રતિકૂળ ક્ષેત્રોમાં પડવાથી પોતાના કેવળ અલ્પકાલીન ચમત્કાર દેખાડીને સીમાબદ્ધ થઈ ગઈ. પરંતુ વિચારશીલોએ સદા એ અનુભવ કર્યો છે કે એકમાત્ર આ વિશ્વપ્રેમ જ દુઃખમય જગતને માટે વિશ્વની અંદર જ સાકાર સ્વર્ગ છે. આ બાબતમાં તેઓએ પોતાની શ્રદ્ધામાં કદાપિ શિથિલતા આવવા દીધી નથી. તેઓને પૂરેપૂરી શ્રદ્ધા છે કે જો મનુષ્યો ઇચ્છે અને પ્રયત્નશીલ રહે તો તે વિશ્વાત્માની સૌથી પ્રિય વિભૂતિથી પોતાના આત્માનો અભિષેક કરી શકે અને વિશ્વકલ્યાણનો રાહ પ્રશસ્ત બની શકે તેમ છે.

વિશ્વપ્રેમના ઊંડા અર્થમાં વિશ્વની વ્યાખ્યા કરતાં માત્ર મનુષ્યનો જ સમાવેશ ન થઈ શકે—પરંતુ સમસ્ત બ્રહ્માંડમાં વસનારાં નાનાંમોટાં બધાં પ્રાણીઓનો સમાવેશ થાય છે. બાકીના અસમર્થ છે કે નિરીહ જીવોને વંચિત રાખી શકાય નહીં. વિશ્વપ્રેમની એવી સંકુચિત વ્યાખ્યા કરીને વિશ્વબંધુત્વના હિમાયતી માને છે તે ખરું જોતાં વિશ્વપ્રેમી નહીં પણ માત્ર માનવપ્રેમી જ છે.

માનવપ્રેમી બનવું પણ સહેલું નથી. તેના માટે પણ પર્યાપ્ત ત્યાગ અને વ્યાપક દૃષ્ટિકોણની આવશ્યકતા રહે છે. પરંતુ માનવપ્રેમ એ વિશ્વબંધુત્વના માર્ગનો એક નિર્દેશક પત્થર (માઇલ સ્ટોન), એક પગથિયું માત્ર છે. એ મહાન સાધના સહેજમાં સિદ્ધ થઈ શકતી નથી. તે એક બહુ જ લાંબો રાહ છે. આદિકાળથી માનવ એ માર્ગે અગ્રેસર થવા ક્રિયાવાન–સચેત છે,

કોઈ વાર આગળ વધે છે, કોઈ વાર પાછળ પણ હઠવું પડે છે.
પ્રયોગ ચાલી રહ્યો છે, સફળતા અને વિફળતાથી પણ વિકાસનો
માર્ગ વિસ્તૃત બની રહ્યા છે. સમય સમય પર વિશ્વાત્માઓ
તેનો સંદેશ લઈને આવી રહ્યા છે. તેઓના પ્રાગટ્યથી માર્ગ
અલૌકિક બની જાય છે, પાછળથી તે પ્રકાશ ધૂંધળો બનીને
અંધકારમાં ડૂબી જાય છે, પરંતુ એમાં શંકા નથી કે આ
પ્રયોગોમાં સત્યની કસોટી થઈ જાય છે, અને દર પ્રસંગે
અલૌકિકતાથી લખેલા લેખનો અભ્યાસ કરતાં વિશ્વનું કલ્યાણ
વિશ્વપ્રેમની સુંદર ભાવનામાં જ સમાયેલું છે.

વિશ્વપ્રેમ, વિચારસાધનાનો એ કાંઠો છે કે જ્યાં પહોંચ-
વાથી બધું થોડું થોડું કરતાં બધું છૂટી જાય છે—સ્ત્રી બાળકો,
ઘર, પરિવાર, વંશ, જાતિ, સમાજ, રાષ્ટ્ર આદિ બધું છૂટી જાય
છે. વિશ્વપ્રેમના મહામાર્ગમાં આગળ વધતાં માનવપ્રેમ તો માત્ર
એક ડગલું જ છે. વિશ્વપ્રેમ કેળવનારો સાધક માનવપ્રેમ સુધી
પહોંચે તોપણ અંતિમ ધ્યેય ઘણું દૂર છે, મહાન આદર્શની
પ્રાપ્તિ હજુ બાકી છે.

વિશ્વપ્રેમના અંતિમ ધ્યેય સુધી પહોંચવાને માટે આત્માને
જેટલો પવિત્ર કરવાની આવશ્યકતા છે તેટલો પવિત્ર આપણે
ક્યાં કરી શક્યા છીએ? જે દિવસે કરી શકીશું તે દિવસે આપણું
ઘર માત્ર પોતાનું ઘર નહીં પરંતુ વિશ્વપ્રાંગણ જ આપણું ઘર
બની જશે, તે દિવસે સૃષ્ટિના ક્ષુદ્રમાં ક્ષુદ્ર જીવો તથા હિંસક-
માં હિંસક જીવો પણ આપણા હાડમાંસનું એક અંગ બનશે.
આપણે આપણા હૃદયના પ્રેમામૃતની પરબ પોતાના કે પારકાના
ભેદભાવ વગર સમાન ભાવથી સર્વને માટે ખુલ્લી મૂકીશું. વિશ્વમાં
આપણા માટે કોઈ પણ પારકું રહેશે નહીં, કોઈ શત્રુ નહીં
રહે જ્યાંત્યાં સર્વત્ર બધું આપણું પોતાનું જ હશે.

પ્રેમાચરણનો વ્યાપાર જ્યાં સુધી એટલો વિસ્તૃત નહીં
થાય કે જેનો પડઘો, વિશ્વના કણેકણ, અણુએ અણુમાં ગાજી

ઊઠે ત્યાં સુધી આપણો પ્રયાસ અધૂરો કહેવાશે. કોઈ એકના હૃદય સુધી આપણી ભાવના સીમિત રહે ત્યાં સુધી વિશ્વ-ભાવનાની સાર્થકતા યથાર્થ થઈ નથી.

આપણી સામે એક નહીં પણ અનેક દષ્ટાંતો મોજૂદ છે કે જ્યાં હિંસક જીવોએ મહાત્માઓ અને ઋષિમુનિઓના સહ-વાસમાં પ્રેમનો વ્યવહાર કર્યો છે, એટલે એમ પણ કહી શકાતું નથી કે વિશ્વપ્રેમ, વિશ્વધર્મ બની શકતો નથી. જો વિશ્વ-પ્રેમનો પ્રચાર અને પ્રસાર કરવાની ભાવનાને મનુષ્ય એવી રીતે અપનાવી લે કે જેવી રીતે ક્ષુલ્લક બાબતોને જીવનમાં ઉતારી છે તો આ અસંભવ દેખાતું પણ સંભવિત બની શકે છે. તથ્યવાદીઓ તરફથી આનો સદા વિરોધ થતો આવ્યો છે.

તેઓ પોતાની સામે જ દિનરાત ભાઈ દ્વારા પોતાના જ ભાઈનું સર્વસ્વ ઝૂંટવી લેવાતું, પિતા દ્વારા પુત્રના જ સ્વાર્થનો વિરોધ, મિત્ર દ્વારા મિત્રનો નાશ જોઈ રહ્યા છે, વિશ્વ સ્વાર્થ–યુદ્ધનો જ પર્યાય બની રહ્યું છે, ઉદારતા બાબત નિઃસ્વાર્થ ઉદારતા તેઓની સમજમાં આવતી નથી.

ઘરમાં દીવો પ્રગટાવ્યા વગર મસ્જિદમાં પ્રગટાવવાની નીતિ તેમના માટે લૂખો આદર્શવાદ બન્યો છે, જીવનમાં ઊંડા ઊતરતા તેઓ કદી દેખાતા નથી.

જો તેઓ માની લે કે વિશ્વપ્રેમ વિશ્વનો ધર્મ બની જાય તોપણ તેઓ એમ કહે કે "તેનાથી દુનિયાનું પરિત્રાણ નહીં થાય". વિશ્વની ગતિ સાઈકલનાં પૈડાં જેવી છે, ચક્કર મારીને તે પોતાના સ્થાને આવી જાય છે, ઘાંચીના બળદની જેમ તથ્ય-વાદીઓ આગળ ઉમેરે છે કે, "આ વિશ્વપ્રેમના વિસ્તારની પ્રતિક્રિયા એવી થશે કે જીવનની સમસ્યા અગાઉ કરતાં પણ ઉગ્ર રૂપ ધારણ કરશે અને પ્રચંડ સ્વાર્થવાદ ફેલાશે." જો બધા વિશ્વપ્રેમી બની જશે તો એ દિવસ દૂર નહીં રહે કે જ્યારે

જીવન–ઉપયોગી પદાર્થોનો અભાવ, અછત પ્રતીત થશે. ભૂખી-તરસી દુનિયા ન જાણે, કયા કયા અકાંડ તાંડવ કરશે ? આ પ્રત્યક્ષ સત્ય સામે આંખ બંધ કરીને તેનું સમર્થન અમે કેમ કરી શકીએ? આ એક આદર્શ અને સુંદર ભાવના જરૂર છે અને તેનું ધ્યાન સંપન્ન જીવનમાં મનોરંજનનો વિષય પણ બની જાય.

એટલા માટે તેની મર્યાદા સર્વત્યાગી મહાત્માઓ કે સાધન-સંપન્ન સુખી જીવો અને વિચારશીલ ગૃહસ્થો સુધી જ રહી છે એ તેની સીમા છે, જેવી રીતે ડાળીથી છૂટું પડવાથી એક સુંદર ફૂલની જે દુર્દશા થાય છે તેવી જ રીતે વિશ્વપ્રેમરૂપી આકાશકુસુમનું પણ યથાર્થ જીવન કઠોર ધરતી પર થઈ જવાનો સંભવ છે.

એ ઠીક છે પણ વિશ્વપ્રેમનો સમર્થક; ઉપર કહેલાં સંભવિત પરિણામોનું દાયીત્વ જે પોતાનાથી વધારે સમર્થ છે અને જેઓએ વિશ્વકલ્યાણકારી આ મનોહર ભાવનાનો અંતરમાં પ્રકાશ કર્યો છે તે મહાશક્તિઓના ખભા ઉપર રાખવું સારું સમજે છે.

જ્યારે તે પોતાના માટે જ જીવવાનો પ્રશ્ન લઈને નથી ચાલતા તો જીવનરક્ષાનાં સાધનોની ચિંતામાં વ્યગ્ર શા માટે થવું તેમનો આ જવાબ સૌથી મહાન છે.

છતાં આનાથી પણ વિપક્ષીઓને સંતોષ ન થાય તો વિશ્વ-પ્રેમ માટે તેનું સુંદર પરિણામ આવે ત્યાં સુધી તેઓએ પ્રતીક્ષા કરવી પડશે, કારણકે જીવનની વર્તમાન વ્યવસ્થા એક સંઘર્ષ છે અને તેનું શાંતિપર્વ છે વિશ્વપ્રેમ.

[૭]

## ગુરુદેવના શ્રીમુખેથી

# વચનામૃતો-સંગ્રહ

૧. ગોડ ઇઝ લવ, લવ ઇઝ ગોડ. જ્યાં પરમાત્મા છે ત્યાં પ્રેમ છે, જ્યાં પ્રેમ છે ત્યાં પરમાત્મા છે.

૨. પવિત્ર પ્રેમ, પવિત્ર વિચાર અને પવિત્ર જીવન એ કલ્યાણકારક છે.

૩. જગતના બધા જીવો સાથે બંધુત્વભાવ રાખો, વિશ્વમાં કોઈ કોઈનું દુશ્મન નથી.

૪. જિંદગી ટૂંકી છે, જે કંઈ સુકૃત કરવું હોય તે કરી લ્યો.

૫. યાદ રાખો કે વારંવાર મનુષ્યભવ મળતો નથી.

૬. જ્યાં સુધી આ જીવ જગતના તમામ જીવોથી પોતાને જુદો સમજે છે ત્યાં સુધી ચોરાશી લાખના ચક્કરમાંથી છૂટતો નથી.

૭. અરીસાને ચકલી, જ્યાં સુધી તેમાં બીજી ચકલી છે એવું સમજે છે ત્યાં સુધી ચાંચ માર્યા કરે છે પણ જ્યારે તેને ખબર પડે છે કે અરીસામાં બીજી ચકલી નથી પણ એ પોતાનું જ પ્રતિબિંબ છે ત્યારે ચાંચ મારવાનું બંધ કરે છે. તેવી જ રીતે જગતના તમામ જીવો એકબીજાથી એકબીજાને જુદા સમજે છે ત્યાં સુધી જ અંદરોઅંદર લડાઈઝઘડા કર્યા કરે છે, પણ જ્યારે તેમને સમજ આવે છે કે સમસ્ત વિશ્વમાં મારું કુટુંબ છે અર્થાત સમસ્ત વિશ્વ મારું જ સ્વરૂપ છે, ત્યાર બાદ તે વ્યક્તિ કોઈનું બૂરું કરતી નથી કે કોઈ સાથે લડતી નથી.

૮. જેટલો સમય સમભાવમાં જાય એ સામાયિક જ છે, ચોવીસે કલાક સામાયિકમાં રહો.

૯. સત્પુરુષની વાણી ઉપર શ્રદ્ધા આવે તે જ સમકિત છે. સમકિત, શ્રદ્ધા, ભાવ એ બધું એક જ છે.

૧૦. અશ્રદ્ધા જેવા પ્રસંગોમાં પણ શ્રદ્ધા ટકી રહે અને અશાંતિના યોગોમાં પણ શાંતિ ટકી રહે એ જ યથાર્થ શ્રદ્ધા અને શાંતિ છે.

૧૧. તમારું કોઈ બૂરું કરે તો તમે તેનું ભલું કરો, તમારાથી કોઈનું ભલું ન થઈ શકે તોપણ કોઈનું બૂરું તો ન જ કરો.

૧૨. ભલા કર ભલા હોગા, જે બીજાને દુઃખ દે છે તે પોતે જ દુઃખી થાય છે.

૧૩. હે મનુષ્ય! તારે સુખી થવું હોય તો બીજાને સુખી કર.

૧૪. કોઈનું અંતઃકરણ દુભાવવું નહીં.

૧૫. ઠારીને ઠરવું, બીજાને સુખ આપી ખુશ થવું.

૧૬. વચનની કઠોરતામાં ઉપરથી કડવાશ હો તો ભલે પરંતુ અંદરથી કડવાશ હોવી જોઈએ નહીં.

૧૭. પાપાત્મા, પારધિ, કસાઈ આદિનો ધિક્કાર કરવો નહીં પણ તેના પ્રત્યે કરુણા રાખો અને તેનું ભલું થાય તેવી પ્રાર્થના કરો.

૧૮. ઇશુ ખ્રિસ્ત કહે છે કે સોઇના નાકામાંથી ઊંટનું પસાર થવું એ હજુ પણ સંભવિત છે પણ ધનિકોને સ્વર્ગ મળવું એ સંભવિત જ નથી.

૧૯. ધનવાન હોવાથી કાંઈ મુક્તિના અધિકારી બનાતું નથી, પણ જેનો આત્મા પવિત્ર છે તે જ મુક્તિનો અધિકારી બને છે,

જેવી રીતે સોનાનો પતંગ આકાશમાં પહોંચી શકતો નથી પણ કાગળનો પતંગ આકાશમાં પહોંચે છે.

૨૦. જે ધનિકો પોતાના ધનના અભિમાનરૂપ પહાડ પર ચડી જાય છે તેને મોટા મોટા હાથી જેવા જીવ પણ નાના દેખાય છે પણ જેની પાસે વિવેકરૂપી દૂરબીન છે તેને નાનાં પણ મોટાં દેખાય છે.

૨૧. કદાપિ જૂઠું બોલો નહીં, ખોટા તોલમાપ વાપરો નહીં, કોઈની થાપણ ઓળવો નહીં.

૨૨. શિકારી બંધૂક કે તલવારથી શિકાર કરે છે તેમજ વ્યાપારી પણ ગ્રાહકને ઠગીને કે ભાલારૂપી કલમથી ગ્રાહક પાસે બમણાં ત્રણગણાં લખાવી લે છે તે પણ મોટા શિકારી છે.

૨૩. પૈસાનો એ સાર છે કે સત્કાર્યમાં વાપરો, બુદ્ધિનો એ સાર છે કે તત્ત્વનું ચિંતન કરો, દેહનો એ સાર છે કે વ્રત ધારણ કરો અને વાણીનો એ સાર છે કે બીજાને જેમ બને તેમ પ્રિય લાગે તેવાં હિતકારી વચન બોલો.

૨૪. લોભને થોભ નથી, સદા સંતોષ રાખો, સંતોષી મનુષ્યને જે સુખ છે તે ઇન્દ્રને પણ નથી.

૨૫. ઇન્દ્રનું રાજ્ય મળે તોપણ તૃષ્ણાનો પાર નથી.

૨૬. તૃષ્ણા કરતાં મહાન વ્યાધિ વિશ્વમાં નથી.

૨૭. પોતા પાસે પૈસા હોવા છતાં શુભ કાર્યોમાં વાપરતો નથી તે મૂર્ખ છે, પણ કરજ કરીને ધર્મ કરે છે તે પણ મૂર્ખ છે.

૨૮. લોભિયાનું ધન તે મસાણની રાખ સમાન છે, સામાન્ય રાખ તો વાસણ ઊટકવામાં, અનાજમાં ભેળવવામાં અને દાંત સાફ કરવામાં પણ કામ આવે છે, પરંતુ મસાણની રાખ કોઈ કામમાં આવતી નથી.

૨૯. હરાઈ થઈ ગયેલી કે મારકણી ગાયના ગળામાં લાકડું બાંધે છે તે કોઈ આભૂષણ નથી પણ એક પ્રકારની સજા છે, તેવી જ રીતે લોભિયા પાસેનું ધન તેના માટે સજારૂપ છે.

૩૦. ભોજનમાં માખી પડે છે તો તે પોતે તો મરે છે પણ બીજાઓને પણ દુ:ખી કરે છે, તેવી જ રીતે લોભિયા પાસે જે ધન છે તેનાથી તે પોતે તો દુ:ખી થાય છે પણ બીજા લોકોને ય દુ:ખી કરે છે.

૩૧. ધનતેરસના દિવસે સર્વત્ર ધનની પૂજા થાય છે પણ લોભિયા તો રોજ ધનની પૂજા કરે છે.

૩૨. જેવી રીતે આંખ મરચાંનો ભૂકો સહન કરી શકતી નથી તેવી જ રીતે લોભી ખરચ સહન કરી શકતો નથી.

૩૩. જેવી રીતે માતાનું દૂધ પોતાના બાળક માટે હોય છે તેવી જ રીતે દાતારનું ધન માત્ર પરોપકાર માટે જ હોય છે.

૩૪. ધનિક બનવાથી કોઈ કલ્યાણ નથી પણ જેની અંતરાઈ તૂટી હોય તે ભવી જીવ પોતાનું નીતિથી કમાયેલ ધન સત્કાર્યમાં વાપરી શકે છે.

૩૫. જોકે રામનું નામ લેવું તે સારું હોવા છતાં લગ્ન પ્રસંગે 'રામનામ સત્ય છે' તેમ બોલી શકાતું નથી તેવી જ રીતે યોગ્ય સમયે યથોચિત મામૂલી દાન કર્યું હોય તેનાથી ઘણું જ પુણ્ય થાય છે. પણ સમય ચાલ્યો ગયા બાદ પૈસાનો વરસાદ વરસાવે તોપણ તેટલો લાભ થતો નથી.

૩૬. મનુ ભગવાન ફરમાવે છે કે અનીતિથી કમાયેલ એક પૈસો પણ જમીનમાં દાટી દેવો. તે પૈસાનું દાન લેનારની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે અને પાપ કરે છે તે પાપના ભાગીદાર પણ દેનાર બને છે.

૩૭. મહાત્મા તુલસીદાસજી કહે છે કે અનીતિનું ધન બધાની બુદ્ધિ બગાડે છે અને સમય આવતાં જડમૂળથી તે મનુષ્યો ભિખારી બને છે.

૩૮. નીતિથી જ ધન ઉપાર્જન કરો.

૩૯. અનીતિથી દ્રવ્ય સંગ્રહ કરીને ધર્મકાર્યમાં વાપરવું તે મહાન પાપ છે.

૪૦. નીતિથી કમાઈ ને જ જીવી શકાય તેમ લાગે અને અનીતિ ન જ કરવી તેવો દૃઢ નિશ્ચય કર્યો હોય તે જો આપઘાત કરે તોપણ ઉચ્ચ ગતિને પામે છે.

૪૧. ખરો આપઘાત તો અનીતિ જ છે. આત્માનો ઘાત એ આપઘાત અનીતિથી જ થાય છે. શરીરથી આત્માનું છૂટું પડવું તે ખરો આપઘાત નથી. શિયળની રક્ષા માટે સ્ત્રી આપઘાત કરે તો દેવગતિને પામે.

૪૨. સટ્ટો એ જુગાર જ છે, જો તમને ખાવાનું ન મળે તો વૃક્ષની ડાળ કે પાંદડાં ખાઈ ને જીવો, અથવા ભીખ માંગીને પણ જીવો પરંતુ સટ્ટો કરવો યોગ્ય નથી.

૪૩. જેમ સટ્ટો કરવો તે બૂરું વ્યસન છે તેમ નાટક-સિનેમાનો શોખ પણ ખરાબ છે.

૪૪. અન્નદાન સમાન કોઈ મહાન પુણ્ય નથી. અભયદાન સમાન કોઈ પુણ્ય નથી.

૪૫. જેમાં પુણ્ય વધારે અને પાપ નજીવું હોય તેવું કામ કરવામાં કોઈ હાની નથી. વળી પુણ્યકાર્યમાં હિંસા પણ થઈ હોય તોપણ ભાવ શુદ્ધ હોવાથી હિંસાનો દોષ લાગતો નથી.

૪૬. જ્યાંથી કંઈ પણ સત્ય મળે તે ગ્રહણ કરો—જે નંબરનાં ચશ્માં લાગુ પડે તે ઠીક છે.

૪૭. સંસારમાં જન્મ્યાં એટલા માટે કે ફરી જન્મ લેવો ન પડે.

૪૮. જન્મ લેવો અને મરવું એ સંસારનું દુઃખ છે.

૪૯. જેનામાં મનન કરવાની શક્તિ છે તે જ મનુષ્ય કહેવાય.

૫૦. આહાર, નિંદ્રા, ભય અને મૈથુન એ મનુષ્ય અને પશુમાં સમાન છે. સત્ય, નીતિ, સદાચાર અને પરોપકાર જેનામાં નથી તે પશુ સમાન છે. ધર્મ માત્ર મનુષ્ય માટે જ છે.

૫૧. દુર્ગતિમાં પડતાં પ્રાણીઓને બચાવે અને સદ્ગતિની પ્રાપ્તિ કરાવે તે ધર્મ છે.

૫૨. ધર્મ જે માણસ સરળ અને ભદ્ર હોય તેનામાં જ ટકે છે.

૫૩. પ્રત્યક્ષ મહાપુરુષોની આજ્ઞાના પાલનમાં જ ધર્મ અને તપ સમાઈ જાય છે.

૫૪. સેવાધર્મ એ મહાનમાં મહાન ધર્મ છે જેની વ્યાખ્યા યોગી પુરુષ પણ કરી શકતા નથી.

૫૫. મહાપુરુષોની સેવા સદા સફળ બને છે.

૫૬. મહાપુરુષોની વાણી એ જીવંત શાશ્વત છે.

૫૭. સમજવું તે જ યથાર્થ જ્ઞાન છે, જ્ઞાનની હદ તે પરમપદની પ્રાપ્તિ-નિર્વાણ.

૫૮. સમજીને સમાઈ જવું, પોતે પોતાને ભૂલી જવું.

૫૯. ભીખ માંગીને ખાવું તે યોગ્ય છે પણ અનીતિથી કમાવું તે યોગ્ય નથી.

૬૦. મનસ્મૃતિમાં કહ્યું છે કે "નીતિથી ધન કમાવ."

૬૧. પાણી ગાળીને પીવું, સત્ય બોલવું, આચારવિચાર પવિત્ર રાખવા તેમજ ન્યાય અને નીતિથી રહેવું તે કોઈ પણ જાતના ખર્ચ વગરનો અને સાચો ધર્મ છે.

૬૨. ધર્મનો સ્વભાવ ઝઘડાનો નાશ કરવાનો છે; જ્યાં જ્યાં ઝઘડા છે ત્યાં ત્યાં કોઈ પણ ધર્મનું અસ્તિત્વ નથી.

૬૩. જ્યાં જ્યાં પક્ષપાત છે ત્યાં પણ કોઈ પણ ધર્મનું અસ્તિત્વ નથી.

૬૪. નિંદા કરવી તે તો પાપ છે પણ રસપૂર્વક નિંદા સાંભળવી તે પણ પાપ છે.

૬૫. નિંદા કરવાથી આપણી શુદ્ધ ધર્મક્રિયાઓ પણ અશુદ્ધ થઈ જાય છે.

૬૬. "ૐ ઈઝ ઓલમાઈટી ગોડ" (ૐ સર્વ શક્તિમાન પરમાત્માનો વાચક છે).

૬૭. જેવી રીતે દિવાળીના પરબમાં, ધર્મમાં મતભેદ નથી તેવી જ રીતે "ૐ" માટે કોઈ મતભેદ નથી.

૬૮. સૌલ ઈઝ વન્ડરફુલ, વન્ડરફુલ ઈઝ સૌલ (આત્મા અજબ છે અને અજબને જાણવાવાળો પણ અજબ છે).

૬૯. આત્મા પોતાના વિચારોથી મહાન બને છે તેમજ પોતાના વિચારોથી તુચ્છ પણ બને છે.

૭૦. મોટા–મહાન આત્માઓને શીંગડાં કે પૂછડાં હોતાં નથી પરંતુ જેના વિચાર ઉચ્ચ છે તે મહાન છે.

૭૧. સાદું જીવન અને ઉચ્ચ વિચાર આત્માની ઉન્નતિનું પરમ સાધન છે.

૭૨. એ શાસ્ત્રસિદ્ધ છે કે આત્મા મરતો નથી પણ અમર છે, આત્માની હત્યા કે ઘાત થઈ શકતો નથી, અને તોપણ કહ્યું છે જે વ્યક્તિ આત્મઘાત, આપઘાત કરે છે તેની દુર્ગતિ થાય છે. તેનો ભાવાર્થ એટલો જ છે કે અનીતિ, કરચોરી, દાણચોરી, કાળાબજાર, ભેળસેળ, સંગ્રહખોરી, અસત્ય બોલવું કે આચરવું તે જ ખરો આપઘાત છે, કારણકે તેનાથી તેની તથા તેના કુટુંબની બુદ્ધિ બગડે છે અને લાંબા ગાળે સર્વનાશ થાય છે.

૭૩. આત્માનું અધઃપતન એ જ આપઘાત.

૭૪. પોતાના જ પૂર્વભવોમાં કરેલાં પાપોના પરિણામે જ હરકોઈ તેના ફળસ્વરૂપે દુઃખી થાય છે અને દુઃખથી કંટાળીને

દેહત્યાગ કરે છે તે પણ એક જાતનો આત્મઘાત કહેવાય છે કારણકે તેના ભાગે આવેલું દુઃખ પૂરેપૂરું ભોગવ્યા વગર દેહ-ત્યાગ કરે તેને બીજા ભવોમાં બાકી રહેલું દુઃખ ભોગવવું જ પડે છે. આમ પણ દુર્ગતિ સર્જાય છે.

૭૫. કવિ શેકસપિયરે કહ્યું છે: હેઇટ ધી ફોલ્ટ એન્ડ નોટ ધી એકટ ઓફ ઇટ. (પાપવૃત્તિને ધિક્કારો પણ મનુષ્યને ધિક્કારશો નહીં.)

૭૬. અન્નદાન સમાન કોઈ પુણ્ય મોટું નથી અને કોઈ પણ જીવને અભયદાન આપવું તેના સમાન કોઈ મહાન પુણ્ય નથી.

૭૭. દયા, દાન, સત્ય, શૌર્ય, ક્ષમા, વિનય, વિવેક આદિ વિચારો રાજાઓના હૃદયમાંથી જ નીકળેલા છે.

૭૮. મહાન કવિ શેકસપિયરે કહ્યું છે: ટુ એર ઇઝ હ્યુમન, બટ ટુ ફરગીવ ઇઝ ડીવાઇન (ભૂલ કરવી તે તો મનુષ્ય-સ્વભાવ છે પણ તેની માફી આપવી તે ઈશ્વરીય ગુણ છે.)

૭૯. ચોતરફ જડ કે ચેતનમાંથી ગુણ ગ્રહણ કરવાની દૃષ્ટિ રાખો. બાવળના ઝાડમાં કાંટા છે પણ પણ પડછાયામાં નથી.

૮૦. ધર્મ કરતાં સંકટ આવી જાય તોપણ ધર્મનો ત્યાગ કરવો નહીં.

૮૧. ફેઇથ ઇઝ રીલિજિયન: ધર્મ શ્રદ્ધાનો વિષય છે, બુદ્ધિનો વિષય નથી, અનુભવગમ્ય છે.

૮૨. પાપ કરીને પ્રાયશ્ચિત્ત કર્યા બાદ ફરી તે જ પાપ કરવું, તે સાબુને બદલે વિષ્ટા ચોળીને સ્નાન કરવા જેવું બને છે.

૮૩. મહંમદ પયગમ્બર સાહેબે પણ કહ્યું છે કે ગુન્હાની તોબા કર્યા બાદ ફરી તે ગુન્હો કરે તો દર વખતે સિત્તરગણું પાપ લાગે છે, સિત્તેર તથા દર વખતે સિત્તેરના સિત્તેરગણું તેમ વધતું જાય છે.

૮૪. જે લોકો કન્યાવિક્રય કે વરવિક્રય કરે છે તે પૈસા નથી લેતા પણ દીકરા–દીકરીનું માંસ ખાય છે.

૮૫. બંદૂક સામે રાખીને ફોડવાથી દુશ્મનોનો નાશ થાય છે પણ આપણી સામે રાખીને ફોડવાથી આપણો નાશ થાય છે તેવી જ રીતે જ્ઞાનનો સદ્ઉપયોગ કરશો તો તમારું હિત થશે, પણ ખંડનમંડનમાં દુરુપયોગ કરશો તો દુર્ગતિ પામશો.

૮૬. જેમ કોર્ટમાં ઊલટીસૂલટી શાક્ષી પડે તો કેસ છેવટે હારી જવાય છે તેવી જ રીતે ધર્મમાં પણ પક્ષાપક્ષી અને ખંડનમંડન થાય તો એકબીજા ધર્મની અપેક્ષાએ સર્વ ધર્મો ખોટા ઠરે છે અને ઉન્નતિ થતી નથી.

૮૭. અજ્ઞાનનો નાશ કરીને પરમ પદે પહોંચાડે એ જ સાચી વિદ્યા કહેવાય.

૮૮. પર્વત ઉપરનાં વૃક્ષો વરસાદનું જેટલું આકર્ષણ કરી શકે છે તેટલું જમીન ઉપરનાં વૃક્ષો કરી શકતાં નથી; એવી જ રીતે શુદ્ધ આત્માઓ છે તેના ઉપર જ મહાપુરુષોની કૃપા ઊતરે છે.

૮૯. સંત તુલસીદાસજી કહે છે કે કોઈ પણ ભાષામાં કરેલી પ્રાર્થના ભગવાન સુધી પહોંચી શકે છે, કાલીઘેલી તૂટી-ફૂટી ભાષામાં કરેલી પ્રાર્થના પણ ઈશ્વર સાંભળે છે. ભગવાન પાસે અંતરનો ભાવ જ જોવાય છે કે જેવી રીતે ખેતરમાં ઊંધાચત્તા દાણા પડે છે તોપણ ઊગી જાય છે.

૯૦. જેવી રીતે શરીરનાં અંગોમાં હાથ લાંબા છે અને પગ તેથી પણ લાંબા હોવા છતાં તિલક તો નાકની ઉપર જ થાય છે તેવી જ રીતે જેનામાં ગુણ છે તેની જ પૂજા થાય છે, ભલે તે અભણ કે ગરીબ હોય.

૯૧. ધર્મની જે વાતો સાંભળો તેને હૃદયમાં ધારણ કરો, તેનું મનન કરો, વારંવાર તેનો જ વિચાર કરો કે જેવી રીતે

ગાય દિવસભર ઘાસ ખાય છે, તેને રાતભર પોતાની જગ્યાએ બેઠી બેઠી વાગોળ્યા કરે છે.

૯૨. નવું મંદિર કરાવવા કરતાં જૂના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવવાથી આઠગણું પુણ્ય મળે છે તેવી જ રીતે વેરવિખેર પડેલી જૂની મૂર્તિને યોગ્ય સ્થાને પ્રતિષ્ઠિત કરી પૂજવાથી પણ આઠગણું ફળ મળે છે.

૯૩. અગ્નિથી દૂર રહીને તાપવું યોગ્ય છે, અગ્નિમાં હાથ નખાય નહીં; તેવી જ રીતે સંસારમાં તમે પોતાની ફરજ સમજીને બધું કરો પણ તેમાં રચ્યાપચ્યા રહેવું જોઈએ નહીં.

૯૪. જેની પાસે સો રૂપિયા હોય તે એક રૂપિયો સત્કાર્યમાં વાપરે, હજારવાળા દસ રૂપિયા, દસ હજારવાળા સો રૂપિયા, લાખ રૂપિયાવાળા દસ હજાર કે કરોડવાળા એક લાખ રૂપિયા વાપરે પણ ફળ તો બધાંને એકસરખું જ મળે છે.

૯૫. તમે જે વિચાર કરો છો તે વિચારના પરમાણુઓ ચૌદ રાજલોકમાં ફેલાતા રહે છે, જો તમારા વિચાર શુદ્ધ હોય તો તમારા હિતમાં છે અને બીજાઓનું પણ ભલું કરવામાં તમે સહાયભૂત થાઓ છો, પણ જો તમારા વિચાર અશુદ્ધ હોય તો તમો તમારું તો અહિત કરો છો અને બીજાઓનું અહિત કરવામાં નિમિત્તરૂપ બનો છો.

૯૬. આત્મા અભડાતો નથી, ગમે તેવા સુંદર દેખાતા દેહમાં પણ કદરૂપા દેહની જેમ વિષ્ટા, મૂત્ર, લોહી, હાડકા વગેરે અશુચિમય પદાર્થો ભરેલા હોવાથી અભડાવાપણું રહેતું નથી; પરંતુ રજોગુણ, સત્ત્વગુણ અને તમોગુણ પ્રમાણે વર્ણાશ્રમ ધર્મ, સંસ્કાર અને કર્મ ઉપર રચાયેલો છે. કાળે કરીને પાયાનો હેતુ ભુલાઈ જઈ જન્મજાત જ વર્ણ સમજવાની વિકૃત થઈ ગઈ છે. ખરેખર અભડાવું એટલે વિચારોની અશુદ્ધતા થવી તે જ છે.

૯૭. જ્યારે એક ગામથી લાંબા અંતરે બીજા ગામે જવું હોય છે ત્યારે ભેગું ભાતું લો છો, પરંતુ અબજો કોસ દૂર જવાનું છે તેને માટે કંઈ પણ તૈયારી કરતા નથી એ બહુ શોચનીય છે.

૯૮. જેમ બાળક પોતાનો અંગૂઠો મોઢામાં રાખી સમજે છે કે તેમાંથી દૂધ આવે છે પણ અંગૂઠામાં દૂધ નથી, બાળકને માત્ર ભ્રમણા છે, તેવી જ રીતે સંસારના બધા પદાર્થોમાં વાસ્તવિક સુખ નથી છતાં તેમાં સુખ માનવું એ પણ ભ્રમણા છે.

૯૯. મહાત્મા તુલસીદાસજી કહે છે કે જો આલોકમાં બધા માણસો ભક્ત બની જાય તો નરકકુંડ ખાલી રહે અને વૈકુંઠમાં જગ્યા પણ ન રહે.

૧૦૦. શ્રીમદ્ ભગવતગીતામાં કહ્યું છે કે મનુષ્યને માટે બંધ અને મોક્ષનું સાધન માત્ર મન છે.

૧૦૧. જૈનોના ભગવતિ સૂત્રમાં પણ અધિકાર છે કે પરિણામે બંધ અને પરિણામે મોક્ષ, પરિણામ એટલે વિચારધારા.

૧૦૨. દરિયામાં ભરતી આવે છે ત્યારે બધો કચરો ચાલ્યો જાય છે તેવી જ રીતે શુભ ભાવ આવતાં કર્મ–માયારૂપી કચરો ચાલ્યો જાય છે.

૧૦૩. ભાવના એ જ ભવનો અંત લાવનાર છે.

૧૦૪. 'ગુ' એટલે અંધારું. 'રુ' એટલે પ્રકાશ કરનાર. અજ્ઞાનરૂપ અંધારામાં પ્રકાશ કરે તેજ ગુરુ છે.

૧૦૫. સદ્‌ગુરુ તે જ કહેવાય કે જેનો દેહ હોવા છતાં દેહાતીત અવસ્થામાં હોય, સ્વ સ્વરૂપમાં જ સ્થિત હોય, કોઈ પણ ઇચ્છા વગરના હોય, વર્તમાનમાં ઉદય પ્રમાણે વિચરતા હોય તેવા જ્ઞાની સદ્‌ગુરુ કહેવાય એમ શ્રીમદ્ રાજચંદ્ર કહે છે.

૧૦૬. સદ્‌ગુરુ, મહાપુરુષ, સત્પુરુષ, સંત એ પૃથ્વી ઉપરના શાક્ષાત પરમાત્મા છે.

૧૦૭. શ્રીમાન પુરુષોત્તમ, સતગુરુ, અને સંત અવિભાજ્ય છે; ત્રણે એક જ રૂપ છે.

૧૦૮. આ જીવે અનંત વાર બધી ધર્મક્રિયાઓ કરી લીધી તોપણ તેને મહાપુરુષ ઉપર શ્રદ્ધા ન આવી.

૧૦૯. વિશ્વમાં બધું મળવું સહેલું છે પણ સત્પુરુષનો યોગ થવો બહુ જ દુર્લભ છે.

૧૧૦. જે કર્મનો ક્ષય કરવા માટે અજ્ઞાનીઓને પૂર્વે કરોડ વર્ષ લાગે છે તે જ કર્મનો ક્ષય જ્ઞાની માત્ર એક જ શ્વાસોશ્વાસમાં કરી નાખે છે.

૧૧૧. વૈદ્ય કે ડોકટરનું કહેવું એક વાર નહીં માનવાથી જિંદગી ખોવી પડે છે પરંતુ સદ્ગુરુનું કહેવું નહીં માનવાથી ભવોભવ હારી જવાય છે.

૧૧૨. જેવી રીતે ફાઉન્ટનપેનમાં ખડિયો, શાહી, કલમ બધું સમાઈ જાય છે તેવી જ રીતે મહાપુરુષોના થોડા શબ્દોમાં ધર્મનું તમામ રહસ્ય આવી જાય છે.

૧૧૩. મહાપુરુષોની પાસે જઈને તેમના વિચાર શીખવા જોઈએ. મૂર્છા, મોહ, પ્રમાદ એ પરિગ્રહ છે.

૧૧૪. ભવસમુદ્રમાંથી તરી જવા માટે સદ્ગુરુ નૌકા સમાન છે.

૧૧૫. 'મહીમ્ન સ્તોત્ર'માં લખ્યુ છે કે ગુરુથી ઊંચું વિશ્વમાં કોઈ તત્ત્વ નથી.

૧૧૬. જેનો આત્મા ઉચ્ચ શ્રેણી પર છે તેને માટે તો પાંચમો આરો કળીયુગ હોવા છતાં ચોથો આરો સતયુગ જ છે. વૈશાખ–જેઠ માસમાં જે હિમાલય ઉપર બેઠો હોય તેને માટે તો તે વખતે પણ શિયાળો હોય છે.

૧૧૭. મહાપુરુષોની વાણી સેકેરીન છે, જે ખાંડથી ૫૫૫ ગણું ગળ્યું હોય છે.

૧૧૮. કોઈ પણ પુણ્યનું કામ કરતી વખતે તેના ફળની ઇચ્છા ન કરવી. નિયાણું બાંધવું નહિ.

૧૧૯. આત્માને શરીરથી જુદો સમજવો એ જ ખરું સમકિત છે. આત્મા અને શરીરને એક જ માનવું એ જ ખરું મિથ્યાત્વ છે.

૧૨૦. અમૃતનું એક બિન્દુ પણ અનેક વ્યાધિઓને મટાડી દે છે તેવી રીતે મહાપુરુષનું એક વચન પણ અનેક ભવ્યાત્માઓને કલ્યાણનું પરમ સાધન બની જાય છે.

૧૨૧. જો તમો મહાન બનવાની ઇચ્છા રાખતા હો તો તમારે મહાન વિચારક બનવું જોઈએ.

૧૨૨. કોઈના શરીરનો નાશ કરવો તે તો હિંસા છે પણ દ્વેષબુદ્ધિથી કોઈને માનસિક દુઃખ દેવું તે મોટી હિંસા છે.

૧૨૩. કેવળ ક્ષણમાત્રનો મહાપુરુષનો યોગ મળી જાય તો તે ભવસમુદ્ર પાર કરવાની નૌકા સમાન બની જાય છે.

૧૨૪. મહાત્મા તુલસીદાસજી પણ કહે છે કે જે સુખ સત્સંગમાં છે તે ત્રણ લોકમાં પણ નથી.

૧૨૫. જેમ લીંબુ જોઈને મોઢામાં પાણી આવે છે તેમ મૂર્તિ જોઈને ભાવ આવે છે.

૧૨૬. મૂર્તિ અમને એમ શીખવે છે કે અમે પણ ધ્યાન કર્યું હતું. જો તમારે પણ અમારા જેવું બનવું હોય તો ધ્યાન કરો.

૧૨૭. હું કોણ છું, ક્યાંથી આવ્યો છું, મારે ક્યાં જવાનું છે, મારું સ્વરૂપ શું છે અને હું શું કરી રહ્યો છું? તેનો તમો વારંવાર વિચાર કરો.

૧૨૮. જો આત્મામાં શાંતિ આવી જાય છે તો આત્મા સ્થિર થઈ જાય છે, એવી શાંતિ કે જેમ હિમાલયમાં ઘી એટલું જામી જાય છે કે વાસણ ઊંધું કરવાથી પણ હલતું નથી.

૧૨૯. જેવી રીતે રેલવેગાડીમાં બેઠેલા માણસને એવી ભ્રાંતિ થાય છે કે મકાન, ખેતર, ઝાડ વગેરે દોડે છે. પણ તે દોડતાં નથી; પણ પોતાની જગ્યાએ સ્થિર જ છે. તેવી જ રીતે મહાપુરુષો જગતની સાથે હોવા છતાં જગતથી ન્યારા છે; અર્થાત સ્વ સ્વરૂપમાં તન્મય રહે છે.

૧૩૦. રેલવે ટ્રેનમાં બેઠેલો માણસ ખાવાનું ખાય છે, પાણી પીએ છે, ઊંઘ કરે છે તોપણ પોતાનો પંથ કાપે છે તેવી જ રીતે મહાપુરુષો જગતની સાથે રહેવા છતાં ક્ષણે ક્ષણે પોતાના કર્મની નિર્જરા કરે છે.

૧૩૧. ઇસ્લામ ધર્મમાં ખુદાનું ફરમાન છે કે જેણે મને મળવું હોય તે પયગમ્બર મારફત મને મળી શકે છે. તેવી જ રીતે પરમાત્મા તરફ વળવું હોય તો તે સદ્ગુરુ મારફત તે જ્ઞાન પ્રાપ્ત કરે.

૧૩૨. જ્યાં સુધી ગાડીમાં બેસીએ નહીં ત્યાં સુધી દોડવાની જરૂર પડે છે, પણ ગાડીમાં બેઠા પછી દોડાદોડ કરવી પડતી નથી. એવી જ રીતે જીવનમાં સમભાવ આવી જાય તો પછી કાંઈ વિશેષ કરવાપણું રહેતું નથી.

૧૩૩. સદ્ગુરુની સંગતમાં જે વાતોનો અનુભવ થાય છે તે બધું શાસ્ત્ર જ છે.

૧૩૪. પુસ્તક તે પંડિતોની વાણી છે, આગમ તિર્થંકરોની વાણી છે. એ બંનેમાં, મામૂલી કાગળ ઉપર લખેલ ખત અને કોર્ટમાં રજિસ્ટર કરાવેલ ખત જેટલો તફાવત છે.

૧૩૫. જેઓ પ્રભુ મહાવીરના સંતાન કહેવરાવે છે તોપણ તેમની વાણીમાં ગચ્છ, ભેદ તથા કદાગ્રહ ચલાવે છે, તેઓને પ્રભુ મહાવીરના કુપુત્રો સમજવા જોઈએ; તેઓ પ્રભુ મહાવીરના સાચા વારસદાર નથી.

૧૩૬. જેવી રીતે મેલેરિયા તાવ અંદરથી આવે છે તેવી રીતે ભક્તિ પણ અંદરથી આવે છે.

૧૩૭. જેવી રીતે સખત તાપથી ત્રાસેલા મનુષ્યો વૃક્ષની શીતળ છાયામાં બેસીને શાંતિ અનુભવે છે તેવી જ રીતે સંસારરૂપી દાવાનળથી દાઝેલા મનુષ્યો મહાપુરુષની છાયામાં આવવાથી શાંતિ પામે છે.

૧૩૮. વીતરાગના વચન પર કદી શંકા કરો નહીં.

૧૩૯. બીમારી વખતે આર્તધ્યાન કરવું જોઈએ નહીં કારણકે આ શરીરમાં સાડા ત્રણ કરોડ રોમરાઈ છે અને પ્રત્યેક રોમમાં પોણા બે રોગ છે.

૧૪૦. અઢાર પુરાણોનો એ જ સાર છે કે બીજાનું ભલું કરવું તેના સમાન કોઈ પુણ્ય નથી અને બીજાને દુઃખ દેવું તેના સમાન કોઈ પાપ નથી તેમ વ્યાસ ભગવાને કહ્યું છે.

૧૪૧. મન, વચન કે કાયાથી કોઈને પણ દુઃખ દેવું એ હિંસા જ છે.

૧૪૨. જે કોઈ ક્રોધ કરે છે તે મહાન હિંસક છે કારણકે ક્રોધથી કષાયના સંકલ્પ–વિકલ્પો, રાગદ્વેષ આદિ ટોચે પહોંચે છે અને ચોરાસીના ચક્કરમાં અટવાવું પડે છે.

૧૪૩. કષાયથી મુક્ત થવું તે જ મોક્ષ છે.

૧૪૪. બુદ્ધ ભગવાનનો ઉપદેશ છે કે જેણે મારી સેવા કરવી હોય તેણે દરદીઓની સેવા કરવી.

૧૪૫. મનુ ભગવાને કહ્યું છે કે શિષ્ય શુભ કાર્ય કરે છે તો તેનો છઠ્ઠો ભાગ ગુરુને મળે છે અને અશુભ કામ કરે છે તો તેનો પણ છઠ્ઠો ભાગ ગુરુને ભોગવવો પડે છે.

૧૪૬. જેવી રીતે નંબરવાળાં તાળાં નંબરથી ખૂલે છે તેવી જ રીતે જ્ઞાનીઓની વાણી પણ જેનાં હૃદય શુદ્ધ હોય તેના સમજવામાં જ આવે છે.

૧૪૭. શ્રી હેમચન્દ્રાચાર્ય કહે છે કે મહાપુરુષનાં ગુણગાન કરવાં તે કલ્યાણ અને મોક્ષપદના હેતુરૂપ છે.

૧૪૮. પુરુષને પકડો પણ પડછાયાને પકડશો નહીં, અર્થાત ધર્મના ઝઘડામાં પડશો નહીં પરંતુ જેમાં ભગવાન મહાવીરનું તત્ત્વ દેખાય તે તે તત્ત્વ જરૂર ગ્રહણ કરવું.

૧૪૯. કાગળ મોટો હોય તોપણ મુંબઈ સુધી આપણને પહોંચાડી શકતો નથી પરંતુ ટિકિટ નાની હોવા છતાં મુંબઈ પહોંચાડી દે છે. એ પ્રમાણે સારરૂપ મહાપુરુષની વાણી અલ્પ હોવા છતાં જેટલી લાભદાયી બને છે તેટલાં લાભકારક મિથ્યા પંડિતોનાં હજારો વાક્યો પણ થતાં નથી.

૧૫૦. જો કોઈ વ્યક્તિ રેડીયો સ્ટેશનેથી પોતાનું ભાષણ બ્રોડકાસ્ટ કરે છે તો તે સમસ્ત દુનિયામાં ફેલાઈ જાય છે પણ તે ભાષણ જ્યાં રેડીયોની સગવડ ન હોય ત્યાં સાંભળી શકાતું નથી. તેવી જ રીતે મહાપુરુષો વિશ્વને કલ્યાણનો સંદેશો અદૃશ્યથી પહોંચાડે છે પણ એ સંદેશ જેનો આત્મા પવિત્ર હોય તે જ ગ્રહણ કરી શકે છે.

૧૫૧. અનીતિનું ધન ટકતું નથી, ચોર લઈ જાય, વ્યાપારમાં નુકસાન થાય, આગથી બળી જાય, રાજ્ય-દંડ આવે, કોઈ પ્રકારે ધન ટકતું નથી અને કુટુંબ આખાની બુદ્ધિ બગડતાં સર્વનાશને નોતરે છે.

૧૫૨. ભવિ જીવ કરતાં અભવિ જીવ ધર્મક્રિયા વધારે કરે છે પણ તેની બધી ક્રિયા અંતરના ભાવ વગરની હોવાથી ફળ મળતું નથી.

૧૫૩. ભવિ જીવની ઓળખ એવી છે કે તેનાથી કોઈ પણ ખરાબ કાર્ય થઈ જાય તો અંતરમાં પશ્ચાત્તાપ થાય છે પરંતુ અભવિ જીવને તેમ થતું નથી.

૧૫૪. તત્ત્વજ્ઞાનમાં ભારત સર્વોપરી છે, જડવાદમાં વિશ્વ આજે આગળ જઈ રહ્યું છે પણ આધ્યાત્મિક વાદમાં વિશ્વ બહુ પછાત છે.

૧૫૫. ઈકિવોલીટી ઈઝ એ યોગ (સમભાવ એ યોગ છે).

૧૫૬. ખાંડ કડવી નથી પણ તાવ આવ્યો હોય તેને કડવી લાગે છે તેવી જ રીતે મહાપુરુષની વાણી અમૃતમય હોવા છતાં જે જીવ ઉપર કર્મ-માયાનું આવરણ છે તેમને તે રુચિકર થતી નથી.

૧૫૭. ભીનાં વસ્ત્રો હવા કે તડકામાં રાખવાથી તેમાંનું પાણી ઊડી જાય છે તેવી જ રીતે મહાપુરુષોની છાયામાં રહેવાથી કર્મ-માયારૂપી પાણી ઊડી જાય છે.

૧૫૮. દેહકષ્ટથી મુક્તિ મળતી નથી. કષ્ટથી મોક્ષ મળતો હોય તો તો કોઈ મનુષ્ય પોતાના હાથ કે પગ કાપી મુક્તિ મેળવી લેત.

૧૫૯. પાપથી પાછા હઠવું તે જ પ્રતિક્રમણનું ધ્યેય છે, કોઈપણ ધર્મક્રિયા તેનું ધ્યેય સમજીને જ કરો. પાપ કરવાં ચાલુ રાખવાં અને સાથે સાથે પ્રતિક્રમણ કરવું તે નવા નાકે દિવાળી કરવા જેવું છે.

૧૬૦. ધર્મકરણી ઉપયોગ સાથે કરો, ઉપયોગમાં જ ધર્મ છે.

૧૬૧. તત્ત્વ પામ્યા વગરની ક્રિયા તે બાળકોની રમત સમાન છે, તેનું કાંઈ ફળ મળતું નથી. ભાવ વગરની ક્રિયા પણ ફળરહિત છે.

૧૬૨. ઉપવાસ-આત્માની સમીપ વાસ કરવો એટલે ઉપવાસ દેહનું શોષણ કરવું તે ઉપવાસ નથી. પ્રચલિત ઉપવાસ આદિ તપશ્ચર્યા જરૂર કરો પણ સાથે સાથે આત્માની-ઇશ્વરની સમીપ વાસ કરતાં શીખો, સમજીને યોગ્ય કરવાથી કલ્યાણ છે.

૧૬૩. ભક્તિ એ મુક્તિની સીધી સડક છે, નવ પ્રકારની ભક્તિની વ્યાખ્યા કરી છે તેમાં પ્રેમલક્ષણા ભક્તિ સર્વોતમ છે.

૧૬૪. ચિત્તમાં શાંતિ ન હોય તો ગુફામાં જઇને ધ્યાન કરવાથી કોઈ લાભ કે કલ્યાણ થતું નથી.

૧૬૫. સતપુરુષની અશાતનાથી મોક્ષ મળતો નથી.

૧૬૬. જે પોતાનું અને બીજાઓનું હિત કરે છે તે જ સાધુ છે.

૧૬૭. માત્ર મુંડન કરાવવાથી સાધુ બનાતું નથી પણ જે જીવમાં સમભાવ સ્થિર થયો હોય તે સંસારી દેખાવા છતાં સાધુ છે.

૧૬૮. પ્રભાવના – જેનાથી બીજાઓની ભાવના જાગ્રત થાય તે પ્રભાવના કહેવાય.

૧૬૯. શત્રુંજયઃ રાગાદિ શત્રુને જીતવા એ જ શત્રુંજય કહેવાય. શત્રુંજય તીર્થની યાત્રા જરૂર કરો કે જ્યાં અનંતા સિદ્ધ થયા છે પણ સાથે સાથે આત્મામાં રહેલા રાગાદિ શત્રુ-ઓને જીતવા તે ભાવ શત્રુંજય છે.

૧૭૦. મહાપુરુષોનાં ભજન, કિર્તન કરવાં તે કલ્યાણકારી અને મોક્ષ દેનાર છે.

૧૭૧. સમેત શિખર : સમતાના શિખર ઉપર બેસી જવું એટલે સમેત શિખર. સમેત શિખર તિર્થની યાત્રા જરૂર કરો પણ સાથે સાથે આત્માને સમતાના શિખર ઉપર ચડાવી દેવો એ ભાવ સમેત શિખર છે.

૧૭૨. ભવનો અંત કરવાનો ઉપાય ભાવના જ છે.

૧૭૩. મૌનથી આત્માની શક્તિ એકત્ર થાય છે.

૧૭૪. આત્માર્થી જીવ સુખદુઃખના સમયે કર્મનો વિપાક સમજીને દુઃખ સહન કરી લે છે પરંતુ અજ્ઞાની જીવ એમ સમજે છે કે તે મારો દુશ્મન છે અને તે મને દુઃખ દે છે. જે તેની ભ્રમણા છે.

૧૭૫. હે આત્મા! તું બીજાને હણે છે તેમાં તું પોતે જ હણાય છે.

૧૭૬. 'ક્રોધ' શબ્દનો એ અર્થ છે કે તું રોષ કર. હે આત્મા! જો મનને વશ કરવું હોય તો તું ક્રોધ કરીશ નહીં.

૧૭૭. ક્રોધ – કરોડ પૂર્વના ચારિત્ર્યનું ફળ માત્ર એક જ વખત ક્રોધ આવવાથી ચાલ્યું જાય છે.

૧૭૮. ક્ષમાથી મહાન વિશ્વમાં કોઈ તપ નથી.

[ ૮ ]

# ભક્તો અને ભગવાન

## [ ગુરુદેવ ભગવાન સાથેના વિશિષ્ટ અનુભવો ]

પરમ વિદૂષી સાધ્વીજી શ્રી પ્રમોદશ્રીજી તથા રાજેન્દ્રશ્રીજી મહારાજ.

વિશ્વની મહાન વિભૂતિ શ્રીમદ્ આચાર્ય દેવેશ શ્રી વિજય-શાંતિસૂરીશ્વરજીનાં ચમત્કારિક સંસ્મરણો :

પર્વતરાજ શ્રી અર્બુદાચળના વિશ્વવિખ્યાત યોગીરાજ શ્રી વિજયશાંતિસૂરીશ્વરજી મહારાજ સાહેબના આદર્શ દૈવી જીવનથી કોણ પરિચિત નથી.? કોણ તેમનું અલૌકિક પરમોત્કૃષ્ટ જીવન નથી જાણતું? તેઓશ્રીના ઉચ્ચ ત્યાગ આધ્યાત્મિક જીવનની અત્યંત રોચક મહત્ત્વપૂર્ણ ઘટનાઓથી ઓતપ્રોત જીવન સંસ્કૃતિ-ની આદર્શ અમર ગાથાઓ પ્રત્યેક માનવ–હૃદયમાં અખંડ નિર્મળ શાંતિ સરિતાનો સ્રોત પ્રવાહિત કરતી રહી છે. વસ્તુતઃ એવા દિવ્ય મહાપુરુષોના વિવિધ પ્રતિભાસંપન્ન જીવનના આંશિક અભિવ્યક્તિત્વનું દિગદર્શન માત્ર સૂર્યને દીપક બતાવવા જેવું બને છે. તથાપિ કલીકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રાચાર્ય પોતાના ત્રિષષ્ઠિ શલાકા પુરુષ ચરિત્રમાં ફરમાવે છે કે "મહાત્માઓનાં કિર્તન–ચિંતન આત્મ–કલ્યાણકારી અને શાશ્વત પરમ પદ પ્રદાન કરે છે. પૂજ્ય ગુરુદેવના અનુપમ મૌલિક ગુણોનાં કિર્તન, ચિંતન, સ્તુતિ, ધ્યાન, યશોગાન આદિ વસ્તુતઃ અમારી નિજાત્મ-શુદ્ધિથી તેમના આદર્શ પુણ્ય પવિત્ર જીવનની જ્વલંત સંસ્મૃતિ-ઓમાંથી કેટલીક ઘટનાઓનો ઉલ્લેખ કરવો તે અમે અમારું કર્તવ્ય સમજીને અમોને સૌભાગ્યશાળી માનીએ છીએ.

**અદૃશ્ય પ્રેરણા :**

વિક્રમ સંવત ૧૯૯૫ની દિવાળી આસપાસનો સમય હતો. અમારું ચાતુર્માસ દેવલી ગામમાં હતું ત્યાં સુધી અમે ગુરુદેવનાં દર્શન કરી શક્યાં ન હતાં, પણ કોઈ અદૃશ્ય પ્રેરણાથી એક રાત્રિએ સ્વપ્નમાં અલૌકિક સ્વરૂપમાં દર્શન દીધું. હવામાન સરસ હતું અને આકાશ મેઘાચ્છાદિત હતું. હજારો માણસોથી ઘેરાઈને ગુરુદેવ પધારતા હતા. ગુરુદેવની દિવ્યવાણીથી મંત્રમુગ્ધ બનેલી જનતા, ગુરુદેવના વચનામૃતનું પાન કરતી હતી અને બધા લયલીન બની ગયા હતા. સાધ્વીઓની મધ્યમાં હું પાછળ હતી, પરંતુ ગુરુદેવે સહજમાં નામોચ્ચાર સાથે "પ્રમોદશ્રીજી સાધ્વીજી, આગે આ જાઓ" એમ કહ્યું. ગુરુદેવ ભગવાનના મુખથી મારું નામ સાંભળીને અમે આશ્ચર્યચકિત થઇ ગયાં. આંખ ઊઘડતાં જ જોયું કે સ્વપ્ન-સામ્રાજ્ય ચાલ્યું ગયું.

દેવલી ગામમાં ચાતુર્માસ પૂરું કરી વિહાર કરતાં માલૂમ પડ્યું કે ઉમેદપુરમાં પ્રતિષ્ઠા-મહોત્સવ છે. અમો પણ ૧૩ ઠાણા સાધ્વી સમુદાયની સાથે ગયાં. તે વખતે સ્વપ્નમાં જોએલું તેના કરતાં પણ અધિક સુંદર દૃશ્ય ઉમેદપુરમાં જોયું. પૂજ્ય યોગીરાજનાં દર્શન કરીને અમારાં અહોભાગ્ય સમજી કૃતાર્થ થયાં.

**અલૌકિક શક્તિ :**

ગુરુદેવ વિહાર કરતા કરતા ખીવાંદી ગામથી ૧૯૯૫ના પોષ વદી છઠ્ઠ ડીસેમ્બર-૧૯૩૮માં પધાર્યા. ખીવાંદી ગામની સામે બીજા એક ગામમાં તળાવ સુકાઈ ગયેલું હતું. ત્યાંની જનતા પાણીના અભાવે બહુજ દુ:ખી હતી. ગુરુદેવ તળાવ પર જઈને બેઠા, ધ્યાન કર્યું અને પોતાની પવિત્ર દૃષ્ટિ ફેંકી. બીજે દિવસે તળાવમાં અનેક સ્રોતો ફૂટ્યા અને આખું તળાવ પાણીથી ભરાઈ ગયું. ગુરુદેવની કેવી અલૌકિક શક્તિ હતી!

**વિશ્વપ્રેમી :**

ચુલી ગામથી ગુરુદેવની સાથે વિહાર કરીને ત્યાંથી ચાર માઈલ ઉપર ઉત્પલ નામનું ગામ આવ્યું ત્યાં અમોએ વિશ્રામ

કર્યો. રાત્રે ગુરુદેવ પાસેથી નગીનદાસ ભગત અમને બોલાવવા આવ્યા પણ અમે જવાનો ઈન્કાર કરીને કહ્યું કે ગુરુદેવ રાત્રે કદાપિ બોલાવે જ નહીં. થોડી વાર પછી ઉપાધ્યાય શ્રી મણિ-સાગરજી મહારાજ પણ આવ્યા. તેમણે પણ તે જ સંદેશો દીધો અને કહ્યું કે શંકા કરવાની નથી. અમો અને ભગત સાથે આવીએ છીએ. ત્યાર બાદ અમો બધાં સાથે ગયાં. ત્યાં પહોંચતાં જ ગુરુદેવનું અલૌકિક રૂપ જોયું. કેટલા બધા વાઘ, ચિત્તા, સર્પ, વીંછીઓ – એ બધાંની વચ્ચે ગુરુદેવ બિરાજેલા હતા. એક સિંહ પોતાનું માથું ગુરુદેવના ખોળામાં રાખી સૂતો હતો. અને ગુરુદેવ તેના ઉપર હાથ ફેરવી રહ્યા હતા. મેં પૂછ્યું: "ગુરુદેવ! હું શું જોઈ રહી છું?" ગુરુદેવે કહ્યું : "સમસ્ત વિશ્વ મારું કુટુંબ છે.

**સૂક્ષ્મ ધ્યાની :**

સંવત ૧૯૪૦માં ગુરુદેવ અનાદ્રા ગામમાં બિરાજતા હતા, ત્યારે અમો ગામની અંદર મંદિર સાથેના ઉપાશ્રયમાં ઊતર્યાં હતાં. ત્યાં ગુરુદેવે પ્રતિષ્ઠિત કરેલ પંચાસી પ્રતિમાઓ હતી. સંધ્યા સમયે અમે બધાં પ્રતિક્રમણ કરી રહ્યાં હતાં, એવામાં એક સફેદ નાગણ અમારી પાસે થઈને મૂર્તિ ઉપર છત્ર કરી વંદન કરી નૃત્ય કરી અદૃશ્ય થઈ ગઈ. પ્રાતઃકાલે ગુરુદેવને વંદન કરવા ગયાં ત્યારે ગુરુદેવે પૂછ્યું : "તમારે ત્યાં કાલે નાગણ આવી હતી કે?" તે સાંભળી અમો ચકિત થઈ ગયાં. ગુરુદેવ દરેક જગ્યાએ શું થઈ રહ્યું છે તેનું કેટલી સૂક્ષ્મ-તાથી ધ્યાન રાખતા હતા! તે ભદ્રગણ પદ્માવતી દેવી જ હતાં.

**અદ્‌ભુત જ્ઞાની :**

પોતાના શિષ્યસમુદાય સાથે આચાર્ય જિનહરિસાગરસૂરિજી ગુરુદેવને મળવા ગયા હતા. ગુરુદેવને મળીને પોતાના ઉતારે પોતાના શિષ્ય કવિન્દ્રસાગરજી વગેરેને કહ્યું: "ઢોંગ લાગે છે.

યોગીરાજનો ઘણો મહિમા સાંભળતા પણ, એવું કાંઈ દેખાયું નથી.” ફરી જ્યારે ગુરુદેવ પાસે ગયા ત્યારે ગુરુદેવે તેમના ઉતારે અંદરોઅંદર જે વાતચીત થયેલી તે બધી કહી દીધી અને પૂછ્યું: “કઈ રીતનો ઢોંગ લાગ્યો?” આ સાંભળીને આચાર્યશ્રી જિનહરિસાગરસૂરિજી લજ્જિત થઈ ગયા અને ગુરુદેવના જ્ઞાનથી પ્રભાવિત થઈ ગયા.

અપૂર્વ કૃપા :

સંવત ૧૯૯૯ની સાલમાં ગુરુદેવના આશીર્વાદ લઈ ને કચ્છ પ્રદેશમાં વિહાર કર્યો હતો. કચ્છમાં બે બહેનો સૂરજબહેને તથા તેની એક બહેને અમારી પાસે દીક્ષા લેવા આગ્રહ કર્યો. ગુરુદેવની અનુમતિથી સૂરજબહેનને દીક્ષા દઈ ને અમારી શિષ્યા બનાવી તેનું નામ ચંદ્રયશાશ્રી રાખ્યું. બીજી બહેન વિશે ગુરુદેવે ફરમાવેલું કે તેનાથી દીક્ષા પળાશે નહીં. તે દીક્ષા માટે યોગ્ય નથી, તેને દીક્ષા દેવી નહીં, એટલે તેને દીક્ષા દીધી નહીં. ચંદ્રયશાશ્રીની દીક્ષાના અવસરે ગુરુદેવે અનેક વખત દર્શન આપેલાં અને આશીર્વાદ પણ આપ્યા હતા, તેથી બધું કાર્ય આનંદપૂર્વક અપૂર્વ સમારોહ સાથે પૂર્ણ થયું. ચંદ્રયશાશ્રી ઉપર ગુરુદેવની પૂર્ણ કૃપા રહી. તેની બીમારી સમયે પણ ગુરુદેવે દેહ છોડ્યા બાદ સં. ૨૦૨૧ માં પ્રભાતે સાત વાગે સાક્ષાત દર્શન આપ્યાં.

મનોભાવજ્ઞતા :

મારા કચ્છમાં નિવાસ દરમિયાન મારી તબિયત હદ ઉપરાંત બગડી ગયેલી. ડોકટરોએ પણ મારા જીવનની આશા છોડી દીધી હતી. મેં ડોકટરોને પૂછ્યું પણ સંતોષકારક જવાબ ન મળતાં મેં શ્રાવકોને કહ્યું કે ગુરુદેવને તાર કરી આશીર્વાદ મંગાવે. તુરત તાર કર્યો, તે તાર રવાના થાય ત્યાં જ ગુરુદેવે અગાઉથી જ તારમાં આશીર્વાદ મોકલેલ તે મળ્યો. બધા આશ્ચર્યચકિત થઈ ગયા. ખરેખર તો ગુરુદેવે મારા મનોભાવ ત્યાં બેઠા જાણીને અગાઉથી જ તાર મોકલેલો.

ગુરુદેવના નિર્વાણના સમાચાર અમને અંજારમાં જ મળ્યા. ત્યાં લોકોએ એવી જૂઠી અફવાઓ ફેલાવી દીધેલી કે ગુરુદેવના દેહમાંથી અગ્નિ સંસ્કાર પહેલાં દુર્ગંધ આવવા મંડી હતી. આ વિષયમાં વિચાર કરી રહી હતી ત્યારે રાત્રે ગુરુદેવે સ્વપ્નમાં સ્પષ્ટીકરણ કરવા નિર્વાણ સમયનું પૂરું દૃશ્ય દેખાડ્યું અને કહ્યું: "જોઈ લે આ દેહને." એમ કહીને ચંદનની એક મોટી પેટી દેખાડી. તેમાંથી ચંદનની એટલી બધી સુગંધ આવતી હતી કે હું સહન કરી શકી નહીં. ત્યાર પછી ગુરુદેવે પૂછ્યું: "હવે અગ્નિસંસ્કારનું દૃશ્ય જોવું છે?" પણ મેં ના પાડી. કહ્યું કે તે મારાથી જોઈ શકાશે નહીં

**મહાન પ્રવર્તક :**

વીસમી સદીના આ નવયુગ પ્રવર્તક આચાર્યશ્રી શાંતિસૂરીશ્વરજી મહારાજ એક અદ્વિતીય મહાપુરુષ થઈ ગયા છે. ગુરુદેવના અપૂર્વ યોગબળની શક્તિ ઘણી આશ્ચર્યજનક હતી, તેઓએ સમભાવથી કીડીથી હાથી સુધી સમસ્ત ચરાચર પ્રાણીઓ માટે અહિંસાના સંદેશનો પ્રસાર કર્યો છે.

માનવની આત્મસિદ્ધિનો મહામંત્ર "ૐ અર્હં" તથા "ૐ શાન્તિ"નું અખંડ ધ્યાન ગુરુદેવ પાસેથી સંપાદિત થઈને માનવતા પ્રતિક્ષણ વિકસી.

તેઓશ્રી પોતાના જ્ઞાન દ્વારા જીવમાત્રના મનોગત ભાવો જાણી લેતા હતા, વિશ્વના ધર્મોમાં નિહિત સત્યતત્ત્વનો પ્રચાર અને સંદેશ તેઓશ્રીએ દેશદેશાંતરમાં કર્યો. તેમનો મહિમા અપરંપાર છે.

તેમના સ્મરણ માત્રથી જ આધિ—વ્યાધિનો નાશ થાય છે, ઘણા રોગમુક્ત થાય છે. ગુરુદેવના ગુણોનું વર્ણન એક જીભ માત્રથી કેવી રીતે થઈ શકે? તેમના મહાન સદ્ગુણો અને ત્યાગી

આધ્યાત્મિક જીવન પ્રત્યે આકર્ષિત થઈને હું ગુરુદેવ ભગવાનનાં ચરણોમાં શ્રદ્ધાંજલી અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

નિર્વાણ બાદ સંકટમાં રક્ષા :

લેખક : શ્રી અનોપચંદ ગુલેચ્છા : ફ્લોદી

સંકટસમયે સ્મરણ કરવાથી દરેક ઇષ્ટદેવ પોતાના ભક્તની રક્ષા કરે છે, પરંતુ અહીં તો એક એવા અનુભવનો ઉલ્લેખ કરું છું કે જેનાથી એવી ખબર પડે છે કે જે વ્યક્તિએ કદાપી ગુરુદેવનું સ્મરણ, સેવા કે ભક્તિ ન કરી હોવા છતાં સંકટ-સમયે યાદ કર્યા વગર ગુરુદેવ સ્વયં પ્રગટ થઈને તેની રક્ષા કરે છે.

વાત ઈ. સ. ૧૯૬૮ની દિવાળી પહેલાંની છે. મારો પુત્ર કુશલચન્દ્ર મીઠાના ધંધાર્થે સીલીગુડી પહોંચ્યો. ભારે વરસાદને લીધે રેલવેના પાટા ધોવાઈ ગયા હતા એટલે સીલીગુડીથી એક જીપ ભાડે કરીને જોરહાટ તરફ રવાના થયો. સુજાનગઢથી બેત્રણ બહેનોએ પણ સાથે જવા વિનંતી કરી એટલે તેમને પણ જીપમાં બેસાડી દીધાં. એ બહેનો પાસે ત્રણચાર લાખ રૂપિયાની કિંમતનાં ઘરેણાં તથા ઝવેરાત હતું. જીપ જ્યારે તિષ્ટા બ્રીજ ઉપર પહોંચી ત્યારે લુટારાઓએ જીપને ઘેરીને રોકી દીધી અને ડ્રાઈવરને નીચે ઉતારીને ઘસડીને દૂર લઈ ગયા.

એટલામાં પરમકૃપાળુ ગુરુદેવ ભગવાન શ્રી વિજયશાંતિ-સૂરીશ્વરજી પ્રગટ થયા અને કુશલચન્દ્રને કહ્યું: "જોઈ શું રહ્યો છે? મોટર ચલાવીને અહીંથી ભાગી જા."

કુશલચન્દ્ર મોટર ચલાવતાં જરા શીખ્યો હતો. ગુરુદેવે દર્શન દઈને કહ્યું એટલે તેને હિંમત આવી ગઈ અને તુરત મોટરના સ્ટીયરીંગ ઉપર બેસીને, એક્સીલેટર દબાવીને જીપ ભગાડી સહીસલામત નીકળી ગયો. લુટારાઓએ ડ્રાઇવરને છરી

મારીને ઠાર કરી દીધા હતા. જીપ લઈને આગળ જતાં પહેલું ગામ આવ્યું ત્યાં લશ્કરની ચોકીને આ બાબતની જાણ કરી દીધી.

લશ્કરી જવાનો જીપ પોતાના કબજામાં લઈને ઘટનાના સ્થળે તપાસ કર્યા બાદ તેમને ક્લીયરન્સ સર્ટીફીકેટ આપી આગળના શહેર અલીપુર દ્વાર સુધી મૂકી ગયા.

અલીપુર દ્વાર પહોંચીને કુશલચન્દ રેલવે સ્ટેશનના વેઈટીંગ રૂમમાં પહોંચ્યા. ત્યાં જતાં જ ગુરુદેવનો અવાજ સાંભળ્યો કે અહીં રોકાઈશ નહીં; અહીંથી ચાલ્યો જા. એટલે કુશલ સામાન ઉપાડી શહેરમાં જઈને ધર્મશાળામાં ઊતર્યો. બીજે દિવસે સવારે રેલવે સ્ટેશન પર જતાં ખબર મળી કે રાત્રે વેઈટિંગ રૂમમાં જે માણસ ઊતરેલો તેનું ખૂન થયું છે.

ગુરુદેવ ભગવાને પોતે કૃપા કરી કુશલની રક્ષા કરી.

**ચોરથી રક્ષા :**

સંકલનકર્તા : શ્રી હીરાચંદ ગુલેચ્છા–જોધપુર.

વિક્રમ સંવત ૨૦૨૦ની વાત છે. ગુલાબચંદજી વેદ દીપચંદજીની નાં. ૧૧૮ ફેરસુવાલકમ, મદ્રાસની દુકાનમાં રાત્રે ચાર ચોરોએ મકાનની છતમાંથી ઉપર પ્રવેશ કર્યો. તેમનો ગીરવી (મોર્ટગેજ)નો વેપાર હતો એટલે ઘણું જર–ઝવેરાતનું જોખમ ઘરમાં રહેતું હતું. ચોરો છત ઉપરથી ઊતરીને ચોકમાં આવતાં તેમનાં માતુશ્રી સુલરબાઈ તથા ગુલાબચંદજીએ જોયા. ગુલાબચંદજીએ ગુરુદેવનું સ્મરણ કરીને ચોરોને પડકાર્યા અને એકલા જ તેની સાથે ઝપાઝપીમાં ઊતર્યા. આ સંકટ વખતે માતાજીએ પૂજ્ય ગુરુદેવનું સ્મરણ કર્યું એટલે ગુરુદેવે છત ઉપરથી સાક્ષાત દર્શન દીધાં. માતાજીએ સોનાની બંગડી તથા હાર પહેરેલ હતા પરંતુ ગુરુદેવના પ્રતાપથી ચોરો તેમના શરીર ઉપરથી કે ઘરમાંથી કાંઈ પણ લઈ શક્યા નહીં. શ્રી ગુલાબ-ચંદજીમાં એટલી બધી શક્તિ આવી ગઈ કે તેમણે ચોરોને એટલા

માર્યા કે ચોર મકાનમાંથી ભાગી છૂટ્યા. તેમણે મુનીમને બોલાવીને પડોશીઓને ખબર દેવા કહ્યું અને પોતે ચોરોની પાછળ તેને પકડવા માટે દોડ્યા. ચોરોના છરાથી તેમના પેટમાં જખમ થયો અને તેમાંથી લોહી ચાલ્યું જતું હતું તેની તેમને ખબર પણ ન હતી. પણ સડક ઉપર માણસોએ એ જોઈને તેમને રોકી લીધા. પછી તેમને હોસ્પિટલમાં દાખલ કરાવ્યા અને થોડા દિવસમાં જ સાજા થઈ ગયા.

ગુરુદેવના સ્મરણ માત્રથી જ તેમની બધી રીતે રક્ષા થઈ.

**પહેલી જ યાત્રામાં ગુરુદર્શન : નિર્વાણબાદ :**

**અનુભવકર્તા : બાવીસી કુમકુમ ઈન્દુલાલ, અમદાવાદ.**

વસંત પંચમી સં. ૨૦૨૮ના શુભ અવસર ઉપર પરોઢે સાડા ત્રણ વાગે માંડોલીનગરમાં એક સુંદર સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં મને ગુરુદેવશ્રી શાંતિસૂરીશ્વરજીનાં દર્શન થયાં. મને સ્વપ્નમાં આદેશ આપ્યો કે બેટી, તું તારું કામ કર્યે જા, ધર્મમાં આગળ વધતી જા, પગલે પગલે સફળતા તારા પગમાં આવશે. સ્વપ્ન પૂરું થતાં જ મને પરમ શાંતિ મળી.

તેઓશ્રીએ મને તનમનની શાંતિ માટે "ૐ ગુરુ", "ૐ શાંતિ" મંત્રનો જાપ કરવાનો આદેશ આપ્યો હતો, તેનું પાલન કરતાં મને પરમ શાંતિ મળી અને મારી શારીરિક તકલીફો પણ દૂર થઈ. ઘણી દવાઓ લેવાથી મને મોઢા અને ગળાની અંદરના ભાગમાં ઘણી પીડા થતી હતી, તેમાં મને રાહત મળી. ત્યાર બાદ રોજ પરોઢિયે ચારથી પાંચ સુધી મેં ગુરુદેવની યાદમાં ભજન કર્યાં. "ૐ ગુરુ ૐ શાંતિ" મંત્રનો જાપ કર્યો. આથી મારા ગળામાં તદ્દન સારું થઈ ગયું.

ત્યાર બાદ વસંત પંચમીના મંગળમય પ્રભાતના વાતાવરણમાં છ વાગ્યા સુધી નવકાર મંત્રનો જાપ કર્યો. આથી મને ઘણી જ શારીરિક અને માનસિક શાંતિ મળી.

## પ્રથમ વખત ગુરુપૂર્ણિમા કેવી રીતે ઊજવી?

લેખક : શ્રી હીરાચંદ ઓઘડભાઈ બાવીસી

સંવત ૨૦૨૧ અષાડ સુદી પૂનમ (ગુરુપૂર્ણિમા) તા. ૧૩–૬–૬૫ મંગળવારના રોજ "મુંબઈ સમાચાર"માં વાંચ્યુ કે શ્રી સદ્ગુરુ ભગવંત વિજયશાંતિસૂરીશ્વરજીની બોરી બંદરની વાડીમાં ગુરુપૂનમ ઉજવાશે.

મેં મારી જિંદગીમાં કદાપી ગુરુદેવને જોયા ન હતા પણ છાપું વાંચીને વિચાર કર્યો કે ઘેર બેઠા રહેવાને બદલે ઉત્સવમાં જાઉં. મારી ઉંમર બોંતેર વરસની છે. ગુરુપૂનમનો મહોત્સવ આરતી, ભજન, પ્રસાદ આદિ ધામધૂમથી ઉજવાયો. ત્યાંથી મને ગુરુદેવના જીવનચરિત્રનું પુસ્તક મળ્યું.

ઘેર આવીને તે પુસ્તક ત્રણ વખત ઉપરાઉપરી વાંચ્યું, તો મારા આખા શરીરમાં જેમ વીજળીનો કરન્ટ અડી જાય અને થાય તેવી ઝણઝણાટી થઈ ગઈ. આથી મને શ્રદ્ધા થઈ ગઈ કે ગુરુદેવ વિશ્વની મહામહાન વિભૂતિ છે. તે પુસ્તક વાંચ્યા પછી મને પરમ શાંતિનો અનુભવ થયો, આથી મેં દર પૂનમે ઉપવાસ, મૌનનો નિશ્ચય કર્યો. પ્રત્યેક પૂનમે હું તેમ કરતો અને 'ૐ ગુરુ ૐ શાંતિ'નો જાપ શરૂ કરી દીધો. જાપના પ્રભાવથી મને પરમ શાંતિનો અનુભવ થવા માંડ્યો અને સ્ફુર્તિ આવવા માંડી.

એક દિવસ કોઈ દૈવી પ્રેરણાથી મારા પુત્રને કહ્યું કે તું એક નાનું કારખાનું શરૂ કર. આથી તેણે અમદાવાદમાં એક નાનું સરખું કારખાનું શરૂ કર્યું અને અકલ્પ્ય પ્રગતિ થતાં એક મકાન પણ ચણાવી લીધું. આ ગુરુદેવની કૃપા સિવાય કંઈ નથી, ગુરુ ભક્તિનું મુખ્ય ફળ તો આત્મશુદ્ધિ જ હોવા છતાં વ્યાવહારિક જીવનનું તુચ્છ ફળ મેં બતાવ્યું.

**પ્રત્યક્ષ દર્શન :**

સંવત ૨૦૨૮ના પોષ સુદી એકમ શનિવાર તારીખ ૧૮–૧૨–૧૯૭૧ રાત્રે ૧૨.૨૫ના સમયે ઊંઘમાંથી મારી આંખ

ખૂલી ગઈ અને પછી ઊંઘ આવી જ નહીં, એટલે મેં 'ૐ ગુરુ ૐ શાંતિ'નો જાપ શરૂ કરી દીધો. રાત્રે સવા ત્રણ વાગે મને આ જાપમાં ઘણો જ આનંદ આવવા મંડ્યો. મારા આખા શરીરમાં ઉમંગની વીજળી થઈ. એ વખતે હું જાગતો હતો પણ આંખ બંધ હતી. એકાએક ચારે તરફ એક રંગીન દૃશ્ય ઉપસ્થિત થયું અને ગુરુદેવને ચારે તરફ વિચરતા જોયા. વિચાર આવ્યો કે હું વાતચીત કરું કે મને કાંઈ આજ્ઞા આપે. એવી વારંવાર વિનંતી કરતાં લગભગ સાડા ચાર વાગે મને ઝોલું આવ્યું, અને આંખ ઊઘડી ત્યારે ૐ શાંતિ.

**શરણાગતની રક્ષા :**

લેખક : શ્રી ચંપાલાલ જૈન–જોધપુર.

હું ફલોદીમાં રહું છું. નિત્ય નિયમ મુજબ હું સવારે પાંચ વાગે દાદાવાડીમાં પૂજા કરવા જવા નીકળ્યો તો મને રસ્તામાં લક્ષ્મીચંદ્રજી કોચરનાં ધર્મપત્નીએ રોકી રોતાં રોતાં વાત કરી કે તેના પતિને ચોરીના આરોપ નીચે પકડવામાં આવેલ છે તેમ ઢઢાની હવેલીવાળા ધુમજીમામા આબુથી આવ્યા છે તેણે કીધું.

નિત્યકર્મ આટોપી તપાસ કરતાં ખબર પડી કે લક્ષ્મીચન્દ્ર તથા એક બીજા સજ્જન ગુરુદેવનાં દર્શન કરવા બામણવાડા ગયા હતા ત્યાં બંનેને ચોરીના આરોપસર પકડવામાં આવેલા. બીજા ભાઈ તો ગમે તેવી રીતે ફલોદી પાછા આવી ગયા પણ લક્ષ્મીચન્દ્રજી તો કસ્ટડીમાં રહેલા, તેઓ પૂરેપૂરા સજ્જન અને નિર્દોષ હતા.

આથી ફલોદીનિવાસી યતિજી શ્રી પ્રેમસુંદર મહારાજની મારા ઉપર પૂર્ણ કૃપા હતી તેમણે કહ્યું કે લક્ષ્મીચન્દ્રજીને બીજાએ ફસાવી દીધો છે. આપણે ગુરુદેવ પાસે જઈએ. બામણ-વાડા ઊતરતાં જ દરવાજા ઉપરના માઢમાં ગુરુદેવનાં દર્શન થયાં. ગુરુદેવે કહ્યું કે શિરોહી મહારાજ હમણાં જ ગયા. તમે જરા

મોડા પડ્યા. અમે કહ્યું કે તે તો રોજ આવે છે. અમારે તો આપના આશીર્વાદ લક્ષ્મીચન્દ્રને છોડાવવા માટે જોઈએ છે. ગુરુદેવે ફરમાવ્યું કે હમણાં ને હમણાં જ આબુ રોડ જાઓ. તે સમયે કોઈ વાહન મળવાનો સંભવ ન હતો પણ શિરોહી સ્ટેટનું એક સ્ટેશન વેગન ઊભું હતું અને ડ્રાઇવરે કહ્યું કે ખાલી ગાડી આબુ રોડ જાય છે, આવવું હોય તો ચાલો.

આબુ રોડ પોલીસ સ્ટેશને ઊતરી લક્ષ્મીચન્દ્રને મળવા ગયા તો તે રોવા મંડ્યો. અમો મેજીસ્ટ્રેટ પાસે ગયા. મેજીસ્ટ્રેટ સાહેબે કહ્યું કે હું તો કાયદા પ્રમાણે કામ કરી શકું. અમે પાછા બામણવાડા આવ્યા. ગુરુદેવને બધી વાત કરી એટલે ગુરુદેવે ફલોદી જવાનો આદેશ આપ્યો.

રાત્રે ફલોદી પહોંચીને સવારે નિત્ય નિયમ મુજબ દાદાવાડી જતાં લક્ષ્મીચન્દ્રજી કોચરને સામેથી આવતો જોયો. હું તો આશ્ચર્યચકિત થઈ ગયો. તેમને પૂછ્યું: "કાકા, કેવી રીતે આવી ગયા?"

"તમારા ગયા પછી મને મેજીસ્ટ્રેટ પાસે લઈ ગયા. મેજીસ્ટ્રેટે હુકમ કર્યો કે તેને ફલોદીની ટિકિટ અપાવી દો અને બે રૂપિયા વાપરવા માટે આપો. આમ હું અહીં આવી ગયો. આ બધું ગુરુકૃપાનું જ ફળ છે."

## શીરો દ્રૌપદીનું ચીર બની ગયો

લેખક: શ્રી કેસરીનંદજી કુલચન્દજી (કીકા કુલા)

જ્યારે ગુરુદેવ ભગવાન શાંતિવિજયજી અમારી પાસે સરસ્વતી અરણ્યમાં બિરાજ્યા હતા ત્યારે હું મારાં માતુશ્રી સાથે દર્શન કરવા ગયેલો. ગુરુદેવ જ્યાં જ્યાં વિહાર કરતા ત્યાં સાથે મોદી પણ રહેતા હતા કારણકે હજારો માણસોની અવરજવર થતી.

બીજે દિવસે ગુરુદેવે મને બોલાવીને કહ્યું : "એક નારિયેળ લઈને આવ." તે દિવસોમાં એક આનાનું એક નારિયેળ મળતું. ગુરુદેવે ફરમાવ્યું : "નારિયેળ સરસ્વતી દેવીને ચડાવીને ધૂપદીપ કરો." મેં પ્રસાદ ચડાવ્યો અને બધાંને આપ્યો, છતાં શેષ વધતાં મેં માર્કંડેશ્વર પાસે નાની શાળા શરૂ થયેલી ત્યાં જઈ બધાને પ્રસાદી વહેંચી તોપણ ઘણી વધી. હું ગુરુદેવ પાસે ગયો અને વાત કરી.

"ગુરુદેવ મને શાળાએ લઈ ગયા. ત્યાં ગુરુદેવે બાળકોને પૂછ્યું કે લાપસી ખાવાની ઇચ્છા છે કે શીરો ? શીરો નક્કી થતાં મને ગુરુદેવે કહ્યું કે શીરો બનાવ. મેં કહ્યું કે મારી પાસે એક પૈસો પણ નથી. હું શીરો ક્યાંથી બનાવું ? તેમણે મને મારી માને બોલાવી લાવવા કહ્યું એટલે હું બોલાવી લાવ્યો. ગુરુદેવે કહ્યું : "ડોકરી (માજી)! થોડો શીરો બનાવી દે, આ શાળાનાં બાળકો છે તેટલો." એટલે મારી માએ કહ્યું કે મારી પાસે પૈસા તો નથી તો હું શીરો કેવી રીતે બનાવું ? એટલે ગુરુદેવે તુરત મોદી અને રસોયાને બોલાવ્યા અને કહ્યું કે જેટલો લોટ તારી પાસે હોય તે જોખી દે અને તેના હિસાબે ઘી તથા ગોળ આપ. બધું એક કડાઈમાં નાખીને શીરો–હલવો બનાવો. ત્વરિત શીરો તૈયાર થઈ ગયો. મગની દાળ પણ બનાવી. એક વાસણમાં શીરો લઈને હું ગુરુદેવ પાસે ગયો એટલે તે દીવો અને ધૂપ કરીને સરસ્વતી દેવીને ચડાવ્યો.

બપોરે બે વાગે ભોજન ચાલુ થયુ અને રાતના નવ વાગ્યા સુધી ચાલ્યા કર્યું, પણ શીરો તો બનાવેલો તેટલો જ રહ્યો. ગુરુદેવને વાત કરી તો તેમણે કહ્યું કે કડાઈ ભઠ્ઠી ઉપરથી ઉતારી ઠંડી કરો અને પરાંતમાં ઠારો. તો આવડી મોટી પરાંત જોઈ હું આશ્ચર્યચકિત થયો. પછી ગુરુદેવે બધાને સૂઈ જવા કહ્યું. મેં કહ્યું : રાત્રે સિંહવાઘ આવે તો ? ગુરુદેવે કહ્યું : હું પહેરો ભરું છું. હલવો જે ચાર માટલાંમાં માંડ સમાય તેમ હતો તે એક જ માટલીમાં સમાઈ ગયો.

ગુરુદેવે બાર વાગે વિહાર કરવા એલાન કર્યું. મેં બધાં યાત્રીઓને ભરપેટ શીરો ખવરાવ્યો કારણકે મટકી ખાલી કરવી હતી. હું માથા ઉપર મટકી મૂકી સૌથી આગળ ચાલતો હતો. વિહારમાં અમે એક ગામ પાસે પહોંચ્યા. ત્યાં વિશ્રામ હતો. ગુરુદેવના આવવાની ખબર પડતાં આખું ગામ ત્યાં આવ્યું. બધાંને શીરો પીરસાયો. પછી રવાના થતી વખતે એક કપડું મટકી ઉપર બાંધી દીધું. સાંજ પહેલાં અમે બામણવાડા પહોંચ્યા.

મારી માને ગુરુદેવે કહ્યું કે અહીં બધાંને શીરો વહેંચી દે. મેં બધાંને શીરો વહેંચ્યો. રવાના થતી વખતે જોયું તો શીરો છેક ઉપર સુધી ભર્યો હતો. અમે અમારા ગામ શીવગંજ આવ્યા ત્યાં પણ ત્રણ દિવસ સુધી શીરો વહેંચ્યો. મેં ગુરુદેવને પ્રાર્થના કરી કે હવે શીરો પૂરો કરો ત્યારે શીરો ખલાસ થયો. આ બધો ગુરુદેવનો ચમત્કાર હતો. આ શીરો બનાવવાના પૈસા મારી માએ ચૂકવી આપ્યા હતા.

**રાજસ્થાનના મુખ્ય પ્રધાન**
**શ્રી બરકતુલ્લાહખાન ઉપર ગુરુકૃપા :**

નોંધ : રાજસ્થાનમાં મુખ્ય પ્રધાન શ્રી બરકત સાહેબ કે જેઓ પ્યારેમિયાંના નામથી પ્રસિદ્ધ છે તેઓશ્રીનો પૂજ્ય ગુરુદેવ ભગવાન શાંતિસૂરીશ્વરજી સાથેનો ઘણો પુરાણો સંબંધ છે.

રાજસ્થાનનું મુખ્ય દૈનિક "રાજસ્થાન પત્રિકા"ના તંત્રી શ્રી કર્પુરચંદ્ર કુલીશે "રઇશ ભી, ફકીર ભી" શીર્ષક હેઠળ "રાજસ્થાન પત્રિકા"ના તા. ૬–૭–૧૯૭૨ ના અંકમાં પ્રસિદ્ધ કરેલ લેખ આભાર સહિત જેમનો તેમ નીચે મુજબ છાપીએ છીએ. તેમાં વર્ણવેલ ઘટનામાં ગુરુદેવની વિશ્વપ્રેમની ભાવના તથા બરકત સાહેબ ઉપર જે અસીમ પ્રેમ હતો તેનું વર્ણન છે.
(તંત્રી: "શાંતિજ્યોતિ" તા. ૧૫–૭–૧૯૭૨ નો અંક).

બરકત સાહેબના વ્યક્તિત્વમાં અમીરી અને ફકીરીનાં વિષમ તત્ત્વો એકસાથે દેખાય છે. તેમનો અમીરી સ્વભાવ તો સમજી શકાય તેવો છે કારણકે તે અમીરી તેમના ખાનદાનમાં વારસાગત ચાલી આવે છે, પરંતુ ફકીરી સ્વભાવ અને દયા તેમને એક જૈન મુનિ થકી મળેલા છે, જે બહુ થોડી જ જનતા જાણે છે. એ જૈન મુનિ આચાર્યસૂરિસમ્રાટ શ્રી વિજયશાંતિસૂરીશ્વરજી છે. બરકત ઉપર બચપણથી જ યોગીરાજની ઘણી કૃપાદૃષ્ટિ હતી. યોગીરાજનાં ચરણોમાં પહોંચતાં જ બરકત સાહેબનાં સાત ખૂન હોય તોપણ માફ થઈ જાય તેવી લોકોક્તિ છે.

ન જાણે કેમ, બરકત સાહેબના ઘર ઉપર ઘણી જ કૃપા હતી! ગુરુદેવ ગૃહસ્થીઓને ત્યાં જતા જ નહીં છતાં એક બરકત સાહેબના ઘરનો અપવાદ હતો. ક્યારેક ક્યારેક તો એકાએક ઓચિંતા તેમના ઘેર પહોંચી જતા હતા. તેમાં પણ આશ્ચર્યની વાત તો એ હતી કે જે દિવસે ગુરુદેવ તેમના ઘરે જતા તે દિવસે કોઈ અગમ્ય કારણથી તેમના ઘેર માંસ રંધાતું નહીં. યોગીરાજ કદાપી સૂચના દઈને પધારતા ન હતા, માંસ ન રાંધવાનું કોઈ કારણ પણ દેખાતું નહીં.

બરકત સાહેબની માતાનો એ બાબતમાં દૃઢ વિશ્વાસ હતો કે યોગીરાજના આગમન સાથે તેમના ઘરમાંથી માંસ આપોઆપ ગેરહાજર થઈ જતું. અમ્મા એને યોગીરાજનો પ્રતાપ જ માનતી હતી અને બરકત સાહેબ ઉપર ગુરુદેવની ખાસ નજર રહેતી હતી.

શેરનો શિકાર :

બરકત સાહેબના પિતાને વાઘના શિકારનો ઘણો જ શોખ હતો. તે માટે તેઓ આબુ પહાડ ઉપર અવારનવાર જતા. તેમનાથી પણ વધારે શોખ બચપણથી જ બરકતમિયાંને હતો. એક વાર જ્યારે બરકત સાહેબ ૧૫ વરસના જ હતા ત્યારે તેમના પિતા આબુ ગયેલા. શિકારમાં બાળકોને સાથે રાખતા

નહીં. એ વખતમાં થોડા સિંહ તથા ચિત્તા વગેરે ઘણા જ હતા. બરકતમિયાંને આ સાંભળી શિકાર માટે ઘણી જ તાલાવેલી થતી. તેમણે તેમની નાનીબેન ખુશનુદ બેગમ સાથે સંતલસ કરી રાત્રે શિકાર કરવા જવાની યોજના બનાવી, રાત્રે પિતાજીની બંધૂક પડી રહેતી અને ચૂપચાપ બંધૂક લઈ નીકળી જતા.

જંગલ માટે નીકળતાં પહેલાં લાડલીબેન યોગીરાજ પાસેથી લીધેલ પાસપોર્ટ એટલે એક છબી સાથે રાખતી. જો કોઈ પૂછે તો તેને યોગીરાજની છબી બતાવી દેતી અને આગળ ચાલી નીકળતી. ગુરુદેવની છબી ઉપર બંને ભાઈબહેનને બંધૂક કરતાં પણ વધારે વિશ્વાસ હતો, અને એમ જ માનતાં કે ફોટો હાથમાં હોવાથી તેમના ઉપર કોઈ સંકટ આવશે જ નહીં.

એક રાત્રે જંગલમાં એમણે એક બકરો બાંધેલો જોયો. લાડલીએ બરકતને કહ્યું કે વાઘને બોલાવ, બકરો બાંધ્યો છે. બહેનેં કહ્યું કે બકરાને બચાવી લઈએ. એટલામાં વાઘ આવ્યો પણ તેને ગોળી બરાબર લાગી ગઈ એટલે મરી ગયો. બકરો બચી ગયો અને તેને છૂટો કર્યો.

**અભયદાન :**

સવારમાં જ આબુ પહાડ ઉપર શોર મચી ગયો. જે બકરો બાંધવામાં આવ્યો હતો તે બીકાનેર મહારાજાના શિકારનું આયોજન હતું. પોલીસની ઊંઘ ઊડી ગઈ, ઊહાપોહ થયો કે આબુ ઉપર કોઈ મોટો શિકારી આવ્યો છે અને તે બીકાનેર મહારાજાના શિકારને મારી ગયો.

બંને ભાઈબહેન સંતલસ કરી યોગીરાજ પાસે ગયાં અને બધી સાચી વાત કરી કે તેમણે વાઘને માર્યો છે એક નિર્દોષ બકરાનો જીવ બચાવવા માટે. ગુરુદેવ તેમની ભોળી બહાદુરી ઉપર પ્રસન્ન થયા. મુનિરાજે બંનેને અભયદાન આપ્યુ. ઘેર જઈ પિતાજીને બધી વાત કહી દીધી. પિતાજી નાના છોકરાને સાંભળી

દંગ થઈ ગયા, અને બંધૂક ચોરીને રાતે શિકાર પર નીકળવાનો ગુન્હો પણ ભૂલી ગયા. તેમને એ વાતની ઘણી ખુશી થઈ કે યોગીરાજ ઉપર તેમને અસીમ શ્રદ્ધા છે તેમ જ વાઘના શિકારથી પણ મનોમન ખુશી થયા. પોતાનાં બાળકોને માફ તો કરી દીધું પણ સાથે સાથે ત્યાર પછી પોતે શિકાર ઉપર જતા ત્યારે બંને બાળકોને પણ સાથે જ લઈ જવાનું શરૂ કર્યું.

ગુરુદેવ પાસે તેમનાં દર્શન કરવા બરકતમિયાં રોજ એક વાર અને કોઈ કોઈ દિવસ બંને વખત હતા. ત્યાં જવા માટે ઘરમાંથી કોઈ રોકટોક ન હતી. યોગીરાજના ભક્તોને આ બાબત આશ્ચર્ય થતું કે એક મુસ્લિમ બાળક ઉપર ગુરુદેવનો આટલો બધો પ્રેમ કેમ છે? પણ એમ માનીને સમાધાન કરી લેતા હતા કે ગુરુદેવ આટલા પ્રસન્ન છે તો બાળકમાં કંઈ ને કંઈ જોયું હશે.

ગુરુદેવના સાંનિધ્યની છાપ બરકત સાહેબના મનમાંથી કદાપી ભૂંસાતી નથી, ઘણી વખત તેઓશ્રી ગુરુદેવની યાદમાં સમાધીસ્થ જેવા થઈ જાય છે અને ગળું રૂંધાઈ જઈ આંખમાંથી પાણીની ધારા વરસે છે તે પણ તાજુબી છે.

રાજકાજના પ્રપંચ, આ સ્વભાવની સાથે કેવી રીતે ચલાવે છે તે સમજવું મુશ્કેલ છે. ખરેખર અમીરી અને ફકીરીનો આવો સુમેળ બીજે ક્યાંય જોવા મળે તેમ નથી.

### મહાત્માઓનાં દર્શનનો અપૂર્વ લાભ :
લેખક : શ્રી કિશોરમલજી સિંધવી

નાગોર–નિવાસી શ્રી કિશોરમલજી સિંધવી મારે ત્યાં આવતા. ઘેર ગુરુદેવનો ફોટો જોઈ પૂછ્યું કે આબુવાળાનો ફોટો છે? મેં હા કહી. મેં તમને પૂછ્યું કે તમે ક્યારે દર્શન કરેલાં? એટલે તેમણે કહ્યું કે મને તો એક આશ્ચર્યજનક અનુભવ થયો છે. તેમણે કહેલી ઘટના નીચે મુજબ છે.

(સંપાદક : શ્રી ચંપકલાલ જૈન, તંત્રી, "શાંતિજ્યોતિ")

નાગોરમાં એક ફક્કડ "નાગા બાપુ" એક બગીચામાં રહેતા. હું પણ તે બગીચામાં જતો અને તેના માટે ભાંગ–ગાંજો તથા ભોજન પણ લઈ જતો. એક દિવસ તે જગ્યાએ વાંધો પડતાં તે સાધુએ પોતાની ધૂણી સ્મશાને ફેરવી નાખી. હું પણ તેની પાસે સ્મશાનમાં જવા માંડ્યો. હું રોજ એક ટંકનું ભોજન તેમને માટે લઈ જતો.

દોઢએ માસ પછી એક દિવસ તે સાધુએ મને કહ્યું કે તમે મારી સાથે આબુ ચાલો, હું તમને મારા ગુરુનાં દર્શન કરાવું. પહેલાં તો મેં ના પાડી પણ તેમણે વધારે આગ્રહ કરતાં હું સમ્મત થયો. અમે માઉન્ટ આબુ આવી ગયા, અને ત્યાં એક બગીચામાં ઊતર્યા. સાધુએ કહ્યું કે તમે ઠંડાઈ (ભાંગ) પીને તૈયાર થઈ જાઓ. હું થોડી વારમાં જ આવું છું. હું ભાંગ પીને જંગલમાં ગયો. નશામાં અને નશાની ધૂનમાં ચાલતો જ રહ્યો. ચાલતાં ચાલતાં ઘણો જ દૂર નીકળી ગયો. હવે પાછું ફરવું પણ ભારે થઈ પડ્યું કારણકે અંધારું થવા માંડ્યું હતું, તે દિવસે મને નશો પણ ભારે ચડ્યો હતો. અંધારામાં ચાલતાં ચાલતાં રસ્તો ફરી ગયો એટલે હું એક જગ્યાએ ઊભો રહી ગયો. ચારે તરફથી જંગલી પશુઓની ગર્જના સંભળાવા માંડી. મને ઘણી જ બીક લાગવા માંડી. હવે શું કરવું? હું મૂંઝાઈ ગયો હતો. પછી તો ચડેલો નશો પણ ઊતરી ગયો. એટલામાં મને દૂર દીવા જેવું અજવાળું દેખાયું. એટલે મારા જીવમાં જીવ આવ્યો. મેં વિચાર્યું કે કોઈ ઝૂંપડી જેવું હશે તો રાતભર સુરક્ષિત રહેવાશે. લાંબાં લાંબાં ડગલાં ભરી થોડી વારમાં હું તે સ્થાન પર પહોંચી ગયો. ત્યાં મેં જે દૃશ્ય જોયું તે દેખીને તો મારા આખા શરીરમાં પરસેવો છૂટી ગયો.

બે સિંહ એક બાળકરૂપી સાધુની બંને તરફ બેઠા હતા. એ બાળકરૂપી સાધુનું કદ એક બાળક જેવડું જ હતું પણ

દાઢી ઘણીજ લાંબી અને જટા પગ સુધી લંબાયેલી હતી. તેજ વખતે પેલો નાગો સાધુ કે જેની સાથે હું નાગોરથી આવેલો તે ત્યાં આવ્યો. તેને જોઈને મારામાં હિંમત આવી. તે બાળ-સાધુએ નાગા સાધુને કહ્યું કે તેં આ શું કર્યું ? હવેથી આવું કરીશ મા, કારણકે તેને પ્રાણહાનિ થવાનો ભય રહે છે. હવે આને બહારવાળા પીંજરામાં બેસાડી દો.

મને એક પીંજરામાં બેસાડી દીધો, અને તેઓ અંદરો-અંદર વાતચીત કરવા લાગ્યા. તેમની વાત હું સમજી શકયો નહીં. થોડી વારમાં નાગા સાધુ મારી પાસે આવ્યા અને પૂછ્યું કે ભૂખ લાગી છે ને ? મેં હા પાડી એટલે તેણે કમંડળમાંથી પાણી લાવી મારા હાથ ધોવરાવ્યા. પછી તે બાળસાધુ પાસે જઈ હાથ જોડી ખાવાની વસ્તુ માટે યાચના કરી. બાળસાધુએ ધૂણીમાંથી બટાટા જેવી એક વસ્તુ કાઢીને આપી. નાગા સાધુએ તે લાવીને મને આપી. મેં પ્રસાદ સમજીને તે ખાધી. તે વસ્તુના સ્વાદનું વર્ણન હું શબ્દોથી કરી શકું નહીં તેટલી સરસ હતી. તે ખાવાથી મારી ભૂખ–તરસ શાંત થઈ ગયાં.

થોડી વાર પછી ત્યાં બીજા પાંચ–છ મહાત્માઓ આવ્યા. તેમાં મેં ફોટામાં જોયેલા રમણ મહર્ષિ, અરવિંદ ઘોષ પણ હતા. તેઓએ બાળસાધુને પ્રણામ કર્યા અને સામે બેસી ગયા. એટ-લામાં એક સાધુએ આવી સૂચના દીધી કે યોગીરાજ વિજય-શાંતિસૂરિ પધારે છે એટલે બાળસાધુએ એક વૃદ્ધ મહાત્માને પૂછ્યું : કેમ બધી વ્યવસ્થા કરી દીધી છે ને ? એટલે તેણે હા કહી. થોડી જ ક્ષણોમાં યોગીરાજ કે જેમના હાથમાં ત્રિપણી હતી તે શાંતિવિજયજી પધાર્યા. યોગીરાજ પધારતાં જ બધા મહાત્માઓ ઊભા થઈ ગયા. સાથે સિંહો પણ ઊભા થઇ ગયા. સિંહો પણ નમીને યોગીરાજની ત્રણ વખત પરિક્રમા કરી, મોટેથી ગર્જના કરીને ચાલ્યા ગયા. યોગીરાજ ઉચ્ચ આસન પર બિરાજ્યા. સાધુઓ પણ ચાલ્યા ગયા. ત્યાં ફક્ત બાળસાધુ

એક ભક્ત શ્રી કેસરીમલ સમરથમલ ખેડાવાળા જે પઠાણ-વાડામાં રહેતા હતા. તેમના ઘરને મુસલમાનોએ ઘેરી લીધું. તે વખતે ભક્તજી શ્રી ગુરુદેવના ફોટા સામે માળા લઈને ધ્યાનલીન થઈ ગયા. બહાર ઘણો કોલાહલ મચ્યો હતો પણ તેઓ ધ્યાનમાં લીન હોવાથી કાંઈ સાંભળ્યું નહીં. નીચે મુસલ-માનોએ જોયું કે હિન્દુઓની એક ટોળી આવે છે એટલે મુસલ-માનો ત્યાંથી ભાગી ગયા, આખા મહોલ્લામાં એક પણ મુસલમાન રહ્યો નહીં. ત્યાર બાદ ભક્તજી બીજી જગ્યાએ રહેવા ચાલ્યા ગયા.

બીજા દિવસે જ તેઓ અચળગઢ ગુરુજીનાં દર્શને ગયા. ગુરુદેવે તેમને પૂછ્યું : "હુલ્લડ વખતે તું શું કરતો હતો?" તે બોલ્યો : "ભગવાન, આપે જ મને બચાવ્યો. બીજું શું કહું? આપથી કાંઈ અજાણ્યું નથી." ગુરુદેવે કહ્યું : "ૐ શાંતિ, ૐ શાંતિ." આ ભક્તે અચળગઢના મોટા મંદિરનો જીર્ણોદ્ધાર કરાવવા માટે આરસના પત્થરો મોકલ્યા.

અમદાવાદના સુપ્રસિદ્ધ વકીલ દીવાન બહાદુર લાખિયા પણ ગુરુદેવના ભક્ત હતા. તેઓ ગુરુદેવને નારાયણ માનતા હતા. તેઓ મોટરમાં જઈ રહ્યા હતા અને આ તકનો લાભ લેવા ગુંડાઓએ બીજી મોટરમાં તેમનો પીછો કર્યો. વકીલ સાહેબનું ધ્યાન જતાં તેમણે સ્પીડ વધારી, "નારાયણ, નારાયણ" એવી રીતે મનમાં ગુરુદેવના જપ કરવા માંડ્યા. પાછળ ગુંડાઓએ પણ સ્પીડ વધારી પણ એકાએક તેઓની મોટર બગડી ગઈ અને લાખિયા સાહેબ સલામત બચી ગયા.

બીજે દિવસે આબુ આવી ગુરુદેવને સાષ્ટાંગ દંડવત કરી કહ્યું : "પ્રભો! આપે જ મને બચાવ્યો છે, નહીંતર મને મારી નાખત." ગુરુદેવે કહ્યું : "ૐ શાંતિ."

**પળ પળના રક્ષક :**

એક વાર બે યાત્રાળુ ઘીસુલાલજી ગુલાબચંદજી ઘરલી-વાળા તથા એક બીજા ગુરુદેવનાં દર્શન કરવા અનાદરા ગયેલા.

શાંતિવિજયજી મહારાજનું નામ સાંભળ્યું છે? ત્યારે તે બોલ્યા કે એકબે વખત આબુ જઈ શક્યો હતો ત્યારે દર્શનનું સૌભાગ્ય પ્રાપ્ત થયેલું પણ તે તો સાધુ નહિ, પણ ભગવાન હતા.

તેમનો અનુભવ પૂછતાં તેમણે કહ્યું કે એક દિવસની જ રજા લઈ આબુ ગયો હતો. ગુરુદેવનાં દર્શન કરવા ગયો ત્યારે તેમણે ત્રણ દિવસ રોકાવા કહ્યું. રજા તો એક દિવસની જ હતી પણ આજ્ઞા ન મળતાં રોકાવું પડ્યું. બીજે દિવસે મારા ભત્રીજાને સમાચાર મોકલવા મનમાં વિચારતો હતો ત્યારે ગુરુદેવે કહ્યું કે તેની ચિંતા શા માટે કરે છે? તે તો કાલ અહીં આવી જશે. આ સાંભળી મને વધારે ચિંતા થઈ કે એવો પ્રોગ્રામ તો હતો જ નહીં. શું હશે, તે કેમ અહીં આવે છે? થોડી જ વારમાં ગુરુદેવ ફરી બોલ્યા કે તે જે બસમાં આવે છે તે બસ ખાડામાં પડી જવાની છે. ચિંતા વધતી ગઈ કે હવે શું કરવું? તે જાણીને ગુરુદેવે કહ્યું કે કોઈને ઇજા નહીં થાય.

બસ આવવાના નિયત સમય પહેલાં હું બસ આવવાના રસ્તે સામે ગયો, દૂર દૂર મારો ભત્રીજો પોતાનો સામાન ઉપાડીને આવતો સામે મળ્યો. મને જોતાં જ તેના આશ્ચર્યનો પાર રહ્યો નહીં. તેણે પૂછ્યું કે તમે મારા સામે કેવી રીતે આવ્યા? તમને કેમ ખબર પડી કે હું આવીશ? મેં કહ્યું કે શાંતિવિજયજી મહારાજે કાલે જ બધી વાત કરી દીધી હતી એટલે હું તમારી સામે આવ્યો.

**ભક્તોના રક્ષક શ્રી ગુરુદેવ :**
**શ્રી રૂપચંદ હેમાજી સાધુ.**

ઇ. સ. ૧૯૪૨ ની વાત છે. અમદાવાદમાં હિન્દુ–મુસ્લિમનું હુલ્લડ પરકાષ્ટાએ પહોંચેલું. હિન્દુ–મુસલમાન એકબીજાનો જીવ લેવા તત્પર બન્યા હતા. ગુરુદેવના અનેક ભક્તો અમદાવાદમાં રહેતા હતા. પરંતુ ગુરુદેવના પ્રભાવથી કોઈની જીવહાની કે નુકસાન કે ઇજા થયાં નહોતાં.

**ગુરુદેવ વિશ્વના સર્વોપરી પુરુષ છે:**
**શ્રી દીવાનચંદ એમ. એ. એલ. એમ. આઇ. ટી.**

હું વૈષ્ણવ હિન્દુ છું, મેં સંપૂર્ણ વિશ્વભ્રમણ કરી લીધું છે. મેં આવી વિભૂતિ ક્યાંય દેખી નથી. મને શ્રેષ્ઠ ગુરુ મળી ગયા. હું મારું સર્વસ્વ ગુરુદેવનાં ચરણે અર્પણ કરું છું.

ગુરુદેવને સમજવા માટે લાખો વરસનો અનુભવ પણ અપૂરતો છે. અસીમ જગતમાં ગુરુદેવનો સંદેશ પ્રત્યેક ઘરે પહોંચવાથી વિશ્વના વિવિધ તાપોનો અંત આવશે.

ગુરુદેવ વિશ્વના સર્વોપરી પુરુષ છે.

**શ્રી ગુરુદેવ ભગવાનને વંદના:**
**શ્રી રૂપચંદ હેમાજી શાહ "સાધુ" શિરસી–મહેસુર**

જેઓશ્રીએ બાર વરસો સુધી મૌન સાથે પ્રચંડ તપશ્ચર્યા દ્વારા આત્મશક્તિ પ્રગટ કરી અનેક ભવ્યાત્માઓને શ્રી જિનેશ્વર પ્રભુના માર્ગદર્શી બનાવ્યા.

જેઓશ્રીએ ઇન્દ્રિયો પર વિજય મેળવવા વરસો સુધી નીરસ આહાર કરી સતત ધ્યાન દ્વારા અનેક અતિષયો, સિદ્ધિ, લબ્ધિ પ્રગટ કરી.

જેઓશ્રીના સાંનિધ્યમાં ચોથા આરાનો–સતયુગનો અનુભવ થતો હતો, જેઓશ્રી પરદુઃખભંજન હતા, જેઓશ્રીએ ભક્તોનાં સંકટો નિવારવા અનેક કષ્ટો સહન કર્યાં હતાં, જેઓશ્રી જગતના ભલામાં પોતાનું ભલું સમજતા હતા, તેવા વિશ્વાત્મા હતા.

જેઓશ્રીએ જિનેશ્વરનું સમ્યક સ્વરૂપ સમજાવ્યું, આત્માની અનંતશક્તિ પ્રત્યક્ષ કરી બતાવી, તેમ જ વિષય–કષાયની ભયંકરતા પણ રૂડી રીતે સમજાવી.

તેઓશ્રી સરસ્વતીના અવતાર હતા, સર્વ શાસ્ત્રોના જ્ઞાતા હતા, અનેકોના સંશયો દૂર કરતા હતા, રાજામહારાજાઓના પણ પૂજનીય હતા, અનેકોની મૂંઝવણો દૂર કરતા, અનેકોના

ત્યાંથી ખબર મળ્યા કે ગુરુદેવ તો વિહાર કરીને અચળગઢ પહોંચી ગયા છે. ત્યાંથી માણસોએ કહ્યું કે અચળગઢ નજદીક જ છે, એટલે બીજે દિવસે સવારે નવ વાગ્યે રવાના થયા. ચાલતાં ચાલતાં રસ્તો ભૂલી ગયા અને સાયંકાળ થઈ ગયો. માહ મહિનો હતો. ઠંડી વધવા લાગી, અંધારું થઈ ગયું અને બંને ગભરાયા, એટલે એક ઝાડ ઉપર ચડી ગયા અને સાફાથી ડાળ સાથે પોતાનાં શરીરોને બાંધ્યાં, અને ગુરુદેવનો પોકાર કરવા મંડ્યાં.

રાત્રે ચારે તરફ મહાત્માઓની ધૂણી દેખાવા લાગી. ત્યાં નીચે એક વાઘ ગર્જના કરવા મંડ્યો. તેઓ બહુ જ ગભરાયા. થોડી વારમાં વાઘ ચાલ્યો ગયો અને એક મહાત્મા આવ્યા. તેણે ઝાડ નીચે ધૂણી લગાવી. તે મહાત્માએ કહ્યું કે નીચે આવો. તેમણે કહ્યું કે અમને તો વાઘનો ડર લાગે છે. મહાત્માએ કહ્યું કે સિંહવાઘ તમને કાંઈ કરી શકશે નહીં. એટલે તેઓ નીચે આવ્યા. સાધુએ પૂછ્યું: ભૂખ લાગી છે કેમ? તેમણે કહ્યું: સવારથી ભૂખ્યા છીએ, એટલે સાધુએ ધૂણીમાંથી રોટલીનો એક ટુકડો દીધો. બંનેએ અરધો અરધો ટુકડો કરી ખાધા ભેગું પેટ ભરાઈ ગયું તોપણ રોટલી બચી ગઈ. પછી પાણીનો લોટો આપ્યો. પાણી પી ધૂણી પાસે બેસી ગયા. રાતભર સત્સંગ કર્યો. પ્રભાતે સૂર્યોદયના સમયે તેમને અચળગઢનો રસ્તો બતાવ્યો અને તુરત જ અચળગઢ પહોંચી ગયા.

ત્યાં ગુરુદેવે કહ્યું: "રાત્રે તમને તકલીફ પડી હતી પણ તે સાધુ મળ્યો હતો ને"! આ સાંભળી ચકિત થઈને અમે બોલ્યા: "બાપજી, આપે જ અમને બચાવ્યા; નહીંતર અમે વાઘનો શિકાર બની જાત."

આ પ્રકારે ગુરુદેવ ભક્તોને પરચો પૂરી રક્ષા કરતા હતા. હાલ પણ બધાની રક્ષા કરે છે.

વીરશાસનના જ્યોતિર્ધર હતા, આચાર્યોના સમ્રાટ હતા, છેલ્લા યુગપ્રધાન હતા.

જેઓશ્રીએ અનેક ગામોમાં કુસંપ દૂર કરાવ્યા હતા, કન્યા-વિક્રય આદિ અનેક કુરિવાજોને તીલાંજલી અપાવી હતી, અનેક મનુષ્યોના જીવનનો પલટો કરાવ્યો હતો.

જેઓની વાણી અપૂર્વ સરળ અને ગંભીર હતી એવા શાંતિસમ્રાટ, અનન્ય મહાપુરુષ, પરમ હિતેચ્છુ, વિશાળ ભાવના-વાળા, પરમ ઉપકારી, અજોડ યોગેશ્વર, અપાર શક્તિશાળી, વિરલ અવતારી, મહાન જ્ઞાની, ધ્યાની, જગતગુરુ, આચાર્યોના સમ્રાટ, ગુરુદેવ ભગવાન, યુગપ્રધાન શ્રી વિજયશાંતિસૂરીશ્વરને કોટાનુકોટી વંદન હો.

**ત્રિકાળજ્ઞાની શ્રી યોગીરાજ :**
**શ્રી શાંતિલાલ વીરચંદ ભગત, અમદાવાદ.**

સંવત ૧૯૮૪માં અમદાવાદમાં કેલીકો મિલમાં એક કૂતરો હડકાયો થતાં ઉદ્યોગપતિ શેઠ અંબાલાલ સારાભાઈએ ગોળીથી મરાવી નાખ્યો. આ ઘટનાને આચાર્યોએ વિકૃત સ્વરૂપ આપી જૈન સંઘમાં ઊહાપોહ મચાવી અંબાલાલ શેઠને સંઘ બહાર કઢાવવા મહેનત કરી. આથી અંબાલાલ શેઠે છાપામાં નિવેદન કરી ભૂલનો સ્વીકાર કર્યો. તેમણે લખેલું કે કૂતરા પ્રત્યે મને વેરભાવ ન હતો પણ અનેક મનુષ્યોને હડકવાથી બચાવવા તેમ કરેલું. આમ છતાં તે આચાર્યોને, તેમના કહેવા મુજબ અગાઉ કોઈ ઉત્સવોમાં અને દીક્ષાર્થીઓને કે સગાંવહાલાંઓને પૈસા અપાવવામાં શેઠે સહકાર આપેલો નહીં, તેથી શેઠ પ્રત્યે પૂર્વગ્રહ રાખી શેઠને સંઘ બહાર કાઢવા ચક્રો ગતિમાન કર્યાં. આથી શેઠ સાહેબે સંઘને લખ્યું કે તમે શું નિર્ણય કર્યો તેની મને ખબર નથી પણ હું પોતે જ હવે આવા સંઘમાં રહેવા ઇચ્છતો નથી.

આશ્રયદાતા હતા, અનાથોના પરમ બેલી હતા, જંગલમાં જ્યાં વિચરતા હતા ત્યાં ગામ મટીને નગર બની જતું, જંગલમાં મંગલનો ભાસ હતો, દર્શનાર્થીઓ ખુશખુશાલ થઈને જતા હતા. અનેકોની આંતરડી ઠારતા હતા.

જેઓશ્રી અનંત સમર્થશાળી હોવા છતાં સમભાવમાં જ વર્તતા હતા, કલીકાલમાં આત્મજ્ઞાનથી સર્વજ્ઞ બન્યા હોવા છતાં જ્ઞાની હોવાનો દાવો કર્યો ન હતો, ભલભલા વિદ્વાનોના ગર્વને ક્ષણમાં શમાવી દેતા હતા.

જેઓશ્રીની છત્રછાયામાં, ભૂતપ્રેત, કામણટુમણ, મૂઠ, જાદુ, વગેરેની અસર થતી ન હતી, ભૂત પણ ભક્ત બની જતું, ગાંડા માણસો પણ તેમની આગળ ડાહ્યા બની જતા.

જેઓશ્રીએ ધર્મનું સાચું રહસ્ય સમજાવ્યું, મોક્ષનો સાચો માર્ગ દેખાડ્યો, નયદર્શનની સાચી ચાવી બતાવી, તેમ જ ધર્મ-અધર્મ, સ્વર્ગ–નરક, વગેરેનો પ્રત્યક્ષ અનુભવ કરાવ્યો.

જેઓશ્રીને રાય–રંક, નિંદક–વંદક, સર્વ પ્રત્યે સમભાવ હતો, શારીરિક વેદના પરાકાષ્ઠાએ પહોંચવા છતાં સમભાવપૂર્વક સહન કરી તેવી સ્થિતિમાં પણ દર્શનાર્થીઓને અપૂર્વ શાંતિ આપી, સર્વના દોષ જાણવા છતાં કોઈ આગળ પ્રગટ કર્યા ન હતા, અંતઃકરણથી સમસ્ત વિશ્વનું કલ્યાણ ઇચ્છતા હતા.

જેઓ દૂધાળાં ઢોરની કતલ બંધ કરાવવા જીવનના અંત સુધી મથ્યા હતા, નેક નામદાર જ્યોર્જ, તેમ જ વાઇસરોયો આદિ તેઓશ્રીનું નિરંતર સ્મરણ કરતાં.

જેઓશ્રી મનુષ્યદેહે હોવા છતાં, દિવ્ય દેહધારી હતા, દરેકના મનોભાવો સારી રીતે જાણતા, પરમાર્થમાર્ગના સતત ઉદ્યોગશીલ હતા, ભક્તોના હૃદયમાં સમ્યકપણે વસી રહેલા છે.

જેઓશ્રી ભારતના સૂર્ય હતા, મરુધરભૂમિના શિરતાજ હતા, મણાદરના અણમોલ રત્ન હતા, આહિરકુળના દીપક હતા,

બિલકુલ સાચું છે. પણ જો હું તેને ચાવી–પ્રયોગવિધિ બતાવું તો ત્રણ દિવસમાં હિન્દુસ્તાનની પ્રજાને તે ભિખારી બનાવી દે, એટલે હું તેને બતાવતો નથી. હું હમણાં જ તેનામાં તાવનો પ્રકોપ મૂકું છું. તું તેને આબુ રોડ લઈ જઈ ટ્રેનમાં બેસાડી દે.

ગુરુદેવના આદેશાનુસાર અમે બે જણે તેને પકડી રેલ્વેની ટિકીટ કઢાવી ગાડીમાં બેસાડી દીધો.

**યોગીરાજ વિશ્વના મહાન ઉત્તમ પુરુષ છે:**
**સંપાદક : શ્રી શાંતિલાલ વીરચંદ ભગત.**

સંવત ૧૯૯૯માં હું ગુરુદેવ ભગવાનના દર્શનાર્થે અચળગઢ જઈ રહ્યો હતો. આબુ રોડથી હું બસમાં બેઠો ત્યારે મારી બાજુમાં ઉદવાડાના એક પારસી ધર્મગુરુ બેઠા હતા. તેમણે આબુ ગાઈડ ખરીદી અને મને પૂછ્યું કે આબુમાં જોવા લાયક ખાસ ખાસ શું છે? મેં કહ્યું: દેલવાડાનાં જૈન મંદિરો, નખી તળાવ, અધરદેવી, સનસેટ પોઈન્ટ વગેરે. ગાઈડમાં ગુરુદેવ ભગવાનનો ફોટો જોઈ મને પૂછ્યું કે એ મહાત્મા આબુમાં ક્યાં રહે છે? મારે તેમનાં દર્શન કરવાં છે. મેં કહ્યું: "અચળ-ગઢમાં બિરાજે છે અને હું તેમની પાસે જ જાઉં છું." તેમણે મારી સાથે આવવાની ઇચ્છા બતાવી અને કહ્યું: "શાંતિભાઈ, હું હિન્દુસ્તાનના લગભગ બધા સંત પુરુષોને મળ્યો છું, હિમાલય-સહિત, પણ મારી શંકાનું કોઈએ નિરાકરણ કર્યું નથી. આ મહાપુરુષ મારી શંકા મટાડશે?" મેં કહ્યું: "સંશય મટાડે કે નહીં તે હું કહી શકતો નથી પણ તેઓ પૂર્ણ જ્ઞાની છે. તમારા મનની વાતનો ખુલાસો કરવો કે ન કરવો તે તેમની ઇચ્છા ઉપર છે."

બાદમાં તેમણે કહ્યું: "તમે મને દર્શન કરાવો." આથી હું તેમને મારી સાથે લઈ ગયો. અમો પહોંચ્યા ત્યારે ગુરુદેવ પાસે આઠદસ ભક્તો બેઠા હતા. અમને જોતાંવેંત તેમને બધાને રજા આપી દીધી. હું અને પારસી ધર્મગુરુ અંદર ગયા અને ગુરુદેવને

હું દર રવિવારે ગુરુદેવ ભગવાનના દર્શને આબુ–દેલવાડા જતો હતો, ત્યાં આ વાત નીકળતાં ગુરુદેવે કહ્યું કે અંબાલાલ શેઠ મોટા ઉદ્યોગપતિ છે તેમ જ સરકારમાં પણ તેમની ઘણી પ્રતિષ્ઠા છે તેમ જ ધર્મનાં અનેક કામ કરી શકે તેવી વ્યક્તિ છે. એવી વ્યક્તિએ જાહેરમાં પોતાની ભૂલનો સ્વીકાર કરી માફી માંગી તેમ છતાં તેમના પ્રત્યે વિષમ વલણ લેવું તે ઘણાં જ દુર્ભાગ્યની વાત છે. તું શેઠ સાહેબ પાસે જઈ તેમને મારા આશીર્વાદ કહેજે.

બીજે દિવસે હું અમદાવાદ જઈ કેલીકો મીલમાં ફોન કરી એપોઇન્ટમેન્ટ મેળવી મળ્યો. અર્ધો કલાક વાતચીત ચાલી. મેં ગુરુદેવના આશીર્વાદ આપ્યા, બીજા અભિમાની દ્વેષી આચાર્યોએ ગુરુદેવ વિશે અવળી સમજ ફેલાવેલી હોઈ શેઠ સાહેબે મને પૂછ્યું કે શાંતિવિજયજી મહારાજ ખરેખર જૈન સાધુઓ જેવા જ છે કે કેમ? મેં બધી વિગતવાર વાત કરતાં તેમણે ઘણા જ ખુશી થઈને કહ્યું: “મને લીંબડી તથા મોરબીના રાજવીઓએ પણ કહેલું કે આબુમાં શાંતિવિજય અલૌકિક છે.”

તેઓ ૧૯૯૯માં પોતાનાં ધર્મપત્ની સરલાબેન સાથે અચળગઢ જઈ ગુરુદેવનાં દર્શન કરી આવેલા. તેમને ત્યાં અપૂર્વ શાંતિ મળી અને ઘણા જ ખુશી થયેલા. ફરીથી બીજી વાર અચળગઢ ગયા ત્યારે ગુરુદેવને કંબલ વહોરાવી હતી.

૧૯૮૪માં એક વ્યક્તિ એવું એક યંત્ર લઈને ગુરુદેવ પાસે આવેલ કે જેનાથી રોજ શું ફીચર આવશે તે જાણી શકાય, પણ તેની ચાવી તેની પાસે ન હોવાથી ગુરુદેવને તે બતાવવા વિનંતી કરી અને જ્યાં સુધી ન બતાવે ત્યાં સુધી ભૂખ–હડતાલ કરીને મરી જવા તૈયાર થઈ ગયો.

હું દર રવિવારે નિયમ મુજબ ગુરુદેવના દર્શને જતો. આ વખતે હું ગયો ત્યારે ગુરુદેવે કહ્યું કે તેની પાસે એવું યંત્ર છે કે જેનાથી ઓપન અને કલોઝ આંક–ફરકની ખબર પડે. યંત્ર

વાંચ્યો પણ નહોતો, છતાં કહ્યું કે ભાઈ, હું ભિક્ષુક છું, ભિક્ષા લઈને ખાઉં છું. મારી પાસે પૈસા હોત તો તને દઈ દેત. તું "ૐ શાંતિ"નો જાપ કર. તેનાથી તને નોકરી મળી જશે.

બીજે દિવસે તે અમદાવાદ આવી ગયો અને ત્રીજે જ દિવસે તેને નોકરી મળી ગઈ.

પૂર્ણજ્ઞાની ગુરુદેવ :
લેખક : શ્રી દેવીદાસજી લોઢા, જેતપુર.

યોગીરાજ જગતગુરુદેવ આચાર્યસમ્રાટ યુગપ્રધાન શ્રી વિજયશાંતિસૂરીશ્વરજી મહારાજ સાહેબનો પ્રભાવ, યોગીક પ્રેરણા, ચમત્કાર વગેરે મેં ૧૯૩૮માં સાંભળેલા, મારા માથામાં અસહ્ય દર્દ રહેતું હતું અને હું ઘણો જ પરેશાન હતો, એટલે પ્રથમ વાર હું માંડોલી ગુરુદેવના દર્શને ગયો. સાથે હું મારી જન્મપત્રિકા પણ લેતો ગયો હતો, કે ગુરુદેવને બતાવી દઉં. હું સાંજે માંડોલી પહોંચ્યો. તેમણે મારા ત્યાં પહોંચવા પહેલાં જ કહી રાખ્યું હતું કે જોધપુરથી એક સજ્જન આવે છે તેના રહેવાની વ્યવસ્થા રાખજો. હું ત્યાં પહોંચ્યો. દર્શન કર્યાં અને તુરત જ મને ઊતરવાની જગ્યાએ લઈ ગયા.

સવારે દર્શન કરવા ગયો ત્યારે જન્મકુંડલી ખિસ્સામાં જ લઈને ગયેલો. તે દેખાય તેમ રાખી ન હતી પણ ગુરુદેવે મને જોતાં જ કહ્યું કે અહીં કોઈ જન્મપત્રિકા જોતું નથી. હું તાજુબ થઈ ગયો. પછી માથાના દુખાવાની ફરિયાદ કરતાં ફરમાવ્યું કે અહીંના ઔષધાલયમાંથી દવા લઈ લો, મટી જશે. અહીં છેવટની દવા લેતાં મારું માથું કાયમ માટે મટી ગયું.

આ ઘટનાથી મને ગુરુદેવ ઉપર પૂર્ણ શ્રદ્ધા થઈ ગઈ, એટલે દર વરસે ઉનાળામાં હું દર્શનાર્થે જતો. મારે સંતાનમાં પુત્ર ન હતો અને પૂછતાં "ૐ શાંતિ" કહ્યું એટલે હું સમજી ગયો કે મારે પુત્ર થવાનો નથી.

કહ્યું કે પારસી ધર્મગુરુ આપને કાંઈ પૂછવા માંગે છે. ગુરુદેવે કહ્યું: "તમે બંને બહાર બેસો હું બોલાવું છું." ત્યાર બાદ એકલા પારસી ધર્મગુરુને જ બોલાવ્યા અને અર્ધો કલાક બાદ બારણું ખોલ્યું.

પારસી ધર્મગુરુએ ગુરુદેવને કહ્યું કે મારે શાંતિભાઈનો ઉપકાર માનવો જોઈએ કે તેમણે મને આજે જરથોસ્તનાં દર્શન કરાવ્યાં. ત્યાર બાદ અમો બંને બહાર એકલા બેઠા. તે પારસી ધર્મગુરુ અતિશય આનંદવિભોર અને ઉલ્લાસમાં આવી જઈને કહેવા લાગ્યા: "શાંતિભાઈ, આજ પર્યંત કોઈએ પણ મારા મનનું સમાધાન કર્યું નહોતું પણ હવે મારા મનનું પૂરેપૂરું સમાધાન થઈ ગયું છે. હવે મારે આબુમાં કાંઈ બીજું જોવું નથી, કારણકે સમસ્ત વિશ્વમાં હવે જોવાનું કાંઈ બાકી રહેતું નથી, બધું જ જોવાઇ ગયું હોય તેવી તૃપ્તિ થઈ ગઇ છે. તમારો મહાન ઉપકાર માનું છું કે તમે મને આજે મહાન ઉત્તમ પુરુષનાં દર્શન કરાવ્યાં."

કલ્યાણકારી ગુરુદેવ :
શ્રી શાંતિલાલ વીરચંદ ભગત—અમદાવાદ.

સંવત ૧૯૯૮માં એક સજ્જન મારે ઘેર આવ્યા. ઘણો જ પ્રયત્ન કરવા છતાં તેમને નોકરી મળી જ નહીં. આથી કોઈએ તેમને કહ્યું કે આબુ ઉપર શ્રી શાંતિસૂરિજીની પાસે જાવ તો નોકરી મળી જશે, એટલે મારી પાસે ગુરુદેવ ઉપર એક પત્ર લખાવી અચળગઢ ગયા.

ગુરુદેવ પાસે ઘણા ભક્તો બેઠા હતા એટલે ગુરુદેવને પત્ર કેમ આપવો તે વિચારમાં એક દિવસ નીકળી ગયો. બીજે દિવસે તે ખિસ્સામાં કાગળ લઈને ગુરુદેવના દર્શને ગયો, ઓરડો ચિક્કાર ભરાયેલો હતો. અંદર જઇ શકે તેવી સ્થિતિ નહોતી. જેવો તે દરવાજે ઊભો કે તુરત તેને પાસે બોલાવી કહ્યું કે શાંતિભાઈએ તમારી સાથે પત્ર લખી મોકલ્યો છે? ગુરુદેવે પત્ર

વાંચ્યો પણ નહોતો છતાં કહ્યું કે ભાઈ, હું ભિક્ષુક છું, ભિક્ષા લઈને ખાઉં છું. મારી પાસે પૈસા હોત તો તને દઈ દેત. તું "ૐ શાંતિ"નો જાપ કર. તેનાથી તને નોકરી મળી જશે.

બીજે દિવસે તે અમદાવાદ આવી ગયો અને ત્રીજે જ દિવસે તેને નોકરી મળી ગઈ.

પૂર્ણજ્ઞાની ગુરુદેવ :
લેખક : શ્રી દેવીદાસજી લોઢા, જેતપુર.

યોગીરાજ જગતગુરુદેવ આચાર્યસમ્રાટ યુગપ્રધાન શ્રી વિજયશાંતિસૂરીશ્વરજી મહારાજ સાહેબનો પ્રભાવ, યોગીક પ્રેરણા, ચમત્કાર વગેરે મેં ૧૯૩૮માં સાંભળેલા, મારા માથામાં અસહ્ય દર્દ રહેતું હતું અને હું ઘણો જ પરેશાન હતો, એટલે પ્રથમ વાર હું માંડોલી ગુરુદેવના દર્શને ગયો. સાથે હું મારી જન્મપત્રિકા પણ લેતો ગયો હતો, કે ગુરુદેવને બતાવી દઉં. હું સાંજે માંડોલી પહોંચ્યો. તેમણે મારા ત્યાં પહોંચવા પહેલાં જ કહી રાખ્યું હતું કે જોધપુરથી એક સજ્જન આવે છે તેના રહેવાની વ્યવસ્થા રાખજો. હું ત્યાં પહોંચ્યો. દર્શન કર્યાં અને તુરત જ મને ઊતરવાની જગ્યાએ લઈ ગયા.

સવારે દર્શન કરવા ગયો ત્યારે જન્મકુંડલી ખિસ્સામાં જ લઈને ગયેલો. તે દેખાય તેમ રાખી ન હતી પણ ગુરુદેવે મને જોતાં જ કહ્યું કે અહીં કોઈ જન્મપત્રિકા જોતું નથી. હું તાજુબ થઈ ગયો. પછી માથાના દુખાવાની ફરિયાદ કરતાં ફરમાવ્યું કે અહીંના ઔષધાલયમાંથી દવા લઈ લો, મટી જશે. અહીં છેવટની દવા લેતાં મારું માથું કાયમ માટે મટી ગયું.

આ ઘટનાથી મને ગુરુદેવ ઉપર પૂર્ણ શ્રદ્ધા થઈ ગઈ, એટલે દર વરસે ઉનાળામાં હું દર્શનાર્થે જતો. મારે સંતાનમાં પુત્ર ન હતો અને પૂછતાં "ૐ શાંતિ" કહ્યું એટલે હું સમજી ગયો કે મારે પુત્ર થવાનો નથી.

મારી બહેનના મગજમાં કોઈ કારણથી ખરાબો થતાં પાગલ બની ગઈ હતી. ગુરુદેવે "ૐ શાંતિ" કહ્યું. તે જિંદગીભર તેવી જ રહી. મારા સસરા બીમાર થતાં પણ "ૐ શાંતિ" કહ્યું. તે થોડા સમય બાદ મૃત્યુ પામ્યા.

એકબે વખત મને બીમારી ઘણી જ થયેલી પણ ગુરુદેવના આશીર્વાદથી બચી ગયો. અનાદરાથી આબુરોડ બસ સવારે જતી હતી. મેં તેમાં જવા વિચાર કર્યો. ગુરુદેવે ફરમાવ્યું કે જમીને પછી જજે. મેં કહ્યું કે મોડું થશે, તો કહે કે જેવી તારી ઇચ્છા. તે દિવસે સ્વામીવાત્સલ્ય હતું. દસ વાગ્યા સુધી બસ જ આવી નહીં અને ત્યાં જ જમવું પડ્યું. પછી રજા લેવા ગયો તો કહે કે તું તો સવારની વહેલી બસમાં જવાનો હતો ને? પછી વાસક્ષેપ આપી વિદાય આપી. બસમાં બેઠો તો રસ્તામાં પાછી બસ ખોટકાઈ ગઈ અને એક કલાક મોડું થયું.

મેં વિચાર કર્યો કે આજે મહારાજની વિદાય લીધી તે ખોટું થયું, આબુ પહોંચતાં જોયું કે જોધપુરવાળી ટ્રેન બે કલાક મોડી છે અને ત્યાં સુધી આવી પણ ન હતી. હું સમયસર જોધપુર પહોંચી ગયો.

ઇન્દરચંદજી સાહેબ ભંડારી અચળગઢ હતા. જોધપુર જવા ગુરુદેવ પાસે રજા માંગી તો ફરમાવ્યું કે ઉતાવળ શું છે? પણ તેમણે જીદ કરી તો કહે કે તમારી ઇચ્છા. રજા ન મળી છતાં તેઓ રવાના થયા, રસ્તામાં તેમનો બિસ્તરો પડી ગયો તે અચળગઢ જતી બસના કન્ડક્ટરે લઈ ગુરુદેવ પાસે મોકલી આપ્યો. ઇન્દરચંદજી આબુ રોડ પહોંચ્યા પણ બિસ્તરો મળ્યો નહીં. પાછા અચળગઢ આવી ગુરુદેવને અરજ કરી તો ગુરુદેવે કહ્યું કે અહીં જ પડ્યો છે.

આવા ઘણા પ્રસંગો આંખે દેખેલા છે. ગુરુદેવની આંખોમાં જે દિવ્યતા હતી તે મેં મારી સિત્તેર વરસની જિંદગીમાં ક્યાંય જોઈ નથી.

ગુરુદેવ જો કોઈને દાનપુણ્ય કરવાનું ફરમાવે તો તેમાં પણ કોઈ ખાસ રહસ્ય રહેતું તે પાછળથી ખબર પડતી. સ્વર્ગસ્થ રણજિતમલજી સાહેબ, હાઈકોર્ટના જજ, તેમની સેવામાં રહેતા. તેમની સાથે હું પણ રહેતો. જશવંતરાજજી સાહેબ પણ સેવામાં રહેતા, દીવાનની હવેલીવાળા સુમેરચંદજી સાહેબ પણ રહેતા અને અવારનવાર આવતા,

ગુરુદેવના અંત્યેષ્ટી–સંસ્કાર વખતે હું પહોંચી શકયો નહીં તેનું મને ઘણું દુઃખ છે. પણ થોડાં વરસ પહેલાં હું ખાગરા ગયો ત્યારે માંડોલી જઈને મૂર્તિ સમક્ષ નિવેદન કર્યું. ત્યાં રહી રોજ બેત્રણ કલાક જપ કરતો. મેં ત્રણ પુસ્તકો લખ્યાં છે તેમાં પણ ગુરુદેવના ફોટા સાથે અર્પણ કરેલ છે.

પરિચય : શ્રી ચાંદમલજી અગ્રવાલ, જોધપુર
સંકલનકર્તા શ્રી હીરાચંદજી ગુલેચ્છા, જોધપુર

શ્રી ચાંદમલજી જોધપુરના રહીશ છે. તેમને ગણેશીલાલ ચાંદમલ નામની પેઢી છે, તે લોખંડનો મોટો વ્યાપાર કરે છે. તેમના ભાઈ ચોથમલજીની બસ સર્વિસ "ગણેશચોથ લિમિટેડ"ના નામથી આબુરોડથી માઉન્ટ આબુની હતી, જેના લીધે તેમને ગુરુદેવના સાંનિધ્યનો લાભ અવારનવાર મળતો તેમનો એક અનુભવ નીચે પ્રમાણે છે:–

ખાનબહાદુર દારાશાહ રાજપુતાના એજન્સીના રેસીડંટના મદદનીશ પારસી ગૃહસ્થ હતા, તેમની દોહિત્રી સખત બીમાર હોવાથી પોતાના બંગલામાં ઉપર ચિંતાગ્રસ્ત બેઠા હતા, હું પણ દારા સાહેબની બાજુમાં બેઠો હતો.

નીચે દરદી પાસે બેત્રણ નોકરો હતા તે નોકરોએ ગુરુદેવને દર્દી પાસે આવતા જોયા. ગુરુદેવે દરદીને આશીર્વાદ દીધા અને કહ્યું: ચિંતા કરીશમા, સારુ થઈ જાશે. નોકરો ગુરુદેવનાં ભક્તો હતા, તેમણે વિનંતી કરી કે આપ જરા રોકાજો, હું ખાનબહાદુર

સાહેબને બોલાવી લાવું છું. અમારી પાસે નોકરે આવી વાત કરી. અમોને ઘણો જ હર્ષ થયો. અમો દર્દી પાસે દોડી ગયા પણ ગુરુદેવ ત્યાં નહોતા. અમોને ઘણું જ દુઃખ થયું કે અમોને દર્શન થયાં નહીં.

તુરત જ અમો રીક્ષામાં બેસી દેલવાડા ગુરુદેવ પાસે ગયા. ત્યાં ખબર મળ્યા કે ગુરુદેવ તો ત્યાંથી પણ છ–સાત માઈલ દૂર અચળગઢમાં છે. અમો તુરત અચળગઢ ગયા. ત્યાં જઈ અમે અરજ કરી કે આપ અમારા બંગલે પધાર્યા પણ અમને દર્શન પણ ન થયાં, તો ગુરુદેવે કહ્યું કે હું તો સવારથી જ આ ઓરડામાં બેઠો છું. અહીં બેઠેલા ભક્તોને પૂછો. હું ઓરડાની બહાર પણ ગયો જ નથી. આ વાત જાણીને અમોને શાંતિ થઈ. ગુરુદેવની કૃપા જોઈ આનંદ થયો. ખરેખર તો ગુરુદેવ અચળગઢ હોવા છતાં બાળકની ગંભીર માંદગી જોઈ તેને શાંત કરવા લબ્ધિથી બીજો દેહ ધારણ કરી અમારે ત્યાં આવેલા. બાળકી ગુરુદેવની ભક્ત હતી.

એક વખત હું આબુ ગયો હતો ત્યારે અજમેરથી શારદા એક્ટવાળા હરિવિલાસજી શારદા અને જોધપુરના ચીફ મેડીકલ ઓફીસર ડોક્ટર ઓમકારસિંહજી આવ્યા. તે દિવસોમાં ગુરુદેવ અચળગઢ બિરાજતા હતા એટલે અમે બધા અમારા ભાઈશ્રી ચોથમલજી સાથે દર્શન કરવા જવા તૈયાર થઈ ગયા. પરંતુ હરિવિલાસજી તથા ડોક્ટર સાહેબ અમારી સાથે નીકળ્યા નહીં કારણકે તે બંને અવળા વિચારવાળા હતા. અમે ગુરુજી પાસે બેઠા હતા ત્યાં જ તે બંને ઓચિંતા જ આવી ગયા. તેમના આવતાં જ ગુરુદેવે તેમને તેમના નામથી જ સંબોધન કરતાં તેઓ પ્રભાવિત બની ગયા કે તેમને તેમનાં નામ અને ઓળખ કેવી રીતે મળી! હરિવિલાસજી શારદાને ગુરુદેવે આશીર્વાદ દઈ કહ્યું કે તમારું કામ જલદી સિદ્ધ થઈ જશે. બીજે જ દિવસે તેમ બની ગયું. ત્યારથી બંને ગુરુદેવના ભક્ત બની ગયા.

ગુરુદેવની આશ્ચર્યજનક ઘણી અદ્ભુત ઘટનાઓ છે. મને દસ વરસ સુધી ગુરુદર્શનનો લાભ મળ્યો છે. વિશ્વમાં આ પ્રકારના કોઈક વિરલ યોગી જ જન્મે છે.

**અમારો દક્ષિણનો પ્રવાસ :**
**શ્રી ચંપાલાલ જૈન**

અમે ગોલાપ્રોલુ ગયા ત્યાં શ્રી ફુલચંદ સા.ના બનાવેલ "ગુરુ શક્તિઆશ્રમ"માં ઊતર્યા. ત્યાં સવાર–સાંજ ગુરુદેવની પૂજા અને આરતી થાય છે. અહીં આમ જનતાને ગુરુદેવ પ્રતિ અખૂટ શ્રદ્ધા છે.

અહીંના તેલુગુ પૂજારીજીને પણ ગુરુદેવનાં પ્રત્યક્ષ દર્શન થયેલાં. તેમણે તેલુગુ ભાષામાં ગુરુદેવની પ્રાર્થનાનાં ૧૦૮ પદોની રચના કરી છે, અને તેલુગુ ભાષામાં છપાવી પ્રસિદ્ધ કરેલ છે. દર રવિવારે ત્રણથી છ સુધી બધા ધર્મોના લોકો ભેગા મળીને ધર્મચર્ચા કરે છે, અને ગુરુભક્તિનો આનંદ લૂંટે છે.

આ સિવાય દરરોજ રાત્રે ૮–૩૦ થી ૧૦ સુધી પૂજારીજી રામાયણ, ભાગવત ગીતા, વગેરે સંભળાવે છે. કોવર ગામમાં એક અદ્ભુત યોગિની માતાજીના દર્શનનો લાભ પણ અમને મળ્યો કે જે અન્નજળ મૂકીને માત્ર વાયુ–સેવનથી જ ઇશ્વર-ભક્તિમાં લીન રહે છે.

અમે નરસાપુર ગયા. ત્યાં શ્રી ગુરુદેવ ભગવાનના કરકમલો દ્વારા સાન્ડરાવના એક ભક્તને કસોટી–પત્થર પર નાભીકમળનું ફૂલ જોવા મળ્યું.

**અનેક સિદ્ધિઓના સ્વામી શાંતિમૂર્તિ**
**યોગીરાજ શ્રી વિજયશાંતિસૂરિજી**
લેખક : શ્રી અગરચંદ નાહટા, બીકાનેર.

નોંધ : આ લેખ ઘણાં વરસો પૂર્વે ભારતિય વિદ્યાભવનની "ભારતી" પત્રિકામાં પ્રગટ થયેલો છે.

સંવત ૧૯૮૪ની વસંતપંચમીએ જૈનાચાર્ય કૃપાચન્દ-સૂરિજી બીકાનેર પધારેલા અને મારી કોટડીમાં એ ચાતુર્માસ કરેલા તે સમયે "પરમ કલ્યાણમંત્ર" નામનું પુસ્તક મારા હાથમાં આવ્યું, અને શાંતિસૂરિજીનાં દર્શન અને સમાગમની ઇચ્છા જાગ્રત થઈ.

સંવત ૧૯૮૫માં માતાપિતા અને સહપરિવાર આબુ દર્શન માટે ગયા. ત્યાં રસ્તામાં જ ગુરુદેવ દેલવાડા પાસે ચાલ્યા આવતા હતા. અમે અહોભાગ્ય માન્યું તેઓએ ફરમાવ્યું કે સૂતા, જાગતા કે બેઠા હર સમય ૐ અર્હં નમઃનો જપ કર્યા કરો. ૐ શાંતિ. હાલ હવે મળાશે નહીં. તોપણ બીજે દિવસે તેમના દર્શનનો પ્રયાસ કર્યો પણ તેઓ કોઈ ગુફામાં ચાલ્યા ગયેલા.

તે દિવસોમાં ગુરુદેવ યોગસાધના માટે પ્રસિદ્ધ હતા. અનેક રાજાઓ પણ તેમના ભક્તો બન્યા હતા. ઘણું કરી ગુફાઓમાં જ ધ્યાન કરતા. અમો અદ્ધરદેવીના દર્શને ગયા ત્યાં પણ એક ગુફા છે. માણસોએ કહ્યું કે ત્યાં પણ ગુરુદેવે ધ્યાન કરેલું હતું. અને ઘણી વખત સિંહ–વાઘ આદિ આવતા તોપણ અવિચળ રહેલા તેનો હિંસક પશુઓ ઉપર પણ પ્રભાવ પડતો–"અહિંસા પ્રતિષ્ઠાયાં તત્સન્નિધૌ વૈરત્યાગ."

અમારા પ્રથમ દર્શન બાદ તો તેમની પ્રસિદ્ધિ દિનપ્રતિદિન વધતી જતી હતી. ચમત્કારો પણ ઘણા સાંભળવા મળતા. વચન-સિદ્ધિ ઉપરાંત બીજાઓના મનોભાવો જાણવા, ભક્તોને અન્ય જગ્યાએ પણ દર્શન દેવા અને કષ્ટ–નિવારણ કરવા, મોટા મોટા રાજા–મહારાજા, અંગ્રેજ અગ્રીમ અધિકારીઓ, વિદ્વાન બુદ્ધિ-શાળી, નાસ્તિકો ઉપર પણ તેમનો પ્રભાવ પડતા જીવનપલટો થઈ જતો.

સંવત ૧૯૯૧ માગસર સુદી બીજના રોજ તેમને જગત-ગુરુ સૂરિસમ્રાટપદ અને વૈશાખ વદી દસમના રોજ જૈનધર્મનું સર્વોચ્ચ પદ યુગપ્રધાન મળેલું છતાં તેઓશ્રી નિર્લેપ હતા.

દ્વિતીય દર્શન સંવત ૧૯૯૫માં ઉમેદપુર પ્રતિષ્ઠા—મહોત્સવ-માં થયું. ઉમેદપુરમાં એક મેડી ઉપરના ઓરડામાં બિરાજેલા. તેમની રજા વગર કોઈને પ્રવેશ મળતો નહીં. ઘણા લોકો ભેગા થતાં ઉપર ઝરુખામાંથી દર્શન આપતા ત્યારે લોકો અહોભાગ્ય સમજીને પરમતૃપ્તિ અનુભવતા. મારે તેમની સાથે જવું હતું. અંતે આશા ફળી.

એક આર્યસમાજી દંપતી પણ તેમનાં દર્શન આવેલાં, તેમની અદ્વિતીય શૈલીથી સંસ્કૃત, પ્રાકૃત આદિ ગ્રંથોથી શાસ્ત્ર-પ્રમાણિત કરી ગુરુદેવે મૂર્તિપૂજાનું મંડન કરતા તેઓ થઈ ગયા. તે સમયે જાણે કે સાક્ષાત સરસ્વતી જ બોલતાં હોય તેમ દેખાતું, જે વાત કદી કોઈ પાસેથી ન હોય, શાસ્ત્રમાં પણ જોઈ ન હોય તે સાંભળવા મળી.

## તૃતીય દર્શન :

ત્રીજી વખતે ગુરુદેવ અચળગઢ બિરાજતા હતા. હું મારી મા સાથે દર્શન કરવા ગયો હતો. ગુરુદેવ ઓળખી ગયા. મને ખબર નથી કે મારા મનની વાત કેવી રીતે જાણી ગયા! તેમણે જે કહ્યું તે અદ્ભુત હતું. વ્યક્તિની યોગ્યતા જાણવાની તેમની અદ્ભુત શક્તિ હતી, સર્વને તેની યોગ્યતા અને રુચિ અનુસાર પ્રભાવિત કરવાની અદ્ભુત ક્ષમતા હતી. તેમના સંપર્કમાં આવ-નાર હજારો વ્યક્તિ અનેક ચમત્કારિક વાત સંભળાવે છે. ખરેખર તેઓ વિશ્વવિભૂતિ હતા. ઘણા માણસો તેમને પાખંડી સમજીને તેમની પાસે જતા પણ વાતચીત થતાં જ તેમના ભક્તો બની જતા. યોગની અદ્ભુત શક્તિનું પ્રદર્શન તેમનામાં પ્રત્યક્ષ થતું એવા શાંત મૂર્તિ અને મહાન અશાંત પ્રસંગે પણ અવિચળ રહી શકનાર વિરલ યોગી હતા.

ઉમેદપુરમાં મારી સામે એવો અપ્રિય પ્રસંગ બની ગયેલો કે જૈન સાધુઓમાં હજારો વ્યક્તિઓની ભરીસભામાં ધક્કામુક્કી

શરૂ થઈ ગઈ. લોકો રાડારાડી પાડવા માંડ્યા પણ ગુરુદેવ શાંત મુદ્રામાં જ બેસી રહેલા કે જાણે કાંઈ છે જ નહીં. માણસોએ તેમની કડવી આલોચના કરી પણ તેમની શાંતિ અવિચળ જ રહી, ત્યારે મારી ખાતરી થઈ કે તેમનું નામ સાર્થક છે.

તેમના સ્મરણમાં માંડોલી ગામમાં આજ પણ બધાની શ્રદ્ધા મોજુદ છે, અને સમય સમય પર અનેક ચમત્કારિક પ્રસંગ બન્યા કરે છે. તેમના જ્યોર્જ નામના સ્વીટઝરલેન્ડના ભક્ત સાધુભાવમાં અનેક વરસ વિચર્યા. તેમનો દેહાન્ત અઢાર વરસ પહેલાં રાજગ્રહીમાં થયો.

વેદાન્તે જ્ઞાનને પ્રધાનતા આપી, વૈષ્ણવ સંપ્રદાયે ભક્તિની અને યોગીઓએ યોગની. જૈન ધર્મમાં અનાદિકાળથી એક જ સમ્યક્‌જ્ઞાન ચારિત્રાણી મોક્ષમાર્ગ : એટલે વસ્તુના સ્વરૂપની સમ્યક્ જાણકારી પ્રતીતિ અને અનુભૂતિની સાથે આત્મસ્વરૂપમાં રમણતા જ માર્ગ બતાવ્યો છે.

જીવોની રુચિ ભિન્ન ભિન્ન છે, એટલે મનુષ્ય માટે માર્ગ અનેક હોય છે, સાધનાક્ષેત્રમાં કોઈએ ભક્તિના યોગથી સિદ્ધિ પ્રાપ્ત કરી કે કોઈએ યોગાવલમ્બનથી.

ગુરુદેવના સમયમાં તેઓએ અંગ્રેજ અધિકારીઓથી માંડીને જ્યોર્જ શહેનશાહ, બ્રિટીશ પાર્લામેન્ટ, રાજા-મહારાજા-ઓથી માંડીને સામાન્ય જનતાને પણ પ્રભાવિત કર્યા છે.

૧૯૭૩ સંવતમાં જોધપુર સ્ટેટના સુદા પહાડ ઉપર ચામુન્ડાદેવીના મંદિરે હજારો પશુઓની હત્યા થતી ત્યાં જતાં દૈવી પ્રભાવથી બંધ કરાવી.

હજારો વ્યક્તિઓને માંસ અને મદિરા છોડાવ્યાં, યોગી-ઓનાં હૃદય એટલાં કોમળ બની જાય છે કે મનુષ્ય તો શું પણ પશુઓ-પક્ષીઓનાં દુઃખો તેઓ એટલી તીવ્રતાથી ગ્રહણ કરતા

હોય છે કે તત્કાળ કરુણાભાવ આવે છે અને તેમની પણ રક્ષા કરાવે છે. પશુઓની વેદના ઝીલીને તેમણે એજન્ટ ટુ ધી ગર્વનર જનરલની પત્નીને ઉપદેશ દઈ પશુચિકિત્સાલયનું સ્થાપન કરાવ્યું.

**શ્રી ગુરુદેવ ભગવાનની અલૌકિક આત્મશક્તિ :**

સૌરાષ્ટ્રમાં માણાવદર પાસે સરદારગઢ ગામ છે, ત્યાંથી ગુરુદેવના એક ભક્ત ડૉ. વિનયચંદ રહેતા હતા. તેમનાં ધર્મ-પત્ની શાંતાબહેન પણ ભક્ત હતાં. તે દંપતી ગુરુદેવ ભગવાનની ભક્તિમાં એટલાં બધાં લીન હતાં કે તેમને બહારની દુનિયાનું ભાન પણ ન હતું.

એક દિવસ ભક્તિભાવમાં ચર્ચા કરતાં કરતાં સૂઈ ગયાં. તેમને એ પણ યાદ ન રહ્યું કે ઘરનાં બારણાં બંધ કર્યાં નથી અને જે પેટીમાં દરદાગીના વગેરે હતું તે પણ ખુલ્લી રહી ગઈ છે. તે રાતે ચોર ચોરી કરવા નીકળ્યા અને તેમના ઘર તરફ જ આવી રહ્યા હતા.

આબુ પહાડ ઉપર અચળગઢમાં બિરાજમાન શ્રી ગુરુદેવનું ધ્યાન જતાં સૌરાષ્ટ્રમાં સરદારગઢ ગામે તેમને ત્યાં ચોકી કરવા મંડ્યા. શાંતાબેનની ઊંઘ અચાનક ઊડી ગઈ તો ગુરુદેવ ભગવાન ધ્યાનસ્થ દશામાં બેઠેલા જોયા. શાંતાબેને ગુરુદેવનાં દર્શન કર્યાં અને તેમના પતિ વિનયચંદને જગાડવા ગયાં. બંને બહાર આવતાં ગુરુદેવ અદૃશ્ય થઇ ગયા હતા.

વિનયચંદ પશ્ચાત્તાપ કરવા મંડ્યા કે હે પ્રભુ! આપ પધાર્યા અને મને દર્શન દીધાં નહીં. પછી શાંત થઈને વિચાર્યું કે ગુરુદેવ શા માટે પધાર્યા હતા? આગળ–પાછળ નજર કરતાં દરવાજા ખુલ્લા રહી ગયેલા જોયા. પૈસા–દાગીનાની પેટી પણ ખુલ્લી રહી ગયેલી જોઈ! આથી ખ્યાલ આવ્યો કે તેમને માટે ગુરુદેવે કેટલું કષ્ટ ઉઠાવ્યું! ગુરુદેવ વાસ્તવમાં ભગવાન જ છે

અને ભક્તોની સર્વ પ્રકારે રક્ષા કરે છે તે આજે તેઓએ નજરે જોયું. બાકીની રાત્રી બંનેએ ગુરુદેવના ભજનમાં જ વિતાવી.

સવાર થતાં ખબર મળ્યા કે નજદીકના વેરવા ગામે ૧૩ હજારની ભારે ચોરી થઈ છે. વિનયચંદના નાના ભાઈ લીલાધર તો ગુરુદેવના સાંનિધ્યમાં જ રહેતા હતા તેમને પત્ર લખી તેડાવ્યા અને ત્રણે મળી સંકલ્પ કર્યો કે બધી માલમિલકત વેચીને ગરીબોને અનાજ વગેરે અપાવી શ્રીમદ્ રાજચંદ્રના કહેવા મુજબ વર્તમાન જીવન જીવવું. તે સંકલ્પ તુરત જ અમલમાં મૂકી લીલાધર પાછા આબુ ચાલ્યા ગયા, અને બધાએ નિરાંતનો દમ ખેંચ્યો કે હવે ગુરુદેવને આવી તકલીફ અમારા માટે પડશે નહીં.

આચાર્ય વિજયદેવસૂરિ યોગનિષ્ઠ હતા. તેઓએ પૂર્ણ યોગીની શોધમાં ભારતભરમાં વિહાર કરી જૈનેતર યોગીઓની મુલાકાત પણ લીધેલી, અંતે તેઓને પુણ્યયોગથી ગુરુદેવનો મેળાપ થયો. પ્રથમ મિલનમાં જ તેમના આત્માને ઘણી જ શાંતિ મળી, તેમના મનમાં અનુભવે દૃઢ નિશ્ચય થઈ ગયો કે તે મહાન જ્ઞાની યોગેશ્વર છે તે સમયે વ્યાવહારિક ભાવે ગુરુદેવ માત્ર મુનિના દરજ્જામાં હતા અને કેસરવિજયજી આચાર્ય હોવાથી વ્યવહારભાવે ગુરુદેવે તેમને વંદના કરેલી. વિદાયસમયે કેસર-વિજયજીએ કહ્યું: "હું તો નામનો જ આચાર્ય છું અને તમો જ્ઞાનધ્યાનથી સાચા આચાર્ય છો. મારે ઊલટી તમને વંદના કરવી જોઈએ."

કેસરવિજયજીની વિદાય પછી બધાને એમ થયું કે ગુરુ-દેવને આચાર્યપદ અપાવવું જોઈએ કે જેથી તેઓને, બીજા-ઓને વંદના કરવી ન પડે. ગુરુદેવ પોતાની શક્તિથી બધી વાત જાણી રાત્રે હુકમ કર્યો કે ઘી અને વાટ પૂરેલાં આઠદસ કોડિયાં લાવો. કોડિયાં આવ્યા બાદ બાળકની જેમ કહ્યું કે અંધારું છે તો એક કોડિયું પ્રગટાવી ઊંચે મૂકો અને બીજાં

કોડિયાં જેમનાં તેમ નીચે જ રહેવા દો. તેમ થયા બાદ બધાને પૂછ્યું કે નીચેનું કોડિયું ઊંચે લીધા વિના ઊંચેના કોડિયાથી તે પ્રગટાવી શકાય. બધાએ ના કહેતાં કહે કે તો ઊંચેનું કોડિયું નીચે ઉતારી તેનાથી બધાં કોડિયાં પ્રગટાવો. તેમ કરવામાં આવ્યું પછી પૂછ્યું કે નીચેનાં કોડિયાં પ્રગટાવતાં ઊંચેના કોડિયાનું તેજ ઓછું થઈ ગયું? તો બધાએ ના કહી અને કહ્યું કે ઊંચેના કોડિયાનું તેજ ઓછું થયું નથી પણ નીચેના કોડિયાનું તેજ વધતા ઉજાસ વધ્યો છે.

અંતે ગુરુદેવે ફરમાવ્યું કે હું બીજાને નમું પણ તેનામાં પણ આત્મજ્યોતિ પ્રકાશે તો વિશ્વને લાભ થશે અને મારું તો કાંઈ ઓછું થવાનું જ નથી, માટે હવે મને આચાર્ય બનાવવાની વાત મૂકી દેજો.

વિજયવાડામાં પ્રતાપમલ અમોલકચંદ નામની પેઢીના માલિક મારવાડના સોજત ગામના શેઠ દુર્ગાચંદજીનાં ધર્મપત્ની જોરાવરબેનને ડોકટરો પણ ઓળખી ન શક્યા તેવું દર્દ થયેલું. બંને ધર્મનિષ્ઠ હતાં. એક દિવસ દર્દ સહન ન થતાં એટલાં બધાં વ્યાકુળ બની ગયાં કે બૂમો પાડવા માંડી અને ગુરુદેવનું સ્મરણ કર્યું. સ્મરણ કરતાં જ ગુરુદેવ સાક્ષાત પ્રગટ થયા અને આશીર્વાદ આપી કહ્યું: "એટલી બધી કેમ ગભરાય છે? હું અત્યારે શીવગંજની પાસે ચુલી નામના ગામમાં છું તું ત્યાં આવી જા." જોરાવરબેન ત્યાં ગયાં અને ગુરુકૃપાથી તેમની અસાધ્ય બીમારીનો તેમના સાંનિધ્યમાં અંત આવ્યો.

દુર્ગાચંદજીએ અનાદ્રામાં યાત્રીઓની સગવડતા માટે એક ભોજનશાળા ખોલી અને માત્ર ચાર આનામાં બે ટંક બાદશાહી ભોજન અપાતું.

**સ્મરણ કરતાં જ હાજર**

**લેખક: શાંતિલાલ વીરચંદ ભગત, અમદાવાદ.**

સંવત ૧૯૯૩માં હું ગુરુદેવ પાસે હતો ત્યારની વાત છે:

એક એંસી વર્ષની યુરોપીઅન મહિલા પોતાની પુત્રીની સાથે રાજપુતાના હોટલના ચપરાસીને લઈને ગુરુદેવનાં દર્શન કરવા આવી. તે જ વખતે ગુરુદેવને ભારે તાવ હતો અને ચાદર ઓઢીને સૂઈ ગયેલા; કોઈને પણ આવવા દેવા ના પાડેલી. હું સામે જ બેઠો હતો. મે તે બાઈને પરિસ્થિતિની જાણ કરી કહ્યું કે અત્યારે મળી શકશે નહીં. આ સાંભળી ઊંડો નિસાસો નાખી તેઓ પાછાં જવા માંડ્યાં. તેણે પૂરાં બે પગલાં પણ ભર્યાં નહોતાં ત્યાં જ ગુરુદેવ જાગી ગયા અને તે વૃદ્ધ મહિલાને અંગ્રેજીમાં કહ્યું: "મધર, કમ ઇન." આથી તે પાછાં ફર્યાં અને ગુરુદેવનાં દર્શન કરતાં જ એટલાં હર્ષિત થયાં કે આંખમાંથી પાણીની ધારા વરસી.

બાદમાં ગુરુદેવે બંનેને સન્મુખ બેસાડીને કહ્યું: "મધર, યુ મે આસ્ક એનીથીંગ યુ ડીઝાયર." આથી વૃદ્ધાએ પૂછ્યું કે વિલાયતમાં મારો પુત્ર કેમ છે? ગુરુદેવે કહ્યું તું ચિંતા કરમા. તે ઘણા જ આનંદમાં છે. આ સાંભળી વૃદ્ધા ઘણી જ ખુશી થઈ ગઈ. પછી ગુરુદેવે બંનેને ચંદનની માળા આપી કહ્યું: "ૐ ઇઝ ઓલમાઇટી ગૉડ, રોજ "ૐ"નો જપ કરજે. "ૐ"ને સર્વશક્તિમાન પરમેશ્વર સમજીને માળા કરજે." તેઓએ થોડો સમય માળા ફેરવીને ગળામાં પહેરી લીધી અને વિદાય માંગી.

ગુરુદેવે તેને કહ્યું: "જો તને કોઇ તકલીફ પડે તો મને યાદ કરજે, હું તે જ ક્ષણે હાજર થઇ જઇશ." પછી ગુરુદેવે કહ્યું: "મારા તને સતત આશીર્વાદ છે." વિદાય વખતે તે મહિલાઓની આંખમાં હર્ષનાં આંસુ હતાં.

આ પ્રસંગે મને ભાન થયું કે હું આટલા બધા વખતથી ગુરુદેવ પાસે રહું છું જ્યારે આ મહિલા પ્રથમ વખત જ ગુરુદેવ પાસે આવી છે તેના ઉપર ગુરુદેવની કેટલી બધી કૃપા થઇ ગઈ કે જેને એવો આશીર્વાદ અને કોલ આપ્યો કે "તને તકલીફ

પડતાં જ યાદ કરજે અને હું તે જ ક્ષણે હાજર થઈશ" આનું કારણ એ છે કે તેની શ્રદ્ધા અને મારી શ્રદ્ધાભક્તિમાં કેટલું મોટું અંતર છે!

**સંસ્મરણો**

**શ્રી શાંતિલાલ વીરચંદ ભગત**

કલ્યાણકારી ગુરુદેવ :

ગુરુદેવનાં દર્શન કરવાથી તેનું કલ્યાણ થશે એવી ભાવનાથી હું ઘણાઓને લઈ ગયો હતો, એ બધામાંથી શ્રી કિંકરદાસને અધિકોત્તમ લાભ મળ્યો, કે જેને ભજન કે કવિતા શું કહેવાય તેનું બિલકુલ ભાન પણ ન હતું પરંતુ ગુરુદેવ–ભગવાનની તેના પર એવી કૃપા થઇ કે જેનાથી તેણે એવાં સુંદર ભાવવાહી આધ્યાત્મિક ભજન બનાવ્યાં કે જેની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે.

ચમત્કારિક ગુરુદેવ :

અમદાવાદની એક ધોબણ પૂજ્ય ગુરુદેવ ભગવાનને શાક્ષાત પરમેશ્વર જ માનતી હતી પણ તેનો પતિ કાંઇ પણ માનતો નહીં. એક દિવસે ધોબી એક ઝાડ ઉપર ઘણે ઊંચે ચડેલો ત્યાંથી નીચે પડ્યો કે જેનાથી તેનાં હાડકાં અને સાંધા એવા તૂટી ગયાં કે જે ફરી સંધાવાની કોઈ શચકતા ન હતી. ધોબીએ તેની પત્નીને કહ્યું કે તું શાંતિવિજયને ભગવાન કહે છે તો તું મને તેની પાસે લઇ જા. પછી હું જોઉં કે તારા ભગવાન શું કરી શકે છે!

ધોબીને પલંગ ઉપર સુવરાવીને ગુરુદેવ ભગવાન પાસે લાવ્યા. ધોબી કે ધોબણ કોઈ પણ એક શબ્દ બોલે તે પહેલાં ગુરુદેવ ભગવાને ધોબીને કહ્યું: "ઊભો થઈ જા."

ગુરુદેવના એટલા જ શબ્દો ઉપર ધોબીનું શરીર અને તેના બધા સાંધાઓ કે જેના માટે અમદાવાદના ડોકટરોએ

આશા મૂકી દીધી હતી તે બધા બરાબર થઈ ગયા અને તે તરત ઊઠીને ઊભો થયો. ત્યાર બાદ ધોબીએ ગુરુદેવની ક્ષમા માંગી.

તે ધોબી પરિવાર અત્યારે પણ અમદાવાદમાં જીવે છે. હવે તેનું પોતાનું મોટું મકાન છે અને ઘણો સુખી છે.

**સ્થાનકવાસી મુનશ્રી મંગલચંદજી મહારાજ સાહેબનો યોગીરાજ સાથેનો બાર વરસનો સંપર્ક :**

નોંધ : 'શાંતિજ્યોતિ'નો એક અંક તેમના અનુયાયી જવેરીમલજી સંકલેચાએ એક વકીલને ત્યાં જોયો. તેમને ખ્યાલ આવ્યો કે મંગલચંદજી મહારાજ ઘણી વખતે શાંતિવિજયજીની વાત કરે છે તેમનો ફોટો હોય, એટલે તેમણે તે એક વકીલ સાહેબને ત્યાંથી માંગી મંગળચંદજી મહારાજને બતાવ્યો. મહારાજ સાહેબ ૯૦ વરસની ઉંમરના હતા તેમણે તે ફોટો ઓળખ્યો અને ઘણા જ પ્રસન્ન થયા; અને પત્ર લખાવ્યો કે મને મળે. હું, શ્રી ફૂલચંદજી પેરાજી અને શ્રી ઉમરાવચંદજી સીંધવી તેમને મળ્યા. મુનિશ્રીએ કહ્યું કે મને એમ હતું કે ગુરુદેવની યાદ કરનાર કોઈ નથી પણ હવે ખબર પડી કે તેમની પાછળ જૈન-જૈનેતર અનેક છે. તેઓશ્રીને ગુરુદેવનો બાર વરસનો પરિચય છે અને તેમને જે જે અનુભવો થયા છે તે પ્રગટ કરીએ છીએ. (સંપાદક શ્રી ચંપકલાલ જૈન)

**મુનિશ્રીનું ગુરુદેવ સાથેનું પહેલું મિલન :**

વિક્રમ સંવત ૧૯૮૮માં મારું ચાતુર્માસ સાંડેરાવમાં હતું તે સમયે સમાચારપત્રો તથા અનેક ગૃહસ્થો મારફત તેમની યશગાથા સાંભળતાં મને યોગીરાજના પરિચયની ઉત્કંઠા જાગી, પરંતુ મારો અને તેમનો સંપ્રદાય જુદો હોવાથી અચકાયો અને અંતે નિર્ણય કર્યો કે અવશ્ય મળીશ. છેવટે નક્કી કર્યું કે ચાતુર્માસ પૂર્ણ થતાં જ મળવા જવું.

રસ્તામાં એક દિવસ શીરોહી વિશ્રામ કર્યો, ત્યાં આચાર્ય "તપગચ્છ" નીતિસૂરિજીએ ત્યારના શિરોહીનરેશ સાથે પ્રવચન

નક્કી કરેલું તેમાં મને પણ બોલવા આગ્રહ કર્યો. શિરોહી નરેશે બીજે દિવસે પ્રવચન કરવા વિનંતી કરતાં એક દિવસ વધારે રોકાઈ ગયો. મારું પ્રવચન આમ જનતાને ઘણું જ ગમ્યું. તે ત્રણ કલાક ચાલ્યું હતું મને વધારે રોકાવા આગ્રહ કર્યો પરંતુ બીજે જ દિવસે આબુ તરફ વિહાર કર્યો. મારી સાથે સો–સવાસોની જનસંખ્યા હતી. અમે અનાદરાને રસ્તે આબુ પહોંચ્યાં. જતાવેંત જ ગુરુદેવનાં દર્શન કરતાં તેઓએ "ભલા પધારીયા મહારાજ" કહી– સ્વાગત કરતાં મેં કહ્યું: "આપના દર્શનની અભિલાષાથી આવ્યો છું."

સાંજના યોગીરાજે મને કહ્યું: "ચાતુર્માસ પછી આવજો અને ચાતુર્માસ નજીકમાં કરજો. આવો ત્યારે એકલા જ આવજો, સમૂહ લઈને આવતા નહીં." યોગીરાજે સુમેરપુર ચાતુર્માસ કરવા આદેશ આપ્યો અને કહ્યું: "ત્યાં જઈને યોગસાધના કરજો." મેં કહ્યું: "હું તો કંઈ યોગ વિશે જાણતો નથી." તેમણે કહ્યું કે બધી વ્યવસ્થા આપોઆપ થઈ જશે.

ગુરુદેવના આદેશ મુજબ મેં સુમેરપુર ચાતુર્માસ કર્યું. હું ત્યાં દિવસના બપોરે બારથી એક વાગ્યા સુધી બહાર બેસી રહેતો. બાકી ધ્યાનમાં ગાળતો. સંયોગે ત્યાં સામે પહાડી ઉપર મંદિર છે ત્યાંના પૂજારી જ્ઞાતિએ જે ભંગી હતા તેણે મને યોગસાધનાનો માર્ગ બતાવ્યો. મને તો જ્ઞાન સાથે જ સંબંધ હતો, ગમે તે જ્ઞાતિ કે ધર્મના કેમ ન હોય! થોડા દિવસ બાદ હું બહાર બેઠો હતો. એક સંન્યાસી ત્યાંથી આવતો દેખાયો. મેં પાસે બેસાડી ક્ષેમકુશળ પૂછી ભોજન માટે પૂછતાં તેણે કહ્યું કે મળશે તો જરૂર જમીશ. મેં રાયચંદજી શેઠને ભોજન મંગાવવા કહ્યું અને સંન્યાસીને કહ્યુ કે અત્યારે ભોજન ઠંડું મળશે, સંન્યાસીએ કહ્યું કે આજ ચાર દિવસ પછી ભોજન-દેવતાનાં દર્શન કરીશ. મારી આંખોમાં આંસુ આવી ગયાં. જમ્યા પછી જાણ્યું કે તે હરદ્વારથી આવતો હતો. તેને થોડી

યોગસાધનાનો અનુભવ હતો. આથી મને યોગીરાજે જે કહેલું કે બધી વ્યવસ્થા આપોઆપ થઈ જશે તે યાદ આવ્યું. મેં તેને પૂછ્યું કે અહીં રોકાઈ શકશો? તો તેમણે હા કહી. તે જેટલો સમય ત્યાં રહે ત્યાં સુધીની તેમના ભોજનની વ્યવસ્થા કરાવી દીધી.

ચાતુર્માસ પછી પણ હું બેત્રણ મહિના ત્યાં જ રહ્યો, ત્યાર બાદ યોગીરાજ બામણવાડા પધારતાં હું ત્યાં ગયો અને એવું લાગતું હતું કે મારું શરીર–સ્વાસ્થ્ય સારું નહીં રહે અને તેમને બધી વાત કરી. યોગીરાજે કહ્યું કે જે થવાનું હશે તે થશે. હું બે માસ બીમાર રહ્યો. મને સારું થતાં તેમણે પૂછ્યું કે મારી પાસેથી ગયા બાદ તું શું શીખ્યો તે કહે. જ્યારે મેં બધું કહ્યું એટલે તેઓ ઘણા જ ખુશી થયા. તેમણે ફરમાવ્યું કે આ પ્રમાણે સ્વાધ્યાય કરતા રહેશો તો બાર વરસમાં યોગના ઉચ્ચ શિખરે પહોંચી જશો, અને મેં જે યોગથી પ્રાપ્ત કર્યું છે તે તમે પણ મેળવશો. મેં કહ્યું: મહારાજ! હું તેને લાયક નથી, ક્યાં મેરુ પહાડ અને ક્યાં રાઈનો દાણો? ગુરુદેવે કહ્યું: તમારામાં જે વિનય અને શ્રદ્ધા છે તે જોતાં ગુરુકૃપાથી સફળ થશો. મેં પ્રાર્થના કરી કે આપના આશીર્વાદ ફલીભૂત થાઓ. હું તેમના સાંનિધ્યમાં છ માસ રહ્યો. તેમની સહાનુભૂતિનું વર્ણન થઈ શકે તેમ નથી.

યોગીરાજની પુરાણી વાતો હૃદયમાં ઘણી વાર તાજી થાય છે અને ઘણી વાતો પ્રગટ કરવાનું મન થતું ત્યાં શ્રી ચંપાલાલ જેને આજે મળતાં મારું હૃદય એવું ખૂલી ગયું છે કે જેમ સૂર્યને જોઈને કમળ ખીલી ઊઠે છે.

શ્રી ચંપાલાલજી, ફૂલચંદજી તથા ઉમરાવચંદજી આજે યોગીરાજના ભક્તોના રૂપમાં મને મળતાં એવું જ જણાય છે કે સ્વયં યોગીરાજ મારી બાજુમાં બેઠા છે અને તેની ઘણી ખુશી છે. યોગીરાજનાં જેટલાં ગુણગાન કરીએ તેટલાં થોડાં છે.

મારી જીભ એક છે, ગુણ અનેક છે, વિશેષ આગામી અંકમાં લખીશ.

"પાવર ઓફ ઇન્ડીયા" (પુસ્તક) લેખિકા : મિસ માઇકિલ પીમ : એડીટર, ટ્રિબ્યુન હેરોલ્ડ, અમેરિકા, પ્રકાશક. જી. પી. પુટનાવરી એન્ડ સન્સ, ન્યુયોર્ક, ઈ. સ. ૧૯૩૦.

પ્રસ્તુત પુસ્તક લેખકે ગુરૂ મહારાજ મુનિશ્રી શાંતિવિજયજીને ઊંડા ભક્તિભાવ સાથે અર્પણ કરેલ છે તે પુસ્તક ઉપર તથા પહેલા પાને ગુરુદેવનો સરસ ફોટો છે. ફોટા નીચે લખ્યું છે: "એક યોગીરાજ."

પ્રસ્તુત પુસ્તકનાં આગલાં પ્રકરણોમાં તેમની ઉત્તરથી દક્ષિણ અને પૂર્વથી પશ્ચિમની ભારતયાત્રામાં તેઓએ જે જે મહાપુરુષોના પરિચયો થયા તેનું વર્ણન છે. તેના પ્રકરણ ૫–માં નીચે મુજબ લખ્યું છે :

વિશ્વની સર્વોચ્ચ પવિત્ર જગ્યાઓ રાજપૂતાનાના હૃદયપ્રદેશમાં જ છે, એક પુષ્કર સરોવર, બીજી માઉન્ટ આબુ. કારણકે માઉન્ટ આબુ આધ્યાત્મિકતામાં સર્વોચ્ચ શિખર છે, પણ બધા એક સાધુની પાસે જ યાત્રા કરવા આવે છે એવું કેમ છે તે હું જાણતી નથી. ત્યાં ભયજનક બરફ નથી કે અસીમ વેરાન નથી. એવું ધારી શકાય કે પૃથ્વીમાં રહેલ કશીક ચુંબકીય શક્તિ આ આબુ પર્વત ધરાવે છે. ગમે તે હોય પણ આબુ પર્વત ઉપર ચોવીસ કલાક યોગ્ય રીતે ગાળવામાં આવે તો અંતરમાં આપોઆપ જ્ઞાન પ્રગટે છે.

આ અંતઃપ્રેરણાનું સ્થળ છે. રાજપૂતાનાનું ઉજ્જવળ પાસું એ છે કે કોઈ દૈવી પ્રવાહ જાણે કે રાજપૂતાનાને વીંધીને મારામાં પ્રાણ અને શક્તિ સીંચતો હોય એવું આબુ પર્વતના શિખર ઉપર, એક પવિત્ર પુરુષનાં ચરણોમાં ઘણા કલાક સુધી બેઠી ત્યારે લાગ્યું.

પૂર્વમાં જેઓ રહે છે તે જાણે છે કે જ્ઞાન પ્રશ્નોત્તરીથી મળતું નથી. દિવસોના દિવસો સુધી શાંત બેસી રહીને ફક્ત નિરક્ષણ કરતાં મળે છે. પશ્ચિમની માથાકૂટવાળી બૌદ્ધિક પદ્ધતિ કરતાં પૂર્વની જ્ઞાન પ્રાપ્ત કરવાની પદ્ધતિ તદ્દન જુદી જ છે કારણકે પૂર્વ એ વાત કદી ભૂલ્યું નથી કે સમજણ એ જ જ્ઞાનનું ધ્યેય છે.

મોટા મોટા રાજા–મહારાજાઓ, રાણીઓ, કુંવર–કુંવરીઓ આ પવિત્ર પુરુષના દર્શને આવતાં તે હું બેઠી બેઠી જોતી હતી. હજારો માઈલ દૂરથી મુંબઈ અને કલકત્તા જેવાં શહેરોમાંથી ધનાઢ્ય લોકો પણ આવતા. માઈલો દૂર એવાં ગામ કે જેનાં નામ પણ મેં સાંભળ્યાં ન હતાં તેવાં ગામોથી રાજપૂત સરદારો પણ આવતા. આ ઉપરાંત સામાન્ય ખેડૂતો અને ક્યારેક તો જંગલમાં દૂર દૂર વસેલા નેસડાઓ કે જ્યાં કોઈએ ગોરા–યુરોપીયનોને જોયા પણ ન હોય તેવા સ્થાનેથી ગ્રામીણ સ્ત્રીઓનાં ઝુંડ આવતાં.

આ બધી આવજા એક જ વ્યક્તિના દર્શન માટે હતી કે જે પોતાને એક ગરીબ પાગલ સાધુ તરીકે ઓળખાવતા. તેઓ ક્યારેક પર્વતની ગુફાઓમાં, ક્યારેક મંદિરના ઊંડાણમાં અને ક્યારેક ટેકરીના ઢાળના જંગલમાં બેસતા.

ઘણા વખત પછી જ્યારે હું એ યોગીરાજ શાંતિવિજયજીને સારી રીતે ઓળખવા માંડી ત્યારે ખબર પડી કે તેઓ ઘણાં અઠવાડિયાં સુધી અદૃશ્ય થઈ જતા. એક જ ક્ષણમાં તેઓ ક્યાં હશે તે વિશે હું કદી પણ ખાતરીપૂર્વક જાણી શકી નથી, મને ફક્ત એટલો જ ખ્યાલ આવતો કે તેઓ દૂર ચાલ્યા ગયા છે, અને તેમની પાસે પહોંચી શકાય તેમ નથી.

આ બધા માણસો આ પુરુષ પાસેથી શું ઇચ્છતા હતા? તેઓએ તેમનામાં શું જોયું હતું? કોઈ મહાન વાદ વિશે તેમણે કોઈ દિવસ ભાષણ આપ્યું નથી, તે ચમત્કાર કરતા ન હતા,

કોઈ વસ્તુને તેમણે હવામાં ઉઠાડી નથી કે તેમનાં દર્શન પછી કોઈ અપંગ વ્યક્તિઓને ઘોડીઓ ફેંકીને આનંદથી નાચતા જોયા નથી. તેઓ નાણાં, ઝવેરાત કે કિંમતી વસ્ત્રો સ્વીકારતા નથી, ક્યારેક કોઈના અત્યાગ્રહને વશ થઈને થોડો ખોરાક કે ફળ તેઓ સ્વીકારતા. આમાંથી પણ ઘણુંખરું બીજાઓને આપી દેતા. તેઓ કોઈ એવી વાકછટા ધરાવતા ન હતા. અને છતાં તેઓની હાજરીમાં એક અજબ પ્રકારની દિવ્યતા અને શાંતિ પ્રસરી રહેતી.

તેમની પાસે જવા માટે બહાર બૂટ ઉતારીને હરેક પ્રકારના ભારતીયોની વચ્ચે બેઠાં બેઠાં ધીરે ધીરે જાણે કે એક અંદરનો પ્રકાશ આપણે જે જે જાણવા માંગતા હોઈએ તે સ્પષ્ટ કરતો હોય તેવું લાગતું.

બધા નકામા વિચારો, અયોગ્ય ઇચ્છાઓ, ચિંતા તથા દુ:ખ જેમ ઝાડ ઉપરથી પાન ખરી જાય તેવી રીતે દૂર થઈ જતાં, અને આપણે ફરીથી જેમાં અજ્ઞાનની ક્રૂરતા ન હોય એવા નિર્દોષ અને નિખાલસ બાળપણમાં સરી પડતા.

ત્યાં હાજર રહેલા સૌના વદન ઉપર સુખશાંતિની રેખા સ્પષ્ટ રીતે અંકિત થયેલી દેખાતી હતી. ક્યારેક ચર્ચાઓ થતી અને ક્યારેક ત્યાં હાજર છીએ તે જ પૂરતું છે તેમ સમજીને માણસો શાંતિમાં જ બેસતા, ભારતનો સુંદર વિનય બિનજરૂરી વાતોને અયોગ્ય લેખે છે, કારણકે તેમ કર્યા વગર કેટકેટલું સમજાવી શકાય છે તે તેઓ જાણે છે.

મેં એકબે સૂક્ષ્મ નાટકીય ઘટનાઓનો અનુભવ કર્યો તેના કરતાં આ શક્તિ મને વધારે અસરકારક લાગી, પણ આવા બનાવ બાબત, વધીવધારીને કંઈ પણ કહેવું એ ખોટું ગણાશે. ક્યારેક ક્યારેક ખાસ ઉપદેશ સાંભળી, ક્યારેક એકલા જ હોય ત્યારે કેટલીક ક્ષણો એવી આવતી કે તેમની ભવ્યતાથી હું દિગ્મૂઢ

થઈ જતી પણ એવી ક્ષણો પણ આવતી કે જેમાં રમૂજ અને હાસ્યનો પણ સમાવેશ થતો.

કેટલાંક કારણોને લીધે તેમના વ્યક્તિત્વમાં હું વધારે રંગ પૂરવા માગતી નથી, એટલું જ કહેવું પૂરતું છે કે અહીં રાજપૂતાનાના હૃદયપ્રદેશમાં યોગીરાજના હાથોએ પડદો ઉઠાવ્યો છે, અર્ધજાગ્રત અવસ્થામાં મેં બીજી દુનિયામાં પ્રવેશ કર્યો છે.

શ્રી શશિકાંતભાઈ દોશી :

ભાવનગરના એક ગુરુભક્ત માયાસ્ટોરવાળા શ્રી જયંતીલાલ કાપડિયાને ફોટોગ્રાફીનો અત્યંત શોખ હતો. એકવાર તેમણે એવો અભિગ્રહ લીધો કે પૂજ્ય ગુરુદેવ ભગવાનનો ફોટો લીધા પહેલાં અન્નજળ લઈશ નહીં. એટલે કાપડિયા અચળગઢ આવ્યા. અચળગઢ પહોંચતાં ખબર પડી કે યોગીરાજ ગુફામાં ધ્યાન કરવા ગયા છે. તેમના ત્યાં પહોંચતાં પહેલાં ગુરુદેવે ભક્તોને સૂચના આપી રાખી હતી કે ભાવનગરથી મારા ભક્ત શ્રી જયંતીલાલ કાપડિયા મારો ફોટો ખેંચવા આવે છે.

ગુરુભક્તોએ શ્રી જયંતીભાઈને વાત કરી કે ગુરુદેવ જંગલમાં પધાર્યા છે એટલે તેને થોડો વિચાર કરવો પડ્યો. તેણે ભક્તોને પૂછ્યું કે ગુરુદેવ ક્યારે પધારશે? આ બાબત પણ ભક્તોએ અજાણપણું જાહેર કર્યું ત્યારે શ્રી જયંતીભાઈએ કોઈ પ્રાકૃતિક દૃશ્યના ફોટા પાડવા વિચાર કર્યો.

ફોટા પાડતાં પાડતાં તે જંગલમાં ઘણા દૂર નીકળી ગયા ત્યાં એક વૃક્ષની નીચે ગુરુદેવને ધ્યાનાવસ્થામાં મગ્ન જોયા. ગુરુદેવે આંખો ખોલી અને પૂછ્યું કે અહીં કેમ આવ્યો છે? આથી તેમણે અભિગ્રહની વાત કરી એટલે યોગીરાજે કહ્યું કે હું અત્યારે જે સ્થિતિમાં બેઠો છું તે જ સ્થિતિમાં ફોટો ખેંચી લે.

ફોટો ખેંચ્યા પછી બંને અચળગઢ સાથે જ આવ્યા. આ ઘટના સ્પષ્ટ કરે છે કે તેઓ ત્રિકાળજ્ઞાની અને દૂર દૂરના ભક્તોના

મનોભાવ પણ જાણતા હતા અને ભક્તની કસોટી પણ થઈ છે.

**યોગીરાજનાં પ્રથમ દર્શન :**

લેખક : શ્રી હમીરલાલ મોરડિયા, બી. એ. એલએલ. બી. એડવોકેટ, સુપ્રીમ કોર્ટ ઓફ ઇન્ડિયા : ઉદયપુર.

ગુરુદેવ શ્રી વિજયશાંતિસૂરીશ્વરજી એક વિશિષ્ઠ મહાપુરુષ હતા. દયા, શાંતિ અને વિશ્વપ્રેમના અદ્‌ભુત અવતાર હતા, તેઓ ૐ શાંતિ, અહિંસા પરમો ધર્મ તથા પ્રાણી માત્રનું કલ્યાણ એ તેમનું ધ્યેય હતું. તેમની રગેરગમાં અતુલ સ્નેહ તથા સૌહાર્દની ભાવના છલોછલ ઊભરાતી દેખાતી હતી. તે એક મહાન આંતરિક તથા બાહ્ય દ્રષ્ટા હતા, તેઓ સર્વત્ર વિદ્યમાન હતા. એક જ દિવસે તથા એક જ સમયે ગુરુભક્તોને તેમનાં સાક્ષાત દર્શન જુદા જુદા સ્થાન પર થતાં હતાં. માનવ હૃદયગત અંતર-ભાવનાઓ સરસ સરળતાથી પ્રગટ કરવાની તેમની વિચક્ષણ શક્તિ હતી, તે મનુષ્યસ્વરૂપમાં ઈશ્વર હતા, જગતનું કલ્યાણ તેમનું ધ્યેય હતું અને મોક્ષપ્રાપ્તિ તેમનો ઉદ્દેશ હતો. તે ૐ શાંતિમય હતા અને જીવ માત્રના ઉદ્ધારક હતા.

તેઓનાં પહેલવહેલાં દર્શન મેં સને ૧૯૩૪માં કર્યાં, કે જ્યારે હું ઇન્દોરથી હોલકર કોલેજમાં એલએલ. બી.નો અભ્યાસ કરતો હતો. એ અવસરે કેસરિયાજી ધુલેવના કેસ દરમિયાન શ્વેતાંબર સમાજને એવી વ્યક્તિની જરૂર હતી જે વિશ્વાસપાત્ર, મેધાવી અને બુદ્ધિશાળી હોય. કલકત્તાના શેઠ સાહેબ બહાદુરસિંહજી સિંધી, શેઠ નરોત્તમભાઈ જેઠા તથા મહત્ત્વની વ્યક્તિઓએ મસલત કરી માઉન્ટ આબુ ઉપર વિચાર્યું કે એવી વ્યક્તિ ક્યાંથી મળે? તેઓ મુંઝાઈને એવી વ્યક્તિની શોધમાં હતા. બધા ગુરુદેવ પાસે રાત્રે બેઠેલા ત્યારે સિંધીજીએ ગુરુદેવને કહ્યું કે અમને માગધી, સંસ્કૃત, પ્રાકૃત તથા બીજી ભાષાઓના અસલ પુરાણા દસ્તાવેજો, તામ્રપત્રો, પટ્ટાના પરવાનાઓ સહી-

સલામત રાખે તથા એડવોકેટોને સમજાવી શકે, એવી વ્યક્તિ જોઈએ છે.

ગુરુદેવે કહ્યું કે તત્કાલ ઈન્દોરના પ્રાઇમ મિનિસ્ટર સરેહમલજી બાફનાને લખો કે ત્યાં હોલકર કોલેજમાં ફાઇનલ એલએલ. બી.ના વર્ગના વિદ્યાર્થી હમીરલાલ મોરડિયા ઉદયપુરવાળાને મોકલી આપે. તે આ કામ કરી શકશે. તે એક યોગ્ય અને જવાબદાર વ્યક્તિ છે. બધા ખુશી થઈ ગયા અને બાફનાજીને, હમીરલાલ મોરડિયાને માઉન્ટ આબુ પહેલી ટ્રેનમાં જ મોકલી આપવા લખ્યું.

પત્ર ઈન્દોર પહોંચ્યો. પ્રિન્સીપાલ ડોકટર બસુને બાફના સાહેબનો ફોન મળ્યો, કે મોરડિયાને તત્કાળ "બક્ષી બંગલે" મોકલો. હું બક્ષીબાગ ગયો તો મને માઉન્ટ આબુ જવાનું બાફના સાહેબે કહ્યું. ફાઇનલ પરીક્ષાના થોડા જ દિવસો બાકી હોવાથી મેં ના પાડી. હું હોસ્ટેલમાં જઈ સૂઈ ગયો પણ નિદ્રા આવતી નહોતી. મારા કાનમાં અવાજ ગુંજતો રહ્યો: "ઊઠ, ચલ આબુ! પૈસાની ચિંતા ન કર. મનિઓર્ડર આવે છે. પરીક્ષાની ફિકર કરમા. તું તો પાસ થઈ જ જઈશ." હું ઊઠ્યો. રાતના બારનો સમય હતો. સામે કોઈ સફેદ વસ્ત્ર ઓઢેલ મહાપુરુષ કહી રહ્યા હતા: "મોડું કરમા, તારા કર્તવ્યનું પાલન કર. કાલે જ આબુ જા." પછી હું સૂઈ ગયો.

સવારે હું ઊઠ્યો ત્યાં ૫૦ રૂપિયાનું મનિઓર્ડર પોસ્ટમેન લાવ્યો. પૈસા લઈ લીધા. મેં વિચાર્યું કે થવાનું હશે તે થશે. બાફના સાહેબના આશીર્વાદ લઈ, થોડાં કાયદાનાં પુસ્તકો રસ્તામાં વાંચવા લઈને રેલગાડીમાં બેસી ગયો. માઉન્ટ આબુ પહોંચ્યો ત્યાં બસ સ્ટેન્ડ ઉપર જ ગુરુદેવના આદેશથી શેઠ શ્રી બહાદુરસિંહજી સિંઘી હાજર હતા. હું આઠ વરસની ઉંમરથી મેવાડી લાલ પાઘડી પહેરતો. મારી લાલ પાઘડી જોઈ તેમણે કહ્યું: "મોરડિયાજી! આ તરફ પધારો." હું ચકિત થઈ ગયો, કારણકે

મારો આબુ પહોંચવાનું અનિશ્ચિત તથા હું અપરિચિત હોવા છતાં આમને કેમ ખબર પડી હશે? હું જોઉં છું તો એક મહાન વ્યક્તિ સામે આવી. હું કંઈ બોલી જ ન શક્યો. ગુરુદેવે આશીર્વાદ દીધો: "ૐ શાંતિ" અને મારા માથા ઉપર હાથ ફેરવ્યો. ત્યાં હું મને પોતાને જ ભૂલી ગયો, તેવી સમાધિ-અવસ્થા આવી ગઈ. મારો સામાન સિંધી સાહેબ તથા બીજાઓએ લઈ લીધો અને મારે રહેવાના ઓરડામાં મને લઈ ગયા. હું મંત્રમુગ્ધ હતો.

મારા વિદ્યાર્થી–જીવનમાં સંતકૃપાનો આ અનુભવ સર્વ પ્રથમ હતો. ગુરુદેવ ભગવાન એક વિશાળ હૃદયી અંતરજ્ઞાની હતા, મહાન વ્યક્તિ હતા, સર્વજ્ઞ હતા. ઈ. સ. ૧૯૩૪થી ૧૯૩૭ એટલે આ જ સુધી ગુરુદેવની મારા ઉપર અસીમ કૃપા રહી છે.

મહારાણા ઉદયપુરની ખાસ આજ્ઞાથી મારી પરીક્ષાનું પરિણામ પણ આવ્યા પહેલાં વકીલાતનું કામ શરૂ થયું. જ્યારે પરિણામ આવ્યું ત્યારે લોકોને આશ્ચર્ય થયું કે વધારે વાંચન ન થઈ શકવા છતાં મોરડિયા પાસ કેમ થઈ ગયા? આ બધી ગુરુકૃપા જ હતી.

કેસરિયાજી ધ્વજાદંડ કેસમાં સર ચીમનલાલ સેતલવડ તથા મોતીલાલજી સેતલવડના જુનિયર તરીકે આખા કેસ દરમિયાન કામકાજ મેં જ કર્યું, અને પ્રતિવાદીના વકીલ મહંમદઅલી ઝીણા તથા કનૈયાલાલ મુનશી હતા. તેઓ બંને પણ મારું કામ જોઈને ઘણા પ્રસન્ન થયા હતા. મેં ગુરુકૃપાનો આ એક અનુભવ રજૂ કર્યો છે.

ગુરુદેવના નિર્વાણના સમાચાર મળતાં જ એકાએક અંગ્રેજી ભાષામાં હૃદયમાંથી નીકળેલી પંક્તિઓ અંગ્રેજી પુસ્તકમાં છપાયેલ છે.

## ૐ શાંતિનો અદ્‌ભુત ચમત્કાર :

ગુરુદેવ ભગવાનના નિર્વાણના દિવસની વાત છે. મારા પિતાજી ચુનીલાલ ઝવેરચંદજી મુંબઈમાં રહેતા હતા અને પરિવારના બાકીના સભ્યોમાં મા–બહેન વગેરે લીંબડીમાં રહેતાં હતાં. તે દિવસે બપોરે જમ્યા બાદ બધાં સૂઈ ગયાં હતાં. જ્યારે હું જાગ્યો ત્યારે મારા જમણા હાથની હથેલીમાં દેવનાગરી લિપિમાં લાલ અક્ષરે "ૐ શાંતિ" લખેલું જોયું.

મારી માને મારી હથેળી બતાવતાં તે વિચારમાં પડી ગઈ કે આનો અર્થ શું હશે? થોડી વારમાં હથેળામાંથી "ૐ" નીકળી ગયો અને "શાંતિ" રહી ગયું. અમે બધાં વિચારમાં પડી ગયાં હતાં ત્યાં મારા ખુઆસાબ સમાચાર લાવ્યા કે ગુરુ-દેવના દેહત્યાગનો તાર આવ્યો છે. આ રીતે યોગીરાજે જુદા જુદા ભક્તોને દેહત્યાગ સમયે અનેક ચમત્કાર બતાવ્યા છે.

## ઘટનાની પહેલાં ચેતવણી :

બંગલાદેશ અંગે ભારત અને પાકિસ્તાનની લડાઈ હતી તે વખતે યુદ્ધ થશે કે નહીં તે નક્કી નહોતું. યુદ્ધ શરૂ થવાના પંદર દિવસ પહેલાં સવારે ચાર વાગે સ્વપ્નમાં ગુરુદેવનો અવાજ સંભળાયો: "કદાચ કોઈ અકસ્માત થઈ જાય તો ગભરાતા નહીં." આ સાંભળી શું થવાનું હશે તે વિચારો આવ્યા.

એવામાં ભારત અને પાકિસ્તાન વચ્ચે યુદ્ધ શરૂ થઈ ગયું અને પાકિસ્તાની વીમાનો મુંબઈ સુધી આવવા લાગ્યાં. અમે ગોરેગાંવ રહીએ છીએ અને મારા પતિ ધંધાર્થે કુરલા જતા. રસ્તામાં જ એરોડ્રોમ છે. એક સાંયકાળે સાંભળ્યું કે એરોડ્રોમ ઉપર બોંબ પડ્યા છે. મારા પતિ ઘેર આવેલા નહોતા. મારું હૃદય ધડકવા માંડ્યું. દસ મિનિટમાં મારા પતિ ઘેર આવ્યા ત્યારે તેમણે કહ્યું: બહારનું વાતાવરણ ઘણું તંગ છે. સવારે છાપામાં વાંચ્યું કે પાકિસ્તાની વિમાનો આવેલાં તેને ભગાડવા આપણા

સૈનિકોએ વિમાનવિરોધી તોપ છોડી હતી. મને સ્વપ્નના શબ્દો હજી પણ યાદ છે કે અકસ્માત થાય તો ગભરાવું નહીં.

આ પ્રમાણે સંકટસમયે ગુરુદેવ ભગવાન પોતાના ભક્તોને સહાય કરે છે એવા દયાળુ ભગવાનને કોટી કોટી નમન.

રિપભદાસ સ્વામીજીના અનુભવો :

૧. સર્વ પ્રથમ ગુરુદેવની પ્રખ્યાતિ નિંબજના મહારાજા મારફત મળી કે પોમાવામાં મેં એક સાધુ મહાત્માને જોયા, જેને જોતાવેંત જ મહાન યોગી જણાયા. લાંબું રૂપાળું શરીર પણ દાઢી નથી. (વિક્રમ સંવત ૧૯૭૪)

૨. શેઠ રતનચંદજીએ પોમાવામાં અઠાઈ મહોત્સવ કરાવ્યો જેનું ખર્ચ રૂા. ૬૦ હજાર થઈ ગયુ. તે સમયે પાણીની ઘણી તંગી હતી અને ભોજન માત્ર ત્રણ હજાર માણસો પૂરતું રાંધેલું, પંરતુ પંદરેક હજાર માણસો અણધાર્યા આવ્યા. રતનચંદજી મુંબઈ ગયા અને ગુરુદેવ પાસે જઈ વિનંતી કરતાં તેમણે ભોજન ઉપર દૃષ્ટિ નાખી કપડું ઢંકાવ્યું. ભોજન અખૂટ બની ગયું અને શેઠને શાંતિ થઈ.

૩. શિવગંજની અંગ્રેજોની છાવણીના અંગ્રેજો અને શીખ સરદારો ગુરુદેવના ફોટા પાલીથી લાવેલા તે મેં જોયા છે.

૪. સંવત ૧૯૭૭–૭૮મા સરસ્વતી મંદિરની ગુફાઓમાં ધ્યાન ધરતા તે વખતે અવસ્થા થતાં, થનારીવાળા શ્રીયુત મહેન્દ્રસૂરિજીએ સેવા કરેલી.

૫. કિવરલીના પંડિત શ્રી લક્ષ્મીનારાયણજીએ યોગીરાજની સેવાનો લાભ લીધેલો. એક દિવસ ગુરુદેવના મોઢેથી પ્રાર્થના કરતાં એવું સાંભળ્યું કે પૂર્વજન્મમાં હું મેવાડમાં સાધુ હતો. આ ભવમાં મારું આયુષ્ય ઓછું છે. ધર્મવિજયજી દાદાગુરુના પ્રતાપે યોગસાધન મળી ગયું.

૬. સંવત ૧૯૭૪–૭૫માં બામણવાડાથી આબુ જતી વખતે અનાદરા પાસે ગરવરના ડુંગર ઉપર તપસ્યા કરી હતી. ત્યાનું પાણી ઘણું ખરાબ હતું. જમવામાં માત્ર સાથવાનો ભૂકો જ ફાકતા.

૭. આબુ રોડ ખરાડીમાં યોગીરાજ સાધનામાં લીન હતા ત્યારે એલીઝાબેથ શાર્પ કે જે લીંબડીમાં કેળવણી સુપ્રિન્ટેન્ડન્ટ હતાં તેના પુત્રની ખરાબ તબિયતના સમાચારનો તાર આવેલો. લીંબડી મહારાજા મારફત યોગીરાજને પ્રાર્થના કરતાં, યોગીરાજે તે ક્યાં છે તે બતાવી કહ્યું કે છોકરો આ સમયે નાવમાં બેસીને સહેલ કરી રહ્યો છે. સમાચાર વિલાયતથી મળતાં ખાતરી થઈ કે તે વખતે એક જગ્યાએથી બીજી જગ્યાએ નાવમાં બેસી જતો હતો.

૮. એક વાર બીકાનેર મહારાજા શ્રી ગંગાસિંહજીએ યોગીરાજ પાસે પરદેશ જવા આજ્ઞા માંગી આશીર્વાદ આપવા કહ્યું એટલે ગુરુદેવે કહ્યું કે તમારો પ્રોગ્રામ બદલી જશે. તેમના વિદેશ જવાના સમય પહેલાં થોડા દિવસમાં જ નાના કુંવર સાહેબનું અકસ્માત મૃત્યુ થતાં પ્રોગ્રામ ફેરવવો પડેલો.

૯. શ્રી મંગળચંદજી ઝાબખ બીકાનેર મહારાજા પાસે આવતા–જતા. તેમને બીકાનેર નરેશે કહ્યું કે જૈનોમાં કેવળીની વાત આવે છે. યોગીરાજ શાંતિવિજયજી આ સમયના કેવળી ભગવાન છે.

૧૦. જામનગર મહારાજાની ગાદી ઉપર કોઈને વારસ નીમવાની વાતચીત ચાલતી હતી, ગાદી ઉપર બેસવાના હેતુથી ઉત્તરાધિકારી ગુરુદેવ પાસે આવતાં જ ગુરુદેવે કહ્યું: “આવો જામ સાહેબ દિગ્વિજયજી! ગાદી ઉપર બેઠા પછી આવજો.” ગાદી મળતાં જ જામ સાહેબ ગુરુદેવનાં ચરણમાં નમસ્કાર કરવા આવેલા. ત્યાર બાદ તેમનાં લગ્ન શિરોહી મહારાજાનાં

કુંવરી ગુલાબકુંવરબા સાથે થતાં જાનમાં આવેલા બધા રાજા–મહારાજાઓ રાજકીય પોષાકમાં ગુરુદેવનાં દર્શન કરવા બામણવાડામાં આવેલા. ઉનાળો હતો અને ગુરુદેવે બધા રાજા–મહારાજાઓને અંદર બોલાવી બારણાં બંધ કરાવતાં બધાને ખૂબ પરસેવો આવ્યો. પછી ગુરુદેવે હસીને કહ્યું કે આપનાં કપડાં ખરાબ થઈ જશે. બધા રાજા–મહારાજા હસવા લાગ્યા. ભારત વર્ષના ઇતિહાસમાં એક નવી બિના બની કે મહાત્મા પાસે ભારતના ત્રેવીસ રાજા–મહારાજાઓએ એક જ સમયે દંડવત કર્યા.

૧૧. મહારાણા ફતેહસિંહજીના સ્વર્ગવાસની આગાહી અગિયાર દિવસ પહેલાંથી ચંદનમલજી નાઘોરીને આપી હતી. ગુરુદેવ પાસે એક પારસી ભક્ત દર્શન કરવા આવ્યો અને કહ્યું કે એક માઠા સમાચાર કહું ? તો યોગી રાજે કહ્યું કે મહારાણાના મૃત્યુની વાતની અહીં બધાને ખબર છે.

૧૨. મેં (રિષભદાસ સ્વામી) યોગીરાજ પાસે યોગ શીખવા પ્રાર્થના કરી. ગુરુદેવે કહ્યું કે હજુ તો તારી જિંદગીમાં અનેક વાદળો આવવાનાં છે, તેમાંથી છૂટી જઈશ. ત્યાર બાદ પોતાની મેળે જ આ રસ્તે ચડી જઈશ.

આ પ્રમાણે મારા ઉપર ઘણું કર્જ થઈ ગયું. ભાગીદારે વિશ્વાસઘાત કરતાં હું પાયમાલ થઈ ગયો. યોગીરાજે મને ચિત્રાવેલ આપવા કહ્યું પણ મેં હાથ જોડીને માફી માંગીને કહ્યું કે મેં આપની સેવાભક્તિ તે માટે કરી નથી, મારા નસીબમાં જે હશે તે હશે. યોગીરાજ હસી પડ્યા.

૧૩. એક સમયની વાત છે. જ્યારે યોગીરાજ આબુમાં હતા ત્યારે કલકત્તાના એક શ્રીમંત વેપારી શણનો વેપાર કરતા હતા તેમણે ઘણું ગુમાવી દીધું. તેની બહેન આબુથી કલકત્તા આવેલી, તેનાં ઘરેણાં ત્યાં ચોરાઈ ગયાં. માબાપને ચોરીના કલંકનો ડર લાગતાં શેઠશેઠાણી આપઘાત કરવાના નિર્ણય સુધી

પહોંચી ગયા, પરંતુ શેઠાણીને, ગુરુદેવમાં શ્રદ્ધા હોવાથી શેઠને આબુ લઈ આવ્યા.

યોગીરાજે તેમને સાંત્વન આપ્યું અને કહ્યું કે આજથી આડત્રીસ દિવસ પછી તા. ૨૪ના રોજ તમારો ચોર દિલ્હીમાં પકડાઈ જશે. આમ તે દંપતી માથેનું કલંક ઊતરી ગયું.

૧૪. ગુરુદેવ ખરાડીનો આશ્રમ કે જે શિવગંજવાળા શિવદાનમલજી એ બનાવ્યો હતો અને જ્યાં રીંછની વસ્તી ઘણી જ હતી ત્યાં ગુરુદેવ ધ્યાન કરતા હતા.

૧૫. આબુના એક રાજપૂત એન્જિનિયર યોગીરાજની સેવામાં બહુ આવતા પરંતુ તેની ધર્મપત્ની કે જે દત્તાત્રેયને જ માનતી તેને ગમતું નહીં. તેને ડર હતો કે આ જૈન મુનિ છે અને મારા પતિને વશ કરી સાધુ બનાવી દેશે. એક દિવસ તે એન્જિનિયર પોતાની પત્નીને ઘણું સમજાવીને યોગીરાજના દર્શન કરવા લાવ્યા. આશ્ચર્યકારક ઘટના એવી બની કે તે બાઈને એક ક્ષણમાં ગુરુદેવ દેખાતા અને બીજી ક્ષણે તેને દત્તાત્રેય દેખાતા હતા. તે મૂંઝાઈ ગઈ અને નત મસ્તકે યોગીરાજને પ્રણામ કર્યા, અને કહ્યું કે આપે મારી ભ્રમણા દૂર કરી દીધી, બધી માયા ભગવાનની જ છે—દત્તાત્રેય એ જ શાંતિ ગુરુ.

૧૬. એક દિવસ હું તથા ગુરુદેવ અચળગઢથી આવતા હતા. એક રાજા રસ્તામાં શિકાર કરવા બેઠા હતા. અમને જોઈને તે સંતાઈ ગયા. યોગીરાજે હસીને કહ્યું : “રાજાજી, પધારો.” તે ઘણા શર્મિન્દા થઈ ગયા અને યોગીરાજનાં ચરણ પકડી લીધાં. યોગીરાજે રાજાજીને શિકાર કરવો છોડી દેવા કહ્યું એટલે રાજાજીએ કહ્યું કે જેવી આજ્ઞા. અને હાથ જોડીને શિકાર છોડવાનો સંકલ્પ લીધો.

૧૭. યોગીરાજની મારા ઉપર અસીમ કૃપા હતી. ઘણાં જ ગાઢ જંગલોમાં તેમ જ ગુફાઓમાં મને સાથે રાખતા હતા

જેવાં કે નાણાબેડા પાસેનું ભયંકર દુનિનું ભાખર, ઈઝી માતા-જીની ગુફા, આબુ અચળગઢની ભાખર ગુફા વગેરે. જંગલી જનાવરો તો ગુરુદેવ પાસે આવતાં–જતાં રહેતાં. માકડેશ્વરનાં જંગલોમાં તો યોગીઓની સભા પણ ભરાતી રહેતી તેમાં યોગીરાજને પ્રમુખપદે રાખતા એ સ્થાન અને સમયનું વર્ણન લેખિનીથી પર છે.

૧૮. એક વાર મારા ઉપર વધારે કરજ થઈ ગયેલું. હું દર્શન કરવા ગયો કે તુરત જ ગુરુદેવે કહ્યું કે દાલચી (તજ)ની ખરીદી લેજે. જેટલું કરજ છે તે બધું ઊતરી જશે. જેટલી જરૂરત હોય તેટલું જ કમાઈને ધર્મધ્યાનમાં ઊતરી જવું. મારા સંબંધીઓને વાત કરતાં તેમણે મશ્કરી કરી. પણ ગુરુદેવે કહ્યું હતું તેમ જ બન્યું. આજ હું મારા પોતામાં મસ્ત છું.

૧૯. યોગીરાજ બાબત મેં એક પુસ્તક લખવું શરૂ કર્યું છે. શ્રી પન્નાલાલ વૈદે આ કામમાં પ્રશસ્ત રહેવા કહ્યું છે ગુરુ-કૃપા હશે તો તે પુસ્તક પૂરું થઈ તમારા હાથમાં આવશે.

૨૦. ગુરુદેવ ભગવાનના હસ્તલિખિત ચારપાંચ પત્ર ઇત્યાદિ મેં શેઠ ફુલચંદ માણેકચંદ મુંબઈને રજિસ્ટરથી વીરચંદ પાના-ચંદની પેઢી ઉપર મોકલ્યા હતા.

**શ્રી સદ્‌ગુરુદેવની અસીમ કૃપા :**

બાગરાનિવાસી શાહ મૂળચંદ રૂપજી બીજાપુર (દક્ષિણ)

શ્રી જગતગુરુ મહાન યોગીરાજ શ્રી વિજયશાંતિસૂરીશ્વર-જીના મહિમાનાં ગુણગાન કરવાં તે અસંભવ છે, જે કોઈ તેમના સાંનિધ્યમાં ગયા તે ન્યાલ થઈ ગયા. એટલું જ નહીં પણ ઘણી વખત તો ગુરુદેવે પોતે દુઃખી અને સંકટગ્રસ્ત લોકોને શોધી શોધીને તેમના ઉપર કૃપાદૃષ્ટિ રાખીને તેઓને દુઃખથી ઉગાર્યા છે. ગુરુદેવના ઉપકારોની કોઈ સીમા નથી. પ્રત્યેક ભક્ત તેમના ઉપકારોથી દબાયેલા છે. મારા જેવા સામાન્ય માણસે તેમના

દર્શનનો લાભ મુશ્કેલીથી માંડ બેત્રણ વખત લીધો છે તેમની અનંત કૃપાથી ઉપકૃત થઈને તેનું વર્ણન કરવું અશકય છે છતાં જરા પ્રવચન કરું છું.

અમારા સંસારી જીવનનો પાંત્રીસ વરસનો ઇતિહાસ તથા અમારા ઉપર ગુરુદેવના ઉપકારોની વાત લખવી અશકય છે. ગુરુદેવ સંબંધી અમૂલ્ય સંસ્મરણીય ક્ષણોને શબ્દરૂપે લખવાની કોશિશ કરું છું, જે મારી અમૂલ્ય મુડી છે.

**ગુરુદેવનું પ્રથમ દર્શન :**

દર્શનનો લાભ ૧૯૯૪માં મળ્યો. ફાગણ શુદ દસમે માંડોલીમાં સુમતિનાથ ભગવાન તથા દાદાગુરુ શ્રી ધર્મવિજયજી ભગવાનનો પ્રતિષ્ઠામહોત્સવ હતો. ઘણા લોકો આવેલા. હું પણ સ્વયંસેવક તરીકે ગયેલો ત્યારે મેં પહેલી વખત ગુરુદેવનાં દર્શન કર્યા. અમારા યુવકમંડળના બધા સભ્યો ઘણાં જ પ્રભાવિત થયેલા અને કામ કરવાનો નવો ઉત્સાહ આવ્યો. કાયમ સવારે તેમનાં દર્શન કરીને પછી કામ ઉપર ચડતા. ગુરુદેવ રોજ ઘણા જ પ્રેમથી અમારી સાથે વાતચીત કરી માર્ગદર્શન આપતા. પ્રતિષ્ઠા પછી વિદાયવેળાએ અમારા દળની ઘણી જ પ્રશંસા કરી, ધુમ્રપાન ન કરવું તથા અડધો કલાક રોજ ધ્યાન ધરવાનો આદેશ આપ્યો.

મારાં ધર્મપત્ની સુંદરબેનને ૧૯૯૫માં ભૂતપિશાચનો ઉપદ્રવ થયેલો તે ગુરુદેવે દૂર કર્યો.

**ગુરુમંદિર નિર્માતા ભક્ત શિરોમણી**
**શેઠશ્રી કિશનચંદ લેખરાજ ખિયાની :**

લેખક : શ્રી હીરાચંદ ગુલેચ્છા, જોધપુર.

શેઠ સાહેબ હૈદરાબાદ સિંધના રહીશ છે. તેમનો વ્યાપાર પાહુમલ બ્રધર્સના નામથી મુંબઈ, લંડન, પેરીસ, જર્મન, સ્પેઈન, ટર્કી, જાપાન, કેરો, ઈરાક, ન્યુ યોર્ક, રહોડેશીયા આદિ

વિશ્વના સર્વ દેશોમાં છે. તેમની પેઢીની કુલ ૧૭૮ શાખાઓ હતી. તેમને ગુરુદેવનાં પ્રથમ દર્શન ૧૯૨૮માં આબુ દેલવાડામાં થયાં.

તે સમયે તેમનાં ધર્મપત્ની રૂકમણીદેવીના જમણા પગમાં એવી બીમારી હતી કે દેશપરદેશના મોટા મોટા ડોક્ટરોથી મટ્યું ન હતું, અને સૌએ પગ કપાવી નાખવા સલાહ આપેલી. ગુરુદેવે તેમને દેલવાડાની સડકે પાળ ઉપર બેઠેલા જોયા એટલે તેની પાસે જઈને કહ્યું: "બેટી! તને સારું થઈ જશે." શેઠ સાહેબે તેમને સામાન્ય સાધુ માની કહ્યું: "સારું મહારાજ, હવે આગળ ચાલ્યા જાવ." પરંતુ રૂકમણીદેવીને તો ઘણું ભક્તિ-ભાવભર્યું આકર્ષણ થતાં શેઠને કહ્યું કે આ સાધુ પાસે ફરીથી જઈએ. એકબે દિવસ બાદ કિશનચંદજી અને રૂકમણીદેવી તેમના સેક્રેટરી સાથે દેલવાડા ગુરુદેવ પાસે આવ્યાં. તેમને જોતાં વેંત જ ગુરુદેવ ધ્યાનમુદ્રામાં બેસી ગયા. આ જોઈ કિશનચંદજી તથા તેમના સેક્રેટરી સામસામે હસી પડ્યા અને મશ્કરી કરવા મંડ્યા. થોડી વારમાં સેક્રેટરી બહાર ગયા ત્યારે ગુરુદેવે ધ્યાન-માંથી જાગ્રત થઈ શેઠાણીને કહ્યું કે ત્રણ મહિનામાં સારું થઈ જશે. ત્યાર બાદ દર્શન કરવા આવજે.

આબુથી શેઠ સાહેબ સિંધ હૈદરાબાદ ગયા અને રૂકમણી-બેન પિયર ગયાં. પગે માત્ર નામનું તેમ માલિસ કરતાં. ત્રણ મહિના પૂરા થતાં પગ સાવ સારો થઈ ગયો એટલે તેમણે શેઠ સાહેબને આબુ દર્શન કરવા જવા કહ્યું પણ શેઠ માન્યા નહીં, કહ્યું કે એવા ઘણા સાધુ હોય છે. અને શેઠાણીને આબુ ન લઈ જતાં જાપાન, અમેરિકા વગેરે સ્થળે લઈ ગયા, એમ માનીને કે તે પેલા સાધુ પાસે જવાનું ભૂલી જાય.

સને ૧૯૩૪માં એક સંઘ ગુરુદેવના દર્શનાર્થે આવ્યો અને ગુરુદેવના દર્શન બાદ બધાને એક એક નારિયેળની પ્રભાવના કરી. ગુરુદેવે કહ્યું કે શેઠ કિશનચંદ લેખરાજ પણ આપણા ભક્ત

છે, તેને પણ એક નારિયેળ મોકલવું. પારસલમાં ગુરુદેવે પોતાના હાથે એક ચિઠ્ઠી લખીને મૂકી, તેમાં લખ્યું હતુંઃ "તું ભૂલી ગયો, હું ભૂલ્યો નથી.—શાંતિસૂરિ."

પારસલ પહોચતાં શેઠ સાહેબે તેમના સેક્રેટરીને ગુરુદેવ હાલ ક્યાં છે તે તપાસ કરવા આબુ મોકલ્યા. ત્યાંથી સમાચાર મળ્યા કે ગુરુદેવ હાલ બામણવાડા છે, એટલે શેઠ હૈદરાબાદથી બામણવાડા જવા રવાના થયા. શિરોહીરોડ સ્ટેશને પોતાનો સામાન રાખી કારમાં બામણવાડા ગયા. બામણવાડા પહોંચતાં ગુરુદેવનાં દર્શન કરવા જતાં તેમને ગુરુદેવમાં શંખ–ચક્ર–ગદા-યુક્ત સાક્ષાત કૃષ્ણ ભગવાનનાં દર્શન થયાં, આથી તેમની શ્રદ્ધા, ભક્તિ થઈ ગઈ અને ઉલ્લાસથી સાષ્ટાંગ દંડવત કર્યા.

એટલામાં શિરોહી મહારાજા પણ દર્શન કરવા આવ્યા એટલે ભક્તગણ બહાર ચાલ્યા ગયા. શેઠ સાહેબને રોકી તેમની શિરોહી મહારાજા સાથે ઓળખાણ કરાવી આથી આતિથ્યસત્કાર અર્થે મહારાજાએ પોતાનો બંગલો તથા મોટર તેમને આપી.

સને ૧૯૩૮માં જ્યારે ગુરુદેવ ભગવાન માંડોલી બિરાજતા હતા ત્યારે શેઠ સાહેબ દર્શનાર્થે આવ્યા હતા. શેઠ સાહેબ અને વાવના રાણા સાહેબ એક જ સમયે બાગરા સ્ટેશને ઊતર્યા. સ્ટેશન ઉપર એક કાર હતી તે સેક્રેટરીએ ભાડે બાંધી, સામાન ઉતારવા ગયા ત્યાં રાણા સાહેબના કાર્યકર્તાએ વધારે ભાડું આપતાં માંડોલી રવાના થઈ ગઈ. શેઠ સાહેબે વિચાર્યું કે હવે માંડોલી કેવી રીતે પહોંચવું? ત્યાં જ બીજી કાર તેમને મળી ગઈ, એટલે માંડોલી તરફ રવાના થયા. આગળ જતાં તેમણે વાવ મહારાણાવાળી કાર રસ્તામાં ખોટવાયેલી જોઈ આથી શેઠ સાહેબને અહંકાર આવી ગયો કે મારી ભાડે કરેલી ગાડી લઈ ગયા તા તેનું ફળ ભોગવે. એટલામાં તેમની ગાડી પણ ફસકી પડી, આથી રૂકમણીબેને ગુરુદેવને અંતરમાં પ્રાર્થના કરી ઘણો પશ્ચાત્તાપ કરતાં ગુરુદેવ એક અજ્ઞાત સ્વારીના રૂપમાં પ્રગટ થયા

અને કહ્યું: સ્ટીયરીંગ પર બેસી એક્સીલેટર દબાવો. હું પાછળથી
ધક્કો મારું છું. ગુરુદેવનો હાથ અડતાં જ ગાડી ચાલુ થઈ ગઈ
અને માંડોલી પહોંચી ગયા. ગુરુદેવે તેમને હસીને પૂછ્યું કે
ગાડી અટકી પડી હતી અને એક રબારીએ ધક્કો મારી ચાલુ
કરી, કેમ? એટલે સમજી ગયા કે ગુરુદેવે જ સંભાળ લીધેલી.

માંડોલી ગુરુપૂનમ ઉત્સવમાં શેઠ સાહેબે વક્તવ્ય આપતાં,
પોતાના બંગલાને આગ લાગેલી અને ગુરુદેવે દર્શન આપી
બધાંને બચાવ્યાં તેમજ બધું બળી ગયું પણ તેમાં ગુરુદેવનો
ફોટો અખંડ રહેલો તે વાત કરી.

સં.૧૯૯૬ માહ સુદી પાંચમે ગુરુદેવને પચાસ વરસ પૂરાં
થતાં ભક્તોએ સુવર્ણજયંતી મહોત્સવ ઊજવ્યો. શેઠ સાહેબે
મહેમાનની જેમ દર્શનાર્થે આવતા ભક્તોનો આતિથ્યસત્કાર
ત્યાં લાંબા સમય રહેતાં કર્યો હતો.

તેમના વિદ્યાગુરુ પ્રજ્ઞાચક્ષુ શ્રી ગંગેશ્વરાનંદને જ્યારે ખબર
પડી કે શેઠે એક જૈન સાધુને ગુરુ બનાવ્યા છે એટલે તેઓ
અમદાવાદથી અચળગઢ આવ્યા (તેમનો પરિચય આ પુસ્તકમાં
અન્યત્ર આવે છે). અંતમાં તેઓએ શેઠ સાહેબને કહ્યું કે તેં
પૂર્ણજ્ઞાની પુરુષને ગુરુ બનાવ્યા છે.

ગુરુદેવે પોતાના નિર્વાણસમયના ચારપાંચ માસ પહેલાંથી
જ બધા ભક્તોને રજા આપી ત્યારે શેઠ સાહેબને પણ જરૂરી
સંકેત આપેલો કે કામ પડે તો માંડોલી મંદિરે આવવું. તે
વખતે તેમને ખ્યાલ આવેલો નહીં પણ નિર્વાણસમયે જ
સમજવામાં આવ્યું એટલે તેમને ફોન મળતાં જ કહ્યું કે
"માંડોલી અગ્નિ–સંસ્કાર કરવાનો છે અને તમે પ્રબંધ કરો
હું આવું છું."

આબુ ઊતરતાં શાંતિ આશ્રમે શેઠ સાહેબ હૈદરાબાદથી
પહોંચી ગયા. તેમને ગુરુદેવ સજીવ દેખાયા અને અવાજ

સંભળાયાઃ "કાયરતા નહીં પણ શૂરવીરતાની જરૂર છે. તમને કહ્યું છે તેમ કામ કરો. હું ક્યાંય ગયો નથી."

શેઠ સાહેબમાં હિંમત આવવાથી બધી વ્યવસ્થા કરવા તેઓ એ. જી. જી. સાહેબ પાસે માઉન્ટ આબુ ગયા. એ. જી. જી. સાહેબે પણ ગળગળા થઈ કહ્યું: "આપણા ઈશ્વરે વિદાય લીધી. હવે હું શું સેવા આપું?" પેટ્રોલનું રેશનીંગ હતું એટલે તેમણે જોઈએ તેટલું આપવા અને બસ સર્વિસ બંધ કરીને બધાને માંડોલી પહોંચાડવા બધી બસો મોકલવા હુકમ કર્યો. અગ્નિ-સંસ્કારની જગ્યાએ શેઠ સાહેબે લાખો રૂપિયા ખર્ચી ગુરુમંદિર બનાવ્યું અને સંવત ૨૦૦૧ના મહા સુદી પાંચમે પ્રતિષ્ઠા કરાવી.

૨૦૨૪ મહા સુદી પાંચમે ગુરુદેવના નિર્વાણની રજત-જયંતી ધામધૂમપૂર્વક ઊજવવામાં આવી તેના ચારપાંચ દિવસ પહેલાં જ શેઠાણી રૂકમણીબેનનું અવસાન થયેલું છતાં શેઠ સાહેબ માંડોલી આવેલા.

શેઠ સાહેબ કહે છે: "ગુરુદેવ વિશ્વના સર્વોચ્ચ અવતારી પુરુષ હતા. આખા વિશ્વના શાંતરસના પરમાણુઓ તેમનામાં જ એકત્રિત થયેલા એવી અનુપમ શાંતિ તેમનામાં હતી. ભૂતકાળમાં જે અનેક અવતારી મહાપુરુષો થયા છે તે પ્રત્યક્ષ કેવા હોઈ શકે તે તેમનાં દર્શન માત્રથી જ પ્રત્યક્ષ થતું હતું. સાક્ષાત બૃહસ્પતિ પણ તેમનાં ગુણગાન કરવા અસમર્થ હોય ત્યાં મારું શું ગજું? તેમનું યથાર્થ સ્વરૂપ સમજી શકાય નહીં પણ જે ભક્તને પોતાનું સ્વરૂપ ગુરુદેવ બતાવતા તે જરાક પણ સમજી શકે."

યોગનિષ્ઠ શ્રી શાંતિગુરુ:
શ્રી રિખભદાસ સ્વામી

જૈન જૈનેતરોમાં એવા અનેક સંત પુરુષો જોવામાં આવે છે કે એ અક્ષર ભણ્યા વગર ઊંચી ઊંચી જ્ઞાનની વાતો કરે છે,

ઘણી ભાષાઓનું જ્ઞાન પણ આપોઆપ પ્રગટ થાય છે, પશુ-પક્ષીઓની ભાષા પણ સમજે છે, ગુરુદેવમાં પણ, શરદકુમાર, માધવરાય કીએ, લેડી એલીઝાબેથ શાર્પ, માઈકલ પીસ આદીનાં લખાણોથી જાણીએ છીએ, તેમની સાધક અવસ્થામાં સાથે રહેવાનું મને પણ સૌભાગ્ય મળેલું એટલે એવું અનુભવ્યું છે.

એક દિવસ આબુનાં કલાત્મક મંદિરોમાં એક જર્મન ચિત્રકારને કલાત્મક ચિત્રો બનાવતો જોતાં મારા મોઢામાંથી શબ્દ નીકળી ગયો કે અહીં એક મહાત્મા દર્શન કરવા જેવા છે. તેણે આતુરતા બતાવતાં ગુરુદેવ પાસે લઈ ગયો. તે ગુરુ-દેવને જોતાવેંત પ્રભાવિત થઈ ગયો. તેણે કહ્યું કે ગુરુદેવનું ચિત્ર દોરી હું જર્મની લઈ જવા ઇચ્છું છું. ગુરુદેવે રજા આપી. બીજે દિવસે ગુરુદેવને શોધવા જંગલમાં જતા ત્યાં સિંહ, વાઘ તેમજ હરણ અને સસલાં પણ વેરભાવ ભૂલીને બેઠાં હતાં. જર્મન ચિત્રકારે ઘણી જ લગનથી અને પરિશ્રમથી કામ પૂરું કર્યું. તેણે કહ્યું કે યોગીરાજના શરીર પ્રમાણેનું વિશાળ ચિત્ર જર્મની-માં એટલું બધું આકર્ષક બનશે કે ત્યાંની પ્રજા મને હજારો માર્ક(નાણાં) દેશે તોપણ હું કોઈને નહીં આપું. તમને આની એક બીજી નકલ બનાવી દઈશ મેં અંતરના પ્રેમ અને પૂજ્ય-ભાવથી બનાવ્યું છે.

બાદમાં ચિત્રકાર આબુથી વિદાય લેતાં પહેલાં પોતાની પત્ની સાથે આવ્યો. તે બંને એકબીજા સાથે વાતચીત કરતાં હતાં કે કોઈ પ્રશ્ન પૂછવો કે કેમ? તે મારા તરફ આંગળી બતાવીને તેની પત્નીને કહેતો હતો કે તેમણે તેની સિદ્ધિ અને શક્તિની પ્રશંસા કરી છે, એટલામાં યોગીરાજે જ પોતાની મેળે તેને કહ્યું કે હું બધું જાણું છું. તમારે કશું પૂછવાની જરૂર નથી. તમને બે પ્રશ્ન સૂઝયા છે: એક તો પ્રશ્ન એ છે કે તમારી પત્નીને વરસોથી પેટનું દરદ છે તે મટશે કે કેમ? તેનો જવાબ એ છે કે "ૐ અર્હં નમઃ" મંત્રનો પ્રેમ અને શ્રદ્ધાપૂર્વક

જાપ કરો. તેનાથી હળવે હળવે મટી જશે અને બીજો પ્રશ્ન તમારા દેશનું ભાવી જાણવાનો છે પણ તેનો જવાબ હું નહીં આપું. રાજ્ય બાબત કે દેશ બાબત કાંઈ કહેવાની અમોને શાસ્ત્રમાં ના પાડેલી છે. આથી તે અચંબો પામી ગયો કે યોગીરાજ જર્મન ભાષા ક્યાંથી જાણી શક્યા! ગુરુદેવના સાંનિધ્યમાં રહેવાથી ખાતરી થઈ કે તેમને બધી ભાષાઓનું જ્ઞાન પ્રગટ છે.

**ગુરુદેવની અસીમ કૃપા :**

**આગરાનિવાસી શ્રી મૂળચંદ રૂપાજી, બીજાપુર.**

માતાજીને તાવ ઘણો જ હતો, કાર્તિક સુદ ૧૪ના દિવસે રોગ ઘણો વધી ગયેલો. સવારે ૯-૧૦ના સમયે બેભાન અવસ્થામાં પોતાના હાથ જોડી નમસ્કાર કર્યા. મેં માને પૂછ્યું કે શું થયુ? તે 'ગુરુદેવ' એટલું જ બોલ્યા. હું સમજી ગયો કે ચીરવિદાય આવી રહી છે. પિતાજી થોડા સમય પહેલાં જ મૃત્યુ પામેલા અને બધો બોજો મારા ઉપર હતો. તે વખતે હું બાવીસ વરસનો જ હતો. ત્યાં માતાજી પણ ગયાં. મને ઘણી ગમગીની રહેતી હતી. એવામાં ગુરુદેવ દર્શન આપી સાંત્વન આપ્યું અને કહ્યું કે અંતસમયે સંસારના વિચારો ન આવે અને આવી રીત દેહ છૂટે તે તો સદ્ગતિ જ થાય. તેમ કહી અંતરધ્યાન થઈ ગયા.

**અહિંસાપ્રેમી શ્રી શાંતિગુરુ :**

**સ્થાનકવાસી મુનિશ્રી મંગલચંદજી મહારાજ, જોધપુર.**

યોગીરાજ એટલી શક્તિ ધરાવતા હતા કે દર્શનાર્થીઓ ઉપર તેનો ઘણો પ્રભાવ પડતો. એક દિવસ ગુરુદેવના ફોટા ઉપર એક સાધુએ પ્રહાર કર્યો. આથી કિશનદાસે જરા ઉત્તેજનાપૂર્વક ઠપકો આપ્યો, ગુરુદેવે કહ્યું કે આમ બોલવાથી કંઈ લાભ નથી.

માર્કંડેશ્વરમાં એક શિવમંદિર અને બીજું હેમચંદ્રાચાર્યજીએ પ્રતિષ્ઠિત કરેલ સરસ્વતી દેવીનું મંદિર છે, જેને તે સમયે બારણાં પણ નહોતાં. યોગીરાજ ત્યાં ચાર–છ માસ રહેલા ત્યારે ચાતુર્માસ પછી મંદિરનો ઉદ્ધાર કરવાનું કહેલું. માર્કંડેશ્વરમાં હેમચંદ્રાચાર્યજીની ગુફા પણ છે. ત્યાં અત્યાચાર થતો. દેવીના સ્થાન ઉપર દશેરા તથા ચૈત્રી નવરાત્રીમાં દરેક રબારી પાસેથી પશુ લઈ ત્યાં ભોગ દેવાતો.

ત્યાંના બધા રબારીઓને ભેગા કરી ગુરુદેવે પૂછ્યું કે શું પશુવધ કરવાથી દેવી વધુ પ્રસન્ન થાય છે? તેઓએ કહ્યું કે આ કાર્ય વંશપરંપરા ચાલ્યું આવે છે, એટલે અમે બંધ કરી શકીએ નહીં. આથી યોગીરાજે તેમને પૂછ્યું કે જો તમારી દેવી આ વાત કહે તો તમને કબૂલ છે? એટલે તેઓએ કહ્યું કે હા. દેવીના ભૂવાને ગુરુદેવે કહ્યું કે હજારો પશુનાં બલિદાન દેવાથી તને શું ફાયદો છે? માંસ શું છે? હું તારા માટે બીજો પ્રબંધ કરી દઈશ. તું આ કામ બંધ કરી દે. ભૂવાએ પૂછ્યું કે આપ શું પ્રબંધ કરી દેશો? એટલે ગુરુદેવે કહ્યું કે તારા માટે એક શેર લોટ, એક શેર ગોળ અને પોણોશેર ઘી–તેનો એક મોટો લાડવો બનાવી આપે. આ લાડવો ઘણા દિવસ પછી ખાવ તો પણ તેવો જ રહેશે, બગડશે નહીં. ભૂવાએ કબૂલ કર્યું કે તેમ બને તો હું બધાને ત્રણ દિવસમાં સમજાવી દઈશ.

તે ત્રણ દિવસ બધા રબારીઓમાં ફર્યો અને બધાને ભેગા કરી કહ્યું કે શાંતિવિજયજી કહે તેમ કરો. આ સાંભળી બધા રબારી ચૂપ થઈ ગયા અને યોગીરાજ પાસે આવ્યા. તેમણે કહ્યું કે દેવી પણ તમારા પક્ષમાં આવી ગઈ છે. હવે અમે પ્રતિજ્ઞા કરીએ છીએ કે આજથી પશુવધ નહીં કરીએ. આથી ગુરુદેવે આગળ બતાવ્યા મુજબ લાડવો બનાવવા સૂચના આપી કહ્યું કે દેવી આથી બહુ ખુશ થશે. બધા આનંદમાં આવી ગયા, ભૂવો પણ ખુશી થયો.

ત્યાર બાદ ગુરુદેવે પૂછ્યું કે અખાત્રીજ અને લગ્નપ્રસંગે કેટલું અફીણ લો છો? ઘણા શેર અફીણ વપરાય છે એ જાણી યોગીરાજે કહ્યું કે તેનાથી નુકસાન જ થાય છે. તેના બદલે ગોળનું પાણી ગાળવું; તે સ્ત્રીઓ–બાળકો બધાંને કામ આવશે, અને જગતમાં જશ ફેલાશે. થોડા ઘરડા રબારીઓએ કહ્યું કે અમે નાનપણથી અફીણ ખાઈએ છીએ, તે કેમ છૂટે? ગુરુદેવે કહ્યું કે મારા વિશ્વાસ ઉપર છોડી દો, કાંઈ તકલીફ થાય તો હું તેનો જામીન છું. એટલે બધાએ ખુશી થઈ અફીણને નહીં અડવાની પ્રતિજ્ઞા લીધી અને તેને બદલે ગોળ વાપરવાનું નક્કી કર્યું. ગુરુકૃપાથી કોઈને પણ કાંઈ તકલીફ થઈ જ નહીં. ત્યારથી આજ સુધી તે જ રિવાજ ચાલ્યો આવે છે.

આ બધું મેં જાતે જોયેલું લખ્યું છે. આજે તો યોગીરાજ સ્વર્ગસ્થ છે પણ તેમની દૃષ્ટિથી મને વિશ્વાસ છે કે આત્મકલ્યાણ જરૂર થશે.

**ગુરુદેવનું નિર્વાણ અને બીજે દિવસે જ દર્શન :**
**બાગરાનિવાસી શ્રી મૂળચંદભાઈ**

૨૪મી સપ્ટેમ્બર, ૧૯૪૨ બપોરે. વિ. સં. ૨૦૦૦ આસો વદી ૧૧ મારવાડી. ગુરુદેવના નિર્વાણના સમાચાર બાગરા પહોંચ્યા. સાંભળી ઘણો જ આઘાત લાગ્યો પણ તે જ સાંજે આરતિ વખતે ગુરુદેવ ભગવાને પ્રગટ થઈને સાંત્વના દીધી અને કહ્યું કે કાલે માંડોલી અગ્નિસંસ્કાર થાય ત્યારે બાળક નાનું ત્રણ માસનું છે એટલે સુંદરબેને આવવું નહીં; તારે આવવું હોય તો ખુશીથી આવજે. ચિંતા કરીશ નહીં, હંમેશા દુઃખના સમયે હું હાજર જ હોઈશ. આટલું કહી અદૃશ્ય થયા.

**સ્વર્ગવાસની પૂર્વ સૂચના :**

ગુરુદેવ ભગવાનના સ્વર્ગવાસ પહેલાં પાંચ-છ માસ અગાઉ સ્વપ્નાવસ્થામાં જોયું કે ગુરુદેવ એક પાટ ઉપર બેઠા છે. આસપાસ

થોડા ભક્તો બેઠા છે. ગુરુદેવે ભક્તોને કહ્યું કે હવે હું આ દુનિયામાં વધારે દિવસ નથી.

સવારે સાક્ષાત દર્શન આપતાં પૂછ્યું તો તેમણે "કંઈ નહીં, કંઈ નહીં" એટલું જ કહ્યું.

**બ્રહ્મચર્યવૃત્ત અને ગુરુદેવનાં દર્શન :**

સંવત ૨૦૦૮ની વાત છે. તે વખતે મારી આર્થિક પરિસ્થિતિ ખરાબ થયેલી. ગુંટુરની દુકાનમાં કાકા ભભૂતમલની ભાગીદારીમાં બધા ભાગીદારોને નુકસાન થયું. મારા નાના ભાઈ બાબુલાલનાં લગ્ન કરવાનાં હતાં, પૈસાનો ક્યાંય જોગ થયો નહીં. રાતદિન હું ચિંતામગ્ન રહેતો હતો. ઘણો જ વૈરાગ્ય થતાં ગુરુદેવના ફોટા સામે હાથ જોડીને કોઈને કહ્યા વગર બ્રહ્મચર્ય-પાલનની પ્રતિજ્ઞા કરી. મારી પત્નીને મેં વાત કરી તો તેને ઘણું જ દુ:ખ થયું. બીજે દિવસે જ ગુરુદેવે દર્શન આપી કહ્યું કે શાંતિ રાખો, બ્રહ્મચર્યનું જે વર્ણન તમે સાંભળ્યું છે તે સાચા મનથી પાળેલા અખંડ બ્રહ્મચર્યનું છે. હાલ દુ:ખ હોવાથી તને એવું લાગે છે પણ જીવનભર પાલન કરવું મુશ્કેલ છે, એટલે હાલ તો પર્વના દિવસો, બીજ, પાંચમ, આઠમ, અગિયારસ, ચૌદસ એમ પાંચ દિવસ માટે જ વૃત્ત રાખો. ત્યાર બાદ તમારી મરજી મુજબ.

મેં કહ્યું કે આ સાચું પણ તમારી છબી સામે મેં વૃત્ત લીધું છે તેનું શું? ગુરુદેવે કહ્યું કે તે બરાબર છે પણ મેં તને અનુમતિ આપી નથી. મેં પૂછ્યું કે મને એવું લાગે છે કે સંસારી કરતાં સાધુદશામાં રહેવું ઉત્તમ છે. ગુરુદેવે ફરમાવ્યું કે બધા સાધુ ખરેખર સાધુ નથી હોતા તેમ જ દરેક સંસારી પણ નથી હોતા, આમ સંસારની યથાર્થતા બતાવી.

ગુરુદેવનો મહિમા અપાર છે, તે જીવ માત્રના આત્માને જાણે છે અને યોગ્યતા પ્રમાણે જ વૃત્ત દે છે. હવે મારી ખાતરી

થઈ છે કે માત્ર દુઃખ અને ભાવાવેશમાં જ મેં વૃત્ત લીધેલું અને પૂર્ણ બ્રહ્મચર્યપાલનની તાકાત મારામાં હતી જ નહીં.

ગુરુદેવ ભગવાનના દર્શનના બીજે જ દિવસે મારા કાકા ભભૂતમલે લગ્નખર્ચ માટે ત્રણ હજાર રૂપિયા આપવા ઇચ્છા વ્યક્ત કરી, કે જે માટે અગાઉ ના જ પાડેલી, કારણકે ગુંટુરની દુકાનમાં અમો બંનેને નુકસાની આવેલી.

મારી એક નાની બેબી પુષ્પા કે જેના ઉપર અમને બધાંને બહુ વહાલ હતું તે શીતળામાં મરી ગઈ. અમોને ઘણો જ આઘાત લાગ્યો. એવા વખતે ગુરુદેવ ભગવાને દર્શન દઈ સાન્તવના આપી: "પુષ્પા ઉચ્ચ ગતિમાં ગઈ છે." એટલું કહી અંતરધ્યાન થઈ ગયા.

**મારા સ્વ. પુત્રનો ગુરુદેવ સાથે ભેટો :**

શ્રી હીરાચંદ ઓઘડભાઈ બાવીશી, મુંબઈ.

તા. ૧૬–૪–૧૯૭૨ ની રાત્રે સાડા અગિયારે અમદાવાદથી ફોન આવ્યો કે મારો પુત્ર ઇન્દુલાલ જે ચુમાલીસ વરસનો હતો તેની તબિયત સારી નથી અને મને મળવા બોલાવે છે. એટલે હું મુંબઈથી તા. ૧૭–૫–૧૯૭૨ બુધવારે પ્લેનમાં અમદાવાદ પહોંચી ગયો, અને વાતચીત કરી. તેને દમનો રોગ હતો, પણ તબિયત સારી દેખાતી હતી. તા. ૧૮–૫–૧૯૭૨ સાંજના ૩ વાગ્યે તેણે ઘણી ધર્મચર્ચા કરી પણ સંસારની કોઈ વાત ન કરી. પછી એકાએક શ્વાસ વધ્યો અને પાંચ મિનિટમાં જ તેણે દેહ ત્યાગી દીધો.

અમે પિતાપુત્ર બન્ને ગુરુદેવના ભક્તો હતા. તારીખ ૨૮–૫–૧૯૭૨ના દિવસે સવારે ગુરુદેવને પ્રાર્થના કરી કે ઇન્દુલાલના આત્માને શાંતિ આપજો. હું આંખ બંધ કરી તન્મય થઈ ગયો હતો, ત્યાં મારા પુત્રને સાધુવેશમાં જોયો અને પાછળ ગુરુદેવ હતા. આથી હું બરાબર સમજી ગયો કે મારો પુત્ર ગુરુદેવની છત્રછાયામાં જ છે, હું આનંદમગ્ન થઈ ગયો.

**અકસ્માત-દુર્ઘટનાનો પૂર્વ સંકેત :**
**શ્રી શાંતિલાલ વીરચંદ ભગત – અમદાવાદ.**

મુંબઈ બંદર ઉપર વિશ્વયુદ્ધના સમયે જે દુર્ઘટના થઈ હતી તેના પંદર દિવસ પહેલાં ગુરુદેવ ભગવાને પ્રત્યક્ષ આવીને શ્રી પ્રભાશંકર એલ. દવેને આજ્ઞા આપી હતી કે બધા ભક્તોને સૂચના આપી દેજો કે પોતપોતાના વતનમાં ચાલ્યા જાય. તે પ્રમાણે શ્રી પ્રભાશંકરભાઈ દવેએ બધાને સૂચના આપી દીધી હતી. શ્રી દવે હજુ હયાત છે (૧૯૭૩). તેઓ ઘાટકોપરમાં માણેક મહેતાની ચાલમાં રહે છે. તેમણે ચંપકભાઈને કહ્યું હતું અને ચંપકભાઈ મને કહેવા આવ્યા હતા. તે વખતે શ્રી ફૂલચંદ માણેકચંદ શાહના માટુંગાના બંગલામાં હું રહેતો હતો.

હું રોજ બપોરે પ્રિન્સેસ સ્ટ્રીટ જતો. બપોરે દોઢબે વાગે હું નાનાલાલ જગજીવનદાસને ત્યાં બેઠો હતો. ત્યાંથી સામે જ મસ્જિદ બંદર દેખાય છે. ત્યાંથી ભયંકર ધુમાડાના ગોટેગોટા દેખાયા. મેં તુરત જ ફૂલચંદભાઈની મસ્જિદ બંદરની પેઢી ઉપર ફોન કર્યો. તેમણે કહ્યું કે સ્ટીમરમાં વિસ્ફોટ થતાં ફાટી ગઈ છે અને સ્ટીલનો એક લાલચોળ મોટો ટુકડો ઊડીને અમારી પેઢીમાં પડ્યો છે અને આગ લાગી ગઈ છે. આમ કહીને તુરત જ બધા બહાર નીકળી ગયા. પાંચ મિનિટ પછી મેં ફરી ફોન કર્યો પણ બધી ટેલીફોન લાઈનો તુટી ગઈ હતી. તે સમયે ઘણાં મકાનો ધરતીકંપની જેમ હલબલી ઊઠ્યાં હતાં. લોકો બધાં દોડી દોડીને ભાગતાં હતાં. અમે બધાં પણ મકાનમાંથી નીચે ઊતરીને સડક ઊપર ઊભાં હતાં. ત્યાં પણ દસેક મણ વજનનો સ્ટીલનો ટુકડો ઊડીને ફૂટપાથ ઊપર પડતાં બે ફૂટનો ખાડો પડી ગયો.

મેં નાનાલાલભાઈ પાસેથી માટુંગા જવા રજા લીધી. પાયધુની આવીને ટ્રામમાં બેસી માટુંગા પહોંચ્યો. માટુંગાથી પણ જબરજસ્ત વિસ્ફોટ અને ધડાકાઓ સંભળાતા અને દેખાતા હતા, તે વખતે લીલાબેન વગેરે ચિંતાયુક્ત હતાં. તેમની પેઢી

આગળ જે ઘટના બની હતી તેનો ટેલિફોન કરી કહેલું કે અમે આવીએ છીએ. પણ હજુ ઘેર પહોંચ્યા નહોતા એટલે ચિંતા થાય જ ને! લગભગ છસાત વાગે ફૂલચંદભાઈ તથા ઉત્તમચંદ પણ માટુંગા સહીસલામત પહોંચી ગયા.

શ્રી ઉત્તમચંદભાઈને ગુરુદેવે દસ વરસ પહેલાં કહેલું કે તમારી પેઢી ઉપર જબરજસ્ત ફટકો પડશે પણ તમે બચી જશો. ગુરુદેવે કહેલું તેમ જ બન્યું. તે વખતે તેમની પેઢીને લગભગ પંદર લાખ રૂપિયાની નુકસાની થઈ. પણ ગુરુદેવ ભગવાનની કૃપાથી બધા બચી ગયા. ત્યાર બાદ વીરચંદ પાનાચંદની પેઢીની પ્રતિષ્ઠા ઘણી વધી ગઈ.

આ દુર્ઘટનામાં મુંબઈ બંદરગાહના દસપંદર હજાર મનુષ્યોની જીવહાની થયેલી. ગુરુદેવ ભગવાને સ્વપ્નમાં પ્રભાશંકર દવેને કહેલું કે મુંબઇમાં ભયંકર દુર્ઘટના થવાની છે, એટલે બધા ભક્તોને કહી દેજો કે પોતપોતાના દેશમાં ચાલ્યા જાય. પ્રભાશંકરભાઈ મસ્જિદ બંદરમાં જ રહેતા હતા, તે પોતાનો ઓરડો પાઘડી ઉપર વેચીને ચાલ્યા ગયા હતા.

રાજસ્થાનના ૧૯૩૨થી ૩૭ સુધી એજન્ટ ટુ ધી ગર્વનર જનરલ–રેસિડન્ટ તરીકે રહેલા સર જી. ડી. ઓગિલ્વેનાં પુત્રી લેડી બર્ડવુડનો એમ. એમ. કોઠારી (જોધપુર) ઉપર પત્ર:

વેરે લેડી બર્ડવુડ,
૧૨ રોયલ એવેન્યુ મેલસી એસ,
ડબલ્યુ ૩, સ્લોન ૧૭૦૮,
૯ જાન્યુઆરી, ૧૯૬૭.

ડીઅર ડો. કોઠારી,

મારા પિતાજી ઉપર આપે તા. ૨૯ ડીસેમ્બરે લખેલો પત્ર મને મળ્યો છે, અને દિલગીરી સાથે જણાવું છું કે તેઓ છેલ્લા ઓકટોબરમાં મૃત્યુ પામ્યા છે.

તેમ છતાં ય હું પોતે જ તે બાબતમાં ઘણો રસ ધરાવું છું, કારણકે ૧૯૩૭માં હું મારા પિતાશ્રી સાથે હિઝ હોલિનેસ શ્રી શાંતિવિજયજી મહારાજના દર્શને ગયેલ અને ઘણો સમય તેમની પાસે રોકાઈને વાતચીત પણ કરેલી. આ સાંનિધ્યથી મને એટલો બધો રસ પડેલો કે મેં એક ટૂંકો લેખ લખેલો અને તે "બર્મિંગહામ પોસ્ટ" છાપામાં છપાયેલો. તે લેખનું કટીંગ આ સાથે મોકલું છું.

મારા મરહુમ પિતાશ્રી, ગુરુદેવના મોટા ચાહક અને પ્રશંસક હતા, અને જ્યારે જ્યારે તક મળતી ત્યારે ત્યારે માઉન્ટ આબુ ઉપર તેમના સાંનિધ્યનો લાભ લેતા.

યોર્સ સિનસિયરલી,
વેરે બર્ડવુડ.

**ધી ગુરુ–વીઝીટ ટુ એ હોલીમેન:**
બર્મિંગહામ પોસ્ટ. વેરે લેડી બર્ડવુડ.

સંત પહાડ ઉપર પધાર્યા હતા. બજારમાં ઝડપથી સમાચાર ફેલાયા કે ગુરુજી આબુ પધાર્યા છે. થોડા દિવસ માટે તેઓ તેમના અનુયાયીઓને મળવા છૂટા રહેશે, ત્યાર બાદ તેઓ એકાંત ગુફાઓમાં ધ્યાન કરવા પધારશે, કારણકે તે પૂર્વ દેશ હતો એટલે તેમના એકાંતને માન આપશે.

એક દિવસ શિષ્યો–ભક્તોની લાંબી કતારમાં અમે પહાડી રસ્તામાં જોડાયા. અમારી સામે ઊંચું વ્હાઈટ–વોશ કરેલું મંદિર કે જ્યાં ગુરુ બધાને આવકારવા બેઠા હતા તે જોઈ શકયા. રફ પાણાનાં સોએક પગથિયાં ઊંચે તેઓ હતા. પાંચમે પગથિયે અમારો વારો આવવાની રાહ જોતા અમે બેઠાં. પહાડી હવા તાજી અને ચોકખી તથા ઠંડી હતી અને અમે જ્યાં બેઠાં હતાં ત્યાંથી સુપર્બ વ્યુ આવતો હતો. અમો શાંતિથી અને આરામથી બેઠાં હતાં એવામાં પવિત્ર પુરુષને મળવાનો અમારો વારો આવ્યો.

પ્રાચીનતાથી ચાલ્યા આવતા હિન્દુ રિવાજ મુજબ અમારી સામે બે હાથ જોડી ઊભા થઈ અમારો સત્કાર કર્યો. માત્ર થોડી ઘાંસની સાદડી બિછાવ્યા સિવાય ઓરડી સાવ ખાલી હતી. તેમણે અમને બેસવા કહ્યું. વિચિત્ર રીતે અમારા પગ અમારી નીચે ગોઠવીને અમો બેઠા. ઊલટાના તેઓ સરળતા અને સહેલાઇથી તે સાદડી ઉપર અમારી સામે બેઠા.

મારા પિતાશ્રી તેમના ચરણે બેઠા અને ત્યાંની ભાષામાં બંનેએ શાંતિથી વાતચીત કરી. વ્યાવહારિક પ્રેમભરી, શરીર-સ્વાસ્થ્ય અને ઘર સંબંધી, રાજ્યદ્વારી વાતચીત ચલાવી. હું તો સંસારિક ઇચ્છાઓ છોડી, વિશ્વને ત્યાગી દઈ, અલૌકિક શક્તિ મેળવનાર એક અવતારી પુરુષની કીર્તિ અને માન પ્રાપ્ત કરનાર મહાપુરુષને જોઈસાંભળી રહી. એક ખરા યોગી કે જેમને વસ્ત્રમાં પગ ઢંકાય તેવી ધોતી અને તેમના ખુલ્લા ખભાઓને ઢાંકવા એક કાશ્મીરી શાલ અને ચોખ્ખી તાજી હવા સિવાય કાંઈ નહોતું. તેમના માથા અને દાઢીએ જાડા, મજબૂત અને જાણે કે ચાંદીના વાળ ઊગ્યા હોય તે જોઈ સ્તબ્ધ બની ગઈ.

તેઓ મારા તરફ જોઈ ને માત્ર એકબે શબ્દ બોલ્યા, જમણો હાથ ઊંચો કરી હથેળી જમીન તરફ રાખી. "તારી માનસિક શાંતિ ઇચ્છે છે" તેમ મારા બાપુજીએ મને કહ્યું. મને તેમના શબ્દો સમજવામાં મુશ્કેલી પડતી હતી. મેં મારું માથું નમાવ્યું ને આધ્યાત્મિક શક્તિનો પ્રવાહ મારી આસપાસ ફેલાયો.

પાંચદસ મિનિટ અમો ચુપકીદીમાં રહ્યાં. તેમની આંખો બંધ હતી. મને લાગ્યું કે તેઓ ઊંઘી ગયા છે. હળવે હળવે મક્કમપણે અમે એવી સેન્સમાં મુકાઈ ગયાં કે અમે પૂર્ણ સંતોષ, શાંતિ અને આંતરિક આનંદનો ઊભરો અનુભવ્યો અને ત્યારે મને ખબર પડી કે તેઓ ઊંઘી ગયા હતા પણ તેમની આધ્યાત્મિક શક્તિઓ અમારા મગજને આરામ, શાંતિ અને આનંદમાં લાવવા ધ્યાન કરતી હતી.

વિદાયસમયની ક્રિયા બાળક જેવી ઉત્સુકતા ભરેલ હતી. તેમની પાસે પડેલા ફૂલના ઢગલામાંથી પવિત્ર ચંપાનાં પીળાં મીઠી સુગંધવાળાં ફૂલની પાંખડીઓ તેમના હાથમાં રાખી, માથું નમાવી કાંઈ મંત્ર બોલ્યા. પછી આગળ વળી તેમણે થોડી પાંખડીઓ અમારા હાથમાં મૂકી. પછી પાસેના એક વાસણમાંથી થોડી મીઠાઈ લઈ આશીર્વાદ સાથે અમોને આપી. અમને એવો વિશ્વાસ નહોતો કે તેમાં કીટાણુઓ નહીં હોય; છતાં અમે તે ખાધી. અમો ઊભાં થયાં ત્યારે મને અંબરની માળા આપી.

તાજાંમાજાં થઈને અને અંતરના ઉલ્લાસથી જાણે નવજીવન મળ્યું હોય તેવાં આનંદમસ્ત બનીને અમે રસ્તો ઊતર્યાં. પાછળથી મેં માળાના પારા ગણ્યા. તે મારી જે ઉંમર હતી તેટલા (સત્યાવીસ) નીકળ્યા.

**પરમ ભક્તાત્મા સ્વ. ધનકોર માજી :**
મૂળ ગુજરાતી લેખક ભક્ત કિંકરદાસ.

કાઠિયાવાડના હળવદ ગામમાં કાનજી વીરજી નામના ભક્તાત્મા રહેતા હતા. તેઓ વીશા શ્રીમાળી વણિક હતા અને સ્વામીનારાયણ સંપ્રદાયના ચુસ્ત અનુયાયી હતા. તેઓ સુરતમાં ઝવેરાતનો ધંધો કરતા હતા.

તેમને વલુભાઇ નામના પુત્ર અને ધનકોરબેન નામની પુત્રી હતી. ધનકોરબેનમાં નામ પ્રમાણે સુંદર લક્ષણો હતાં, કાઠિયાવાડી સંસ્કાર કે રીતરિવાજનો ખ્યાલ પણ ન હતો.

કાનજીભાઈનું કુટુંબ છેલ્લી સાત પેઢીથી ચુસ્ત સ્વામીનારાયણ હતું. તેમનો આત્મા સુંદર સંસ્કારી ધર્મભાવનામાં ઓતપ્રોત હતો, પ્રત્યેક માણસની સેવા કરવાની તેમજ આદરસત્કાર કરવાની મહાન રીત હતી. તેમને ઘેર આવેલા કોઈ પણ ભૂખ્યા જાતા નહીં. તેમને ઘેર આવેલ કોઈ પણ વ્યક્તિને ખ્યાલ પણ ન આવે તેવી રીતે ભોજનનો થાળ એકાએક તેની

સામે મુકાઈ જતો. ભોજનસમય સિવાય આવેલાઓને લાડવો તથા સેવ અનન્ય ભાવથી પીરસાતાં.

ધ્રાંગધ્રાના પુરુશોત્તમ નામના એક યુવક સાથે ધનકોરબેનનાં બાર વરસની ઉંમરે લગ્ન થયેલાં, અને બે વરસમાં જ રંડાપો આવ્યો. તેમનું હૃદય, ભક્તિભાવમાં ઓતપ્રોત થઈ ગયું. તેમને સ્વામીનારાયણના ગ્રંથો જિવ્હાગ્રે હતા.

મારા નિવાસસ્થાન નજીકમાં જ ધનકોર માજી રહેતાં હતાં. તેમની સાથે સહજમાં પરિચય થયેલો. પિતાજી માફક જ સર્વેને નાસ્તો કે ભોજન આપતાં. મારાં માતુશ્રી કરતાં પણ વધારે પ્રેમભાવ અનુભવાતો. એક વખત છાપામાં તેમને વંચાવ્યું કે "આબુના યોગી શાંતિવિજયજીની ભવિષ્યવાણી છે કે રાજદ્વારી કેદીઓને આઠ જ દિવસમાં મુક્ત કરવામાં આવશે અને સમાધાનરૂપમાં "ગાંધી ઈરવીન પેક્ટ" થશે તેની જાહેરાત તારીખ ૪–૩–૧૯૩૧ના રોજ થશે."

આ સમાચાર સાંભળતા યોગીરાજ પ્રત્યે ભક્તિભાવ જાગ્યો, અને દર્શન કરવાની તાલાવેલી થઈ. હું એક વકીલના ગુમાસ્તા તરીકે કામ કરતો અને ઉનાળાના વેકેશનમાં દર્શનાર્થે જવાનો હતો. તેમણે મારી સાથે આવવા નિશ્ચય કર્યો.

એવામાં જ એક રાત્રે ધનકોરબેનને સ્વપ્ન આવ્યું, જેમાં ગોકુળ, મથુરા આદિ તિર્થનાં દર્શન થયાં અને તેમાં અધ્યક્ષસ્થાને એક મહાત્મા બિરાજેલા હતા. સવારે તેમણે મને સ્વપ્નની વાત કરી. અત્યાર સુધી તેમણે ગુરુદેવનો ફોટો પણ જોયો ન હતો. મેં તેમને ગુરુદેવનો ફોટો બતાવતાં તે બોલી ઊઠ્યાં કે આમનાં જ મને દર્શન થયાં હતાં. તે સાક્ષાત સ્વામીનારાયણ જ છે.

વેકેશન પડતાં જ હું, મારી બા તથા ધનકોર માજી સાથે આબુ ગયાં. ત્યારે ગુરુદેવ આબુ રોડની ધર્મશાળાની મેડી ઉપર

નિવાસ કરતા હતા. અમે ત્રણે ત્યાં પહોંચતાં જ પ્રણામ કર્યાં. જાણે અમૃત ઝરતું હોય તેમ અમારું અંતર પ્રફુલ્લિત થયું. અમને એમ થયુ કે જાણે અમે અપૂર્વ સ્વર્ગમાં જ આવ્યા છીએ. આ દૈવી સ્વર્ગમાં યુરોપીઅન, મુસ્લિમ, પારસી, વૈષ્ણવ, બ્રાહ્મણ વગેરે બધી જાતિઓના માણસો બેઠેલા હતા. સર્વને લાગતું કે સામે સાક્ષાત ઈશ્વરનો અવતાર જ બેઠેલા છે.

ગુરુદેવે ધનકોર માજી તરફ જોયું અને પોતાની સામે બોલાવી બધાને કહ્યું કે આ બાઈએ ભગવાન સ્વામીનારાયણ તરીકે જ મારો સ્વીકાર કર્યો છે. આવી પવિત્ર ભોળી બાઈ મળવી મુશ્કેલ છે.

ગુરુદેવ આબુ રોડથી ઋષિકેશ પધાર્યા. અમો ત્રણે ય ત્યાં ગયાં. ત્યાં એક શિવાલય છે, પહાડી અને ભયંકર જંગલ છે. તેમાં વાઘ, સિંહ, આદિ જંગલી જનાવરો ઘણાં છે. એવા વિકટ સ્થાનમાં વરસો પર્યંત મૌન, તપશ્ચર્યા અને ધ્યાનમાં રહ્યા છે.

ત્યાં શિવાલયના રંગમંડપમાં અમે રહ્યાં. ત્યાં ભીડ ઓછી હોવાથી અમોને દર્શનનો ઘણો લાભ મળ્યો. જે જે પ્રકારના ભાવ અમારા હૃદયમાં આવે તેવાં તેવાં વિવિધ રૂપ દર્શન થતાં પણ થોડા જ દિવસમાં ત્યાં પણ મેળા જેવું થઈ ગયુ.

વેકેશન પૂરું થતાં જ અમદાવાદ જવાનો સમય આવી ગયો. આ દૈવી સ્વર્ગથી છૂટું પડવું ઝેર સમાન હતું પણ ઉદર-નિર્વાહ માટે જવું પડે તેમ હતું. યોગીરાજશ્રીએ આદેશ આપ્યો કે તારે આ ધનકોરબેનની ખબર રાખવાની છે. જ્યારે જ્યારે તું અહીં આવ ત્યારે તેમને સાથે જ લઈ આવજે.

ત્યાર બાદ આગળ ઉપર ધનકોરબેને શેષ જીવન ગુરુદેવ અને ગુરુદેવના દેહવિલય પછી પણ આબુમાં જ વિતાવ્યું. અને ૨૦૦૫ના ચૈત્ર વદી તેરસના રોજ પ્રાતઃકાળે આબુ–દેલવાડામાં દેહ છોડ્યો.

તેઓએ અખંડ દીપક જીવનના અંત સુધી રાખેલો.

ધન્ય હો, અગણિત વંદન હો તે પુણ્યાત્મા મીરાદેવી ધનકોર માજીને.

**અનોખું જીવતદાન :**
**શ્રી ઉમરાવચંદ સિંઘવી, જોધપુર :**

ગુરુભક્ત શ્રી પુખરાજજી ખીંવસરા મને પોતાનો નાનો ભાઈ સમજતા હતા. અમે પડોશી જ છીએ. ગુરુદેવ ભગવાનનાં દર્શન કરવા પણ અમે સાથે જ જતા. તેમની તબિયત એક વાર અચાનક ખરાબ થઈ ગઈ, દેખાવ અંત જેવો હતો. હું તરત જ તેને ઘેર ગયો અને ગુરુદેવ ભગવાનનો વાસક્ષેપ લગાવ્યો. તેને જરા સારું થયું પણ થોડી વાર પછી શાંતિથી ચિરવિદાય લીધી.

એક વખત સ્વપ્નમાં ગુરુદેવ સાથે જ પુખરાજજીનાં દર્શન થયાં. મેં તેમને પૂછ્યું કે મને ક્યારે બોલાવી લો છો? તેમણે કહ્યું કે ત્રણ વરસ પછી. ગુરુદેવ ભગવાને કહ્યું કે ૭૧નો ચૈત્ર. ત્યાર બાદ ગુરુદેવે ફરી સ્વપ્નમાં દર્શન દીધાં અને એકસાથે એકદોઢ કલાક સુધી માથે હાથ ફેરવ્યા કર્યો.

ફાગણ સુદી ૧૩ના રોજ રવાના થઈ હું માંડોલી ગયો. આખો ચૈત્ર મહિનો હું માંડોલી જ રહ્યો તે દરમિયાન ઘેર મારા પુત્ર શાંતિચંદની ધર્મપત્ની શોભાને ગુરુદેવનાં દર્શન થયાં. સ્વપ્નમાં જોયું તો સેંકડો સફેદ દાઢીવાળા સંતો ગુરુદેવ પાસે આવ્યા છે અને ગુરુદેવ તેમને પોતે લાડવા આપે છે. શોભાએ ગુરુદેવને પૂછ્યું કે આ શું છે? ગુરુદેવે કહ્યું કે આ બધું તારા સસરાજી માટે કરું છું. હું તો તે દિવસોમાં માંડોલી જ હતો. વૈશાખ વદ ત્રીજના રોજ હું જોધપુર ગયો ત્યારે મેં બધી વાત સાંભળી.

આમ ગુરુદેવે મને જીવતદાન આપ્યું. તેમની કૃપાનો પાર નથી. મારામાં એટલી ભક્તિ નથી, તોપણ ગુરુદેવ ભક્તની

કેટલી રખવાળી કરે છે તે યાદ આવતાં આંખમાં આંસુ આવે છે,
ભગવાનની આપણા ઉપર સદા કૃપા રહે છે, માત્ર આત્મા જ
તેમને સમર્પિત કરવાનો રહે છે. "સદ્‌ગુરુદેવની જય"....

જોધપુર વિશ્વવિદ્યાલય યુનિવર્સિટીના દર્શન-
વિભાગના શ્રી ભાંગીમલ કોઠારી લખે છે કે :

મારા પિતાજી ગુરુદેવના ભક્ત હતા. ઓક્ટોબર ૧૯૪૪માં
મૃત્યુશૈયા પર હતા. ગુરુદેવ એક વરસ પહેલાં ૧૯૪૩માં નિર્વાણ-
પદને પામેલા. મારા પિતાએ દેહ છોડવા પહેલાં ગુરુદેવનાં દર્શન
કર્યાં અને કહ્યું કે જુઓ ગુરુદેવ પધારે છે, મારો અંતસમય
આવી ગયો છે.

જ્યોર્જ જુટજેલર, સ્વીટ્ઝર્લેન્ડ :

ગુરુદેવ નિર્વાણપદને પામ્યા પછી તેમના વિરહમાં હું ગાંડા
જેવો થઈ ગયો હતો ત્યારે ગુરુદેવે કહ્યું: "જ્યોર્જ, શાંતિ ઇઝ
ગ્રેટ યોગ." (અર્થાત : શાંતિ એ જ મહાયોગ છે.) આ સાંભ-
ળતાં જ મને અપૂર્વ શાંતિ પ્રાપ્ત થઈ.

વળી ગુરુદેવે કહેલું: "આઇ વિલ નોટ કમ એટ યોર સ્વીટ
વીલ, બટ વ્હેન નેસેસરી આઇ વિલ કમ." (અર્થાત : હું તારી
ઇચ્છાએ નહીં આવું પણ જ્યારે જરૂર હશે ત્યારે હું આવીશ.)

એકવાર એટલી બધી ગીરદી હતી કે દર્શન થતાં નહોતાં.
એવામાં હું પાંચ–છ ફૂટ ઊંચો થઈ ગયો, બધા મારાથી નીચા
દેખાયા, અને મને દર્શન થયાં.

સને ૧૯૬૧ના જુલાઈ માસમાં તેમણે હીરાચંદ ગુલેચ્છાને
તા. ૧૭ના રોજ પત્ર લખેલો કે :

આઈ હેવ ગુડ મેડીટેશન. આઈ સો ગુરુદેવ વન્સ. હી કેઇમ
ઇન હીઝ એસ્ટ્રલ બોડી, ક્રીસ્ટલ લાઇક. ધી મેનેજર તારાચંદ
ઓલ્સો ગોટ એ દર્શન આફ્ટર ટેન યર્સ. (મને ગુરુદેવનાં
દર્શન થયાં. ધ્યાનમાં સારી પ્રગતિ થાય છે. ગુરુદેવનું આખું

શરીર આરપાર અને ચળકતું દેખાય તેવા સ્વરૂપમાં હતું. મેનેજર તારાચંદને પણ દસ વરસ પછી દર્શન થયાં).

યતિશ્રી પ્રેમસુંદરજીએ લખેલું કે :

જોધપુર સ્ટેટમાં લોહાવટ ગામના રહીશ શ્રી અગરચંદજી વૈદના પુત્ર નથમલજીને રાયપુરમાં પોખતા (ચુડેલ)નો ખલો પડેલો. રોજ રાતે બાર વાગે દેખાતી. જ્યારે જ્યારે તે આવતી ત્યારે નથમલજીના રોમ રોમ ઊભા થઈ જતા અને પાસે બેઠેલાઓ એકાએક નિદ્રાવશ થઈ જતા. કોઈ કોઈ વખત ગુલાલ લગાડી જતી, કોઈ વખત હાથે લીંબુ બાંધી જતી. તે તેને કહેતી કે એક વચન દઈ દે. જવાબમાં ના કહેવા છતાં અને આવવાની ના પાડવા છતાં આવ્યા જ કરતી. એક વખત તો તેને સોનાની મહોર દઈ ગઈ અને કહ્યું તને જે જોઈએ તે દઈશ પણ મને વચન દઈ દે કે હું કહું તેમ કરીશ. તેણે બધી વાત ઘરમાં કરી. પછી ઘણાં પાસે ગયા પણ કોઈનું કંઈ ચાલ્યું નહીં, અને શરીર સુકાવા લાગ્યું. મેં ગુરુદેવ શાંતિવિજયજીના શરણે જવા કહ્યું એટલે ગુરુદેવ પાસે ગયા. તેમણે કહ્યું કે આજે રાત્રે જો તે આવે તો તેને કહેવું કે "શાંતિવિજયજીનો હુકમ છે કે કાલથી નહીં આવતી." રાતે તે આવતાં ગુરુદેવનો હુકમ સાંભળીને જ નિરાશ થઈ ચાલી ગઈ અને આજ સુધી આવી નથી.

શ્રી કૃષ્ણચંદ્રજી, જાલના :

જાલનાની પ્રસિદ્ધ પેઢી મેહકરણ મગનીરામના માલિક શ્રી કૃષ્ણચંદ્રજી ૧૯૩૪માં ગુરુદેવના દર્શને આવ્યા હતા. ત્યાર બાદ ૧૯૪૩ સુધી અવારનવાર આવતા હતા. તેઓ કહે છે કે :

મારા જીવનમાં સર્વપ્રથમ ગુરુદેવનાં દર્શનનો અપૂર્વ લાભ કેશરિયાજી પાસે મદાર ગામે થયો હતો. મેવાડ રાજ્યમાં દીવાન સુખદેવપ્રસાદજીના મનાઈ–હુકમ છતાં પોતાની અપૂર્વ દિવ્યશક્તિથી મેવાડમાં ગયા, જેની ખબર સરહદે ગોઠવેલી મિલિટરીને પણ ન પડી.

ઉદયપુર પહોંચતાં જ તેમના દર્શને સમસ્ત ભારતમાંથી સ્પેશ્યલ ટ્રેનોમાં ઉદયપુરમાં જબરજસ્ત માનવમેદની આવી પડી. તે વખતે નેપાળના નરેશ પણ સ્પેશ્યલ ટ્રેનમાં આવતા. તેઓ રાજ્યના મહેમાન ન થતાં ભક્તોની મહેમાનગતિ સ્વીકારેલી. એક મહિનામાં ઉદયપુરના મહારાણા ભોપાળસિંહજીએ ગુરુદેવની પ્રતિજ્ઞા પૂર્ણ કરાવવા તેમના મોતીમહેલમાં સ્વહસ્તે પારણાં કરાવી ન્યાય આપ્યો, આથી દીવાન સુખદેવપ્રસાદજીને દેશવટો મળ્યો.

ગુરુદેવ કેસરિયાજી પહોંચી ગયા. ત્યાંથી બીજેત્રીજે દિવસે પાછા ફરતાં વિહારમાં હું સાથે ને સાથે જ હતો. વિહારમાં ગુરુદેવે રસ્તામાં પ્રસાદ ગામે રાજ્યના બંગલામાં વિરામ કર્યો હતો. હું પણ ત્યાં જ હતો. ગુરુદેવ જે ઓરડામાં ઊતરેલા તેનાં બારીબારણાં કાચનાં હતાં. ઓરડીમાં બત્તી નહોતી—અંધારું જ હતું. અમે ઓસરીમાં હતા. રાત્રે બાર વાગે શાસનદેવતાઓ ગુરુદેવના દર્શને આવ્યા, તે સમયે આકાશની વીજળી જેવો પ્રકાશ ઓરડામાં થયો—અને અર્ધા કલાક બાદ દેવતાઓએ વિદાય લીધી. ત્યારે ફરી અંધારું થઈ ગયું. ત્યારે જ અમને ખબર પડી કે દેવતાઓ ગુરુદેવ પાસે અવારનવાર આવે છે. ગુરુદેવના નિર્વાણને આજે ઓગણચાલીસ વરસ થઈ ગયાં છે પણ તેઓ સમય સમય ઉપર ભક્તોની રક્ષા અને સહાયતા કરે છે.

શ્રી વચ્છરાજજી ભણશાળી, જોધપુર :

તેઓ જોધપુરનિવાસી છે. ગુરુદેવના પરમ ભક્ત છે. બંગાળ અને મુંબઈમાં મોટી ફર્મો કુશળતાપૂર્વક ચલાવે છે. જોધપુર પી. ડબલ્યુ. ડી.ના કેશીયર પણ હતા. તેમણે ગુરુદેવનાં પ્રથમ દર્શન બામણવાડામાં કરેલાં ત્યારે તરત જ ગુરુદેવે પૂછ્યું: "જોધપુરથી પાંચ દિવસની રજા લઈને આવ્યો છે ને? જતી વખતે રજા લઈને જજે." તે પ્રમાણે આશીર્વાદ લઈ જોધપુર ગયા.

જોધપુરમાં ભોપાલચંદજી લોઢા પી. ડબલ્યુ. ડી.માં મોટા ઓફીસર હતા. વચ્છરાજજી તેમની નીચે કામ કરતા હતા. ગુરુદેવે તેમની સાથે કહેવરાવ્યું હતું કે તેમનો સમય હવે ખરાબ આવે છે તો સાવધાનીથી કામકાજ કરવું.

જોધપુરના જૈતરાજજી મુણોત ગુરુદેવના દર્શને ગયેલા. તેમણે પોતાના નિવાસસ્થાનનો અનુભવ નીચે પ્રમાણે કહ્યો:

હું જ્યારે ગુરુદેવના દર્શને ગયેલો ત્યારે કલકત્તાના આનંદ-ચંદજી શ્રીપાણી પણ આવેલા. તેઓ ગુરુદેવ પાસે આવનારા-ઓનું ચા–નાસ્તાથી સ્વાગત કરતા હતા. તેઓએ મને પોતાની પાસે રાખ્યો.

ગુરુદેવ સંધ્યા–આરતિ પછી બહાર જંગલોમાં જતા હતા. મેં અને આનંદજીએ એક દિવસ નક્કી કર્યું કે ગુરુદેવ રોજ ક્યાં જાય છે તે જોઈએ. એટલે અમો પણ તેમની પાછળ ગયા. રાત પડી ગઈ. ગુરુદેવ પહાડી અને જંગલમાં અદૃશ્ય થઈ ગયા. અમો તેમને શોધતા રહ્યા પણ દેખાયા નહીં. એટલામાં અમે વાઘની ગર્જના સાંભળી. રાતના બાર થવા આવ્યા હતા. અમારા તો હોશકોશ ઊડી ગયા. એટલામાં ગુરુદેવને પહાડના શિખર ઉપર બેઠેલા જોયા. ગુરુદેવે અવાજ દીધો: "કોણ છે? અહીં આવી જાઓ." અમો ગુરુદેવની પાસે જઈ બેઠા. ગુરુદેવની પાસે બે વાઘ બેઠા હતા. ગુરુદેવ સામું જોઈએ ત્યારે ધીરજ વળે અને વાઘ સામું જોઈએ ત્યારે ફફડાટ થાય. પાંચ કલાક ઘણી બીકમાં કાઢ્યા. પરોઢના ચાર વાગે વાઘ જંગલમાં ચાલ્યા ગયા. ગુરુદેવ પણ ત્યાંથી ઊભા થયા. અમે તેમની પાછળ પાછળ દેલવાડા પહોંચ્યા. ગુરુદેવ કાંઈ બોલ્યા નહીં.

શ્રી શાંતિલાલ વીરચંદ ભગત, અમદાવાદ:

તેઓ અમદાવાદમાં રતનપોળમાં રહેતા હતા. ઘણાં વરસો ગુરુદેવના સંપર્કમાં ગાળેલાં છે. સંવત ૧૯૯૩માં ઘણા મહિના

સુધી અચળગઢ ગુરુદેવ પાસે રહેતા. તેઓ ઘણા નિર્ભય અને સ્પષ્ટ વક્તા હતા. તેમના વધારાના અનુભવો. (લે. શ્રી હીરાચંદ ગુલેચ્છા.)

ગુરુદેવ ભગવાનનાં સૌથી પ્રથમ દર્શન મને સં. ૧૯૮૪માં માઉન્ટ આબુ ઉપર લીંબડી નરેશના બંગલામાં થયેલા. હું ગુરુદેવના દર્શનની પ્રતીક્ષા કરતો નીચે ઊભો હતો. ત્યારે ઉપરથી "આવો ભગતજીનાં પુત્ર" એમ કહી બોલાવ્યો. હું આશ્ચર્યચકિત થઈ ઉપર ગયો. દર્શન કરતાં જ મને એટલો આનંદ થયો કે સાક્ષાત પરમાત્માનાં જ દર્શન કર્યાં હોય.

મારા ઉપર એક ખોટો કેસ ચાલતો હતો. ગુરુદેવે કહ્યું કે મામૂલી દંડ થશે. હું સમજી ગયો કે હું નિર્દોષ નહીં છૂટું.

ચુકાદો નજદીક આવતો ગયો તેમ તેમ હું ગુરુદેવને પ્રાર્થના કરતો હતો કે હું નિર્દોષ છું. આપ એટલી કૃપા કરો કે હું બચી જાઉં. ગુરુદેવે કહ્યું કે તારા પર ખૂનનો આરોપ આવવાનો છે તો તારે તેમાંથી બચવું છે કે દંડમાંથી? ખૂન કેસમાંથી હું બચાવી દઈશ.

તે પ્રમાણે મને તે કેસમાં થોડો દંડ થયો પણ ખૂન કેસમાં મને આબરૂભેર બચાવી દીધો. આ પ્રમાણે ગુરુદેવ ભગવાને ભક્તનો બચાવ કર્યો.

પહેલાં પહેલાં હું મહિનામાં ત્રણચાર વખત ગુરુદેવ પાસે જતો પણ કોઈ વખત રાત રોકાયો ન હતો. ઈ. સ. ૧૯૩૧માં જ્યારે હું ગુરુદેવ પાસે ગયો, ત્યારે ગુરુદેવે ફરમાવ્યું કે કાલે જજે. જેથી હું ત્યાં રાત રોકાયો. તે રાત્રે લગભગ દસ વાગ્યે મને ગુરુદેવે બોલાવ્યો, ત્યારે તેમની પાસે એક ઘણા વૃદ્ધ સજ્જન હતા. ગુરુદેવ તેની સાથે ભવિષ્ય સંબંધી વાત કરતા હતા; એટલે મેં કહ્યું કે ગુરુદેવ, ભગતસિંહને ફાંસી મળવાની છે તો તેને બચાવો. ત્યારે ગુરુદેવે કહ્યું કે ભગતસિંહના એક એક લોહીના ટીપામાંથી અનેક વીર પુરુષો ઉત્પન્ન થવાના છે.

એકવાર ગાંધીજીને જેલમાં પૂર્યા હતા. મેં ગુરુદેવને કહ્યું કે ગાંધીજીને છોડાવો, ગુરુદેવે મને પૂછ્યું કે તું જ કહે કે તે ક્યારે છૂટે? મેં કહ્યું કે આપના જન્મદિન–મહા સુદી પાંચમે.

પણ ગાંધીજીને છોડી મૂકે તેવાં કોઈ ચિન્હ દેખાતાં ન હતાં, તેથી મેં મારા વર્તુલમાં જણાવેલું એટલે તે બધા મારી મશ્કરી કરતા હતા, કારણકે વસંત પંચમીને એક જ અઠવાડિયું બાકી હતું પણ મહા સુદી ચોથની રાત્રીના ત્રીજા પહોરે લગભગ ત્રણ વાગે સમાચાર મળ્યા કે ગાંધીજીને છોડી મૂક્યા. વસંત પંચમીએ બધાં છાપાંઓમાં આ ખબર છપાયા ત્યારે મારા મિત્રોએ પૂછ્યું કે આ વાતની તને ખબર કેમ પડી? મેં કહ્યું-કે શાંતિસૂરિ ભગવાને ફરમાવેલું. આમ ગુરુદેવ પોતાના મોઢે ન કહેતાં પ્રશ્નકર્તાના મુખથી જ કહેવરાવી દેતા.

સં. ૧૯૯૧ની વાત છે. ગુરુદેવ માર્કંડેશ્વરમાં અચળદેવસૂરિની પાટ ઉપર બિરાજેલા હતા, ત્યાં લગભગ વીસપચીસ ભક્તો હતા. બધાની રૂબરૂ ગુરુદેવે શેઠ પ્રતાપસિંહ મોહનલાલભાઈને કહ્યું કે શેઠ માણેકલાલ મનુભાઈ, જૂનામાં જૂની કાપડની મિલ "ગુજરાત જીનીંગ"ના માલિકને તમે પોતે અગર બીજા મારફ્ત સમજાવીને સટ્ટો કરવો બંધ કરાવી દો. સટ્ટાથી જેટલી લક્ષ્મી મળવાની હતી તેટલી મળી ગઈ.

ફરી સંવત ૧૯૯૩ની નાતાલ વખતે શ્રી ભક્કમભાઈ "રાયચંદ" ગુરુદેવ પાસે આવેલા ત્યારે તેને તો કહ્યું કે હમણાં ને હમણાં જ તું મુંબઈ જા અને માણેકલાલ શેઠનો સટ્ટો બંધ કરી સોદો બરાબર કરાવી દે, નહીંતર તેની આબરૂ રહેવાની નથી. તુરત જ ભક્કમભાઈ ગયા અને ૨૪ ડીસેમ્બરના રોજ સોદો બરાબર કરાવી દીધો. અઠવાડિયામાં જ ભાવ ૭૦૦ રૂપિયા વધી ગયા. જો ગુરુદેવે તેમ ન કરાવ્યું હોત તો શેઠની શી દશા થાત?

શ્રી ઉમેદરાજ મહેતા, જોધપુર :

સને ૧૯૩૩ની અખાત્રીજે મારાં મામીશ્રીનો પત્ર આવેલો કે તેઓ બામણવાડા આવ્યા છે, સત્તર વરસથી મળ્યા નથી તો મળવા આવો. મારી બાના આગ્રહથી અમે ગયાં. મારી બા તથા મારી પત્ની પણ સાથે હતાં. ત્યાં પહોંચતાં જ મને કહ્યું કે ગુરુદેવનાં દર્શન કરી આવો. ગુરુદેવથી હું તદ્દન અપરિચિત હતો તોપણ ત્યાં જતાં જ જાણે જૂની ઓળખાંણ હોય તેમ કહ્યું: તું તો આપણો જ છે, તારા બાપુ પોકરણ દરબારના કારભારી છે. મારે સાત દિવસની જ રજા હતી. છઠ્ઠે દિવસે મારા મામાની દીકરીના વર અજીમગંજના રાજા વિજયસિંહજીનો તાર મળ્યો કે તેમના દર્દે ઊથલો માર્યો છે. મામીએ કહ્યું કે ગુરુદેવને વિનંતી કરો. તાર મારા ખિસ્સામાં જ હતો અને ગુરુદેવ પાસે જતાં જ તેમણે કહ્યું: "કેમ, તાર આવ્યો છે ને? દર્દે ઊથલો માર્યો છે. રાજા વિજયસિંહને લખી નાખો કે રાત-દિન ધ્યાન કરે."

પત્ર લખ્યો તે સાંજે ગુરુદેવનાં દર્શન ન થયાં. સવારે દર્શન કરતાં જ કહ્યું: "કેમ કાગળ લખ્યો ને? તે સમજી જશે." હું તે જ દિવસે જોધપુર ગયો તો ત્યાં ખબર મળ્યા કે રાજા વિજયસિંહજી મૃત્યુ પામ્યા છે.

ત્યાર બાદ ૧૯૩૩ના ઓકટોબર મહિનામાં નવરાત્રી વખતે હું ફરી દર્શને ગયો. એક અઠવાડિયું રોકાયો ત્યારે અનાહત નાદનો અનુભવ થયો. તે સમયે ગાંધીજીના એક મંત્રી મણિલાલ કોઠારીને ગાંધીજીએ ત્યાં મોકલેલા.

૧૯૩૪માં જ્યારે ગુરુદેવ ઉદયપુર હતા ત્યારે ફરી દર્શને ગયેલો. ગુરુદેવના ૨૭મા ઉપવાસે ભક્તો ચિંતા કરતા હતા ત્યારે તેમણે કહેલું કે બાર વરસ સુધી તો હું હવા ખાઈને પણ જીવી શકું છું તો ચિંતા કરવી નહીં. ઉદયપુર મહારાજા

ગુરુદેવનાં દર્શન માટે બહુ ઉત્સુક છે તેમ રાજદૂત કહી ગયો. ગુરુદેવે કહ્યું કે મહારાણા સાંજે ૭ વાગે દર્શન માટે આવે. મહારાણાએ દર્શન કરતાં કહ્યું કે આ ચોમાસું અહીં કરો. ગુરુદેવ કાંઈ બોલ્યા નહીં પણ બીજે જ દિવસે ઉદયપુરથી વિહાર કરી ગયા.

ત્યાર બાદ ૧૯૩૪માં નાતાલમાં હું મારા પિતાશ્રી સાથે માર્કંડેશ્વરમાં ગુરુદેવનાં દર્શન કરવા ગયો. મારી બાને પણ ગુરુદેવનાં દર્શન કરવાની હોંશ હતી પણ ઠંડી અને જંગલને હિસાબે સાથે લીધાં નહીં. દર્શનની તાલાવેલીમાં સવારે માળા ફેરવતી હતી ત્યારે પૂર્વ દિશાના આકાશમાંથી ગુરુદેવે પધારી મારી માને દર્શન દીધાં, તે વાતની અમો પાછા ઘેર ગયા ત્યારે ખબર પડી. માર્કંડેશ્વરમાં ગુરુદેવે મારી માના ખબર પૂછતાં મેં પૂછ્યુ કે હું જઈને તેડી આવું? તો "થઈ ગયે, થઈ ગયે" એમ કહેલું તે ઘેર ગયા પછી સમજાયું.

મારો એક મિત્ર પણ મારી સાથે માર્કંડેશ્વર આવેલો. તેણે કહ્યું કે માળામાં ચિત્ત લાગતું નથી, એટલે ગુરુદેવે તેના માથા ઉપર હાથ રાખ્યો. ઘેર પાછા જતાં જ તેને પણ અનાહત નાદ સંભળાવો શરૂ થઈ ગયો.

૧૯૩૫માં હું મારી પત્ની સહિત બામણવાડા દર્શને ગયેલો, મારાં બા પાછળથી આવી ત્યાં ભેગાં થવાનાં હતાં. મારા સસરા સમ્પરાજજી ભંડારી પણ આવ્યા હતા: તેમણે દર્શન કરતાં કહ્યું કે ગિરનાર પર્વત ઉપર રાજુલની ગુફામાં ૧૯૨૫માં ગુરુદેવનાં દર્શન કર્યાં હતાં અને એક કામળી મોકલવા કહ્યું હતું એટલે ગુરુદેવે તે વાત અટકાવી દીધી.

ગુરુદેવ ભગવાને મારા હાથે ગાંધીજીને તેમના પત્રનો જવાબ લખાવેલો. મારી હાજરીમાં ત્રણ વખત ગાંધીજીએ શ્રી મણિલાલ કોઠારીને કાગળો લઈ રૂબરૂ ગુરુદેવ પાસે મોકલેલા.

**દર્શનની પ્રતીક્ષા :**

શ્રી રતનબેન, જયપુર :

જ્યારે હું બે વરસની હતી ત્યારે (એકાવન વરસ પહેલાં) મને ટાઈફોઈડ થયેલો, અને દરદ વધીને છેલ્લી ઘડીએ પહોંચેલ ત્યારે એક બાઇ મારી ખબર કાઢવા આવેલી. તેણીએ કહ્યું કે આબુના યોગીરાજ શાંતિવિજયજીનાં દર્શન કરાવવાથી સાજી થઈ જશે. ડોકટરોએ તો આશા છોડી જ દીધી હતી.

આથી મારી દાદીમાએ ગુરુદેવને પ્રાર્થના કરી કે જો આ સાજી થઈ જશે તો જરૂર આપનાં દર્શન કરાવીશ. તુરત જ મારી આંખો ઊઘડી ગઈ, પાણી પીધું અને હું બે દિવસમાં સાવ સાજી થઈ ગઈ. ત્રીજે જ દિવસે મને ગુરુદેવનાં દર્શન કરાવવા માટે લઈ ગયા. ત્યારથી અમારા ઘરનાં બધાંને ગુરુદેવ ઉપર ભગવાન જેટલી જ શ્રદ્ધા થઈ ગઈ અને ગુરુદેવ ભગવાન પણ અમારી સદા સંભાળ રાખે છે. સર્વ ગુરુભક્તોને મારા જય ગુરુદેવ.

શ્રી જયચંદ મહારાજ, આકોલા :

મેં ગુરુદેવ ભગવાનનાં દર્શન ઉદયપુરમાં કરેલાં. ગુરુદેવ ભગવાન ઉદયપુરથી ચાર ગાઉ દૂર એક નાના ગામડામાં હતા. મેડી પણ ઘણી જ નાની હતી અને જનમેદની એટલી બધી હતી કે દરેકને અરધી મિનિટનો સમય માંડ મળે.

મારો વારો આવ્યો ત્યારે ગુરુદેવે મારા ઉપર ઘણી જ ભાવપૂર્ણ દૃષ્ટિ કરી અને મને અપાર શાંતિ મળી. મારી ઘણી બીમારીઓ આપોઆપ મટી ગઈ. બધા ગયા પછી એકાંતમાં મળ્યા ત્યારે ફરમાવ્યું કે દુઃખના પ્રસંગમાં "ૐ શાંતિ"ના મહામંત્રનો જાપ કરવો. ત્યાર બાદ મારી બધી ઇચ્છાઓ અશક્ય હોવા છતાં ફળીભૂત થઈ.

મારી હાજરીમાં જ નેપાળના મહારાણા ગુરુદેવનાં દર્શન કરવા આવ્યા ત્યારે તેમણે તેમનાં માતુશ્રીની બીમારી વિશે

પૂછેલું. ગુરુદેવે તેમને વાસક્ષેપ આપી કહ્યું કે શુદ્ધ જળમાં આ નાખી તે પાઈ દેજો. નેપાળ મહારાણાએ ગુરુદેવને "નેપાળ રાજ્યગુરુ"ની પદવી આપી હતી અને તેઓ ગુરુદેવને સાક્ષાત પશુપતિનાથ તરીકે જ માનતા હતા.

શ્રી માસ્તર શામજીભાઈ, પાલીતાણા :

મને ૧૯૩૫માં સર્વપ્રથમ ગુરુદેવનાં દર્શન થયાં હતાં. મને દીક્ષાની ભાવના હતી પણ ગુરુદેવે ફરમાવ્યું કે દીક્ષાનો યોગ નથી. ઓસિયાની નોકરી છોડવી નહીં. ગેનમલજી વૈદ ફલોદીવાળાને હું બામણવાડજી લઈ ગયો. ગુરુદેવે કહ્યું: "સટ્ટા કભી બટ્ટા લગા દેગા. સટ્ટો બંધ કરો." પણ તે સટ્ટાનો જ જીવ હતો તો કેમ છોડે? ગુરુદેવે કહ્યું: પરદેશમાં તમારે લેણું છે. ગુરુદેવનો આશીર્વાદ લઈ તે મદ્રાસ ગયા. ત્રણ માસમાં સિત્તેરથી એંશી લાખ કમાયા. ગુરુદેવે ફરી ફરમાવ્યું કે સટ્ટો બંધ કરો. પણ તેમણે માન્યું નહીં અને બધું ગુમાવ્યું.

એકવાર હું બામણવાડજી ગયેલો. મને સખત તાવ આવેલો. માંડ માંડ દર્શન કરવા પહોંચ્યો. ગુરુદેવનો હાથ અડતાં જ તાવ ચાલ્યો ગયો અને સ્ફૂર્તિ આવી ગઈ.

પાલીતાણામાં ઓસિયાની બ્રાંચ કરવા ગુરુદેવે આશીર્વાદ આપતાં આજ પર્યંત બ્રાંચ ચાલે છે, દાનનો પ્રવાહ ચાલુ છે.

એકવાર હું અચળગઢ ગયો. મારી સાથે ચાણસ્માના વકીલ શ્રી રવચંદભાઈ હતા. ગુરુદેવ ગુફામાં ધ્યાનમાં હતા. જંગલનો ભયાનક રસ્તો હતો. અમે બેટરી લઈને ગુફામાં પહોંચ્યા. ગુરુદેવે આંખ ઉઘાડી કહ્યું: "જંગલમાં જંગલી પ્રાણીઓ હોઈ રાત્રે આવવું નહીં." અમે દર્શન કરી પાછા ફર્યા. અમારી સામે જ એક સિંહ આવી ગુરુદેવને નમસ્કાર કરી ચાલ્યો ગયેલો.

ગુરુદેવની વિશેષતાના અનેક પ્રસંગો છે પણ તે લખવાની મારી શક્તિ નથી.

આબુના વકીલ શ્રી બુદ્ધાસિંહજી વૈદ :

શ્રી બુદ્ધાસિંહજી બીકાનેરના મહારાવજીવાળાના પરિવારના છે. જ્યારે એ.જી.જી. કચેરી આબુમાં હતી તે સમયમાં સને ૧૯૨૮થી ઓકટોબર ૧૯૩૨ સુધી બીકાનેર સ્ટેટના વકીલ તરીકે કામગીરી બજાવેલી. પાછળથી રાજ્યના દેવસ્થાન ઓફીસર તરીકે હતા. તેમણે તેમના આબુના નિવાસ–સમયના એ.જી.જી. તથા મહારાજા શ્રી ગંગાસિંહજીની ઘટના વિશે લખ્યું છે.

એક દિવસ એ.જી.જી. સાહેબ ઘણા ચિંતાતુર દેખાતા હતા અને ગુરુદેવનાં દર્શને આવેલા. તેમનાં મેમસાહેબ વિલાયતમાં હતાં અને ઘણાં બીમાર હતાં. ઘણા દિવસથી તેમના તરફના સમાચાર ન આવતાં તેમણે ગુરુદેવને પૂછ્યું.

ગુરુદેવે કહ્યું કે તમારાં મેમસાહેબની તબિયત ઘણી સારી છે, તેની ચિંતા કરવાની જરૂર નથી. આ ક્ષણે તે આપને પત્ર લખે છે તો ઈન્કવાયરી કરીને ખાતરી કરી લો. સાહેબે તારીખ અને સમયની નોંધ કરી પુછાવતાં વાત સાચી નીકળી.

બીકાનેર મહારાજ સર ગંગાસિંહજીની ગુરુદેવ ઉપર પૂર્ણ શ્રદ્ધા હતી. તે પરદેશ જવાના હોય તોપણ ગુરુદેવના આશીર્વાદ લઈને જ જતા.

તેઓ પરદેશ જવાના હતા. જ્યોતિષીઓએ મુહૂર્ત કાઢી આપી તિથિ નક્કી કરી આપી. તે દિવસે સ્ટીમર મુંબઈથી ઊપડવાની હતી તે બાબતમાં ગુરુદેવના આશીર્વાદ મારી મારફત મંગાવ્યા.

ગુરુદેવે તે દિવસે જવાનું કેન્સલ કરવા કહ્યું. તે પ્રમાણે લખતાં મહારાજા સાહેબે જવાનું મુલતવી રાખ્યું. આગળ ઉપર ખબર મળ્યા કે જે સ્ટીમરમાં તેઓ જવાના હતા તે સ્ટીમરમાં પાછળથી આગ લાગેલી.

**શ્રી ઉમરાવચંદજી સિંઘવી :**

હું આગ્રામાં લક્ષ્મીચંદ વૈદને ત્યાં રહેતો હતો. એક દિવસ વૃદ્ધ જ્યોતિષી ત્યાં આવ્યા. મારા જન્માક્ષર જોઈને બત્રીસ વરસ સુધીનો ફલાદેશ કહીને, 'આગળનું પછી જોશું' એમ કહી બંધ કર્યું. બહુ પૂછતાં કહ્યું કે બત્રીસમા વરસે મોટી ઘાત છે.

ગુરુદેવે સ્વપ્નમાં આભાસ દીધો હતો કે બત્રીસમું વરસ ભારી છે. ત્રીસમા વરસે હું એક કાગળમાં પૂછવાનું લખી ગુરુદેવ પાસે ગયો. કાગળ તો ખિસ્સામાં રહી ગયો અને ગુરુદેવે કહ્યું: "ક્યારના આશીર્વાદ આપી દીધા છે." તે સમય તો વીતી ગયો અને માથું દુખવા જેવું પણ ત્યારથી થયું નથી એ વાત સાચી છે.

**મહાપુરુષોની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું નહીં :**

રાયબહાદુર બદરીદાસના પૌત્ર રાજેન્દ્રકુમારસિંહજીને ગુરુદેવે ફરમાવેલું કે કલકત્તા જવું નહીં. બત્રીસ વરસ ભારી છે. બાદમાં તેમના પિતા રાજકુમારસિંહજીનું મૃત્યુ થયું. પણ પોતે તેમના આગ્રહે આગ્રામાં મોહનલાલ વૈદને ત્યાં જ રહ્યા, અને કલકત્તા ગયા નહીં. સમાજ અને લોકોએ તેમને ઘણું દબાણ કર્યું કે છેવટે એક જ દિવસ ઘેર જઈને તુરત પાછા આવજો. આથી તે ગયા. કલકત્તા પહોંચતાં વેંત જ તેના આખા શરીરમાં સખત બળતરા શરૂ થઈ અને તુરત જ આગ્રા પાછા આવી ગયા. રાજેન્દ્રકુમાર એટલા સુંદર હતા કે જાણે ગુલાબનું ફૂલ જોઈ લો. પણ આગ્રા પહોંચ્યા ત્યા આખું શરીર કોયલા જેવું થઈ ગયું અને ગુરુદેવને યાદ કરતાં કરતાં દેહ ત્યાગી દીધો.

ગુરુદેવ માર્કંડેશ્વર સરસ્વતી અરણ્યમાં બિરાજતા હતા. વીસનગરવાળા રતિભાઈ ત્યાં આવેલા. ભયાનક જંગલ હોવાથી રાત્રે ત્યાં સૌ કોઈને રોકાવાની મનાઈ હતી. બધા પાસેના ગામ અજારી ચાલ્યા જતા. રતિભાઈને ગુરુદેવે કહ્યું કે તમે જે

ઓરડામાં ઊતર્યા છો ત્યાં ભયંકર નાગનું ભોણ છે, જેનો બીજો છેડો પાસેના કૂવામાં છે. પણ તે માન્યા નહીં. બેત્રણ દિવસ પછી સવારના રતિભાઈ દર્શને ગયા ત્યારે ગુરુદેવે કહ્યું: તમારો પગ જુઓ. તમને નાગ કરડ્યો હતો અને મારે તમને બચાવવા પડ્યા.

અચળગઢ અમે દર્શનાર્થે ગયા હતા ત્યારે અમારી બાજુના ઓરડામાં અમલનેરથી કોઈ દર્શન કરવા આવેલ. થોડાં વરસો પહેલાં તેમનો હાથ કપાવવો પડે તેવી બીમારી હતી. બધા ડૉક્ટરોની એક જ સલાહ હતી. ગુરુદેવે તેને સ્વપ્નમાં દર્શન આપી ફરમાવ્યું કે બદામ અને સોપારીનો ઘસારો હાથ ઉપર ચોપડવો. તેમ કરવાથી થોડા જ દિવસમાં સંપૂર્ણ આરામ થઈ ગયો. ડૉક્ટરો પણ આશ્ચર્યચકિત થઈ ગયા હતા.

શ્રી શાંતિલાલ વીરચંદ ભગત – અમદાવાદ :

એક વખત પાટણવાળા શેઠ ભગવાનદાસ પન્નાલાલ તથા તેમનાં ધર્મપત્ની ગુરુદેવની આરસની ચરણપદુકા લાવ્યાં અને વાલકેશ્વર મુંબઈના જૈનમંદિરમાં સ્થાપિત કરવા મોકલી. તેઓએ સાચા મોતીનો સ્વસ્તિક કર્યો અને ઝવેરાત ગુરુદેવનાં ચરણમાં ભેટરૂપે ધરાવ્યાં, જે માંડોલી મંદિરમાં જમા કરાવી દીધાં. પછી ગુરુદેવને પ્રાર્થના કરી કે તેર લાખ રૂપિયા વાપરવા છે, આજ્ઞા આપો તે કાર્યમાં વાપરું. પણ ગુરુદેવે અંતસમય સુધી કાંઈ કહ્યું જ નહીં. લક્ષ્મી અને કીર્તિ તરફ કેટલી બધી ઉદાસીનતા! આવા મહાપુરુષનાં દર્શન પણ દુર્લભ છે.

આ જ પ્રમાણે મહેસાણાવાળા ભાખરિયાભાઈ પણ ૧૯૯૩ અને ૧૯૯૮માં દેલવાડા આવ્યા હતા, એ યોગીરાજ બુદ્ધિસાગરજીના ભક્ત હતા, તેમણે કહ્યું કે ગુરુદેવ બુદ્ધિસાગરજી જેવા જ દેખાય છે. થોડો સમય ગુરુદેવની સાથે રહેતાં અપાર શ્રદ્ધા થઈ ગઈ. તેમણે પાંચ હજાર રૂપિયા વાપરવા પ્રાર્થના કરી. ગુરુદેવે કહ્યું: શાંતિનો ભગત તમને પત્ર લખશે તે પ્રમાણે વાપરજો.

પરંતુ ગુરુદેવે અંતિમ સમય સુધી કાંઈ લખ્યું નહીં.

**ભક્તના બાળકને બચાવ્યો :**

**શ્રી પૂનમચંદજી ઝાડવુસ, જયપુર :**

સં. ૧૯૯૫, ઈ. સ. ૧૯૩૮. અમે સમસ્ત પરિવાર માંડોલી ગુરુદેવનાં દર્શન કરવા ગયાં હતાં. રાત્રે અમે સૂતાં હતાં. ત્રણેક વાગે મારા દીકરા મોહનને જબરો નાગ કરડ્યો. બાળક રોવા મંડ્યો. નવ કલાક સુધી ઘણી સારવાર કરાવી પણ ફેર પડ્યો નહીં. થોડી વાર પછી બાળકના મોઢામાંથી લોહી નીકળવા માડ્યું એટલે અમે એના જીવનની આશા છોડી દીધી.

એટલામાં માંડોલી પંચ આવ્યું. તેમણે કહ્યું કે ગુરુદેવ કાલ તો અહીં પધારવાના છે. આજે રામસેણમાં છે, જો તેમનાં દર્શન થાય તો સારું. હું રામસેણ ગયો. ગુરુદેવ ભગવાન ધ્યાનમાં હતા. થોડી વારે ગુરુદેવે દૃષ્ટિ ખોલી અને મારા મનની વાત જાણીને કહ્યું: "હે ભક્ત! તારા બાળકને સર્પ કરડ્યો છે. પણ તું ચિંતા કરમા. જલદી પાછો જા, તારું બાળક રમે છે."

હું માંડોલી પાછો ગયો અને જોયું તો મારો પુત્ર બીજાં બાળકો સાથે રમતો હતો.

**શ્રી વજીંગજી હંસરાજજી સાધુ (જિલ્લો જાલોર) :**

અનાદરાની વાત છે. પૂનમાજીએ કહ્યું કે કલીકાળમાં કેવલ્ય જ્ઞાન થતું નથી, એમ કહેવાય છે. ગુરુદેવને જ્ઞાન થયું છે કે કેમ તે પરીક્ષા કરવી જોઈએ. અમે નક્કી કર્યું કે ગુરુદેવના ઓરડાની બહાર નવ વાગે સૂઈ જવું. જો રાતે એક વાગે ગુરુદેવ આપણને ઉઠાડે તો કેવળી માનીએ. બરાબર એક વાગે ગુરુદેવે બારણું ખોલ્યું અને અવાજ દઈને ઉઠાડ્યા અને કહ્યું: તમને જે જે શંકા હોય તે પૂછી લ્યો. બે કલાક સુધી શાસ્ત્રચર્ચા થઈ. અંતમાં ગુરુદેવે કૃપા કરી કહ્યું: "ક્યાંય જવાની જરૂર નથી; હું તારું અહીં કલ્યાણ કરીશ."

એંશી વરસના વયોવૃદ્ધ દિગમ્બર જૈન વિદ્વાન શ્રી બ્રહ્માનંદ સ્વામી એક વરસ ગુરુદેવ પાસે રહેલા. તેઓ મહારાષ્ટ્રના સતારાના રહીશ હતા તેમજ વડોદરાના રાજ્યગુરુ હતા. તેમને શાસ્ત્રજ્ઞાન માટે બહુ અભિમાન હતું. પણ ગુરુદેવનો પરિચય થતા સર્વ અભિમાન ગળી ગયું. અમે સ્વામીજીને પૂછ્યું કે ગુરુદેવનું જ્ઞાન કેટલું છે તો તેઓએ કહ્યું કે સાગરનો પાર આવે તોપણ ગુરુદેવના જ્ઞાનનો પાર આવે તેમ નથી.

સંવત ૧૯૮૮ આસપાસની વાત છે. દેલવાડામાં સુરતના ઝવેરી હીરાલાલભાઈ ગુરુદેવની સેવામાં રહેતા હતા. તેમને કહ્યું હતું કે તમારી પત્નીનું મગજ ખરાબ છે માટે કોઈને તેની સાથે રાખવા જોઈએ. ચારપાંચ દિવસમાં હીરાભાઈની વહુ બધાં ઘરેણાં–દાગીના પહેરીને જંગલમાં સાંજના ચાર વાગે ચાલી ગઈ. તે પાછી નહીં ફરતાં તેની શોધખોળમાં માણસો નીકળ્યા, પણ કાંઈ પત્તો મળ્યો નહીં. રાત્રે નવ વાગે ભક્તો તેને સાંત્વના દેતા હતા. ગુરુદેવે પ્રતાપજીને કહ્યું કે સવારે નવ વાગે આવી જશે. તેણે આ વાત બધાને કહી. કોઈ યાત્રીઓએ કહ્યું કે નવ વાગે કહે છે તો કોઈ કેવળી થોડા છે? એમ તો કેવળી જ કહી શકે.

હીરાભાઈની વહુ જંગલમાં અનાદરાને રસ્તે શ્રી નિંબજ સાહેબના બંગલા પાસે થઈને અનાદરાની તળેટીમાં પહોંચી ગઈ. ત્યાં પહેરેગીરોએ તેને પરબની ઓરડીમાં એક બાઈને સાથે રાખી બેસાડી.

ગુરુદેવે દેલવાડાના પહેરેગીર નાથુસિંહને રાત્રે બાર વાગે બોલાવી કહ્યું કે અનાદરાના પરબની કોટડીમાં હીરાભાઈની વહુ છે તો તેને ઘોડા પર બેસાડી સવારે લઈ આવજે. ત્રણ માણસો ગયા અને તેને દેલવાડા લાવ્યા ત્યારે ઘડિયાળમાં નવ વાગ્યાના ડંકા પડ્યા.

શિવગંજ શિવદાનમલની વહુને ભૂતનો વળગાડ હતો. તેને ૧૯૮૮માં દેલવાડા લાવતાં ગુરુદેવનાં દર્શન થતાં જ ભૂત નીકળી ગયું. આ જ પ્રમાણે સાંથુવાળા શ્રી મઘાજી ચેનાજીની કુંવારી દીકરીને પણ ભૂત વળગેલું. ઘણા ઉપચાર છતાં નીકળેલું નહીં. ગુરુદેવે ફરમાવ્યું કે આસો માસમાં આંબેલની ઓળી કરાવો. એક જ આયંબીલ થઈ ત્યાં ભૂત ચાલ્યું ગયું.

શ્રી શાંતિલાલ વીરચંદ ભગત – અમદાવાદ :

સંવત ૧૯૯૩માં હું સહકુટુંબ ગુરુદેવની પાસે હતો ત્યારે એક પારસી દંપતી ગુરુદેવનાં દર્શને આવ્યાં. તેમનો પ્રેમ ઘણો હતો અને આર્થિક સ્થિતિ સારી હતી. પણ સંયોગવશાત એવી પરિસ્થિતિ ઊભી થઈ કે બંનેએ ઝેર ખાઈ જીવનનો અંત લાવવા વિચાર્યું. તેમને કોઈએ કહ્યું કે તેમ કરતાં પહેલાં આબુ જઈ શાંતિવિજયજીનાં દર્શન કરો. આ પારસી દંપતી આવ્યાં ત્યારે ગુરુદેવે પૂછ્યું કે એકલાં જ આવ્યાં કે? તેમણે હા કહી, એટલે ગુરુદેવે ફરમાવ્યું કે બાલબચ્ચાંને લઈને આવો. બીજા અઠવાડિયામાં તેઓ બધાં આવી ગયાં.

હું તે દિવસોમાં દાદાગુરુ તથા દાદાગુરુની ચરણપાદુકાની દરરોજ સેવાપૂજા કરતો હતો. તે પૂજાપેટીમાં બીજું શું છે તે ખોલીને મેં કદાપિ જોયેલ નહીં. પારસી દંપતીના આવતાં જ ગુરુદેવે મને ફરમાવ્યું કે તે પેટીમાં એક વસ્તુ છે તે લાવ. હું તે જોયા વગર લાવ્યો કે જે સામાન્ય દેખાતી હતી. પણ ગુરુદેવ ભગવાનના સ્પર્શ માત્રથી જ પારસમણી બની ગઈ. એક અગરબત્તી સળગાવી મેં ત્યાં મૂકી. પછી ગુરુદેવે મને બહાર જવા કીધું. પાછળથી તે પારસમણી પારસીના હાથમાં મૂક્યો અને તુરત જ મુંબઈ જવા આદેશ આપ્યો, એટલે તેઓ બધાં ગયાં.

મુંબઈના એક મદ્રાસી જ્યોતિષી શ્રી કૃષ્ણસ્વામીને હું એક વખત ગુરુદેવનાં દર્શન કરવા લઈ ગયેલો. તે ગુરુદેવ ભગવાનના

પરમ ભક્ત બની ગયા, અને પોતાની ખુરસી સામે જ ગુરુદેવનો ફોટો રાખતા હતા. હું જ્યારે મુંબઈ જતો ત્યારે પોદાર ચેમ્બર્સમાં તેને મળવા જતો.

ગુરુદેવ ભગવાનના નિર્વાણ બાદ ઉપરોક્ત પારસી દંપતી બાબત હું કૃષ્ણસ્વામી સાથે વાતચીત કરતો હતો. તેની ઓફીસમાં એક પારસી એસ્ટ્રોલોજર પણ કામ કરતો હતો તે અમારો વાર્તાલાપ સાંભળતો હતો. તેણે કહ્યું કે તમારા ગુરુદેવની કૃપાથી તે પારસી દંપતી હાલ પચાસ લાખની પાર્ટી છે અને તેની પુત્રીનાં લગ્ન તો એક કરોડપતિ પારસી સાથે ગયા અઠવાડિયે જ થયાં છે.

ગુરુદેવે મને એક વખત કહ્યું હતું કે "શાંતિ, હું લેખ ઉપર મેખ મારી શકું છું પણ એક ભવ કરવો પડે." એટલે મેં કાંઈ વિનંતી કરી ન હતી.

શ્રી મિલાપચંદ શેઠિયા, કુન્નુર :

ગુરુદેવ ભગવાનની હયાતીમાં તો મને દર્શનનો લાભ મળ્યો નથી કારણકે તેમના નિર્વાણસમયે મારી ઉંમર પૂરી એક વરસની પણ નહોતી. અમારો પરિવાર તથા સ્નેહીજનો બધાં ગુરુદેવનાં ભક્તો હોવાથી બચપણથી જ મારામાં ગુરુદેવ પ્રત્યે આકર્ષણ અને ભક્તિ આપોઆપ પ્રગટી હતી. માંડોલી ગુરુમંદિરે દર્શનાર્થે તો કાયમ જઈએ જ છીએ. હાલ છેક મદ્રાસ તરફ રહીએ છીએ છતાં વરસે કે દોઢ વરસે એકવાર દર્શન માટે માંડોલી જઈએ જ છીએ. એવી કોઈ પળ નથી કે ગુરુદેવને યાદ ન કર્યા હોય.

ગુરુદેવ ભગવાનનાં સાક્ષાત દર્શનનો લાભ તો મળ્યો નથી છતાં એવો અનુભવ થાય છે કે ગુરુદેવનો હાથ મારા મસ્તક ઉપર રહે જ છે. ગુરુદેવ ભગવાન સાથે જ રહે છે. જેમ અંધારામાં ટોર્ચ લાઈટથી નિશ્ચિત હરીફરી શકાય તેમ આ જીવન પર

શિવગંજ શિવદાનમલની વહુને ભૂતનો વળગાડ હતો. તેને ૧૯૮૮માં દેલવાડા લાવતાં ગુરુદેવનાં દર્શન થતાં જ ભૂત નીકળી ગયું. આ જ પ્રમાણે સાંથુવાળા શ્રી મઘાજી ચેનાજીની કુંવારી દીકરીને પણ ભૂત વળગેલું. ઘણા ઉપચાર છતાં નીકળેલું નહીં. ગુરુદેવે ફરમાવ્યું કે આસો માસમાં આંબેલની ઓળી કરાવો. એક જ આયંબીલ થઈ ત્યાં ભૂત ચાલ્યું ગયું.

શ્રી શાંતિલાલ વીરચંદ ભગત – અમદાવાદ :

સંવત ૧૯૯૩માં હું સહકુટુંબ ગુરુદેવની પાસે હતો ત્યારે એક પારસી દંપતી ગુરુદેવનાં દર્શને આવ્યાં. તેમનો પ્રેમ ઘણો હતો અને આર્થિક સ્થિતિ સારી હતી. પણ સંયોગવશાત એવી પરિસ્થિતિ ઊભી થઈ કે બંનેએ ઝેર ખાઈ જીવનનો અંત લાવવા વિચાર્યું. તેમને કોઈએ કહ્યું કે તેમ કરતાં પહેલાં આબુ જઈ શાંતિવિજયજીનાં દર્શન કરો. આ પારસી દંપતી આવ્યાં ત્યારે ગુરુદેવે પૂછ્યું કે એકલાં જ આવ્યાં કે? તેમણે હા કહી, એટલે ગુરુદેવે ફરમાવ્યુ કે બાલબચ્ચાંને લઈને આવો. બીજા અઠવાડિયામાં તેઓ બધાં આવી ગયાં.

હું તે દિવસોમાં દાદાગુરુ તથા દાદાગુરુની ચરણપાદુકાની દરરોજ સેવાપૂજા કરતો હતો. તે પૂજાપેટીમાં બીજું શું છે તે ખોલીને મેં કદાપિ જોયેલ નહીં. પારસી દંપતીના આવતાં જ ગુરુદેવે મને ફરમાવ્યું કે તે પેટીમાં એક વસ્તુ છે તે લાવ. હું તે જોયા વગર લાવ્યો કે જે સામાન્ય દેખાતી હતી. પણ ગુરુદેવ ભગવાનના સ્પર્શ માત્રથી જ પારસમણી બની ગઈ. એક અગરબત્તી સળગાવી મેં ત્યાં મૂકી. પછી ગુરુદેવે મને બહાર જવા દીધું. પાછળથી તે પારસમણી પારસીના હાથમાં મૂક્યો અને તુરત જ મુંબઈ જવા આદેશ આપ્યો, એટલે તેઓ બધાં ગયાં.

મુંબઇના એક મદ્રાસી જ્યોતિષી શ્રી કૃષ્ણસ્વામીને હું એક વખત ગુરુદેવનાં દર્શન કરવા લઈ ગયેલો. તે ગુરુદેવ ભગવાનના

પરમ ભક્ત બની ગયા, અને પોતાની ખુરસી સામે જ ગુરુ-દેવનો ફોટો રાખતા હતા. હું જ્યારે મુંબઈ જતો ત્યારે પોદાર ચેમ્બર્સમાં તેને મળવા જતો.

ગુરુદેવ ભગવાનના નિર્વાણ બાદ ઉપરોક્ત પારસી દંપતી બાબત હું કૃષ્ણસ્વામી સાથે વાતચીત કરતો હતો. તેની ઓફીસમાં એક પારસી એસ્ટ્રોલોજર પણ કામ કરતો હતો તે અમારો વાર્તાલાપ સાંભળતો હતો. તેણે કહ્યું કે તમારા ગુરુદેવની કૃપાથી તે પારસી દંપતી હાલ પચાસ લાખની પાર્ટી છે અને તેની પુત્રીનાં લગ્ન તો એક કરોડપતિ પારસી સાથે ગયા અઠવાડિયે જ થયાં છે.

ગુરુદેવે મને એક વખત કહ્યું હતું કે "શાંતિ, હું લેખ ઉપર મેખ મારી શકું છું પણ એક ભવ કરવો પડે." એટલે મેં કાંઈ વિનંતી કરી ન હતી.

શ્રી મિલાપચંદ શેઠિયા, કુન્નુર :

ગુરુદેવ ભગવાનની હયાતીમાં તો મને દર્શનનો લાભ મળ્યો નથી કારણકે તેમના નિર્વાણસમયે મારી ઉંમર પૂરી એક વરસની પણ નહોતી. અમારો પરિવાર તથા સ્નેહીજનો બધાં ગુરુદેવનાં ભક્તો હોવાથી બચપણથી જ મારામાં ગુરુદેવ પ્રત્યે આકર્ષણ અને ભક્તિ આપોઆપ પ્રગટી હતી. માંડોલી ગુરુમંદિરે દર્શનાર્થે તો કાયમ જઈએ જ છીએ. હાલ છેક મદ્રાસ તરફ રહીએ છીએ છતાં વરસે કે દોઢ વરસે એકવાર દર્શન માટે માંડોલી જઈએ જ છીએ. એવી કોઈ પળ નથી કે ગુરુદેવને યાદ ન કર્યા હોય.

ગુરુદેવ ભગવાનનાં સાક્ષાત દર્શનનો લાભ તો મળ્યો નથી છતાં એવો અનુભવ થાય છે કે ગુરુદેવનો હાથ મારા મસ્તક ઉપર રહે જ છે. ગુરુદેવ ભગવાન સાથે જ રહે છે. જેમ અંધારામાં ટોર્ચ લાઈટથી નિશ્ચિત હરીફરી શકાય તેમ આ જીવન પર

ગુરુદેવરૂપી સર્ચલાઈટ ચાલી રહી છે. બધાં નાનાંમોટાં સંકટો ગુરુદેવને માત્ર યાદ કરવાથી જ ચાલ્યાં જાય છે. આ બધી ગુરુદેવની કૃપા જ છે. સાંસારિક પ્રપંચો જોઈને તે બધું છોડી માત્ર ગુરુદેવની ભક્તિમાં જ જીવન ગાળવાની ઊંડી ઈચ્છા રહે છે, પણ જ્યાં સુધી પારિવારિક બોજો માથા ઉપર છે ત્યાં સુધી બની શકે તેમ નથી. આ ભાવના મારી છે અને તે પૂરી કરવાનું છે ગુરુદેવના હાથમાં. ગુરુદેવને પ્રાર્થના કરું છું કે સદા શ્રદ્ધાભક્તિ વધતાં જ રહે અને તેમની અસીમ કૃપાદૃષ્ટિ સતત મારા ઉપર રહ્યા કરે. શ્રી સદ્‌ગુરુની જય.

શ્રી ભભૂતમલ પારખ, મદ્રાસ :

ગુરુદેવ ભગવાનનું પ્રથમ દર્શન મને સાધ્વીજી જ્ઞાનશ્રીજી તથા વલ્લભશ્રીજીની પ્રેરણાથી અનાદરામાં થયું. તે સમયમાં મારું બાળક બીમાર હતું અને સાધ્વીજીએ કહ્યું કે ગુરુદેવનું ધ્યાન ધરો. આથી મેં મનમાં નિશ્ચય કર્યો કે મારો પુત્ર સાજો થઈ જાય કે તુરત જ હું ગુરુદેવનાં દર્શને જઈશ. બાળકની તબિયત સારી થતાં જ હું દર્શન માટે રવાના થયો. તે વખતે અમારી પાસે ઘરેણાં અને સારી રોકડ રકમ પણ હતી.

સજ્જન રોડ સ્ટેશને ઊતરતાં ત્યાં જકાતી કર્મચારીએ મને ઘણો જ હેરાન કર્યો, બસ સર્વિસવાળાએ મને ટીકીટ આપવાની ના પાડી. એટલામાં એક મહાત્મા ગુરુદેવનાં દર્શને જઈ રહ્યા હતા તેમની સાથે કહેવરાવ્યું કે હું સંકલ્પ પ્રમાણે આવ્યો પણ આપની કૃપા ન હોવાથી મને બસની ટીકીટ મળતી નથી, એટલામાં એક વકીલ સાહેબ આવ્યા તેમણે ટીકીટ અપાવી દીધી અને હું અનાદરા પહોંચ્યો.

ગુરુદેવનાં દર્શન થતાં જ એક અલૌકિક ઉત્સાહનો આનંદ થયો. ગુરુદેવે ખબર પૂછી. મેં કહ્યું કે આપની કૃપાથી સારું છે. વિદાયવેળાએ ગુરુદેવે મને દરરોજ એક કલાકનું મૌન કરવા

કહ્યું. તે પ્રમાણે પ્રતિજ્ઞા લઈને પાળી તેમ જ દર છ મહિને દર્શન કરવા જતો.

ગુરુદેવ ભગવાન આબુમાં બિરાજમાન હતા અને હું દર્શન કરવા ગયેલો ત્યારે કિશનચંદ શેઠ ત્યાં હતા. તેમને ગુરુદેવે આંગળી ચીંધી બતાવ્યું કે એક તું છે અને આ બીજો ખરો ભક્ત છે. મારા મનમાં કાંઈ ખર્ચ કરવા ઇચ્છા થતાં જ ગુરુદેવે ફરમાવ્યું કે અહીં ઠંડી બહુ પડે છે તો ગરમ કોટની એક ગાંસડી મંગાવી ગરીબોને વહેંચી દે.

ત્રીજી વખત અચળગઢ ગુરુદેવનાં દર્શન કરવા ગયો. બારણાં ખૂલ્યાં ન હતાં અને બધાં દર્શન માટે તડપી રહ્યાં હતાં. હું કવિ ન હોવા છતાં મને એક ભજન સ્ફુર્યું અને તે પૂરું થતાં જ ગુરુદેવે બારણાં ખોલી બધાંને દર્શન આપ્યાં. મેં ગુરુદેવનાં ચરણમાં સુવર્ણમહોર અને વાસક્ષેપથી પૂજા કરી. ગુરુદેવે ભક્તોને કહ્યું કે આ સિક્કાથી ધાબળા મંગાવો અને સાધ્વીજીઓને વહોરાવો.

મારા મનમાં ખર્ચ કરવાની ઇચ્છા જાગ્રત થતાં ગુરુદેવે ફરમાવ્યું કે અહીં ગૌશાળા છે તેના માટે હું લખું ત્યારે મોકલજે. તે પ્રમાણે હું લોહાવટ હતો ત્યારે પત્ર મળતાં મેં સહાયતા મોકલી. આમ ગુરુદેવની ભક્તિ મને હરપળે રહેતી હતી.

એક વાર આબુમાં હું ગુરુદેવનાં દર્શને ગયો હતો, ત્યાં ભરી સભામાં ગુરુદેવે મને કહ્યું: "મારો સારો ભક્ત હોવા છતાં તું ચાંદીસોનાનો સટ્ટો કરે છે. આજથી સટ્ટો ન કરવાની પ્રતિજ્ઞા લઈ લે." મેં સમય અનુસાર પ્રતિજ્ઞા લીધી પણ પ્રમાદવશ મેં સટ્ટો ખેલ્યો અને મોટી નુકસાની થઈ. પછી ગુરુદેવે ફરી હુકમ કર્યો અને મેં સટ્ટો બંધ કર્યો અને નીતિમય વ્યાપાર કરવા મંડ્યો. વેપારમાં દિનપ્રતિદિન વૃદ્ધિ થઈ. વળી ગુરુદેવે વેપાર બંધ કરવાનો આદેશ આપ્યો એટલે તે પણ બંધ કર્યો

અને આજે સત્તર વરસથી હું ગુરુદેવની ભક્તિમાં જ મસ્ત રહું છું.

૧૯૯૯ના ચૈત્ર માસમાં અચળગઢ દર્શન કરવા ગયો ત્યારે ગુરુદેવે એક મોટો ફોટો વાસક્ષેપ નાખીને આપ્યો અને રોજ ત્રણ કલાક મૌન રહેવા આદેશ આપ્યો. એક સાથે ત્રણ કલાક ન થવાથી સવાર, બપોર, સાંજ એકેક કલાક મૌન, ધૂપદીપ તથા ફોટા સામે જપ કરું છું.

થોડા દિવસ બાદ મને ભૂતપ્રેત સતાવવા લાગ્યા. રાત્રે ધ્યાનમાં બેસતો ત્યારે ચાલ્યા જતા પણ સૂતી વખતે ફરી હેરાન કરતા. રાત્રે સ્વપ્નમાં દર્શન દઈ ગુરુદેવે ફરમાવ્યુ કે ધ્યાન કરતો રહે, ઉપદ્રવની ચિંતા કરીશ નહીં. ત્રિકાળ સાધના કરે છે એટલે સાત માસમાં શાંતિ થશે.

એવામાં ગુરુદેવના નિર્વાણ–સમાચાર સાંભળી હું હતાશ થઈ ગયો, પણ “ગભરાના મત, મેં સાથ હૂં” તેમ કહી ધ્યાન ચાલુ રાખવા અને અગ્નિસંસ્કારમાં આવવા મના કરી. ૨૦૨૮માં મારી તબિયત ઘણી બગડી એટલે મારે મારવાડ લોહાવટ જવું પડ્યું. ગુરુદેવની કૃપાથી સારું થઈ ગયું. ત્યાં સ્વપ્નામાં ગુરુદેવે ત્યાંના મંદિરનો જીર્ણોદ્ધાર કરવા ફરમાવ્યું અને તે મેં કરાવ્યો.

સંવત ૨૦૩૦ મહા માસમાં હું લોહાવટથી મદ્રાસ જતો હતો. ગાડી આણંદ પહોંચી ત્યાં મારી તબિયત એકદમ બગડી. બોલી શકતો ન હતો અને શરીર અચેત થઈ જતાં રસ્તામાં વડોદરા સ્ટેશને મારા પુત્રે બધાંને ઉતારી દીધાં. મારા મનમાં ગુરુદેવનું ધ્યાન હતું. ત્રણચાર કલાક બાદ હું સ્ફૂર્તિમાં આવ્યો અને “ઘાત ટળી ગઈ” તેમ ગુરુદેવે કહ્યું અને ચા પીને આરામ કરવા કહ્યું. બે દિવસ આરામ કરી હું મદ્રાસ ગયો. મેં સંકલ્પ કર્યો કે લોહાવટનગરથી માંડોલીનગરનો ગુરુદેવ ભગવાનનો સંઘ કાઢવો. મારી દીકરીએ પણ એક હીરો ગુરુ-

દેવનાં ચરણમાં મૂકવાનો સંકલ્પ કર્યો અને મદ્રાસ પહોંચતાં જ મારી દીકરીએ મને હીરો આપ્યો તેમજ ગુરુદેવ ભગવાન માટે સુવર્ણતિલક પણ કરાવ્યો.

ગુરુદેવની કૃપાથી મારા પુત્ર પ્રેમરાજને સ્વપ્નમાં દર્શન આપી ફરમાવ્યું કે લોહાવટમાં જ્યાં ભસ્મી છે ત્યાં છત્રીસ્થાપન કરો, એટલે પ્રેમરાજે દાદાવાડીમાં ગુરુદેવની છત્રી બનાવી ચરણપાદુકા સ્થાપિત કરી દીધી અને સંઘ પણ કાઢ્યો.

**જીવાત્માને કાઢીને પુષ્પમાં રાખ્યો .**
**શ્રી શાંતિલાલ વીરચંદ ભગત, અમદાવાદ :**

અમદાવાદ લવારાની પોળમાં તારાચંદ ઉમેદચંદ નામના સજ્જન રહેતા હતા. ડો. હીરાલાલની ઉઘરાણીનું કામ માસિક ત્રીસ રૂપિયાથી કરતા. ૧૯૯૨માં શિખરજી યાત્રા માટે સ્પેશીયલ ટ્રેનની મંજૂરી માટે આબુ રોડ ડી. ટી. એસ. માઈલ્સ પાસે ગયેલા. માઈલ્સ સાહેબને તેઓ આબુના મંદિરે લઈ ગયેલ. ગુરુદેવ પાસે આવતાં જ તેમણે સત્કાર કર્યો : "વેલકમ મિસ્ટર માઈલ્સ!" માઈલ્સને દર્શન કરતાં જ આશ્ચર્ય થયુ. ગુરુદેવને નમસ્કાર કરીને તે બેઠા અને સમય અનુસાર ગુરુદેવે ઉપદેશ દીધો જે સાંભળી માઈલ્સને ઘણો આનંદ થયો. ગુરુદેવે ફરમાવ્યું: "સમ્મેતશિખર અમારું મોટું તિર્થ છે. સ્પેશીયલ ટ્રેનની વ્યવસ્થા કરી દેજો. તમારો ગ્રેડ વધવાનો છે." માઈલ્સે ટ્રેનની વ્યવસ્થા કરી આપી. થોડા દિવસમાં જ તેમનો ગ્રેડ ખરેખર વધી ગયો.

દસબાર વરસ બાદ તારાચંદને ટાઈફોઈડ થઈ ગયો અને આર્થિક સ્થિતિ ઘણી જ વિકટ બની ગઈ. શું થશે તે ચિંતામાં તેમને ગુરુદેવ યાદ આવ્યા એટલે તેમના ફોટા પાસે સારું થતાં પાંચ રૂપિયાના નિવેધનો સંકલ્પ કર્યો. બીજા દિવસથી જ તબિયત સારી થવા માંડી. એક દિવસ રાત્રે બે વાગે તંદ્રાવસ્થામાં તેમણે પાંચ દેવીઓ જોઈ. તેઓએ કહ્યું કે "ગુરુદેવે અમને હુકમ કર્યો

છે કે તારાચંદ પાસે જઈને ગંધર્વનૃત્ય કરો. તેનાથી તેની નસોમાં જે કમજોરી થઈ ગઈ છે, તેમાં રક્તનો સંચાર થશે." બે કલાક નૃત્ય કર્યા બાદ તેઓએ કહ્યું કે દક્ષિણાના પાંચ રૂપિયા દો. તારાચંદે કહ્યું કે મારી પાસે રૂપિયા નથી. એક પૈસો જ દક્ષિણાનો આપ્યો.

તબિયત ઘણી સુધરી પણ પૂરેપૂરી સુધરી નહીં. ઘણાં જ કર્મોનું આવરણ હતું તે મનુષ્યયોનીમાં ભોગવવાં અસંભવ હોઈ ગુરુદેવે કૃપા કરી તેમને દર્શન આપ્યાં, અને સૂઈ જવા કહ્યું. તારાચંદજીના જીવને ખેંચી, પગના અંગુઠેથી બહાર કાઢીને ફૂલમાં રાખી દીધો. બે કલાક પુષ્પમાં રાખીને ફરી શરીરમાં પ્રવેશ કરાવ્યો. વીસ દિવસ પછી તારાચંદ તદ્દન સાજો થઈ જતાં પાંચ રૂપિયાના પેંડાનો થાળ ગુરુદેવને ચડાવ્યો. ગુરુદેવે પાસે બેઠેલા એક ભક્તને કહ્યું કે તારાચંદને એક પૈસો આપો.

લીંબડી મહારાજા સર દોલતસિંહજી કે. સી. એસ. આઈ. કે. સી. આઈ. ઈ. પણ બીજા અનેક રાજામહારાજાની જેમ ગુરુદેવના ભક્ત બની ગયા હતા. તેમના કુંવર વગેરે લંડન ગયેલા. તેમના સમાચાર ન મળવાથી ચિંતિત હતા. ત્યારે ગુરુદેવ આબુમાં બિરાજતા હોવા છતાં તેમને લંડનનું બધું વાતાવરણ બતાવ્યું અને તેમના કુમારની કુશળતા પ્રત્યક્ષ જોઈ ઘણો આનંદ થયો હતો.

શ્રી ફૂલચંદ માણેકચંદ શાહ
(ભાગીદાર વીરચંદ પાનાચંદની પેઢી) મુંબઈ:

તેમને ગુરુદેવનાં પ્રથમ દર્શન ૧૯૯૭માં અનાદરામાં થયેલાં, અને પ્રભાવિત બની ભક્ત બની ગયા. ગુરુદેવના અંતિમસમયે આપ પાસે જ હતા, અને નિર્વાણ બાદ પણ અનેક વખત પ્રત્યક્ષ દર્શન આપી ગુરુદેવ તેમને માર્ગદર્શન કરતા હતા. ગુરુદેવે સને ૧૯૪૨માં તેમને દર્શન દઈ ઉપવાસ કરવા ફરમાવેલું

તેમણે પૂછ્યું કે કેટલા ઉપવાસ કરું? તો ત્રીસ ઉપવાસ કરવા કહેલું. ગુરુદેવની કૃપાથી ત્રીસ ઉપવાસ પૂર્ણ શાંતિ સાથે આત્મ-જાગૃતિપૂર્વક કરેલા તેમજ ૧૯૫૩ની આસપાસ ગુરુદેવની પ્રેરણાથી વેપારધંધામાંથી નિવૃત્તિ લઈ ગુરુભક્તિ અને ધ્યાનમાં તલ્લીન બન્યા. તેમનો દેહવિલય ૧૯૭૨માં વીરનગરમાં થયો.

એક વખત ગુરુદેવને તેમણે વિનંતી કરી કે આબુથી વીરનગર સુધી સંઘ કાઢી તેમના ગામને ગુરુદેવનાં ચરણોથી પવિત્ર બનાવવું છે. ગુરુદેવે કહ્યું કે જનતાને ખબર પડશે કે શાંતિવિજય આ સંઘમાં છે તો અસંખ્ય માણસો સંઘમાં જોડાશે અને તારી પાસે કેટલા પૈસા છે તે હું જાણું છું. માટે આ વિચાર જતો કર, પણ તારી ભાવના છે તો હું એક વાર વીર-નગર આવી જઈશ. પણ ૧૯૪૩માં ગુરુદેવ નિર્વાણ પામ્યા.

ગુરુદેવના નિર્વાણના અગિયાર મહિના બાદ, મારા કાકા વીરચંદ પાનાચંદ પ્રભાતે જાગ્રત થયા તો તેમણે મેડી ઉપર સ્વર્ગીય ખાંતિલાલને આવતા જોયા. વીરચંદકાકા દિગ્મૂઢ થઈ ગયા, એટલામાં ખાંતિલાલે કહ્યું કે પૂજ્ય ગુરુદેવ ભગવાન પણ આવ્યા છે તે નીચેના ખંડમાં છે. કાકા દર્શન કરવા ગયા તો અપૂર્વ તેજપુંજની વચ્ચે ગુરુદેવ બિરાજ્યા હતા. મોઢા ઉપર મધુર હાસ્ય લાવી બોલ્યા કે તેં પંદર પ્રશ્નો લખી રાખ્યા છે તેના જવાબ તને ખાંતિલાલ દેશે. તમારા કૌટુંબિક અને સામાજિક પ્રશ્નોના જવાબ તે દેશે પણ રાજનૈતિક પ્રશ્નના ઉત્તર જાણવા છતાં પણ નહીં દે. પછી ખાંતિલાલે દસ પ્રશ્નોના જવાબ દીધા તે પૂરેપૂરા સાચા હતા. તે પ્રશ્નોનું અંગ્રેજી ભાષાંતર તેમજ જવાબ લખી રાખેલા તે પૂરેપૂરા બોનાફાઇડ સત્ય હતા.

પાલનપુર નવાબ હીઝ હાઇનેસ તલેમોહંમદખાન :

શ્રી મોતીલાલ ધરમચંદ કોઠારી, ચીફ જસ્ટીસ, પાલનપુર સ્ટેટ, ગુરુદેવના સંપર્કમાં પંદરવીસ વરસો સુધી રહેલા. આઠ-દસ દિવસે એક વાર તો ગુરુદેવનાં દર્શને નિયમિત જતા. નવાબ

છે કે તારાચંદ પાસે જઈને ગંધર્વનૃત્ય કરો. તેનાથી તેની નસોમાં જે કમજોરી થઈ ગઈ છે, તેમાં રક્તનો સંચાર થશે." બે કલાક નૃત્ય કર્યા બાદ તેઓએ કહ્યું કે દક્ષિણાના પાંચ રૂપિયા દો. તારાચંદે કહ્યું કે મારી પાસે રૂપિયા નથી. એક પૈસો જ દક્ષિણાનો આપ્યો.

તબિયત ઘણી સુધરી પણ પૂરેપૂરી સુધરી નહીં. ઘણાં જ કર્મોનું આવરણ હતું તે મનુષ્યયોનીમાં ભોગવવાં અસંભવ હોઈ ગુરુદેવે કૃપા કરી તેમને દર્શન આપ્યાં, અને સૂઈ જવા કહ્યું. તારાચંદજીના જીવને ખેંચી, પગના અંગુઠેથી બહાર કાઢીને ફૂલમાં રાખી દીધો. બે કલાક પુષ્પમાં રાખીને ફરી શરીરમાં પ્રવેશ કરાવ્યો. વીસ દિવસ પછી તારાચંદ તદ્દન સાજો થઈ જતાં પાંચ રૂપિયાના પેંડાનો થાળ ગુરુદેવને ચઢાવ્યો. ગુરુદેવે પાસે બેઠેલા એક ભક્તને કહ્યું કે તારાચંદને એક પૈસો આપો.

લીંબડી મહારાજા સર દોલતસિંહજી કે. સી. એસ. આઈ. કે. સી. આઈ. ઈ. પણ બીજા અનેક રાજામહારાજાની જેમ ગુરુદેવના ભક્ત બની ગયા હતા. તેમના કુંવર વગેરે લંડન ગયેલા. તેમના સમાચાર ન મળવાથી ચિંતિત હતા. ત્યારે ગુરુદેવ આબુમાં બિરાજતા હોવા છતાં તેમને લંડનનું બધું વાતાવરણ બતાવ્યું અને તેમના કુમારની કુશળતા પ્રત્યક્ષ જોઈ ઘણો આનંદ થયો હતો.

શ્રી ફૂલચંદ માણેકચંદ શાહ
(ભાગીદાર વીરચંદ પાનાચંદની પેઢી) મુંબઈ:

તેમને ગુરુદેવનાં પ્રથમ દર્શન ૧૯૯૭માં અનાદરામાં થયેલાં, અને પ્રભાવિત બની ભક્ત બની ગયા. ગુરુદેવના અંતિમસમયે આપ પાસે જ હતા, અને નિર્વાણ બાદ પણ અનેક વખત પ્રત્યક્ષ દર્શન આપી ગુરુદેવ તેમને માર્ગદર્શન કરતા હતા. ગુરુદેવે સને ૧૯૪૨માં તેમને દર્શન દઈ ઉપવાસ કરવા ફરમાવેલું

તેમણે પૂછ્યું કે કેટલા ઉપવાસ કરું ? તો ત્રીસ ઉપવાસ કરવા કહેલું. ગુરુદેવની કૃપાથી ત્રીસ ઉપવાસ પૂર્ણ શાંતિ સાથે આત્મ-જાગૃતિપૂર્વક કરેલા તેમજ ૧૯૫૩ની આસપાસ ગુરુદેવની પ્રેરણાથી વેપારધંધામાંથી નિવૃત્તિ લઈ ગુરુભક્તિ અને ધ્યાનમાં તલ્લીન બન્યા. તેમનો દેહવિલય ૧૯૭૨માં વીરનગરમાં થયો.

એક વખત ગુરુદેવને તેમણે વિનંતી કરી કે આબુથી વીરનગર સુધી સંઘ કાઢી તેમના ગામને ગુરુદેવનાં ચરણોથી પવિત્ર બનાવવું છે. ગુરુદેવે કહ્યું કે જનતાને ખબર પડશે કે શાંતિવિજય આ સંઘમાં છે તો અસંખ્ય માણસો સંઘમાં જોડાશે અને તારી પાસે કેટલા પૈસા છે તે હું જાણું છું. માટે આ વિચાર જતો કર, પણ તારી ભાવના છે તો હું એક વાર વીર-નગર આવી જઈશ. પણ ૧૯૪૩માં ગુરુદેવ નિર્વાણ પામ્યા.

ગુરુદેવના નિર્વાણના અગિયાર મહિના બાદ, મારા કાકા વીરચંદ પાનાચંદ પ્રભાતે જાગ્રત થયા તો તેમણે મેડી ઉપર સ્વર્ગીય ખાંતિલાલને આવતા જોયા. વીરચંદકાકા દિગ્મૂઢ થઈ ગયા, એટલામાં ખાંતિલાલે કહ્યું કે પૂજ્ય ગુરુદેવ ભગવાન પણ આવ્યા છે તે નીચેના ખંડમાં છે. કાકા દર્શન કરવા ગયા તો અપૂર્વ તેજપુંજની વચ્ચે ગુરુદેવ બિરાજ્યા હતા. મોઢા ઉપર મધુર હાસ્ય લાવી બોલ્યા કે તેં પંદર પ્રશ્નો લખી રાખ્યા છે તેના જવાબ તને ખાંતિલાલ દેશે. તમારા કૌટુંબિક અને સામાજિક પ્રશ્નોના જવાબ તે દેશે પણ રાજનૈતિક પ્રશ્નના ઉત્તર જાણવા છતાં પણ નહીં દે. પછી ખાંતિલાલે દસ પ્રશ્નોના જવાબ દીધા તે પૂરેપૂરા સાચા હતા. તે પ્રશ્નોનું અંગ્રેજી ભાષાંતર તેમજ જવાબ લખી રાખેલા તે પૂરેપૂરા બોનાફાઇડ સત્ય હતા.

પાલનપુર નવાબ હીઝ હાઇનેસ તલેમોહંમદખાન :

શ્રી મોતીલાલ ધરમચંદ કોઠારી, ચીફ જસ્ટીસ, પાલનપુર સ્ટેટ, ગુરુદેવના સંપર્કમાં પંદરવીસ વરસો સુધી રહેલા. આઠ-દસ દિવસે એક વાર તો ગુરુદેવનાં દર્શને નિયમિત જતા. નવાબ

સાહેબ તલેમોહંમદખાન પણ ગુરુદેવના ભક્ત હતા એટલે ગુરુદેવના આશીર્વાદ મેળવવા તેમને મોકલતા. પાલનપુર નવાબ સાહેબ રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં રાજામહારાજાઓના પ્રતિનિધિ બનીને લંડન ગયેલા ત્યારે લંડનથી પોતાનો ફોટો મોકલેલો. તેની પાછળ ગુરુદેવના આશીર્વાદ મેળવવા સબળ કૃતજ્ઞતા પ્રગટ કરેલી છે. ૧૯૯૦માં જ્યારે ગુરુદેવને આચાર્યપદ દેવામાં આવ્યું ત્યારે નવાબ સાહેબે પોતાની ભક્તિ પ્રદર્શિત કરવા પસ્મીનાની શાલ બામણવાડા આપેલી, તે લઈ આવવાનું સદ્ભાગ્ય પણ કોઠારી સાહેબને મળ્યું.

લંડનથી નવાબ સાહેબે મોકલેલ ફોટા પાછળ સ્વહસ્તે લખેલું: "આશીર્વાદ મળ્યા. આવા મહાન સમર્થ મહાપુરુષના આશીર્વાદનું એ ફળ છે કે અહીં બધા કુશળ છે."

ગુરુદેવના અગ્નિસંસ્કાર સમયે પણ નવાબ સાહેબે એક ડેપ્યુટેશન કે જેમાં જાગીરદાર અને ઉચ્ચતર અધિકારીનો સમાવેશ હતો તેમને માંડોલી મોકલેલ.

યતિવર્ય પંડિત શ્રી જતનલાલજી મહારાજ,
મહાસમન્દ, (મધ્ય પ્રદેશ):

તેઓશ્રી ઘણા સેવાભાવી અને કોંગ્રેસના આગેવાન કાર્યકર્તા છે. મધ્ય પ્રદેશના મુખ્ય મંત્રી રવિશંકર શુક્લજીના ખાસ સહયોગી છે. તેઓ નિયમપૂર્વક હંમેશા જનસમુદાય સાથે સંધ્યાસમયે ભજન અને પ્રાર્થના કરે છે. તેમણે મહાસમન્દમાં જનતાની સેવા માટે એક વિશાળ આશ્રમ સ્થાપિત કર્યો છે. તેમણે ગુરુદેવનાં પ્રથમ દર્શન બામણવાડામાં ૧૨૯૦માં કરેલાં તે નીચે મુજબ છે:

૧૯૯૦માં કેસરીસૂરિજી તિર્થના વિષયમાં છાપામાં સમાચાર વાંચી હું મહાસમન્દથી ઉદયપુર થઈને કેસરીસૂરિજી ગયો. ત્યાં બધું નજરે જોઈને શિરોહી રોડ પહોંચ્યો. સ્ટેશનથી

બામણવાડા માટે બસ પકડવી તે અસંભવ જોઈને એક વૃક્ષ નીચે બેસીને જપ શરૂ કર્યા. બામણવાડા જવા લોકો તીડનાં ટોળાંની જેમ ઊપડેલાં. થોડી વારમાં એક બસ મારી પાસે ઊભી રહી. ડ્રાયવરે પૂછ્યું: મહારાજ, આપને ક્યાં જવું છે? મેં કહ્યું: બામણવાડા જવું છે. એટલે ડ્રાયવરે મને બેસાડી દીધો.

બામણવાડા પહોંચતાં જોયું તો ગુરુદેવ એક જબરજસ્ત ઓરડામાં બેઠા હતા અને તેમાં માણસો એવા ઠસોઠસ બેઠા હતા કે ઊભા રહેવાની પણ જગ્યા ન હતી. ગુરુદેવે મારા તરફ ઇશારો કરી બધાને કહ્યું કે આ સીધા કેસરિયાજીથી આવે છે તેને બધી હકીકત પૂછી લો.

હું ગુરુદેવ પાસે થોડા દિવસ રોકાયો તે દરમિયાન મેં ગુરુદેવને મારા અનુભવની એક વાત કરી તેનું રહસ્ય પૂછ્યું: "અમે કોંગ્રેસી કાર્યકર્તા સ્વતંત્રતા–સંગ્રામમાં જોડાયા છીએ. એ કઈ શક્તિ છે કે આપને બનવાવાળી ઘટનાનો પૂર્વભાસ થઈ જાય છે?"

ગુરુદેવે કહ્યું: "હું આજે તને કહીશ તો તને શ્રદ્ધા નહીં આવે. પણ માયાબીજના કરોડ જપ કરી લે. પછી મારી પાસે આવ, એટલે હું કહીશ. જપ, ધ્યાન આદિથી કર્મોનાં આવરણ હઠી જવાથી આત્મા અહિંસાની જેમ નિર્મળ બની જાય છે ત્યારે જેવી રીતે અહિસામાં તેવી રીતે આત્મામાં પણ બહારની વસ્તુઓનું પ્રતિબિંબ પડે છે."

અમે ગાંધીજીની રજા લઈને જંગલ–સત્યાગ્રહ શરૂ કર્યો હતો. સરકાર અમને પકડવા માંગતી હતી પણ જંગલમાં અમારો પત્તો લાગતો ન હતો.

એક પ્રભાતે મને આભાસ થયો કે મારા પાંચ સાથી રાયપુરમાં પકડાઈ ગયા છે. પોલીસ અધિકારીઓ તથા સમુદાય વગેરે જે બની રહ્યું હતું તે મને સ્પષ્ટ દેખાતું હતું. મેં મારા

સાથીદારોને વાત કરી તો તે બોલ્યા કે મહારાજ, તમને તો ધરપકડ જ દેખાય છે. પણ થોડા સમયમાં જ રાયપુરથી સમાચાર આવ્યા એટલે અમે સભા ભરવા ગયા અને પકડાઈ ગયા.

રાવ ગોપાલસિંહ વેદ, બીકાનેર :

તેમણે બીકાનેર મહારાજાના પ્રતિનિધિની કામગીરી ૧૯૨૩થી ૧૯૪૨ સુધી બજાવી. તેઓને "બીકાનેર વકાલત" નામનો બંગલો સોંપેલો. રાજ્ય તરફથી તેમને જાગીર પણ મળી હતી. તેમના આબુનિવાસના અનુભવો :

સને ૧૯૩૨ નો પ્રસંગ છે. મારી મોટી છોકરી સોલાપુર હતી. ભૂતપ્રેતના ઉપદ્રવથી શરીર તદ્દન નંખાઈ ગયું હતું તેથી સોલાપુરથી કુંવરજી હેમાસિંહનો તાર મળ્યો. આથી હું તરત જ દેલવાડા ગયો પણ ગુરુદેવ જંગલમાં પધારેલા એટલે અનેક સંકલ્પવિકલ્પ થવા મંડ્યા. એટલામાં ગુરુદેવ સામે દેખાયા અને પૂછ્યું: "શાંતિ છે ને?" મેં કહ્યું: "શાંતિ તો આપ જેવા યોગીઓને હોય; અમને સંસારીઓને શાંતિ ક્યાંથી હોય?" ગુરુદેવે કહ્યું: "પહેલાં કરતાં તબિયત કાંઈક સુધારા ઉપર છે, તને સમાચાર મળશે. આ વાસક્ષેપ લો અને કુંવરજી તથા બાઈ બંનેને તાવીજમાં બાંધવાનું લખજે. ઠીક થાય એટલે અહીં આવી જાય." હું પાછો બંગલે પહોંચ્યો ત્યાં જ બીજો તાર આવી ગયો કે તબિયત સુધારા ઉપર છે, આથી મારી શ્રદ્ધામાં વૃદ્ધિ થઈ.

ત્યાં સોલાપુરમાં દિવસે ગુરુદેવને રસોઇયા હણુંતરામે જોયા કે જેણે અગાઉ ગુરુદેવને જોયા નહોતા કે તેમનું નામ પણ સાંભળેલ નહીં. તેણે કહ્યું કે દાઢીવાળા એક મુનિ મહારાજ અંદરના ખંડમાં દેખાયા હતા અને આશીર્વાદ દેતા હતા, એટલે હેમાસિંહજીએ કહ્યું કે આબુવાળા ગુરુદેવ શાંતિવિજયજીએ દર્શન આપ્યાં છે. ચારપાંચ દિવસ બાદ હણુંતરામની સાથે બધાં

આબુ આવ્યાં. હણુંતરામે ગુરુદેવને કહ્યું કે આપે અમને સોલા-પુરમાં દર્શન આપ્યાં હતાં. ગુરુદેવ બોલ્યાઃ "ૐ શાંતિ." બાઈ પર ભૂતપ્રેતાદિનો પ્રકોપ અસાધ્ય હતો. તેને ગુરુદેવની કૃપા વગર સારું થાત નહીં.

એ પ્રકોપથી બાઈને બાળક થતાં નહીં તેમજ જીવવું પણ કઠણુ હતું એટલે જ્યારે એક પુત્ર જન્મ્યો ત્યારે તેના નામ વિશે ગુરુદેવે પૂછતાં તેમણે જણાવ્યું કે અમે તેનું નામ શાંતિકુમાર વિચાર્યું છે. ગુરુદેવે કહ્યુંઃ "ૐ શાંતિ." પંદરમે વરસે તેનો દેહાંત થતાં ખ્યાલ આવ્યો કે ગુરુદેવે તેનું આયુષ્ય પંદર વરસનું જ સૂચવેલું.

એક દિવસ ગુરુદેવના ધ્યાનમાં આવ્યું કે ભગવાનની શોભા-યાત્રામાં બીકાનેરમાં તેર તથા ચૌદ ગવાડ માટે અનુચિત પ્રતિબંધ છે. તે જ સમયે બીકાનેર મહારાજાનો તાર આવ્યો કે તેઓ આબુ રોડ થઈને મુંબઈ તરફ જવાના છે તો ગુરુદેવનાં દર્શનનો પ્રબંધ કરો.

તાર મળતાં હું બામણુવાડા ગયો. ગુરુદેવનાં દર્શન કરતાં તેમણે કહ્યું કે શ્રીપૂજજી ચારિત્રસૂરિજી અહીં છે. આથી હું તેમની પાસે ગયો તો ત્યાં તેમની પાસે તેમના કોટવાલ મકનજી બેઠા હતા અને તેને મોટરમાં વાગી જવાથી લોહી નીકળતું હતું અને મોઢા ઉપર સોજો હતો.

શ્રીપૂજજીએ કહ્યુ કે અમે વિદાય માટે ગુરુદેવની આજ્ઞા માંગતાં તેમણે આજનો દિવસ રોકાવાની આજ્ઞા આપેલી પણ કોટવાલજી ન માનતાં રવાના થયા અને મોટરનો અકસ્માત થઈ ગયો, એટલે અમે પાછા આવ્યા. હવે આજ્ઞા દેશે ત્યારે જઈશું. શોભાયાત્રાના પ્રતિબંધ વિષે વાત થતાં તેમણે પણ કહ્યું કે પ્રતિબંધ દૂર થવો જોઈએ.

બીકાનેર મહારાજાને ગુરુદેવ ઉપર સાક્ષાત ભગવાન જેવી જ શ્રદ્ધા હતી. તેઓ મારવાડ જંકશનથી મુંબઈ તરફ જતા

ત્યારે રસ્તામાં ગુરુદેવનાં દર્શન કરતા અને ભેટ ચડાવતાં. જો સમય ન હોય તો આબુ રોડ સ્ટેશને પ્લેટફોર્મ ઉપર ઊતરી દંડવત કરી લેતા. બીજા વિશ્વયુદ્ધ વખતે તેઓ ઈજિપ્ત જતા હતા. સાથે પૌત્ર કરણસિંહજી વર્તમાન નરેશ હતા. સમય ઓછો હોવાથી માઉન્ટ ઉપર દર્શન કરવા આવી શકયા નહીં અને આબુ રોડ સ્ટેશને મળવાનો તાર આવ્યો. ગાડી ઊભી રહેતાં જ મને હુકમ કર્યો કે ગુરુદેવ, અદ્ધરદેવીજી અને અંબાજી એમ બધાને સો સો રૂપિયા ધરી દેજે. મહારાજાનો એવો નિયમ હતો કે આબુ રોડ ગાડીમાં પાછા બેસતી વખતે ગુરુદેવને દંડવત કરતા પણ તે દિવસે ઘણાં માણસોને મળવાનું થતાં ભૂલી ગયા. ટ્રેન રવાના થઈ ગઈ. પાલનપુર પહોંચતા જ મને તાર કર્યો કે ગુરુદેવને દંડવત કરતાં હું ભૂલી ગયો છું તો ગુરુદેવને ડબલ–બસો રૂપિયા ધરી દેજે.

સ્વીટઝર્લૅન્ડ–નિવાસી ગુરુભક્ત શ્રી જ્યોર્જ સાહેબને એક વખત ઘણી અધીરાઈ આવી ગઈ કે તેમને હજી સુધી આત્મ-સાક્ષાત્કાર કેમ ન થયો? આત્મસાક્ષાત્કાર થયા બાદ જ ગુરુદેવનાં દર્શન કરવાનો નિશ્ચય કર્યો. આથી મને તેની પાસે સમજાવવા જવા કહ્યું કે :

સેલ્ફ રીઆલીઝેશન–આત્મસાક્ષાત્કાર માટે ઘણા જન્મો સુધી પ્રયત્ન કરવો પડે છે. હું પણ ઘણા જન્મોથી આગળ વધતાં વધતાં આ સ્થિતિ એ પહોંચ્યો છું. શું તે એક જ જન્મમાં પ્રાપ્ત કરવા માંગે છે?

ગુરુદેવના નિર્વાણના સમાચાર પ્રાપ્ત થતાં શિરોહી રોડ સ્ટેશનથી કોઈ મોટર, બસ આદિ કંઈ ન મળતાં અમો ગાડું ભાડે કરી રવાના થયા. રસ્તામાં અંધારામાં રસ્તો ભૂલી જતાં મૂંઝાયા. એટલામાં સામે લાલ રોશની બધાને દેખાણી અને તે રોશની અમારા માર્ગદર્શન માટે જ હતી તેમ જાણી તે તરફ ગાડાં ચાલતાં થયાં. સવારે ખબર પડી કે સામે જ માંડોલી

છે. લાલ રોશની કઈ તરફ આકાશમાં ગઈ તે ખબર પણ ન પડી અને એક લીલા રંગનો તારો આકાશ તરફ જતો જોયો.

નૂતન મિલ અમદાવાદના માલિક શેઠ પાંતિલાલ ભોગીલાલ નાણાવટીને ગુરુદેવનો બાવીસ વરસનો અનુભવ હતો. બાવીસ વરસ પહેલાં પણ તેઓ મંત્રશાસ્ત્રના મર્મજ્ઞ હોવાથી ગુરુદેવ સિવાય બીજે ક્યાંય તેમનું સમાધાન થયુ ન હતું. તે કહે છે કે આપણે ગુરુદેવ ભગવાનનાં દર્શન કર્યાં છે એટલે આપણે પરમ ભાગ્યશાળી છીએ. ગુરુદેવની કોટીના મહાપુરુષ આ વિશ્વમાં વારે વારે જોવા મળે તેમ નથી, અને ભવિષ્યમાં પણ તેવી આશા રાખવી ન જોઈએ.

**અન્નપૂર્ણાદેવીનો પ્રભાવ:**

વીરમગામ પાસે માંડલ ગામમાં રહેતા બ્રાહ્મણ નટવરલાલ જે માણેકલાલ કાકાના ભાઈ થાય તેઓ દશેરાના દિવસે અચળ-ગઢ ગુરુદેવનાં દર્શન કરવા આવેલા. તેમને અન્નપૂર્ણા દેવીનો પ્રભાવ જોવાની ઇચ્છા થતાં ગુરુકૃપાથી આખો ઓરડો જુદી જુદી મીઠાઈ વગેરેથી ભરાઈ ગયો. બધા યાત્રીઓને બત્રીસ જાતનાં ભોજન પેટભર પીરસ્યાં. ગુરુદેવને પણ એક રોટલી વહોરાવી.

એક વખત નટવરલાલ તથા તેમના પુત્ર ગુરુદેવ સાથે ભૃગુ આશ્રમથી જંગલ તરફ નીકળ્યા. ચાલતાં ચાલતાં એક જગ્યાએ પહોંચ્યા ત્યારે ગુરુદેવે કહ્યું કે આપણે અહીં ક્યાં પહોંચ્યા? આબુનો આ સેન્ટર મધ્યભાગ છે. અહીં કૂવો પણ છે. નટવરલાલ ટેકરી ઉપર ચડી બોલ્યા કે અહીં તો પાણી સિવાય બીજું કાંઈ દેખાતું નથી ત્યારે ગુરુદેવે ત્રણ વાર "ૐ ગુરુદેવ"નો ઉચ્ચાર કર્યો કે ત્રણેય ટેકરી ઉપર પહોંચી ગયા.

મુંબઈના મસાજ સ્પેશ્યાલિસ્ટ ડોકટર ભોંસલે વિશ્વના જુદા જુદા દેશોમાં ઉપચાર કરવા ફરતા હતા. તેમણે મારો પણ ઉપચાર કર્યો છે. તેઓ ગુરુદેવના ભક્ત છે. સંવત ૧૯૫૮માં

જ્યારે ગિરનાર ગયા હતા ત્યારે તેમણે દર્શન કરેલાં. ઈ. સ. ૧૯૫૪માં ગુરુપૂર્ણિમાના અવસરે તેઓ આફ્રિકાના વિશાળ જહાજ દ્વારા મુસાફરી કરતા હતા. સાથે ત્રણ પટેલ પણ હતા. તે દરિયાઈ મુસાફરીમાં અગાધ સમુદ્રમાં ગુરુદેવે પ્રત્યક્ષ દર્શન દઈ વીસ મિનિટ વાતચીત કરી હતી.

શ્રી રૂપચંદ હેમાજી, માંડોલીનગર :

ફલોદીનિવાસી શ્રીમાન બાલચંદજી બછાવતની પત્નીની તબિયત એવી બગડી ગઈ કે ડૉક્ટરોએ હાથ ખંખેરી નાખ્યા હતા. બાલચંદજીએ રાતે નક્કી કર્યું કે સવારે ઊઠતાં વેંત જ ગુરુદેવના આશીર્વાદ માટે તાર કરવો, પણ સવારના પહોરમાં જ ગુરુદેવનો પત્ર મળ્યો કે "તમારો તાર મળ્યો, મારા આશીર્વાદ છે." તબિયત તુરત જ સુધરી ગઈ.

કુન્નુરમાં બાલચંદજીની મોટર, ડ્રાઇવરના કબજામાં ન રહેતાં પાળ તોડી આગળ વધી પણ એક મામૂલી ઝાડને અડીને ઊભી રહી ગઈ, અને નીચેની ખાઈમાં પડતાં બચી ગઈ.

એક વાર બાલચંદજીએ કુન્નુરના જંગલમાં એવો વિચાર કર્યો કે ગુરુદેવ અહીં દર્શન આપે તો કેટલો આનંદ થાય! તત્ક્ષણે જ ગુરુદેવનાં પ્રત્યક્ષ દર્શન થયાં.

એક દિવસ ગુજરાતથી ચાર યાત્રાળુઓ ગુરુદેવનાં દર્શન કરવા આવેલા. અચળગઢ અને દેલવાડા વચ્ચે અચાનક મોટર સડક ઉપરથી નીચે પડી. ચારે યાત્રાળુ તથા ડ્રાઇવર એક પત્થર ઉપર પડી ગયા અને મોટર પાંસઠ ફૂટ નીચે પડી ગઈ હતી. કોઈને ઇજા પણ થઈ નહીં અને બધા આનંદથી દર્શન કરવા ગયા.

માંડોલીમાં ગુરુદેવ ભગવાનની પ્રતિષ્ઠા બાકી હતી. ત્યાર પહેલાં મદ્રાસમાં સુપ્રસિદ્ધ હીંગવાળા હીરાલાલ મણિલાલને ચંદ્રમામાં કમલાસન ઉપર ગુરુદેવ બેઠેલા તેવાં દર્શન થયાં પણ માંડોલીમાં પ્રતિષ્ઠા થયા બાદ દર્શન થયાં નહીં.

કલકત્તાનિવાસી પ્યારેલાલ જયપુરમાં મને મળ્યા. તેમણે કહ્યું કે અગાઉ એક દિવસ મને કલકત્તા ગુરુદેવનો તાર મળ્યો કે "તને અને તારા કુટુંબને આશીર્વાદ." આથી વિચાર આવ્યો કે કાંઈક બનવાનું હશે. થોડી વાર પછી અમે એક ટાંગામાં બેસીને જતા હતા તેવામાં એક ટ્રકે ટાંગો હડફેટમાં લીધો જેથી અમે રસ્તા ઉપર ફેંકાઈ ગયા અને ટાંગાનો ભુક્કો થઈ ગયો. અમોને જરા પણ ઇજા થઈ નહીં.

સ્વીટઝર્લેન્ડ-નિવાસી જ્યોર્જ સાહેબ અરવિંદ ઘોષ અને રમણ મહર્ષિ પાસે પણ ગયેલા પણ તેમની શંકાનું યથાર્થ સમાધાન, તેઓની સલાહ મુજબ ગુરુદેવ પાસે જવા કહેતાં ગુરુદેવ દ્વારા જ થયેલું અને અંતે જીવન પર્યંત ગુરુદેવ પાસે રહીને યોગસાધના કરેલી. એક દિવસ તેઓ ગુફામાં ધ્યાન કરતા હતા તેવામાં તેમને એક એવો તુક્કો સૂઝ્યો કે ગુરુદેવ જો સર્વોપરી પરમાત્મા જ છે તો મને અહીં બેઠાં જ હિમાલયનાં ફળો કેમ ન ખવરાવે? સંકલ્પ થતાં જ તેમની સામે હિમાલય પહાડ આવ્યો અને અનેક પ્રકારનાં વૃક્ષો ફળોથી લચી પડેલાં દેખાયાં. જ્યોર્જ સાહેબે તોડી તોડીને પેટ ભરીને ફળો ખાધાં અને બીજાઓને પણ પાછળથી ખવરાવ્યાં.

જ્યોર્જ સાહેબ બાળક જેવા જ હતા. એકવાર કોઈ કેરી ખાતું હતું તે જોઈ તેમણે પૂછ્યું કે આ ક્યાંથી લાવ્યા? પેલાએ સામેનો આંબો બતાવ્યો અને કહ્યું કે ઝાડ ઉપર ચડી તોડી લ્યો. જ્યોર્જ સાહેબ ચડ્યા પણ પગ સરકી જતાં ઘણે ઊંચેથી નીચા પડ્યા. પડતી વખતે "ગુરુદેવ" એટલું જ બોલ્યા હતા અને તેમને કાંઈ પણ ઈજા થઈ ન હતી.

માંડોલીમાં ગુરુદેવ ચાતુર્માસ હતા ત્યારે જ્યોર્જ સાહેબને "વોટ ઇઝ જૈનીઝમ?" (જૈન ધર્મ શું છે) તે અંગ્રેજી પુસ્તક કોઈએ આપ્યું. તે વાંચી જતાં તેને શંકા થઈ "હાલ મોક્ષમાર્ગ બંધ છે" તેમ લખેલું છે તો આ મહાપુરુષ પાસે રહેવાથી શું

લાભ થવાનો હતો? આમ તેનું મગજ ડામાડોળ થઈ ગયું. ગુરુદેવ ભગવાનને પણ તેની શંકાની ખબર હતી એટલે ગુરુદેવે તેની રૂમમાં દિવ્ય રીતે ઉપસ્થિત થઈ સાક્ષાત પરમાત્માસ્વરૂપ બતાવી તેની શંકાનું સમાધાન કર્યું. બીજે દિવસે તેણે મારી પાસે આવી બધી વાત કરી કહ્યું કે ખરેખર ગુરુદેવ સાક્ષાત પરમાત્મા જ છે.

શ્રી ચંદનમલજી નાગોરી, છોટી સાદરી :

યોગીરાજના ઉપદેશથી ગ્રામજનતા પ્રભાવિત થતી હતી. માર્કંડેશ્વરના મેળામાં હરિજન મંડળ તથા બીજી ઘણી જાતિઓના લોકો એકત્ર થયેલા હતા. તેઓએ ગુરુદેવને પાટ ઉપર બિરાજવા વિનંતી કરી. આ વાત ૧૯૯૦ના વરસની છે.

ગુરુદેવે "શરાબ–દારૂ પીવો નહીં, માંસાહાર કરવો નહીં, પાણી કપડે ગાળીને પીવું" વગેરે બોધ આપતાં, ત્યાં એકત્ર થયેલા લુહાર, ગાચ્છા, ભંગી, મેણા, મહેતર, બલાઈ વગેરે જાતિવાળાઓએ ગુરુદેવનાં ચરણમાં શીશ નમાવી, બોધ ગ્રહણ કરી ઠરાવ મૂક્યો કે જે આ આજ્ઞાનું ઉલ્લંઘન કરશે તેને તેના મોવડીઓ ૧૧ થી ૨૫ રૂપિયા સુધી દંડ કરશે. ૫૦ માઈલ સુધીનાં ગામોમાં આ હુકમ ફેરવ્યો. આટલું મોટું કામ એક જ દિવસમાં આવી યોગવિભૂતિ જ કરી શકે. આ મેળા વખતે જ પાડીવના રહીશ બ્રાહ્મણ ચુનિલાલજી શંકરલાલજી કે જેઓ મુંબઈમાં કસ્ટમ હાઉસ રોડ ઉપર રહે છે તેમણે માર્કંડેશ્વરમાં પાઠશાળા બનાવવા ત્રણ હજાર રૂપિયા આપવાનું જાહેર કર્યું.

એક સોનીનો છોકરો ઘેરથી ચાલ્યો ગયો. શોધખોળ કરતાં પણ ન મળ્યો એટલે ગુરુદેવ પાસે આવી ઉપવાસ ચાલુ કરી હઠાગ્રહ કર્યો કે મારો છોકરો બતાવો. લોકોએ તેને ઘણો સમજાવ્યો પણ હઠાગ્રહી માન્યો નહીં. ત્રીજે દિવસે ગુરુદેવે કહ્યું કે આબુ રોડ સ્ટેશન ઉપર જા ત્યાં મળશે. તે આબુરોડ

પહોંચ્યો કે છોકરો ટ્રેનમાંથી ઊતર્યો. તેને લઈ ગુરુદેવ પાસે આવી આશીર્વાદ લઈ ચાલ્યો ગયો.

એક સમય હું બામણવાડજીમાં હતો ત્યારે બીકાનેર મહારાજા પધારતાં મેં તેમના માટે ચટાઈ પાથરી પણ તેઓ તે જાજમને એક બાજુ કાઢી નાખી નીચે જમીન ઉપર બેઠા. લોકોને આ ખબર પડતાં એકત્ર થઈ જોવા લાગ્યા. નરેશની આજ્ઞાથી નારિયેળની પ્રભાવના કરવામાં આવી હતી. ત્યાર બાદ તેઓ મંદિરમાં દર્શન કરવા ગયા અને ત્યાં પણ ભેટ મૂકી હતી.

શ્રી રૂપચંદ હેમાજી શાહ, માલવાડા :

પોમાવાના શેઠ હેમાજી રતનચંદજી ગુરુદેવના પરમ ભક્ત હતા. પણ વરસો સુધી ગુરુદેવનાં દર્શને ગયેલા નહીં, ઘેર જ ભક્તિ કરતા. એક દિવસ ૪૫૦ તોલા સોનાનાં ઘરેણાંના ડાબલાની ચોરી થઈ ગઈ, આથી તેમણે નક્કી કર્યું કે જો માલ પાછો મળી જાય તો તુરત જ ગુરુદેવનાં દર્શન કરવા જઈશ. બે દિવસ પછી ઘરની નાની બારીમાંથી ડાબલો ઘરમાં ફેંકાયો. તેમાં પૂરેપૂરો માલ હતો. તેઓ તરત જ દર્શન કરવા ગયા. હેમાજીએ મને વાત કરતાં ખાતરી થઈ કે ગુરુદેવ ગમે ત્યાં હોય તોપણ દૂર દૂરના ભક્તોનું કેટલું ધ્યાન રાખે છે!

અનાદરામાં સ્વ. આચાર્ય નીતિવિજયજીના છ સાધુમુનિરાજ ગુરુદેવ ભગવાનનાં દર્શને આવેલા. તેઓમાં અશોકવિજયજી મુખ્ય હતા. તેમને ગુરુદેવના ફોટામાં સિંહવાઘ વગેરે જોઈ તેમ બનવું અસંભવિત લાગ્યું. ગુરુદેવ અત્યારે શું કરે છે તે જોવા ચાંદની રાત્રે બંગલા આસપાસ ફરવા માંડ્યા. ગુરુદેવે "અશોકવિજય" નામથી બોલાવતાં કહ્યું કે પાછલે દરવાજેથી અંદર આવો. ત્યાં જતાં જ ગુરુદેવ ભગવાનને બે વાઘ વચ્ચે બેઠેલા જોઈ સ્તબ્ધ થઈ ગયા. ગુરુદેવે કહ્યું કે ડરો નહીં, વાઘ કાંઈ કરશે નહીં. તે ધીમે ધીમે અંદર ગયા. વાઘને ગુરુદેવે ચાલ્યા

જવા આજ્ઞા કરતાં વાઘ ચાલ્યા ગયા. તેમણે થોડી વાર ગુરુદેવ સાથે વાતચીત કરી અને ઉપાશ્રયમાં જઈને બધા સમુદાયને નિવેદન કર્યું. બીજે દિવસે સભામાં પોતાનો અનુભવ કહેવા ઊભા થયા પરંતુ ગુરુદેવે તેમને બોલવાની તક આપ્યા વગર તુરત જ વિહાર કરી જવા આદેશ આપ્યો.

જ્યારે અનાદરાથી માલગામ તરફ વિહાર કર્યો ત્યારે તેમને વળાવવા સાધ્વીજી મહારાજ પ્રમોદજી પોતાની શિષ્યાઓ સાથે તેમજ થોડા ભક્તો દૂર સુધી ગયેલા ત્યારે અશોકવિજયજીએ બધી વાત કરી.

ગુરુદેવ ભગવાન ૧૯૯૯માં અનાદરામાં બિરાજતા હતા ત્યારે કલકત્તાથી બહાદુરસિંહજી સિંઘીનાં માતુશ્રી દર્શન કરવા આવેલાં. તેમને છ પ્રશ્નોનો ખુલાસો જોતો હતો તે લખી ગુરુદેવને ચીઠ્ઠી આપી. ગુરુદેવે તો થોડા દિવસો અગાઉથી જ જે પ્રશ્નો તે પૂછવાના હતા તેનો ખુલાસો લખી રાખેલો એટલે તુરત જ ખુલાસો આપી દેતાં માજી ચકિત થઈ ગયાં. તેમને ગુરુદેવના જ્ઞાનનો પ્રત્યક્ષ અનુભવ થયો.

કાલિન્દ્રીના હીરાચંદ શેઠ પણ અનાદરા દર્શન કરવા આવેલા. તેમનાં નાની દીકરી મા સાથે રહે છે. તે નાહવાધોવા ગયેલ અને નાહતી વખતે સોનાનો હાર કપડામાં વીંટી મૂકી રાખેલો. રેંટવાળાએ તે લઈને ખાડામાં મૂકી દીધેલો. નાહ્યા પછી હાર ન જડતાં રેંટ ચલાવનારને પૂછ્યું પણ તેણે તો 'દેખ્યો જ નથી' તેમ કહેલું. ગુરુદેવને કહેતાં તેમણે કહ્યું કે સુરતવાળા હીરાચંદભાઈ ધ્યાનમાં બેસશે પછી એક અરીસો લઈ તમારી સામે આવશે. તે અરીસામાં હાર ક્યાં છે તે દેખાશે એટલે ત્યાંથી લઈ તમને આપશે. તે પ્રમાણે ખાડામાંથી હાર કાઢી આપ્યો. વાસ્તવમાં હીરાચંદભાઈમાં એવી કોઈ શક્તિ ન હતી પણ ગુરુદેવ પોતાના ભક્તોની મહત્તા બતાવવા તેમ કરતા.

બે રાજપૂત અજારીથી અનાદરા દર્શન કરવા આવેલા. તેમણે ભક્તો સમક્ષ વાત કહીઃ "કાલે સાંયકાળે ગુરુદેવ સરસ્વતી મંદિરમાં ધ્યાન કરતા હતા એટલે અમે અજારી ઠાકોર સાહેબને વાત કરી કે ગુરુદેવ પધાર્યા છે. અમે બધા પાછા ત્યાં ગયા તો અદૃશ્ય થઈ ગયેલા. તપાસ કરતાં ખબર પડી કે ગુરુદેવ તો અનાદરામાં છે. એટલે આજે અહીં દર્શન કરવા આવ્યા છીએ."

ગુજરાતથી ચાર કુસારો અનાદરામાં દર્શન કરવા આવેલા. ભક્તોની ઘણી ભીડ હતી. તે સાંજે આવેલા. ગુરુદેવ ધ્યાનમાં હોવાથી દર્શન થયાં નહીં, આથી તેઓએ દર્શન કર્યા વગર ચાલ્યા જવા નક્કી કર્યું. રાત્રે તેઓ ચાંદની નીચે સૂતેલા તે વખતે એક સર્પ તેમને ડસવા આવતો હતો. રાત અજવાળી હતી અને તેઓ ભરનિદ્રામાં હતા. તેમને જગાડવા માટે એક મીંદડી જોરથી ફુંફાડા મારવા માંડી. ચારે જણ જાગી જતાં દૂરથી સર્પને આવતો જોયો એટલે તેઓ ખસી ગયા અને મીંદડી ગુરુદેવના બંધ કમાડમાં અદૃશ્ય થઈ ગઈ. ચારે જણે જોયું તો બંધ કમાડમાં આંગળી પણ જઈ શકે તેમ નથી તો મીંદડી કેવી રીતે ગઈ! આથી તેઓને ખાતરી થઈ કે ગુરુદેવે જ તેઓની રક્ષા કરી છે. સવારે પાંચ વાગ્યે નગીનદાસ ભગત મારફત તે ચારેને ગુરુદેવે બોલાવ્યા. સર્પની વાત નીકળતાં ગુરુદેવે "ૐ શાંતિ" કહી વિદાય આપી. દેશળકાકા રોજ સવારે વહેલા ફરવા જતા. તેમને તે ચારે રસ્તામાં મળ્યા. ગુરુદેવે તેઓની રક્ષા કરી તેમ જ દર્શન આપ્યાં તે બધી વાત કરી.

બે રબારી ઘણાં વરસોથી આંધળા હતા અને ગુરુદેવનાં દર્શન કરવા આવતા. ગુરુદેવની આજ્ઞાનુસાર પરમાર્થ ઔષધાલયમાંથી દવા લેતાં દેખતા થયેલા.

સુવર્ણમહોત્સવ ઊજવણી વખતે અનાદરામાં ગુરુદેવ ભગવાને બધાનું ધ્યાન ખેંચેલું કે આગ લાગવા સંભવ છે, એટલે સાવધાની રાખવી. પાલણપુરની ત્રણ બહેનો—એક બેનનું નામ

ગોટાબેન, બીજી બાલાબેન અને ત્રીજી કાંતાબેન મંડપમાં સ્નાત્ર-પૂજા ભણાવતી હતી. દીપકની જ્યોતથી બાલાબેનની સાડી આખી સળગી ગઈ પણ શરીરને કાંઈ આંચ આવી નહીં.

ગુરુદેવને લીલો રંગ પસંદ હતો. ગુલાબી રંગનો ભારે પડદો મંડપ ઉપર નાખવા તૈયાર કરેલો એટલે ગુલાબી રંગ કાઢી તેના ઉપર લીલો રંગ કરી પડદો મંડપ ઉપર ખિછાવ્યો, નાગપુરવાળા કિશનલાલ કાઠાને લીલો રંગ ન ગમતાં મંડપનાં દ્વાર ઉપર એક ગજનો પીળો કટકો લગાવી દીધો. અચાનક મંડપમાં આગ લાગી અને તે પીળો કટકો બળી ગયો. બાકી બધું સલામત રહ્યું. શ્રી કાઠાને ત્યારે ભાન થયું કે મહાપુરુષ કહે તેમ જ કરવું યોગ્ય છે.

અનાદરા ગામમાં સાધ્વીજી મહારાજ શ્રી જયવંતશ્રીજી, પ્રમોદશ્રીજી આદિ ૧૧ ઠાણા હતા, અને વિજ્ઞાનશ્રીજી, વિચક્ષણ-શ્રીજી પણ પરિવાર સહિત હતા. એક દિવસ વિચક્ષણશ્રીજી મહારાજ ધર્મશાળા બહાર લીમડાના ઝાડ નીચે પોતાની શિષ્યાઓ સાથે ધર્મગોષ્ઠિ કરતા હતા. હું પણ ત્યાં ઊભો હતો. પછી બધાં ધર્મશાળામાં ગયાં. તે જ વખતે અચાનક તે લીંબડાનું લીલું છાડ જમીનદોસ્ત થયું પણ કોઈને કાંઈ ઇજા ન થઈ. ગુરુદેવની કૃપાથી બધાં બચી ગયાં.

અચળગઢમાં ગુરુદેવની તબિયત સારી ન હતી અને નાગ-પુરી કાકા એક જમણમાં દૂધપાક ખાવા ગયેલા. સાંજે ધનકોર-માજીએ કાકાને બોલાવીને કહ્યું કે ગુરુદેવની તબિયત સારી ન હતી અને તું દૂધપાક ખાવા ગયો? હવે મારી પાસે આવીશ નહિ. કાકા ગુરુદેવ પાસે ગયા તો તેમણે તેમની સામું પણ ન જોયું. સાંજે કાકાએ ધનકોરમાજીની માફી માગી એટલે ફરી ગુરુદેવનાં દર્શન કરવા ગયા ત્યારે ગુરુદેવે પ્રેમથી બોલાવ્યા, આમ ધનકોર માજીનું મહત્ત્વ વધાર્યું.

આવી જ રીતે મઢડાવાળા શિવજીભાઈ પણ માજીને ત્યાં ભજનમાં ન જતા. માજીએ કહ્યું કે લખનૌવાળાને ત્યાં ભજનમાં જાય છે અને અહીં નથી અવાતું? તેઓ ગુરુદેવ પાસે જતાં ગુરુદેવે પણ માર્મિક કટાક્ષ કર્યો એટલે તેઓ પણ ધનકોર-માજીની માફી માગી આવ્યા એટલે ગુરુદેવ પ્રસન્ન થયા.

ધનકોરમાજીને ત્યાં અખંડ દીપક રહેતો. તેનું ખર્ચ તો કિકરદાસ ભોગવતા પણ માજીની શ્રદ્ધા હતી કે અખંડ દીપકથી ગુરુદેવ ત્યાં જ છે અને તેમ તેમનું મહત્ત્વ વધાર્યું.

**શ્રી માલાજી રૂપચંદજી :**

વાંકડિયા વડગામવાળા માલાજી મનરૂપજીની ભક્તિ ઘણી જ ઉત્કૃષ્ઠ છે. દેખાવમાં સાદા હોવા છતાં તેમની ગણતરી પરમ ભક્તોમાં છે.

તેમના પર પ્રતિસ્પર્ધી વેપારીઓએ મેલી વિદ્યાનો ઉપદ્રવ કરેલો. તેઓ પહેલવહેલાં ગુરુજીના દર્શનાર્થે જુન ૧૯૪૩માં આવતાં બચી ગયા. તેઓ ગુરુદેવ પાસે આવતાં જ તેમના મોઢેથી ઉદ્દગાર નીકળી ગયાઃ "માલા, તારું કોઈ પુણ્ય હશે, જેથી તું અહીં આવી ગયો બધું સારું થઈ જશે." આમ તેને નવજીવન મળ્યું.

ગુરુદેવના નિર્વાણસમયે સહપરિવાર આગ્રા સ્ટેશનેથી તે ઊંટ ઉપર આવી રહ્યા હતા. ઊંટ ઉપર બેઠાં બેઠાં બધાં રોવા મંડ્યાં કે ગુરુદેવ અમને મૂકીને ચાલ્યા ગયા. તે જ ક્ષણે ગુરુદેવે સાક્ષાત પધારી બધાંને દર્શન આપ્યાં. સંધ્યાસમય હતો. ગુરુદેવ પાટ ઉપર બિરાજ્યા હતા અને પાટની ચારે તરફ દીપક જલતા હતા. બધાંને દર્શન થતાં ઘણાં ખુશી થયાં અને બધાની ભાવના વિશેષ જાગૃત થઈ.

એકવાર તેમના પગ ઉપર ચુનો પીસવાનો ભારી મોટો પથ્થર પડેલો. ઘણી જ પીડા હતી પણ આપે કાંઈ સારવાર

કરી નહીં. ત્રણ મહિના પથારીવશ રહ્યા અને માત્ર ગુરુદેવનું સ્મરણ કરતા. અંતમાં માંડોલી ગુરુદેવનાં દર્શન કર્યાં. તેમને પૂરેપૂરો આરામ થઈ ગયો અને છૂટથી હાલવાચાલવા લાગ્યા.

કામકાજનો અને વ્યવહારનો ગમે તેટલો બોજો હોય તોપણ રાત્રે ગુરુદેવની માળા કર્યા વિના કદી સૂતા નહીં. માળા કરતી વખતે સમયનું ભાન પણ રહેતું નહીં. કોઈ કોઈ વાર તો સવાર સુધી માળા ચાલુ રહી જતી.

એક દિવસ તેમણે મનમાં ગુરુદેવને પ્રાર્થના કરી કે માળા કરતાં કરતાં ઊંઘ આવી જાય તો મને જગાડી દેજો અને તે પ્રમાણે ગુરુદેવ જાગૃત કરી દેતા. એક દિવસ માલાજીના વાંસામાં એવો ધબ્બો માર્યો કે તેના અવાજથી બધાં જાગી જતાં તેમણે કહ્યું કે ગુરુદેવ પધારેલા, પણ ત્યાર પછી ગુરુદેવ કદી આવ્યા નહીં.

એક દિવસ માલાજી જોધપુર ધર્મશાળામાં રહ્યા હતા ત્યારે કોઈએ તેનું પાકીટ ચોરી લીધું. માલાજીએ બુલંદ અવાજે કહ્યું: "મેં કદાપી અનીતિ કરી નથી, મારું પાકીટ લેનારને ઘણી તકલીફ થશે." આમ બોલતાં જ ચોરને પેટમાં સખત પીડા થવા માંડી અને ઊલટીઓ થઈ. તુરત જ માલાજીના રૂમમાં પૂરેપૂરા પૈસા ભરેલ પાકીટ પાછું આવી ગયું.

એક માણસને જીનનો વળગાડ હતો. માલાજી પાસે જતાં તેણે કહ્યું: "મારે ઘેર આવી ગુરુદેવ ભગવાનનાં ફોટાનાં દર્શન કરી જા. તેનાથી તને શાંતિ થઈ જશે." તેમ કરતાં જે જીન કોઈથી નહોતું નીકળતું તે સદાને માટે ચાલ્યું ગયું.

તેમણે જીરાનો વેપાર કરેલો. તેમની સાથે બીજા વેપારીઓએ પણ માલ ખરીદેલો. ગુરુદેવ ભગવાને સ્વપ્નામાં ફરમાવ્યું કે જીરું વેચી નાખ. આથી તેણે વેચી નાખ્યું અને બાર હજાર રૂપિયાનો ફાયદો થયો. બીજા વેપારીઓ તેજીની ધારણામાં રહ્યા અને અંતે તેઓને નુકસાન વેઠવું પડ્યું.

ગુરુદેવ ભગવાન સદેહે અચળગઢ હતા ત્યારે પૂછેલું:
“માલા, માંડોલી ધ્યાન કરું કે આબુ ધ્યાન કરું?” માલાજી
કંઈ બોલ્યા નહીં ત્યારે ગુરુદેવે કહ્યું: “બંને જગ્યાએ ધ્યાન
કરીશ.” માલાએ પૂછ્યું: “બંને જગ્યાએ ધ્યાન કેમ બને?”
ગુરુદેવે કહ્યું: “બંને જગ્યાએ કરીશ.” આથી એમ નક્કી
થયું કે ગુરુદેવનો બંને જગ્યાએ વાસ છે.

તેઓ દરરોજ કબૂતરોને ત્રણ કીલો અનાજ નાખે છે
છતાં કબૂતર દુકાનમાં આવીને પણ ખાય છે તોપણ તેને ઉડાડતા
નથી. છોકરાઓને પણ કબૂતરને ઉડાડવાની મનાઈ કરી છે.
તેઓ માને છે કે કબૂતરના તકદીરનું છે તો તેમને કેમ રોકવાં?

તેમના જીવનનાં બે સૂત્રો મનન કરવા જેવાં છે: એક તો
ભક્તિ કરવી અને મસ્ત રહેવું; બીજું ભક્તિ એ જ સાચું ધન
છે. તેઓની સહપરિવાર ગુરુદેવની ભક્તિ અને શ્રદ્ધા છે. તેમની
ગામમાં ઘણી આબરૂ છે. મોટા મોટા અધિકારીઓ પણ તેમને
માન આપે છે. તેઓ કિરાણાના નામાંકિત વેપારી છે. સદા
ન્યાય અને નીતિથી વ્યવસાય કરે છે. તેઓ હજુ વિદ્યમાન છે.

પૂનાવાળા ચત્રભુજભાઈ રણછોડદાસ ચિંતામણી પાર્શ્વનાથ
મંદિરમાં પૂજા કરતા હતા ત્યારે એક એવો અવાજ સાંભળ્યો
કે થોડા દિવસમાં દુનિયાના સર્વોત્કૃષ્ટ મહાપુરુષનાં દર્શન થશે.
આ અવાજ અધિષ્ઠાયક દેવનો હતો. એવામાં જોગાનુજોગ તેઓ
આબુ સહપરિવાર ગયા અને દેલવાડામાં ગુરુદેવનાં દર્શન થયાં.
ગુરુદેવે તેમને તુરત પૂછ્યું: “મંદિરમાં કાંઈ અવાજ સંભળાયો
હતો?” ત્યારથી તે ગુરુદેવના ભક્ત બની ગયેલા પણ દ્વેષી
આચાર્યોએ ઊલટુંસુલટું સમજાવતાં ત્રણચાર વરસ દર્શન કરવા
ગયા નહીં.

એવામાં તેમણે ફરી અધિષ્ઠાયક દેવનો અવાજ સાંભળ્યો:
“ચત્રભુજભાઈ! તમને ભગવાન મળ્યા હતા તેને કેમ ભૂલી
ગયા? તમને એવું શું કારણ મળ્યું કે અશ્રદ્ધા થઈ ગઈ?”

તેઓ તુરત જ અચળગઢ દર્શન કરવા ગયા. ગુરુદેવે કહ્યું: "ડોસા, આવી ગયા?" તે વખતે તેમની ઉંમર પચાસ વરસની જ હતી છતાં ડોસા કહીને તેમનું લાંબું આયુષ્ય બતાવ્યું. આજે લગભગ નેવુ વરસ ઉપરની તેમની ઉંમર છે અને જ્યારે જ્યારે ગુરુદેવની વાત કરે છે ત્યારે આંખમાંથી આંસુની ધાર વહે છે.

તેઓ પુનામાં પ્રભાત રોડ ઉપર રહે છે. તેમના બંગલામાં ગુરુમંદિર છે.

**ગુરુદેવનાં દર્શન અને મારી મનોકામના :**
**શ્રીમતી ચંચલકુંવર મહેતા (ઉમેદસૂરજનાં ધર્મપત્ની) જોધપુર:**

મારા નાના ભાઈનું અકાળે અવસાન થતાં મારું મન વ્યગ્ર થઈ ગયું હતું. મનમાં એમ થયું કે કોઈ મહાપુરુષ મળી જાય તો ભાઈ વિશે કાંઈ જાણી શકું. એવામાં અજીમ-ગંજના રાજા વિજયસિંહજીની તબિયત એકાએક ખરાબ થઈ જતાં તેમનાં સાસુ કે જે મારાં મામીસાસુ પણ થતાં હતાં તે બામણવાડા ગુરુદેવના આશીર્વાદ લેવા ગયેલાં. તેમણે લખ્યું કે અમે હમણાં અહીં નજીક આવ્યાં છીએ તો બામણવાડા આવી જાવ. રજા લઈને અમે ગયાં પણ દિલમાં ભાઈના વિરહની વેદના બહુ હતી.

ત્યાં જતાં મનમાં થયું કે યોગીરાજ જરૂર મને સાન્ત-વન આપશે. તેમનાં દર્શન કરતાં જ મને બહુ રડવું આવ્યું. બીજે દિવસે ગુરુદેવે મને બોલાવી પ્રેમથી પાસે બેસાડી, પણ કંઈ કહ્યું નહીં અને પોતે ધ્યાનમગ્ન થઈ ગયા. થોડી વારમાં કલકત્તાવાળા ભીમસિંહ આવતાં હું ધર્મશાળામાં ચાલી ગઈ.

તે દિવસે અમે જોધપુર પાછાં ગયાં. થોડા દિવસ બાદ ગુરુદેવ સ્વપ્નામાં મને મારો ભાઈ હતો ત્યાં લઈ ગયા. ગુરુદેવે કહ્યું: "તારા ભાઈને લે." મેં ભાઈને ખોળામાં લીધો પણ

તેનામાંથી એટલી બધી દુર્ગંધ આવતી હતી કે હું સહન કરી શકી નહીં. મેં કહ્યું: "પ્રભુ, આનો ઉપાય કરો."

ફરી ગુરુદેવનાં દર્શન કરવા ગઈ ત્યારે ગુરુદેવે કહ્યું: "હવે તો શાંતિ થઈને?" થોડી વાર પછી ગુરુદેવને એક ગુફામાં બિરાજેલા જોયા. પણ હું અંદર જઈ શકી નહીં. મારો મૃત ભાઈ ત્યાં દેખાયો અને મને ગુરુદેવ પાસે લઈ ગયો. ત્યાં આહોર-વાળી ભોળીમા ગુરુદેવની પૂજા કરતી હતી. ભોળી માને ધન્ય છે.

પછી જ્યારે બામણવાડામાં ગુરુદેવનાં દર્શન કર્યાં ત્યારે ગુરુદેવે પૂછ્યું: "મોહની ગંધ હવે તો દૂર થઈને?" તે દિવસથી મને ભાઈ પ્રતિ મોહની જે વેદના હતી તે નષ્ટ થઈ ગઈ. ગુરુદેવે આશીર્વાદ આપ્યો.

ગુરુદેવ દેલવાડા બિરાજતા હતા ત્યારે એક ગુજરાતી ભાઇ તેના નાના ભાઈનાં લગ્ન કરાવી પોતાના આખા કુટુંબ સાથે ત્યાં દર્શન કરવા આવ્યા. તેમનું નામ જગુભાઇ હતું. ગુરુદેવે તેમને પૂછ્યું કે જો અહીં દેહાંત થાય તો કેમ? જગુભાઈએ કહ્યું કે મારાં એવાં અહોભાગ્ય ક્યાંથી કે આપનાં ચરણમાં દેહાંત થાય? ત્રીજે દિવસે જ જગુભાઈના પેટમાં અસહ્ય પીડા ઊપડી. મને (ચંચલકુંવરને) ગુરુદેવે તેમની પાસે મોકલી. હું જગુભાઇના શાંત મુખારવિંદને જોઈ રહી હતી ત્યાં એકાએક ગુરુદેવ પધાર્યા. જગુભાઈએ શાંતિથી યોગીરાજને વંદન કર્યાં. ગુરુદેવે તેના ઉપર ઓઘો ફેરવ્યો અને જગુભાઈએ હાથ નીચા કરી દીધા. ગુરુદેવ બહાર ગયા અને જગુભાઈએ પ્રાણ તજ્યા. તેમનાં કુટુંબીઓની સ્થિતિ અવર્ણનીય હતી. જગુભાઈની ધર્મપત્ની બહુ જ ગભરાઈ ગઈ. જગુભાઈએ તેની પત્નીના શરીરમાં પ્રવેશ કરી કહ્યું કે ગુરુદેવે મને સુધર્મલોકમાં પહોંચાડ્યો છે એટલે શોક કરીશ નહીં. ગુરુદેવની ભક્તિ કરજે. સાતમે વરસે તું પણ ગુરુકૃપાથી ત્યાં આવી જઈશ.

હું સાંજના પાંચ વાગે મારી ઓરડીમાંથી નીકળી હતી અને રાતના દસ વાગે પાછી ગઈ. મેં ખાધું પણ ન હતું એટલે મારાં સાસુ પણ મારી રાહ જોઈ જોઈને થાકી ગયાં હતાં. મારા સસરા મને ગુરુદેવનાં દર્શને લઈ ગયા ન હતા. મને દર્શનની ઘણી જ લગન લાગી હતી. અજારીમાં ગુરુદેવે મારા સસરાને પૂછ્યું કે વહુને સાથે કેમ ન લાવ્યા? પછી તુરત જ બોલ્યા: "દર્શન થઈ ગયું." અહીં જોધપુરમાં હું સવારે માળા ફેરવતી હતી તો મને ગુરુદેવે સાક્ષાત દર્શન આપ્યાં.

અણાદરામાં પહેલું ચોમાસું "૧૯૯૫–૯૬" : ગુરુદેવ ગામબહાર એક ઘાસની કુટીરમાં રહેતા હતા. વરસાદમાં કુટીરમાં પાણી ભરાઈ જવાથી બધાએ ગુરુદેવને ગામમાં ધર્મશાળામાં પધારવા વિનંતી કરી. હું ગામમાં ધર્માજી મહાજનના મકાનમાં ઊતરી હતી પણ ત્યાં પણ બધું ભીંજાઈ જતાં હું પણ ધર્મશાળામાં આવી. મારી તબિયત પણ તે દિવસોમાં બરાબર ન હતી, એવામાં ગુરુદેવ પધાર્યા. મને વિચાર આવ્યો કે ગુરુદેવને ગોચરી વહોરાવું, ભોજન અર્પણ કરું. ગુરુદેવે ત્યાં વ્યાખ્યાન આપ્યું અને નગીનદાસ ભગતની સાથે ઉપર પધાર્યા. ગુરુદેવે મને ફરમાવ્યું કે દાલ–બાટી બનાવજે, મહેમાન આવવાના છે. મેં તુરત જ રસોઈ તૈયાર કરી પણ કોણ મહેમાન આવવાના છે તે ખબર નહોતી. એવામાં ભગવાન મારી મનોકામના પૂરી કરવા પધાર્યા અને "ધર્મલાભ" એમ મોટેથી અવાજ દીધો. હું ધન્ય ધન્ય થઈ ગઈ.

શ્રી નથમલ નેમાજી, માંડોલીનગર :

અમો અંબાજી જવા માંડોલીથી રવાના થઈ રસ્તામાં બામણવાડા ગુરુદેવનાં દર્શન કરવા જતાં ગુરુદેવે કહ્યું કે કેમ અંબાજી જવું છે ને? મારા પિતાજીએ હા કહી, આથી ગુરુદેવે ફરમાવ્યું કે અંબાજીનાં ચરણપાદુકા અહીંથી બે માઈલ દૂર

"આરાસણ" નામની મશહૂર જગ્યાએ છે, તો ત્યાં જાઓ. આથી અમે ગયા અને હાજરાહજુર હોય તેવો જ અનુભવ થયો. પાછા અમે બામણવાડજી આવ્યા ત્યારે ગુરુદેવ ભગવાન ભક્તો સાથે વાત કરતા હતા. હું પણ ત્યાં બેઠો. પણ તુરત જ ગુરુદેવ અદૃશ્ય થઈ ગયા. વીસ મિનિટ પછી પાછા દેખાતાં ગુરુદેવની જય બોલ્યા. ગુરુદેવ એક મહાન પુરુષ જ નહોતા પણ એક મહાન અખંડ શક્તિસ્વરૂપ જ હતા. વિશ્વમાં આવા મહાન પુરુષનાં ભાગ્યે જ દર્શન થાય.

**ક્ષયરોગથી મુક્તિ :**
**શ્રી મૂળચંદજી ઢઠ્ઠા, બીકાનેર :**

સંવત ૧૯૯૯ના જેઠ માસમાં મને ક્ષયરોગ થતાં અચળગઢમાં અમે ગુરુદેવનાં દર્શન કરવા ગયાં હતાં. રાત્રે ત્રણ વાગે ગુરુદેવનો અવાજ સાંભળ્યો : "મૂળચંદજી, તમને ક્ષયરોગ થઈ ગયો છે, સંભાળીને રહેજો." સવારે દર્શન કરવા ગયો ત્યારે ગુરુદેવે કહ્યું : "ચિંતા કરવી નહીં. તદ્દન સાજો થઈ જઈશ." યોગીરાજે નગીનદાસ ભગતને બોલાવી કહ્યું કે મૂળચંદજીને દવા આપો. હું ત્રણ મહિના ગુરુદેવનાં ચરણમાં રહ્યો. મારું શરીર સારું થઈ ગયું. મારું વજન પણ બાવીસ રતલ વધ્યુ.

ભાદરવા સુદ નોમના દિવસે ગુરુદેવ ભગવાને ફરમાવ્યુ કે હવે તું સાવ સાજો થઈ ગયો છે એટલે હવે તું બીકાનેર જા. હું બીજી જગ્યાએ ધ્યાન કરવા જવાનો છું. આજ ૪૧ વર્ષ થઈ ગયાં છે. ગુરુદેવની ઘણી કૃપા છે—હું આનંદમાં છું.

**મંડલેશ્વરની લકવાથી મુક્તિ :**

સ્વામીનારાયણ ધર્મના અધ્યક્ષ મંડલેશ્વર, વડતાલને લકવા થયેલો. ત્યાંથી ચાર શિષ્યો વશિષ્ઠાશ્રમ ગુરુદેવ પાસે આવ્યા. ગુરુદેવે તેમને આસન નીચેથી એક પત્ર આપ્યો જે વાંચતાં તેમને ઘણો આનંદ થયો. શ્રદ્ધા ઘણી થઈ અને મંડલેશ્વરને

ત્યાં લાવવા કહ્યું. વશિષ્ઠાશ્રમમાં સાતસો પગથિયાં મંડલેશ્વરને ડોળીમાં રાખી ઉતાર્યા, અને ગુરુદેવ પાસે લાવ્યા. લકવાના અંગે હાલચાલ બંધ હતી. શિષ્યો તેમને લઈ ફેરવતા. ત્યાં બંને મહાત્માઓનો સત્સંગ થયો. મંડલેશ્વરજીએ આઠસો રૂપિયા ગુરુદેવનાં ચરણમાં મૂક્યા. યોગીરાજે તે પૈસા તેમને પાછા આપ્યા અને કહ્યું: "આ રૂપિયા આપને અર્પણ છે. તેની સાથે અમારે કોઈ સંબંધ નથી." રૂપિયા પાછા લઈ તેમના આરોગ્ય માટે આશિષ આપવા પ્રાર્થના કરી.

શ્રી યોગીરાજે અનોખી આંખથી ચંદ્રનાં કિરણ જેવો કરન્ટ આપી તત્કાળ સાજા કર્યા. બે દિવસમાં તો શરીર મસ્ત થઈ ગયું અને સાતસો પગથિયાં કોઈના સહારા વગર સડસડાટ ચડી યોગીરાજની જય જય બોલાવતા વડતાલ ગયા.

રાજસ્થાનનું સોજતનગર. રામનવમી સને ૧૯૬૪. બપોરના એકનો સમય હતો. હું એક પુસ્તક વાંચી રહ્યો હતો એકાએક ગુરુદેવ શાંતિવિજયજી ચાર ફુટ દૂર ઊભેલા દેખાયા. મેં બૂમ પાડીને ઘરનાં બધાંને બોલાવ્યાં કે ગુરુદેવ પ્રગટ થયા છે. એ સાંભળી દસ સભ્યો આવ્યા. પણ પ્રભુની લીલા અપરંપાર છે કે તેમાંથી માત્ર પાંચને જ ગુરુદેવે દર્શન આપ્યાં. બીજા પાંચ તો આંખો ચોળતા જ રહી ગયા. મારા દાદીમા મંદિરમાં દેવ-દર્શન કરતાં હતાં. તેમણે તો આ ઘટનાને મશ્કરી–મજાક જ ગણી અને આવ્યાં નહીં, એટલે ગુરુદેવ અંતરધ્યાન થઈ ગયા.

આ દૃશ્ય આજ પણ મારી આંખ સામે તરવરે છે. ગુરુદેવે સફેદ ચાદર ઓઢી હતી, દાઢી સફેદ હતી, હાથમાં ચરવડો હતો તથા અત્યંત પ્રસન્ન મુદ્રામાં હતા. બધાએ કહ્યું કે તેમના પગ પકડીએ પણ મને તે યોગ્ય લાગ્યું નહીં. ગુરુદેવ દસ મિનિટ સુધી ઊભા રહ્યા હતા અને તેમના હાથ આશીર્વાદ આપતી મુદ્રામાં હતા.

ત્યાર બાદ વસંતપંચમી ઉપર હું માંડોલી ગયો. દર્શનની વાત ઘણાને કરી. માંડોલીમાં મને શું થઈ જાય છે તે ખબર પડતી નથી. હું પોતાને ભૂલી ગુરુમય બની જાઉં છું. ત્યાં સવારે વહેલાં નાહીને પાછળના ખેતરમાં જાઉં છું તો મને દૂર આકાશમાં ક્ષિતિજથી પણ દૂર એક વખત ફરી ગુરુદર્શન થાય છે; એ જ પ્રસન્ન આશીર્વાદ આપતી કરમુદ્રા, એ જ હસતું મુખ અને પછી અદૃશ્ય થઈ જાય છે.

શ્રી રૂપચંદ હેમાજી શાહ, માલવાડા :

આગ્રાવાળા મોહનલાલ લક્ષ્મીચંદ વેદ ગુરુદેવના પરમ ભક્ત છે. વરસોથી ગુરુદેવનાં દર્શને નિયમિત આવતા. જ્યારે ગુરુદેવ માર્કંડેશ્વરમાં હતા ત્યારે એક દિવ્ય મહિલા ગુરુદેવના આવાસમાંથી બહાર નીકળતી દેખી. તે થોડાં ડગલાં જમીન ઉપર ચાલીને અદૃશ્ય થઈ ગઈ.

મોહનલાલના મનમાં શંકા ઉત્પન્ન થઈ. એટલામાં તો ગુરુદેવે બહાર આવી એમને બોલાવ્યા, “મોહનલાલ, શું જોઈ રહ્યો હતો? સાક્ષાત લક્ષ્મીદેવી આવ્યાં હતાં. જો તેં તેના પગ પકડી લીધા હોત તો તારું જન્મભરનું દારિદ્રય દૂર થઈ જાત. તને તેનો ખુલાસો કરું છું. અગાઉના જમાનામાં કોઈ રાજાને ત્યાં પદ્મિની રાણી હતી અને કોઈ સમર્થ યોગીપુરુષને ધ્યાન કરવું હોય ત્યારે તેને બોલાવી લેતા. તે રાણી યોગીની સામે ઊભી રહેતી. પાસે રાજા ખુલ્લી તલવાર લઈને ઊભતો. આ જમાનામાં પદ્મિની દુર્લભ હોઈને મેં લક્ષ્મીદેવીને બોલાવ્યાં હતાં. તેથી તે આવેલાં. ધ્યાન પૂરું થતાં તે ચાલ્યાં ગયાં.”

નાગોરનિવાસી શ્રીમાન મુનિચંદ્રજી બરછાવત નિયમિત ગુરુદેવનાં દર્શન કરવા આવતા અને ઘણી વખત ચાર–છ માસ રહી લાભ ઉઠાવતા. મુનિચંદજી સાહેબ ઉવસ્સગ સ્તોત્રની ખૂબ આરાધના કરતાં, જેથી કોઈ કોઈ વખત અધિષ્ઠાયક દેવ તેનામાં

પ્રવિષ્ટ થઈને વાત કરતાં હતા, ખાસ કરીને ગુરુદેવની પાસે તેઓ હોય ત્યારે આવું બહુ બનતું.

એક દિવસ ગુરુદેવ ભગવાન શિવગંજ પાસે ચુલી નામના ગામમાં પ્રવચન કરતા હતા ત્યારે મુનિચંદ્રજીના શરીરમાં પ્રવિષ્ટ થઈને અધિષ્ઠાયક દેવ બોલ્યા: "ગુરુદેવ દુનિયામાં જાગતી જ્યોત છે."

આ દેવવાણી સાંભળી લોકો દિગ્મૂઢ બની જતા, મુનિચંદ્રજીનું મુખારવિંદ બદલાઈ જતું હતું અને જમીનથી બે ફૂટ અદ્ધર રહી ગર્જના કરતા હતા. એક વખત આ રીતે ગુરુદેવ આબુ દેલવાડામાં હતા, ત્યારે ગર્જના કરી હતી કે "દુનિયામાં ગુરુદેવ અજોડ છે."

એક વાર નેપાળના મહારાણા અચળગઢ ગુરુદેવનાં દર્શને આવેલા. તેમણે પૂછ્યું કે આ જીવ અનાદિકાળથી સંસારમાં પરિભ્રમણ કરે છે તો મુક્તિ કેમ થાય? તે વખતે મુનિચંદ્રજી પણ ત્યાં હતા. મુક્તિના વિષયની ચર્ચા શરૂ થતાં જ મુનિચંદ્રજીમાં શાસનદેવે પ્રવેશ કર્યો અને બુલંદ સ્વરે નેપાળના મહારાજાને કહેવા લાગ્યા: "મુક્તિ મુક્તિ શું કરે છે? મુક્તિ દેવાવાળા તો સામે જ બેઠા છે."

અણાદરામાં ગુરુદેવ જંગલમાં ધ્યાન કરવા ગયેલા. ધ્યાન કરીને પાછા આવતા હતા. રસ્તામાં કોઈ ભક્ત ઊભા હતા. કોઈ બોલ્યા કે ગુરુદેવ આ દિશાથી આવ્યા; બીજા બોલ્યા કે પેલી બીજી દિશાએથી આવ્યા. એટલામાં તો મુનિચંદ્રજી ગર્જના કરી બોલ્યા કે અહીં અને ત્યાં શું કહો છો? એ તો આકાશમાંથી પણ આવે.

અનાદરામાં એક દિવસ અમદાવાદવાળા કિંકરદાસભાઈ ભક્ત મંડળની સાથે ચર્ચા કરતા હતા. નાગપુરવાળા કિશનદાસકાકા, જયપુરવાળા પૂનમચંદજી કોઠારી, બીકાનેરવાળા જિનદાસ

કોચર તથા ઉત્તમચંદજી ભગવાનજી એમ બધા ભેગા થયેલા. મુનિચંદ્રજી સાહેબ પણ હતા. ભક્તિની વાત શરૂ થતાં જ તેમણે ગર્જના કરી કિંકરદાસને કહ્યું કે ભક્તિ ભક્તિ શું કરો છો? ભક્તિમાં તું એક જ છે.

માઉન્ટ આબુના બાબુલાલ મોદી તથા તેનાં માતુશ્રીની અનન્ય શ્રદ્ધાભક્તિ હતી. તેમની સાતેક વરસની ભાણેજ પ્રેમલતા નખી તળાવમાં કાગળની હોડી બનાવી તરાવતી હતી, તે ડૂબી ગઈ. તેની નાની કપડાં ધોતી હતી તેણે ગભરાઈને ગુરુદેવને પ્રાર્થના કરી: "મારી પ્રેમલતાને બચાવો." ત્યાં છોકરી એકાએક પાણી ઉપર આવી ગઈ અને તેની નાનીએ ખેંચી બહાર કાઢી લીધી. બીજે જ દિવસે ગુરુદેવનાં દર્શન કરવા અચળગઢ આવી ત્યારે બધાંને આ વાત કરી હતી.

ગુરુદેવ ભગવાનના નિર્વાણને પાંચ વરસ થઈ ગયાં હતાં. માલવાડા સ્ટેશને શ્રી ઉત્તમચંદજી ભગવાનજી માંડોલી વસંતપંચમીના ઉત્સવ માટે આવ્યા. થોડી વારમાં ગાડી આવી ગઈ હતી. તે વખતે પશ્ચિમ પાકિસ્તાનથી શરણાર્થીઓ ભારતમાં હજારોની સંખ્યામાં આવતા હોઈ ઘણી જ ગીરદી હતી. ઉત્તમચંદભાઈએ બાળક અને પત્નીને જેમતેમ કરીને ગાડીમાં બેસાડી દીધાં. પોતે એકલા જ બાકી રહ્યા અને સાથે બિસ્તરો પણ હતો. જગ્યા ન મળવાથી રેલવેના ગાર્ડને વિનંતી કરી કે મને બેસાડી દો, મારે માંડોલી જવું છે. પણ ગાર્ડે કાંઈ દરકાર કરી નહીં અને ગાડી ઊપડી ગઈ. પણ થોડી ચાલીને ઊભી રહી ગઈ. ડ્રાઈવરે ગાડીને ચલાવવા ઘણો પ્રયાસ કર્યો પણ વ્યર્થ. ગાર્ડના મનમાં વિચાર આવ્યો કે પેલા ભાઈને મેં તિરસ્કાર્યા તેથી કદાચ આમ બન્યું હોય. તેણે જોરથી બૂમ પાડી ઉત્તમચંદજીને ત્યાં આવવા કહ્યું. થોડી વારમાં ઉત્તમચંદજી આવી પહોંચ્યા. તેને ગાર્ડે પોતાની સાથે જ બેસાડી દીધા. ગાર્ડે તેમને પૂછ્યું કે એવી કઈ શક્તિ છે કે જેથી ગાડી અટકી ગઈ?

આથી ઉત્તમચંદજીએ ગુરુદેવની બધી વાત કહી, અને કહ્યું કે કાલે માંડોલીનગરમાં મેળો ભરાશે, વસંતપંચમીએ ઉત્સવ ઉજવાશે. તમે ય દર્શન કરવા આવી જાવ. ગાર્ડે સંમતિ દર્શાવી ને પૂછ્યું કે મેળામાં હું તમને ક્યાં ગોતું? તેમણે કહ્યું કે ઉત્તમચંદજી ભગવાનજી ક્યાં છે તે કોઈને પણ પૂછશો તો બતાવશે. ગાર્ડ વળતી ટ્રેનમાં રજા લઈ માંડોલી આવ્યા. તરત જ ઉત્તમચંદજી મળ્યા. પછી ગુરુમંદિર તથા ગુરુદેવની પ્રતિમાનાં દર્શન કરી ઘણા જ ખુશી થયા.

દર્શન, શ્રદ્ધા અને ગુરુકૃપા :
શ્રી કસ્તુરચંદ વૈદ, મુંગેલી (મધ્ય પ્રદેશ) :

ગુરુદેવ ભગવાનનાં ચરણોમાં આવવાનો અવસર સ્વયં ગુરુદેવે દીધો છે. ૨૮ ફેબ્રુઆરી, ૧૯૭૪ વસંતપંચમીના રોજ સવારે પાંચના સમયે એક સ્વપ્ન આવ્યુ કે ભગવાન પાટ ઉપર બિરાજેલા છે અને ત્રીશ–ચાળીશ ભક્તજનો તેમની સન્મુખ બેઠેલા છે. કોઈના માથા ઉપર ટોપી છે, કોઈના માથા ઉપર પાઘડી અને સાફા છે, હું સર્વની પાછળ બેઠો હતો. ગુરુદેવે મને આંગળીથી ઇશારો કરી પાસે બોલાવ્યો. મનમાં વિચાર આવ્યો કે મને કેમ બોલાવ્યો હશે? તેમની સામે આ બધા મોટા મોટા બેઠા છે અને હું તો ભક્ત પણ નથી. મારા ઉપર કૃપા ક્યાંથી થઈ? મને વાસક્ષેપ નાખ્યો ત્યાં આંખ ઊઘડી ગઈ.

ઊઠતાંવેંત અંતરમાં આનંદની અવધિ થઈ. ગુરુદેવ ભગવાનનાં દર્શન પછી મારાં બધાં કામ આસાનીથી થવા મંડ્યાં. વ્યાપાર વધવા લાગ્યો, શ્રદ્ધા વધતી ગઈ, મોટાં મોટાં કામ પણ સહેજમાં જ થવા મંડ્યાં. એક વરસમાં ગુરુદેવે જે કૃપા કરી છે તેનું વર્ણન કરવું અશક્ય છે.

બેત્રણ વરસમાં મને ગુરુદેવનો ફોટો મળેલો પણ મેં કાગળો સાથે મૂકી દીધેલો. વિમલચંદજી નાહટાએ મને પરાણે

"શાંતિજ્યોતિ"નો ગ્રાહક બનાવેલો. મારીત બિયત નરમગરમ રહેતી, ડૉકટરોએ આરામ કરવાની સલાહ આપેલી, અને દુકાને બેસવાની મનાઈ કરી હતી. બે વરસ પહેલાં હું ઉત્તાકામંડ જઈ ત્યાં એક માસ રહ્યો. નાહટાજીએ મને ફોટા આપેલા. ઊટીથી આવ્યા બાદ મેં ફોટો મઢાવ્યો, તેમજ વધારાના ફોટા બીજાને આપેલા. ત્યાં જ ગુરુદેવની કૃપા થઈ.

દર્શન બાદ મેં યતિજી મહારાજને કહેતાં તેમણે માંડોલી દર્શન કરવા જવા કહ્યું, અને ભાદ્રપદ સુદી એકમે હું દર્શન કરવા ગયો. મારી બાની ઇચ્છા માંડોલી યાત્રાનો સંઘ કાઢવાની હતી પણ તે પરિપૂર્ણ થયા પહેલાં તેનો સ્વર્ગવાસ થયો. ત્યાર બાદ પિતાજી સમરથમલની ઇચ્છા હતી તે માહ સુદી તેરસ, ૨૪ ફેબ્રુઆરીએ સવાસો યાત્રાળુઓ સાથેનો સંઘ કાઢી તા. ૧૨-૩-૭૫ ના રોજ માંડોલી પહોંચ્યા.

"શાંતિજ્યોતિ"નો હું આજીવન સભ્ય બની ગયો છું. અમારે મુંગેલીમાં વીરચંદજી નાહટા સાહેબે ગુરુદેવની ઘણી જ રમણીય પ્રતિમા સ્થાપન કરી છે. હું દરરોજ પૂજા કરું છું અને પ્રાર્થના કરું છું કે મને ચરણોનો દાસ બનાવીને રાખે.

**ૐ શાંતિનો મહામંત્ર :**

**શ્રી હમીરલાલ મોરડિયા, એડવોકેટ, સુપ્રીમ કોર્ટ, ઉદયપુર :**

આ યુગના મહાન શાંતિદાયક જો કોઈ યુગપુરુષ છે તો તે માંડોલીના મહાન યોગીરાજ શાંતિગુરુ છે. અખિલ વિશ્વમાં જય ગુરુદેવનો નાદ ગુંજે છે, ગરજે છે અને જનજાગરણ કરે છે. આ ધૂનની ધૂનમાં મેં અનેકાનેક જનમાનસ, જનતા–જનાર્દન તથા પ્રાણીમાત્રનો ઉપકાર થતો જોયો છે. જય ગુરુદેવના પુણ્ય-પ્રતાપે તેમના સ્મરણ માત્રથી જ સંસારનાં બધાં દુઃખો વિરમી જાય છે, એવો મારો પોતાનો તથા ઘણા ભક્તોનો અનુભવ છે.

જો આજે પણ સાચા હૃદયથી ઇચ્છતા હો કે વિશ્વનું કલ્યાણ થાઓ તો ચાલો એક ધૂન અખંડરૂપે "જય ગુરુદેવ"ની

જગાવીએ અને અહિંસા, અપરિગ્રહ અને એ અનેકાન્તની વિશાળ જ્યોતિ કે જેનાથી વિશ્વ ફરીથી જ્યોતિર્મય બને તેનાથી આપણા આત્માને પરમાત્મામાં જ્યોતિર્મય કરી દઈએ.

ગુરુદેવ ભગવાનના "ૐ શાંતિ" મંત્રમાં એટલી બધી શક્તિ અને સામર્થ્ય છે કે તેનાથી અદ્‌ભુત ચમત્કાર સર્જાય છે. આ સંતપ્ત વિશ્વ ફરીથી દાન, દયા તથા અનુકંપા તરફ વળી દુઃખી દુનિયાને સુખી બનાવે, તો ચાલો તમે અને અમે ગુરુદેવ ભગવાનની અનુપમ અખંડ તથા આનંદદાયક "ૐ શાંતિ"ની ધૂન લગાવી દઈ તલ્લીન બનીએ.

શેઠ શ્રી પૂનમચંદજી કોઠારી, જયપુર :

પાવનચંદ સીંઘવી, વ્યવસાયે—ઝવેરી, ચુનીલાલ થેવરચંદ નામથી પેઢી ચાલે છે. એક ભાવ અને વાજબી નફાથી નીતિમય કમાણી હતી, વિલાયતથી પન્નાની પેટીઓ આવતી, સો કારીગરો કામ કરતા હતા. હું દસ-અગિયાર વરસથી જયપુરમાં કામ કરું છું, પણ પૂનમચંદજીનો પરિચય માંડોલીમાં થયો. પૂજ્ય બાબા ઉમરાવચંદ તથા ઉમેદરામજી જેવા વયોવૃદ્ધ ભક્તોએ મને કહ્યું કે તેઓ ગુરુદેવના સાંનિધ્યમાં લગાતાર વરસો સુધી રહેલા છે.

તેમને સાધુ નામધારી અનેક મળેલા પણ મન તો ગુરુદેવમાં જ ઠર્યું. તેમની પુત્રી ઘણી જ બીમાર હતી અને ડોક્ટરોએ હાથ ખંખેરી નાખેલા. એવામાં શેઠ મેરુદાનજી કોઠારીની ધર્મપત્નીએ ગુરુદેવના શરણમાં જવા સલાહ આપી. માતાજીએ અભિગ્રહ કર્યો કે જો સારું થઈ જશે તો ગુરુદેવનાં દર્શને લઈ જઈશ અને આશ્ચર્યજનક રીતે તેમની પુત્રી તુરત જ સાજી થઈ ગઈ એટલે આબુ લઈ જઈ દર્શન કરાવ્યાં.

ત્યાર બાદ તેમનાં પત્ની પણ ગંભીર બીમારીમાં હતાં અને કોઈ દવા લાગુ પડતી ન હતી. તેમને ગુરુદેવ ઉપર અપાર શ્રદ્ધા હતી. છેવટે અચળગઢ ગુરુદેવનાં દર્શન કરતાં સુધારો

દેખાયો. જે ચાલી પણ ન શકતાં તે ત્રીજે દિવસે પહાડ ઉપર પણ મંદિરમાં દર્શન કરવા જઈ શકયાં. તે વખતે સવારનો સમય હતો અને તેઓ ગુરુદેવનાં દર્શન કરવા ગયેલા ત્યાં તેમનાં પત્ની પોતાની મેળે સડસડાટ ચઢી આવતાં ગુરુદેવે કહ્યું: "જુઓ જુઓ, પગલી ઉપર આવે છે!" આશ્ચર્યચકિત થઈ તેઓને અપાર શ્રદ્ધા થઈ અને તન, મન, ધન દેવને અર્પણ કરી થોડા દિવસે પાછા જયપુર ગયાં.

ત્યાર બાદ તેમનું મન ઘરસંસાર, માતાપિતા, પરિવાર, વ્યાપાર આદિમાં રહ્યું નહીં અને છેવટે ગુરુચરણોમાં આઠ વરસ એકધારા આબુ, અચળગઢ, દેલવાડા, શિવગંજ, માંડોલી, રામશ્રીણ વગેરે વિહારમાં પણ સાથે જ રહ્યા. આ દરમિયાન તેમનાં માતુશ્રીનું અવસાન થવા છતાં ગયા ન હતા. પાછળથી જઈ તુરત જ પાછા આવી ગયા હતા. તેમના પિતાશ્રીનું જયપુરમાં અવસાન થયું ત્યારે પણ બાર દિવસ પછી ઘેર જઈ તુરત પાછા આવી ગયા હતા. ગુરુચરણોમાં એકનિષ્ઠાથી રહ્યા અને ગુરુદેવ સિવાય શેમાં ય તેમનું મન લાગતું ન હતું પણ ગુરુદેવે તેમને તથા કિશનચંદ શેઠને પણ વતન મોકલી આપેલા.

ગુરુદેવના નિર્વાણના સમાચાર સાંભળતાં ઘણો જ આઘાત લાગેલો. ગુરુમંદિર બનાવવાનું નક્કી થતાં ગુરુદેવની પ્રતિમા બનાવવા પણ શિવનારાયણ શિલ્પકારને ભલામણ કરી અને સાક્ષાત સ્વરૂપની પ્રતિમા બનાવી.

માંડોલી ગુરુમંદિર બન્યા પછી તેમણે જયપુરમાં પણ પોતે જમીન ખરીદી મંદિર બનાવ્યુ. ભક્ત કિકરદાસે ગુરુદેવની અષ્ટપ્રકારી પૂજા તૈયાર કરેલી પણ તેમનો સ્વર્ગવાસ થતાં તનું પ્રકશન થયું નહીં તે તેમણે પૂરું કર્યું.

**ગુરુદેવ ભગવાન પ્રતિ હૃદયસ્પર્શી અનુભવ :**

**શ્રી નારાયણદાસ મહેતા, જયપુર. આઈ. એ. એસ., ગૃહમંત્રી, કિશનગઢ :**

અને ૧૯૪૦માં હું મહારાજા કિશનગઢ સોમયાગ મીલ્સ લી.(કિશનગઢ)ના બોર્ડ ઓફ ડાયરેકટર્સનો ચેરમેન પણ હોવાથી ધાબાઈ કિશનલાલ, ડીસ્ટ્રીકટ અને સેસન્સ જજ સાથે મુંબઈ જવાનું થયું. વળતાં હું ગુરુદેવનાં દર્શન માટે આબુ ઊતરી ગયો. આ પહેલાં પણ મેં બે વખત દર્શન કર્યાં હતાં, ત્યારે ઊભાં ઊભાં જ દર્શન આપેલાં અને જાપ કરવા ફરમાવેલું.

ગુરુદેવ આ વખતે દેલવાડા હતા અને હું કિશનચંદના મહેલમાં ઊતરી તુરત જ દેલવાડા ગયો. આ વખતમાં ગુરુદેવના દર્શનાર્થીઓને તુરત જ દર્શન થતાં નહીં અને ઘણી વાર તો દિવસો સુધી રાહ જોવી પડતી હતી, પણ મને તો પાંચ મિનિટ-માં જ દર્શન થયાં. તેઓશ્રીએ મને પૂછ્યું કે કિશનગઢમાં હોમ મીનીસ્ટર કોણ છે? મેં કહ્યું કે ઠાકોર નારાયણસિંહજી પાંચ–છ માસથી છે. ગુરુદેવે કહ્યું કે તે સિંહ નહીં દાસ છે. હું કાંઈ સમજ્યો નહીં અને પાછો ફર્યો. બીજે દિવસે દર્શન કરવા જતાં વાત ફરી યાદ કરી. હું હોમ મીનીસ્ટર બનવાની કલ્પના પણ કરી શકતો ન હતો કારણકે તે જગ્યા ખાલી ન હતી અને રાજપૂત ન હોય તેને હોમ મીનીસ્ટર બનાવતા પણ નહીં. ગુરુદેવે આશીર્વાદ આપ્યો અને હું કિશનગઢ પાછો ફર્યો.

થોડા જ દિવસમાં હોમ મીનીસ્ટર ઠાકોર નારાયણસિંહજી રૂઘનાથપુરા બીમાર થયા અને મગજનું દર્દ હોવાથી લાંબી રજા ઉપર ઊતરી ગયા. બે મહિને પણ ડોકટરોએ તેમને સાજા જાહેર કર્યા નહીં આથી બીજા હોમ મીનીસ્ટરની તપાસ થઈ. તે વખતે સર હરબર્ટ જયપુર અને કિશનગઢ માઇનોરીટી ઉપર સુપરવાઇઝર હતા. તેઓ પોલીટીકલ એજન્ટ હતા. બાદમાં અંતિમ વાઈસરોય માઉન્ટબેટનના સમયમાં પોલીટીકલ એડવાઇઝર ટુ ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયા થઈ ગયા. તેમણે અમો ચાર અમલદારોનો ઇન્ટરવ્યુ લીધો અને મને રાજપૂત સરદારોના વિરોધને અવગણીને હોમ મીનીસ્ટર બનાવી દીધો. આવી રીતે ગુરુદેવના આશીર્વાદ ફળ્યા.

ગુરુદેવે મારા હોમ મીનીસ્ટર–પદનું ભવિષ્ય પણ અંતિમ સમય પહેલાં બતાવી દીધું હતું કે તમારા પદનું ભવિષ્ય, સમુદ્રના કિનારા ઉપર તમારા હાથમાં બંધૂક હશે અને ચારે તરફ શિકાર કરેલી ચકલીઓનો ઢગલો હશે ત્યાં સુધી જ છે. હું સાંભળીને મૂંગો થઈ વિચાર કરવા લાગ્યો કે રાજસ્થાનમા સમુદ્ર જ નથી અને શિકારનો વિચાર મને સ્વપ્નામાં પણ સંભવે તેમ નથી. આમ મારા સમજવામાં કંઈ આવ્યુ નહીં, પણ કેવળજ્ઞાની જેવા મહાપુરુષના કહેવા પ્રમાણે બન્યા વગર કેમ રહી શકે? ગુરુદેવ નિર્વાણપદને પામી ગયા હતા અને કિશનગઢના મહારાજાનું સગપણ પાલીતાણામાં થયું. ૧૯૪૮ની વાત છે. ઉનાળાના વેકેશનમાં મહારાજા પાલીતાણા પધાર્યા. મને ગાર્ડીયન બનાવી સાથે મોકલવામાં આવેલો. પાલીતાણાથી ભાવનગર અમે મહેમાન બનીને મહારાજાને ત્યાં ગયેલા. ત્યાં જંગલી ચકલાંઓને ઉડાડીને કુમારે શિકાર કર્યો. હસી–મશ્કરીમાં મારા હાથમાં બંધૂક આપી ફોટો પાડ્યો. ત્યાર બાદ તુરતમાં જ દેશી રાજ્યોનું વિલીનીકરણ થતાં મારું હોમ મીનીસ્ટર–પદ ચાલ્યુ ગયુ!

વચમાં ૧૯૪૩માં ગુરુદેવ ભગવાનની મારા ઉપર પૂર્ણ કૃપા થઈ. મારા પગમાં સાયટીકાનો જોરદાર હુમલો થયેલો. અને હું ઘેરથી ઓફીસ સુધી પણ જઈ શકતો ન હતો. દવાની કાંઈ અસર થઈ નહીં. મારી એવી હાલત થઈ કે કેબીનેટની એક મીટીંગ પણ મારે ઘેર જ કરવી પડી. મને લાંબી રજા લેવાનું કહેવામાં આવ્યું જે માટે મારી ઇચ્છા ન હતી. મેં મનમાં ગુરુદેવ ભગવાનનું સ્મરણ કરતાંવેંત બે દિવસમાં જ દવા વગર સાવ સાજો થઈ ગયો.

ત્યાર બાદ હું ગુરુદેવનાં દર્શને ગયો અને મને જે પગમાં દરદ હતું તે જ પગમાં ગુરુદેવનું દરદ હું જોઈ શકયો નહીં. મારું દરદ ગુરુદેવે પોતા ઉપર લીધું તેમ જાણીને મારી આંખમાંથી આંસુની ધાર થઈ. ગુરુદેવે ફરમાવ્યું: "દુઃખ મત કરો; તો થયા જ કરે; હું કરતો રહું છું."

મહાન યોગીરાજનો હું ઘણો આભારી છું.

**સંશયનું સ્વતઃ નિવારણ :**
**શ્રી ઉમેદરાજ મહેતા, જોધપુર :**

પંડિત લાલન જૈન ધર્મના અધ્યયનથી પ્રગાઢ પંડિત હોવા છતાં તેમને જૈન ધર્મના જુદા જુદા વાડાઓની જુદી જુદી માન્યતાઓથી નીચે મુજબ બે મુખ્ય સંશય થયેલા તેના સમાધાન માટે ગુરુદેવ પાસે આવેલા :

૧. આ પંચમઆરામાં કેવળજ્ઞાન અને મોક્ષ નથી :

૨. પ્રચલિત જૈન ધર્મ અને મૂળ ધર્મમાં કેટલું અંતર હોય?

પંડિત લાલન જ્યારે ગુરુદેવ પાસે આવ્યા ત્યારે ગુરુદેવ પ્રવચન કરી રહ્યા હતા, એટલે વંદના કરીને પ્રવચન સાંભળવા બેસી ગયા. લાલનજીને વિચાર આવ્યો કે પ્રવચન પૂરું થતાં તક મળે ત્યારે ગુરુદેવને પૂછી લઈશ.

પ્રવચનમાં ગુરુદેવે કહ્યું કે મુંબઈમાં બે મિત્રો મળી ગયા. તેમાંના એકે કહ્યું કે અમુક તારીખે એટલી બધી ગરમી હતી કે જાણે શરીર અગ્નિમાં બળતું હોય. બીજાએ કહ્યું કે તે તારીખે તો પછી ઠંડી હવા આવતી હતી, આનંદ આનંદ જ હતો. પહેલા મિત્રે કહ્યું કે તે જેસલમેરમાં હતો કે જ્યાં અસહ્ય ગરમી પડતી હતી. બીજાએ કહ્યું કે તે સીમલામાં હતો જ્યાં ઠંડી હવા હતી. ગુરુદેવે આગળ ખુલાસો કર્યો કે જે જીવ સીમલા જેવા શિખર ઉપર પહોંચી જાય છે તો તેને હંમેશા મોક્ષસુખ છે—સંસારરૂપી દાવાનળ તેને દઝાડી શકતો નથી.

આગળ કહ્યું કે શાસ્ત્રમાં પંચમઆરામાં મોક્ષ બતાવ્યા નથી તે અપેક્ષાવૃત્ત છે. જેમ તમે દાણાબજારમાં જઈ મૂઠીમાં ઘઉં લઈ તેનો ભાવ પૂછો છો તે ઘઉંના હજારેક દાણામાં એકબે કાંકરા પણ હોય છે, જે હોય તે બધું ઘઉંની પરિભાષામાં જ

ભાવ બતાવાય છે. તેવી રીતે આ પંચમઆરામાં મોક્ષગામી જીવ એટલા થોડા હોય છે કે નહીંવત ગણાય છે, હજારો–લાખોમાં એકાદ હોય છે.

વળી કહ્યું કે ધોતિયાને રંગ્યા પછી પૂછે છે કે કેટલું હજુ સફેદ છે અને કેટલું રંગાયું છે? વાસ્તવમાં તો બધું રંગાઈ ગયું છે. એ જ પ્રકારે ભગવાન મહાવીરે તો ફરમાવ્યું છે: એક ત્રીપદીજ–ઉપનેવા, ધ્રુવેવા, વિન્ધેવા. તેના ઉપર જ ગણધરોએ શાસ્ત્રો રચ્યાં તે ઘણા સમય સુધી કંઠસ્થ જ રહ્યાં. પછી બાર વરસનો દુકાળ પડયો ત્યારે તે સમયના આચાર્યોએ લિપિબદ્ધ કર્યાં કે જે તેમને યાદ હતું. તે તથા બીજાની ભેળસેળથી શાસ્ત્રો લખાયાં, એટલે જ જુદા જુદા સંપ્રદાયોના મતમાં જુદું જુદું દેખાય છે અને તેનાથી વાસ્તવિકતા લુપ્ત થઈ ગઈ છે.

ગુરુદેવ ભગવાનનું પ્રવચન પૂરું થતાં પંડિત લાલને ગુરુદેવને કહ્યું કે મારા હૃદયમાં જે સંશયો હતા તે પૂછ્યા વગર જ તેનું નિવારણ થઈ ગયું. આ ઘટના વખતે કેશવલાલભાઈ અમદાવાદવાળા હાજર હતા.

ગુરુદેવ ભગવંત આગંતુકના પૂછ્યા પહેલાં જ તેમના વિચારો જાણી લેતા હતા.

શ્રીમદ રાજચંદ્રે પણ કહ્યું છે:

આગળ જ્ઞાની થઈ ગયા, વર્તમાનમાં હોય,<br>
થાશે કાળ અનંતમાં, માર્ગભેદ નહીં હોય,

છૂટે દેહધ્યાય તો, નહીં કર્તા તું કર્મ,<br>
નહીં ભોક્તા તું એહનો એ જ છર્મનો મર્મ.

એવાં શાસ્ત્રોમાં મહાવિદેહથી પણ મોક્ષ નથી, મહાવિદેહનો ખરો અર્થ દેહબુદ્ધિથી પર થવું તે જ છે.

(તા. ૨૪–૧૧–૩૧ના "શ્વેતામ્બર જૈન" પત્રમાંથી પ્રગટ થયેલ તેના અંશો)

શ્રીમાન રાયબહાદુર ઠાકોર સાહેબ ચૈનાસિંહજી,
એમ. એ., એલએલ. બી. :

તેઓ જોધપુર સ્ટેટના મોટામાં મોટા જાગીરદાર, પાશ્ચાત્ય કેળવણીના પૂર્ણ સંસ્કારી, બનારસ વિશ્વવિદ્યાલયના સ્ટેટ તરફથી નિયુક્ત થયેલ મેમ્બર, રાજપૂત હિતકારિણી સભાના મેમ્બર અને મારવાડ સ્ટેટ કાઉન્સીલના પણ મેમ્બર છે. તેઓ ગુરુદેવને લખે છે કે:–

પરમકૃપાળુ ગુરુદેવનાં પરમ પવિત્ર ચરણકમળમાં સાષ્ટાંગ નમસ્કાર સાથે નમ્ર નિવેદન કરું છું કે પૂજ્ય ગુરુદેવનો અહિંસાત્મક તાર–સંદેશ આશીર્વાદ સાથેનો મળ્યો છે. પ્રત્યુત્તરમાં વિશેષ શું લખું? કેમ કે આપશ્રીના ઉપદેશથી યુરોપીયન, પારસી, ખ્રિસ્તી તથા મુસ્લિમ આદિ માંસાહારી હોવા છતાં માંસનો ત્યાગ કરી હિંસા બંધ કરે છે ત્યારે હું તો આપનો શિષ્ય કહેવડાવવાનો દાવો કરું છું એટલે આપની આજ્ઞા માથા ઉપર ચડાવવી જ જોઈએ, તેમાં કાંઈ વિશેષતા નથી. હું તો એમ જ માનું છું કે આપનાં વચનો અમારે માટે કાનૂન (Law) છે. મને શબ્દો જડતા નથી કે જેનાથી હું મારા અંતરના ભાવોને યોગ્ય રીતે પ્રદર્શિત કરી શકું, એટલે માત્ર એટલું જ પ્રગટ કરી શકું છું કે આપ હિન્દુ સંસ્કૃતિનો પુનરોદ્ધાર કરી રહ્યા છો અને મારા પ્રિય સજ્જનો પણ આપના ઉપદેશામૃતનું પાન કરી પોતાનાં અહોભાગ્ય માનશે.

પરમકૃપાળુ ગુરુદેવ! મને કહેતાં આનંદ થાય છે કે અમારે અહીંના રણુજા ગામમાં નવરાત્રી, દશેરા તથા અપાડ વદી ચૌદશે હજારો પશુઓનાં બલિદાન અપાતાં તે બિલકુલ બંધ કરી દીધાં છે તેમ જ બીજી જગ્યાઓએ હિંસા થાય નહીં તેવી તજવીજ ચાલુ છે.

વિક્રમ સંવત ૧૯૮૯ના કારતક સુદી એકમ, બેસતા વરસના દિવસે, લીંબડી સ્ટેટના મહારાજા સર દોલતસિંહજી,

શિખર સ્ટેટના રાવ રાજા કલ્યાણસિંહજી, શેઠ ગંગાભાઈ ભોગીલાલ, ફતાશા પોળ, અમદાવાદ, શ્રી લાલભાઈ કલ્યાણભાઈ વડોદરાવાળા, કલકત્તાવાળા પૂરણચંદજી શામસુખા આદિ અનેક મહાનુભાવો ગુરુદેવનાં દર્શન કરવા આવેલા ત્યાં જ એકાએક સાંચોરી પરગણાના મુખ્ય મુખ્ય જાગીરદારો પણ યોગીરાજનાં દર્શન માટે આવતાં ગુરુદેવે પરમ પુરુષોએ બતાવેલી આર્ય સંસ્કૃતિનો અહિંસારૂપી બોધ આપ્યો. બધા સરદારોએ ગુરુ-દેવના વચનો શિરોધાર્ય કરી માંસ–મદિરાનો ત્યાગ તુરત જ કર્યો. તેઓએ એવો નિશ્ચય કર્યો કે સાંચોરી પરગણાનાં પાંચસો ગામની ત્રણ લાખ માણસોની વસ્તીને પણ માંસ–મદિરાનો ત્યાગ કરાવવા કમર કસીને હિંસા બંધ કરાવવી.

ગુરુદેવે અફીણ, ગાંજો તથા ભાંગનો પણ ત્યાગ કરવા કહેતાં તેઓએ વચન આપ્યું કે ધીરે ધીરે કોશિશ કરશે.

આ સિવાય પણ યોગીરાજે કણબી, ભીલ, મેણા, છીપા, કુંભાર આદિ માંસાહારી પ્રજાને ઉપદેશ દઈ તેમ જ ભક્ત ડુંગરદાસ મારફત માંસ–મદિરાનો ત્યાગ કરાવી જ્ઞાતિમાં ઠરાવ કરાવી દીધો હતો.

**ભક્તોના ભગવાન :**

**શ્રીમતી ચંચલકુંવર, જોધપુર :**

અમારા મકાનની સામે પડોશના મકાનમાં ઘરની બારી હતી તે અમારી ગેરહાજરીમાં તેણે ચણતર કરી બંધ કરી દીધી. મારી સાસુને ખીજ ચડી એટલે તે ચણતર કાઢી નાખતાં પડોશીએ ફોજદારી કેસ દાખલ કર્યો. ગુરુદેવને ખબર પડતાં તેમણે અમને ઝગડો છોડી દેવા કહ્યું, બારી બંધ થઈ જાય તો થવા દો. મારી સાસુ હતાં તો ઉચ્ચ ધાર્મિક વિચારવાળાં પણ તેમણે માન્યું નહીં. એવામાં અમો અનાદરા ગુરુદેવનાં દર્શન કરવા ગયાં. ગુરુદેવે મારી સાસુને કહ્યું: “ઘરડાં થયાં તોય કેમ

ઝગડા કરો છો? તે બારી ભલે બંધ થાય. તેનાથી કાંઈ મોક્ષની બારી બંધ થવાની નથી." આથી મને અનાદરા રાખી મારી સાસુ જોધપુર ચાલ્યાં ગયાં. ગુરુદેવે જ્યોર્જને બોલાવી આજ્ઞા કરી કે જોધપુર જઈ તેમના મકાનના ઉપલા માળે ધ્યાન કરો. જ્યોર્જ સાહેબ જોધપુર જતાં જ સાસુજીનો સ્વભાવ બદલાઈ ગયો. ત્યાર બાદ ભગવાનની દયાથી જોધપુરમાં રાતાનાડામાં મકાન લીધું અને આજે રીટાયરના સમયમાં પણ ખર્ચ ગુરુદેવ અપાવે છે અને નિશ્ચિંત છીએ.

ભગવાન ભક્તને ભૂલ્યા નહીં તેની આ વાત છે. જ્યારે ગુરુદેવે શરીર છોડયું ત્યારે અમો માંડોલી પહોંચવા સજ્જનરોડ સ્ટેશન ઊતર્યા. અમારી સાથે ઉમરાવચંદજી સાહેબ પણ હતા. અમે શીરોહી પહોંચી ગયાં. ત્યાં તળાવના કિનારે બેઠાં. અચળગઢથી બધા ભક્તો બસમાં બેસી માંડોલી જવા લાગ્યા. ગુરુદેવ ભગવાનની પાલખીવાળી ટ્રક પણ આવી માંડોલી તરફ રવાના થઈ ગઈ. ત્યાર બાદ અમોને કોઈ વાહન મળ્યું નહીં. એટલામાં શેઠ સાહેબ દીવાનચંદજી પાછા આવ્યા અને કહ્યું પાલખીવાળી ટ્રક ખરાબ થઈ ગઈ છે. તેમણે બીજી ટ્રક આપવા કહ્યું. આગલી ટ્રક રેતીમાં ફસાઈ ગયેલી. બીજાં ઘણાં યાત્રીઓ આવી ચડતાં નવી બસ અમને મળી અને સૌ રવાના થયાં. અમો ગુરુદેવવાળી ટ્રકની પાછળ પાછળ રસ્તામાં દર્શન કરતાં કરતાં માંડોલી પહોંચી ગયાં.

શ્રી દેવીચંદજી ત્રિલોકચંદજી, મુંબઈ :

સંવત ૧૯૯૬માં ઘનાળામાં ગુરુદેવ અનાદરા ગામની બહાર નીંબજ દરબારના શાહી બંગલામાં બિરાજતા હતા. ત્યાં એક પંચાસી વરસની ઉંમરનો નાવી ભક્ત હતો. ગુરુદેવ દરવાજો ખોલી બહાર આવતાં જ તે નાવી ભક્તે ગુરુદેવના પગ પકડી કહ્યું કે ભગવાન, મને કોઈ દુઃખ નથી પણ ચોરાસીના ચક્કરમાં મારુ શું થશે તે ચિંતા છે.

ગુરુદેવ પગ છોડાવી બહાર આવ્યા અને પાટ ઉપર બિરાજી ભક્તોને સંબોધી કહ્યું: "આપણે સમજી લેવું જોઈએ કે સિગ્નલ દેખાઈ ગયો તો સ્ટેશન દૂર નથી" વળી બપોરે કહ્યું: "સમજી લો, જંગલમાં જાતા હો, અને થેપડે "કેળ" દેખાઈ જાય તો ત્યાં જરૂર ઘર હોવું જ જોઈએ."

મેં આ વાતનો અર્થ એવો કર્યો કે "સદ્‌ગુરુરૂપી સિગ્નલ દેખાઈ જાય તો મોક્ષરૂપી સ્ટેશન દૂર નથી." અને સદ્‌ગુરુરૂપી થેપડે "કેળ" જોવામાં આવે તો ત્યાં મોક્ષરૂપી ઘર છે જ તેમાં કોઈ શક નથી. સદ્‌ગુરુરૂપી સિગ્નલ તથા સદ્‌ગુરુરૂપી કેળ જોયા વિના ચોરાસીના જન્મ–મરણના ફેરા ટળવા સંભવિત નથી. મોક્ષ સદ્‌ગુરુના ચરણમાં જ વાસ કરે છે.

શ્રી ઉમેદરાય મહેતા, જોધપુર :

એક દિવસ દેલવાડામાં કચ્છનો ભક્તગણ ગુરુદેવ ભગવાન પાસે રાત્રે બેઠો હતો ત્યારે કર્મ વિશે વાત નીકળી. ક્રિયામાં પાપ છે પણ ભાવના કારણે પુણ્ય કે નિર્જરાનું કારણ બની જાય છે. નીચેનું ઉદાહરણ આપ્યું :

એક શહેરમાં બે બહેન હતી. બંનેને કંઠમાળનો રોગ હતો. ડૉક્ટરે કહ્યું કે ઓપરેશન કરી તે ગાંઠો કાઢી ન લેવાય તો તેમનું મૃત્યુ થવા પૂરો સંભવ છે. આથી મોટી બહેનને ઓપરેશન કરાવ્યું પણ ઓપરેશન કરતી વખતે તેનું મરણ થઈ ગયુ. આથી નાની બહેનને ઓપરેશનની બીક લાગી, એટલે તે રાત્રે ચુપચાપ બીજા ગામમાં તેને સાસરે ચાલી જવા નીકળી. રાતે જંગલમાં તેને ડાકુ મળ્યા. તેના ગળામાં સોનાની માળા હતી તે તોડવાનો ડાકુએ પ્રયાસ કર્યો પણ તૂટી નહીં એટલે છરીથી તોડવા ગયા. છરી તેના ગળામાં ખૂંપી જતા બહેને રાડ નાખી એટલે ડાકુ તો ચાલ્યા ગયા, પણ જ્યાં છરી લાગેલી ત્યાંથી જોગાનુજોગ ગળાની કંઠમાળની ગાંઠ બહાર નીકળી ગઈ પાસેના ગામવાળાએ તેની દવા કરાવી અને તે સાજી થઈ ગઈ.

આમ જોઈએ તો ડોકટરે મોટી બહેનનું ઓપરેશન કર્યું પણ તે મરી ગઈ, ડોકટરે તેને મારી નાખી તેમ પણ કહેવાય–પણ ડોકટરનો હેતુ તો તેને બચાવવાનો હતો એટલે આ થવા છતાં પરિશ્રવનું કારણ બની ગઈ. ડોકટરને તો પુણ્યનું ફળ મળ્યું.

નાની બહેનની ક્રિયા એવી થઈ કે તેની ગાંઠ નીકળી જતાં તે બચી ગઈ; નહીંતર મરી જાત, પણ ડાકુની ક્રિયા પરિશ્રવ બનવા છતાં આશ્રવરૂપ–પાપરૂપ પરિણમી કારણકે તેનો ભાવ-વિચાર તો લૂંટનો જ હતો.

આશ્રવ એટલે પાપને આવવાનું દ્વાર.
પરિશ્રવ એટલે શુભ કાર્ય.

શ્રી રૂપચંદ હેમાજી શાહ, માંડોલીનગર :

મરુધર–મારવાડ દેશમાં જાલોર જિલ્લાના જસવંતપુરા પરગણામાં આજોધર નામના ગામમાં શેઠ ચેનાજી રતનાજી રહેતા હતા—તેમના એકના એક દીકરા હજારીમલ (હાલ પણ વિદ્યમાન છે અને શેઠ ચેનાજી સ્વર્ગવાસી થયા છે) ઉપર કોઈ દ્વેષીએ વેરભાવથી મેલી વિદ્યાનો પ્રયોગ કર્યો, જેથી તેની તબિયત દિવસે દિવસે લથડતી જતી હતી, શરીર સાવ સુકાઈ ગયું હતું. તેના લીવર ઉપર ગાંઠ દેખાતી હતી. હજારીમલની ઉંમર અઢાર વરસની જ હતી અને તેનું સગપણ પણ ખાનદાન કુટુંબમાં થયું હતું. લગ્ન બાકી હતાં. ડોકટરોએ હાથ ખંખેરી નાખ્યા હતા.

ભાગ્યયોગે ચેનાજીને કોઈએ કહ્યું કે આબુના મહાન યોગીરાજ શાંતિવિજયજીના આશીર્વાદથી અનેકના અસાધ્ય રોગો દૂર થયા છે એટલે ચેનાજી, હજારીમલને લઈને આબુ ગયા. તે વખતે ગુરુદેવ અચળગઢમાં હતા. દર્શન કરતાંવેંત જ ગુરુદેવે કહ્યું કે શાંતિ રાખો. આ વાત સંવત ૧૯૯૨ની છે.

ગુરુદેવની છત્રછાયામાં રહ્યાં બે વરસ હજારીમલને થઈ જતાં તે ઘણા જ આકુલવ્યાકુલ થયા હતા. ગુરુદેવે આશીર્વાદ દેવા છતાં તેની અધીરાઈ વધી ગઈ. તેને ચિંતા થઈ કે મારું સગપણ કદાચ ફોક થશે, કારણકે કન્યા પણ મોટી થઈ ગઈ હતી અને તેનાં માબાપ પણ ચિંતાતુર હતાં.

આથી એક દિવસે તેના મનના ભાવ જોઈ ગુરુદેવે ફરમાવ્યું: "છોરા, જેની સાથે તારું સગપણ થયું છે તેની સાથે જ તારાં લગ્ન થશે, તું ધીરજ રાખ." છતાં તેના દિલમાં શાંતિ નહોતી. તે બહુ હતાશ થઈ ગયો અને જંગલમાંથી ધતુરાના ડોડવા લાવી તેનાં બી વાટી પી ગયો, પણ ઊલટી થઈ ગઈ. પાછળથી ગુરુદેવના દર્શને ગયો ત્યારે ગુરુદેવે કહ્યું: "છોરા, ગાંડપણ કરમા. શાંતિ રાખ." ત્યાર બાદ તેનામાં નવી આશાનો સંચાર થયો અને શ્રદ્ધાભક્તિ વિશેષ દૃઢ થઈ.

જ્યારે ગુરુદેવ ભગવાન ૧૯૯૫માં ઉમેદપુર પતિષ્ઠામહોત્સવ માટે પધાર્યા ત્યારે હજારીમલ સાથે જ હતો. ઉમેદપુરથી બે ગાઉ ઉપર ગુડા નામના ગામમાં વરસોથી સુપ્રસિદ્ધ યતિ રાજવિજયજી રહેતા હતા. એટલે એક દિવસ હજારીમલ યતિજી પાસે ગયો. રાજવિજયજીનું સંસારી ગામ પણ આજોધર હોવાથી પ્રેમભાવ થયો અને કહ્યું: "મારી પાસે આવી જા, હું તને સારો કરીશ." અને ગુરુદેવ વિરુદ્ધ યતિજી બોલવા લાગ્યા, એટલે હજારીમલે કહ્યું: "મારા ગુરુદેવ વિરુદ્ધ બોલવાનું બંધ કરો." યતિજીએ હજારીમલને ગુરુદેવનો સંસર્ગ છોડવા ઘણું કહ્યું પણ તેણે સ્પષ્ટ જવાબ આપ્યો કે ગુરુદેવ સિવાય કોઈ પાસે હું જવાનો કે દવા કરાવવાનો નથી. અને તરત જ પાછો ઉમેદપુર પહોંચ્યો.

રાત્રે ગુરુદેવે હજારીમલને બોલાવીને કહ્યું: "છોકરા, તું આજ ક્યાં ગયો હતો? દર્શન કરવા પણ આવ્યો નહીં?" હજારીમલ ગલ્લાંતલ્લાં કરવા માંડ્યો એટલે ગુરુદેવે તેને કહ્યુ: "તું આજ ગુડા ગયો હતો." અને જે વાતચીત થયેલ તે કહી

બતાવી. તે રાત્રે ગુરુદેવ તેના ઉપર ઘણા પ્રસન્ન થયા. તેના માથા ઉપર ઓઘો ફેરવી કહ્યું: "તારું દર્દ કાયમ માટે મટી જશે. તું જે જોઈએ તે માંગી લે." ત્યારે હજારીમલે કહ્યું: "હું માત્ર આપની કૃપા જ ચાહું છું–મારે બીજુ કાંઈ જોતું નથી." આથી ગુરુદેવે કહ્યું: "જા છોકરા, તું હંમેશા સુખી જ રહીશ."

૧૯૯૬ની સાલમાં અનાદરામાં સુવર્ણમહોત્સવ ઉજવાયો ત્યારે ચેનાજી હજારીમલ સાથે આવેલા અને તેમણે મારી પાસેથી દોઢસો રૂપિયા ઉછીના લઈ શુભ કાર્યમાં વાપર્યા હતા. ત્યાર બાદ ચેનાજીનું સમાધી–મરણ થયુ. મેં કહ્યું કે ભગવાન, હજારીમલ કરતાં તેના બાપની તમારી પ્રત્યે ઘણી ભક્તિ હતી. ગુરુદેવે કહ્યું કે સાચું છે પણ તારા દોઢસો રૂપિયા કેવી રીતે લખાય? મેં કહ્યું કે એકડો, પાંચડો અને મીંડી. ગુરુદેવે મને રજા આપી. તે રાત્રે મને ઊંઘ આવી નહીં. હું દોઢસો રૂપિયા બાબત વારંવાર વિચાર કરવા લાગ્યો પણ રહસ્ય સમજાયું નહીં. ત્યાર બાદ હજારીમલ દેલવાડા આવ્યો. અને મને મળતાંની સાથે જ પિતાજીના દેવલોકના સમાચાર આપ્યા (ફાગણ માસની અમુક તિથિના રોજ) ત્યારે મને દોઢસો રૂપિયાનું રહસ્ય સમજાયુ. દોઢસો રૂપિયા સત્કાર્યમાં વાપરેલા તેનું ફળ તેને ત્યાં જ મળી ગયું. અંતસમયે ગુરુદેવે તેને સંભાળી લીધા અને તેમની કૃપાથી સમાધી–મરણ થયુ.

હજારીમલ સુખી છે. પરિવારમાં બે દીકરા અને એક દીકરી છે. અમદાવાદમાં દુકાન છે. સાંડોલી નિયમિત દર્શન કરવા આવે છે.

એક દિવસ લખનૌથી એક ડોશીમા ગુરુદેવના દર્શને દેલવાડા આવેલાં. હું ત્યાં હાજર હતો. તે બાઈએ દર્શન કરી કહ્યું: "મારા દીકરાએ બીજીવાર લગ્ન કર્યાં છે. તેને ટી. બી. થઈ ગયો છે. કોઈ પણ રીતે તેને બચાવો." એમ કહી તે જોરથી રડવા મંડી.

ગુરુદેવને અત્યંત કરુણા ઊપજી. તે બાઈને સાંત્વન આપી આશીર્વાદ આપ્યા. બાઈ લખનૌ પહોંચતાં જ તેના દીકરાની તબિયત સુધરી ગઈ, જ્યારે અહીં ગુરુદેવ ભગવાન બીમાર પડી ગયા. ચાર મહિના ગુરુદેવ ખૂબ બીમાર રહ્યા. એક દિવસ પેથાપુર (ગુજરાત) નિવાસી ડૉકટર મોહનલાલ ઝૂમખરામજી જે ગુરુદેવના ભક્ત હતા તેને ગુરુદેવે પૂછ્યું કે મને ટી.બી. તો થયો નથી ને? ત્યારે ડૉ. સાહેબે કહ્યું ભગવાન, આપને ટી.બી. ક્યાંથી થાય? ગુરુદેવે કહ્યું કે કોઈ બીજાનો જામીન થઈ જાય તો તેની શું દશા થાય? ડૉકટર સાહેબને ખાતરી થઈ કે ટી.બી.વાળાને ગુરુદેવે આશીર્વાદ આપ્યો છે.

નાગપુરના 'ઇન્દ્રભવન' બંગલાના માલિક શ્રી પાનમલજી ઝવેરીને જ્યારે શરીરના ગુપ્ત ભાગમાં ગૂમડું થયેલું ત્યારે તેને અપાર વેદના થતી હતી. તેમણે નાગપુર કાકા કિશનદાસ પટણી કે જેઓ સદા ગુરુદેવના સાંનિધ્યમાં જ રહેતા હતા તેમને તે હકીકત લખી ગુરુદેવનાં આશીર્વાદ મંગાવતાં આશીર્વાદ આપ્યા અને તે પત્ર પહોંચતાં તો તે સાજા થઈ ગયા. પરંતુ ગુરુદેવને તે જગ્યાએ ગૂમડું થયું અને ગુરુદેવે તે પીડા ઘણા દિવસ સહન કરી.

ગુરુદેવના ભક્ત મહારાજા એરોપ્લેનમાં મુસાફરી કરતા હતા તે એરોપ્લેનનો અકસ્માત નિવારવા જતાં ગુરુદેવના પગને ભારી ચોટ આવી ગયેલી, જેની વેદના ગુરુદેવે બે વરસ સહન કરી હતી.

અચળગઢમાં પાલનપુર નવાબ સાહેબની અંગ્રેજ બેગમનો તાર આવેલો. તેમાં લખ્યું હતું: "હું આપને ખુદા માનું છું. હું આ શરીરની તકલીફ સહન કરી શકતી નથી. આશીર્વાદ મોકલો." ગુરુદેવે આશીર્વાદનો તાર શ્રીયુત કમલાપ્રસાદજી એડવોકેટ પાસે લખાવી મોકલ્યો. અને તે જ રાત્રે ગુરુદેવ નિર્વાણ પામ્યા.

આમ ભક્તવત્સલ ગુરુદેવ ભગવાને ભક્તોની તકલીફો સહન કરી છે. આજ પણ ભક્તિ કરનારને ગુરુદેવ મદદ કર્યા કરે છે, નિર્વાણ બાદ પણ તેમની સર્વવ્યાપક આત્મજ્યોતિ સર્વત્ર ફેલાયેલી છે.

ગુરુદેવના ઉપદેશ અનુસાર ચાલવું તે જ ખરી ભક્તિ છે, તે જ જયંતીની સાચી ઉજવણી છે.

**વિસલપુર પ્રતિષ્ઠા વખતે ગુરુદેવનો સંદેશ :**
**સંકલન : શ્રી પ્રકાશ ભંડારી, જયપુર :**
**પ્રેષક : શ્રી સૌભાગ્યમલજી લોઢા, જયપુર :**

સંવત ૧૯૯૨માં વિસલપુરમાં પ્રતિષ્ઠા મહોત્સવ હતો, જેમાં જગતશેઠ ફતેહચંદજી ગેલડા મહીમાપુર મુર્શિદાબાદવાળા તથા ભક્ત મંડળ સાથે ગુરુદેવ પધાર્યા હતા. ગુરુદેવે દૂધાળાં પશુઓનો વધ બંધ કરવા પંચમ જ્યોર્જને લખાવેલું તેના જવાબમાં "જો જનતા તૈયાર થાય તો મને કાંઈ વાંધો નથી," તેમ જ તે ઉદ્દેશની પૂર્તિમાં શ્રદ્ધા અને વિશ્વાસ વ્યક્ત કરી શ્રી ગુરુદેવને હિઝ હોલીનેસની પદવી તથા ચાદર અર્પણ કરેલી હતી, જે મહોત્સવના અવસરે ગુરુદેવને અર્પણ કરવામાં આવેલ. ગુરુદેવને હિઝ હોલીનેસ પદવી અર્પણ કરતી વખતે આ અવસર ઉપર ખરતરગચ્છ, તપગચ્છ આદિના પાંચ આચાર્યોએ વાસક્ષેપ મોકલેલ. તેમ જ વિવિધ ગચ્છનાં સાઈઠ સાધુ–સાધ્વીજી પણ હાજર હતાં. ગુરુદેવ આ ઇલ્કાબથી દૂર રહેવા ઇચ્છતા હતા અને મંદિરની ફેરીમાં જઈને બેસી ગયેલા. બધાંએ મળીને તેમને શોધી કાઢીને જબરજસ્તીથી અંદર ઉપાડી પાટ ઉપર બેસાડ્યા અને શહેનશાહ પંચમ જ્યોર્જનો આપેલ હિઝ હોલીનેસનો ઇલ્કાબ અર્પણ કર્યો. આ અવસરે ગુરુદેવે કહ્યું: "તમે જે આપો છો તેની મને જરૂરત નથી અને મારે જે જોઈએ છે તે આપની પાસે નથી."

ગુરુદેવ પોતાનાં પ્રવચનોમાં સમય સમયે ભક્તોને સાદું અને ઉચ્ચ જીવન રાખવા ઉપદેશ દેતા રહેતા. એક તરફ મૂંગાં પશુઓની હત્યા રોકવા પ્રયાસ કર્યો ત્યારે બીજી તરફ ગુરૂદેવે ભક્તોને કહ્યું: "કન્યાવિક્રય તથા દહેજ—વરવિક્રય કરવા-વાળાને ત્યાંથી હું ગોચરી લઈશ નહીં." વળી કહ્યું: "જે માબાપ તેમ કરે છે તે નરકમાં જાય છે."

આ પ્રવચન સાંભળી એક બહેનને થયું કે તેનાં માબાપ નરકમાં જશે એટલે તે પિયર ગઈ અને કોઈને કહ્યા વગર અગિયાર હજાર રૂપિયા લાવી સાસરામાં પાછા આપી દીધા.

તે છોકરીનાં માતાપિતાને જ્યારે ખબર પડી કે તેણે અહીંથી પૈસા લઈ જઈને સાસરામાં આપી દીધા છે એટલે છોકરીના બાપે વસૂલ કરવા સાસરાવાળા ઉપર કોર્ટમાં કેસ કર્યો કે વરપક્ષે વહુને ધમકાવીને ચોરી કરાવી રૂપિયા પાછા લઈ લીધા છે. પણ છોકરીએ કોર્ટમાં બધાની સામે જુબાની આપી: "મારી ઇચ્છાથી રૂપિયા પાછા આપ્યા છે કારણ કે ગુરૂદેવે ફરમાવેલું કે કન્યાવિક્રય કે વરવિક્રય કરનારાંઓ નરકમાં જાય છે. હું નથી ચાહતી કે મારાં માતાપિતા નરકમાં જાય, એટલે જ મેં રૂપિયા પાછા આપ્યા છે." છોકરીની જુબાની ઉપર તેના બાપા કેસ હારી ગયા. આ છે ગુરુદેવનાં પ્રવચનોનો જનતા પર પ્રભાવ તથા જીવનકલ્યાણ.

**મહારાજાઓ ગુરુદેવનાં દર્શને :**
**("શ્વેતાંબર જૈન" ૧૭ ઓગસ્ટ ૧૯૩૩માં પ્રકાશિત)**

હિઝ હાઇનેસ મહારાજા બીકાનેર વિચારક, પ્રજાપ્રેમી અને પ્રજાવત્સલ નિપૂણ નરેન્દ્ર છે. તેઓ થોડા દિવસ પહેલાં સજ્જન રોડ સ્ટેશને પોતાની સ્પેશ્યલ ટ્રેઇન રોકાવી મોટરદ્વારા બામણ-વાડજીમાં યોગીરાજનાં દર્શને પધાર્યા હતા. જ્યારે આપે વિદાય લીધી ત્યારે તેમને જોવા જનતાની ભીડ જામી હતી તેને કહ્યું:

"અહીં જેટલો સમય ગુરુદેવ પાસે વ્યતીત થાય છે તે જ સાર્થક છે. ગુરુદેવ વિશ્વના સર્વોપરિ મહાત્મા છે." પછી જનમેદનીને ઈનામ—અકરામ આપી સજ્જન રોડ ગયા.

ગુરુભક્તિ નિમિત્તે તથા યોગીરાજના દર્શનાર્થે ઘણા દિવસ બામણવાડજીમાં જામનગરના જામ સાહેબ દિગ્વિજયસિંહજી, લીંબડી મહારાજા શ્રી દોલતસિંહજી, શિરોહી મહારાજા શ્રી સ્વરૂપરામસિંહજી પધારેલા. ઘણો સમય વાતચીત કરી વંદન કર્યાં, અને ધર્મલાભાશિષ લઈને વિદાય થયા. આ દૃશ્ય જોવા જેવું હતું. લોકો અને યાત્રીઓ પણ ઘણાં હતાં.

**ત્રણ હજારની ભેટ :**

યોગીરાજ પાસે સર્વ પ્રથમ દર્શન કરવા આવેલા પાડીવ-વાળા શ્રી ચુનીલાલજી બ્રાહ્મણ કે જેમની મુંબઈમાં દુકાન છે તેઓએ વિનંતી કરી કે હું માર્કંડેશ્વર પાઠશાળામાં ત્રણ હજાર રૂપિયા દેવા ઇચ્છું છું તો આજ્ઞા આપો. ગુરુદેવે ના પાડી, પરંતુ બહુ આગ્રહ જોતાં એક હજાર દેવા કહ્યું. પાડીવના બ્રહ્મભાઈનું દિલ માન્યું નહીં અને ત્રણ હજાર પૂરા જ આપવા તેમણે આગ્રહ રાખેલો. આ પાઠશાળામાં હરેક કોમ અને જાતના બાળકો ભણે છે.

**ધન્ય યોગીરાજ—ગૌવધ બંધ :**

સિયાવર—નવાનગરમાં ગૌવધ થયાના સમાચાર મળ્યા. સ્થાનકવાસી મુનિશ્રી મિસરીલાલજી તથા અન્ય પ્રતિષ્ઠિત ગૃહ-સ્થોને ખબર પડી કે આબુવાળા શાંતિવિજયજી મહારાજ જીવ-દયાપ્રેમી છે. તેમણે પોતાના વિચારોનો-પ્રભાવ વાપર્યો અને ત્યાં ગૌવધ બંધ થઈ ગયો. જય ગુરુદેવ!

**ગુરુદેવે સ્વર્ગ અને નરક દેખાડયાં :**

પ્રેષક :— શ્રી ભરતભાઈ ચીનુભાઈ બેન્કર, લાલ મિલવાળા, અમદાવાદ.

સને ૧૯૪૧ની વાત છે કે જ્યારે હું મારી મા શાંતાબેનની સાથે ગુરુદેવ ભગવાનનાં દર્શન કરવા અચળગઢ ગયો હતો. ગુરૂદેવની પાસે હું એકલો જ ઓરડામાં હતો. ગુરુદેવે પૂછ્યું: "તેં સ્વર્ગ જોયું છે કે નહીં?" તો મેં કહ્યું: "મેં સ્વર્ગ જોયું નથી. શું સ્વર્ગ મારા બંગલાથી પણ સારું છે?" ગુરુદેવે કહ્યું: "તું આંખ બંધ કર, તને સ્વર્ગ દેખાશે." મેં આંખ બંધ કરી. મારી ખુશીનો પાર ન રહ્યો. મેં ફક્ત પાંચ મિનિટ સ્વર્ગનું દૃશ્ય જોયું જે મને જિંદગીમાં આજ સુધી બીજે ક્યાંય જોવા મળ્યું નથી. પછી ગુરુદેવે કહ્યું; "હવે નરક જોઈ લે." નરકનું દૃશ્ય જોઈ હું ડરી ગયો. મેં ગુરુદેવને કહ્યું કે ભગવાન! મને ડર લાગે છે. ત્યારે ભગવાને ફરી સ્વર્ગનું દૃશ્ય દેખાડ્યું તથા ઉપદેશ દીધો કે જેવું કર્મ કરશો તેવું જ સ્વર્ગ કે નરક આ જીવનમાં મળશે. આ જીવન છે કે જેમાં સત્કાર્ય કરીને જીવન સુધારી શકાય છે અને સ્વર્ગ પ્રાપ્ત કરી શકાય છે.

સ્વર્ગમાં મેં ઇન્દ્ર–ઇન્દ્રાણી તથા બધા દેવતાઓનાં દર્શન કર્યાં. તે બધાં જુદા જુદા પ્રકારનાં વાજિંત્રો વગાડતાં હતાં. બધાં દેવી–દેવતાઓ હીરા, પન્ના, રત્નજડિત વસ્ત્રાલંકારોથી સુશોભિત હતાં. આ રીતે મેં પ્રત્યક્ષ રૂપમાં ગુરુદેવ ભગવાનની છત્રછાયામાં સ્વર્ગીય સુખનો અનુભવ કર્યો.

જ્યારે મેં નરક જોયું ત્યારે ત્યાં બધા જીવો અનેક પ્રકારનાં દુ:ખ સહન કરતા હતા. એ ભયાનક દૃશ્ય હું જોઈ શક્યો નહીં, એટલે ગુરુદેવને વિનંતી કરી કે મારે હવે નરક જોવું નથી. ગુરુદેવે તરત જ એ દૃશ્ય દેખાડવું બંધ કરી દીધું.

ગુરુદેવે કહ્યું કે સ્વર્ગ 'અને નરક આ 'જીવનમાં જ છે. જે માનવી સત્કાર્યપરાયણ છે તેનો જીવ મનુષ્યલોકમાં હોવા છતાં સ્વર્ગીય અનુભવ કરશે અને જે સદૈવ દુષ્કાર્યમાં પ્રવૃત્તિ કરે છે તે આ જીવનમાં જ નરકનો અનુભવ કરશે.

**ગુરુદેવના સાંનિધ્યમાં ભાગ્યનું ફળ :**
**શ્રી પ્રકાશજી ભંડારી, જયપુર :**

ગુરુદેવના જીવનકાળની એક ઘટના છે. એક ગુરુભક્ત કે જે બચપણથી જ ગુરુદેવનો ભક્ત હતો અને ઘણો વખત ગુરુદેવના સાંનિધ્યમાં રહેલો હતો તેને વ્યાપારમાં ત્રણ લાખ રૂપિયાનું નુકસાન થયેલું, અને મહિને ત્રણહજાર રૂપિયા વ્યાજ ચૂકવવું પડતું હતું એટલે તેણે નિશ્ચય કર્યો કે જ્યાં સુધી ગુરુદેવ મારી નુકસાની પૂરી ન કરે ત્યાં સુધી ગુરુદેવ પાસેથી પાછો નહીં આવું. તે ગુરુદેવ પાસે ગયો. ગુરુદેવ ભગવાન એ વખતે અનાદરા બિરાજતા હતા. તે રોજ ગુરુદેવ પાસે જઈ તેમના પગે હાથ લગાડતો તો ગુરુદેવ પગ ખેંચી લેતા અને કંઈ કહેતા નહીં. પહેલાં તો બહુ પ્રેમથી વાતો પણ કરતા. પંદર દિવસ આ ક્રમ ચાલ્યો. છેવટે સોળમે દિવસે તેણે વિચાર્યું કે ગુરુદેવ કંઈ વિચારતા નથી એટલે તેમની રજા લેવા ગયો. તેમણે કહ્યું: "બસ ચાલ્યો ? તું તો મારી પાસે રૂપિયા લેવા આવ્યો હતો. બોલ કેટલા જોઈએ છે ?" તેણે કહ્યું કે ગુરુદેવ, આપને તો બધી ખબર છે. બસ એટલું કરી દો કે ઘટ પૂરી થઈ જાય. ગુરુદેવે એક કબાટ તરફ ઇશારો કરીને તેને કહ્યું: "તારે જેટલા જોઈએ તેટલા તેમાંથી લઈ લે." તેણે જોયું તો આખું ખાનું સોનામહોરોથી ભરેલું હતું. તેણે ખાનામાંથી મૂઠી ભરી મહોર કાઢી. પણ હાથ બહાર કાઢતાં તે બધી કોલસો બની ગઈ. બીજી વાર મૂઠી ભરી તો હાથમાં વીંછી દેખાયા.

ગુરુદેવે ફરમાવ્યું: "સમજ્યો ? જોતો હોવા છતાં તું નથી લઈ શકતો. તે તારા ભાગ્યમાં જ નથી, સોનું પણ કોલસો બની ગયું. હવે સંતોષ રાખ. જે ભાગ્યમાં હશે તે મળી જશે. હવેથી ખ્યાલ રાખવો કે સારો માણસ ગુરુ પાસે જ્ઞાન અને આત્મ-કલ્યાણ માટે જ જાય છે; નહીં કે જીદ કરીને રૂપિયા માંગવા. તે તો પોતપોતાના કર્મ પ્રમાણે ભાગ્યાધીન છે."

તે ભક્ત આજ પણ છે અને ગુરુકૃપાથી પૂર્ણ શાંતિમય સુખી જીવન જીવે છે અને ગુરુભક્તિ કરે છે. ગુરુદેવ ભગવાનનો અંતર્યામી છે. ગુરુદેવનાં ચરણનું શરણ મેળવી લીધું તેને પછી માંગવાનું શું છે?

મેં હૈયું અર્પણ કીધું રે ત્હારે ભરોસે,
મેં શરણ તમારું લીધું રે ત્હારે ભરોસે.

બસ, કામના એક જ હોવી જોઈએ અને તે ગુરુકૃપાની જ.

**ભક્તોનો અનુભવ :**
**શ્રી સીરેમલજી કટારિયા, આગ્રા :**

૧૯૮૬માં પૂજ્ય સાધ્વીજી મહારાજ મહિમાશ્રી, મનોહરશ્રીજી, આદિ સાથે પાલીતાણા જતાં રસ્તામાં આબુજીમાં ગુરુદેવ ભગવાનનાં દર્શન કર્યાં. તેમને અનુભવ થયો કે વિશ્વમાં આવા મહાન યોગીરાજ બીજા નથી. તેઓએ મને ઈંદોર લખ્યું કે એક વખત આબુજી જઈ ગુરુદેવનાં દર્શન કરો, પરિસ્થિતિ અનુસાર હું જઈ શક્યો નહીં અને મારે આગ્રા જવાનું થયું.

સં. ૧૯૯૧માં હું પાલીતાણા ગયો ત્યારે મારી ધર્મપત્નીએ મને કહ્યું કે આપ ગુરુદેવનાં દર્શન કરી તેમની આજ્ઞા લઈ પાછા આવજો. પાલીતાણાથી બામણવાડજીમાં ગુરુદેવનાં દર્શન કર્યાં. તે વખતે ગુરુદેવ પાસે ઘણા ભક્તો બેઠા હતા, તેમાંથી કોઈને રજા આપતા અને કોઈને રોકી દેતા. મેં દર્શન કર્યાં બાદ વિચાર્યું કે મેં દર્શન તો કરી લીધાં છે અને રજા માંગવા જાઉં ને રજા ન આપે તો મારે રોકાવું પડે. આથી હું રજા લીધા વગર આગ્રા પાછો ગયો. મારી ધર્મપત્નીએ કહ્યું કે તમે રજા લીધા વગર અને વાસક્ષેપ લીધા વગર આવ્યા તે સારું નથી કર્યું.

ત્યાર બાદ એવું બન્યું કે મારો આઠ વરસનો દીકરો એકાએક બીમાર પડી ગુજરી ગયો. ત્યાર બાદ દોઢ વરસે બીજો

દીકરો જન્મ્યો તે પણ એક વરસે બીમાર પડી ગયો. મેં પાલીતાણા મારાં સંસારી બહેન મનોહરશ્રીજી મહારાજને પત્ર લખ્યો કે બાબુ બીમાર છે. તે વખતે બીકાનેરના જતનીજી મગનશ્રીજી ગુરુદેવનાં દર્શન કરવા આબુ જતા હતા તેને મનોહરશ્રીજીએ કહ્યું કે મારા સંસારી ભાઈનો દીકરો આબામાં બીમાર છે તેને આશીર્વાદ દેવા ગુરુદેવને વિનંતી કરે. તેમણે ગુરુદેવને વિનંતી કરતાં ગુરુદેવે કહ્યું કે તે બચવો મુશ્કેલ છે. તેમને કહો કે શાંતિ રાખી અહીં આવી જાય. તેમણે પત્ર લખી ટપાલમાં નાખ્યો. તે પત્ર મને બાળક મરી ગયા પછી બીજે જ દિવસે મળ્યો અને ત્યારથી મારી પત્ની બીમાર પડી ગઈ. અમો જવા ઉત્સુક હતાં પણ બીમારીને લીધે જવાયું નહીં. ઘણી દવા કરાવવા છતાં ફાયદો થયો નહીં. અંતે ગુરુદેવનાં ચરણોમાં શિવગંજ ગયા, અને દર્શન કર્યાં પણ ત્યાં મોટા મોટા ઘણા માણસો હતા અને વાત કરવાનો મોકો મળવો પણ મુશ્કેલ હતો.

મારી પત્નીએ કહ્યું કે જ્યાં સુધી ગુરુદેવ રજા આપે નહીં ત્યાં સુધી હું અહીં જ રહીશ. બે દિવસ બાદ ગુરુદેવે મને બોલાવી કહ્યું કે આ ભયંકર બીમારી હોવાથી તેને અહીં મૂકી તું આબા જા. મેં તે પ્રમાણે કર્યું. હું બે મહિના પછી પાછો શિવગંજ ગયો તો ગુરુદેવ ચુલી ગામે પધારી ગયા હતા. હું ચુલી ગયો અને ત્યાં એક મહિનો રહ્યો. મારી પત્નીની તબિયત એમ ને એમ જ હતી પણ મને શ્રદ્ધા જન્મી કે તે અહીં જ સાજી થશે. ત્યારે મારા સાળાનાં લગ્ન આવ્યાં એટલે અમે ગુરુદેવની રજા માંગી. તેમણે ભેવ ગામ જવાની રજા આપી અને એક માસમાં પાછા આવી જવા કહ્યું. લગ્ન પ્રસંગ પૂરો થતાં મારી પત્નીની તબિયત એકદમ બગડી અને ખાવાપીવાનું છોડી દીધું,

તેને લઈને હું અનાદરા પહોંચ્યો. ગુરુદેવે કહ્યું કે તેની તબિયત એકદમ બગડી ગઈ છે. હવે તેને ક્યાંય લઈ જશો નહીં.

એટલે અમે ત્યાં જ રોકાયાં. હું ઘણો જ ચિંતાતુર થયો પણ સવારમાં જ અમારા મકાનમાં ગુરુદેવનાં સાક્ષાત દર્શન થયાં અને કહ્યું કે ચિંતા કેમ કરે છે? હવે તો એકવીસ દિવસમાં જ તે તદ્દન સાજી થઈ જશે. અમે સ્થિરતા કરી ત્યાં જ રહ્યાં.

એક દિવસ જોધપુરના લેડી ડૉકટર કૃપાબાઈ ગુરુદેવનાં દર્શન કરવા આવ્યાં. તેને ગુરુદેવે મારી પત્નીની તપાસ કરવા કહ્યું. તેણે તપાસીને કહ્યું કે તેને ક્ષયરોગ છે. જોધપુર મોકલો, ત્યાં દવા કરીશ. ગુરુદેવની આજ્ઞા માંગતાં તેમણે ફરમાવ્યું કે તમારે ક્યાંય જવાનું નથી. હીરાભાઈ પાસેવી દવા લો. તે પ્રમાણે કરવાથી એકવીસ દિવસમાં તાવ–ખાંસી બધું મટી ગયું. તોપણ દવા ચાલુ રાખી.

ગુરુદેવના આશીર્વાદથી મારી પત્નીનો ક્ષયરોગ મટી ગયો હતો અને તેમની કૃપાથી સંતાનની પ્રાપ્તિ પણ થઈ, તેમની કૃપાથી મારા પુત્રનો સંબંધ અનાદરામાં જ આગ્રાવાળા શ્રીમંત કુટુંબમાં થયો. આજ મારી ઉંમર એંશી વરસ ઉપર છે. ગુરુ-કૃપાથી મારો પરિવાર આનંદમાં છે અને હું અચળ શ્રદ્ધાથી ભક્તિ કરું છું.

સંગ્રહકર્તા : શ્રી ગજેન્દ્ર જૈન, જોધપુર :

આચાર્ય શ્રી વિજયકેસરસૂરિજી વીસનગરમાં ચાતુર્માસ સ્થિત હતા. તેમને હું મળવા ગયો ત્યારે તેમણે ફરમાવ્યું કે આબુ શાંતિવિજયજી ભગવાનનાં દર્શન કરી આવો. હાલમાં આબુ રોડમાં જ હશે.

હું આબુ રોડ ગયો ત્યાં ભક્તોની ઘણી ભીડ હતી. મેં દર્શન માટે પૂછ્યું તો કોઈને દસ દિવસથી, કોઈને વીસ દિવસથી અને એક સજ્જનને તો એક મહિનાથી દર્શન થયાં ન હતાં. મારે ઉતાવળ હતી અને દર્શન કરવાં દુર્લભ હતાં. વ્યગ્ર થઈને હું ગુરુદેવના ઓરડા પાસે આંટો મારતો હતો

એટલામાં નાનું બારણું ઊઘડ્યું અને મને દર્શન થઈ ગયાં. ગુરુદેવે આશીર્વાદ આપ્યો, અને કહ્યું કે રાત રોકાઈ જા. ૐ શાંતિ. બહાર આવતાં મને ચંપકભાઈ મળ્યા. તેને બધી વાત કરી. તેમણે પણ રોકાઈ જવા કહ્યું. રાતના ફરી દર્શન થયાં. મારા મનમાં અકલ્પ્ય શાંતિનો સ્રોત વહ્યો. સવારે ગાડી ઊપડવાના સમય પહેલાં હું અને મારી પત્ની દર્શન કરવા ગયાં તો કોઈ કોઈ વાર આવતા રહેવા કહીને અમને વિદાય આપી.

ગુરુદેવનાં દર્શન બાદ તેમના આશીર્વાદથી બધો વ્યાપાર–રોજગાર તથા પરિગ્રહ છોડી હું ધ્યાનમાં રહેવા લાગ્યો. હું દર માસે ગુરુદેવનાં દર્શન કરવા જતો. એકવાર હું આબુ રોડથી માઉન્ટ આબુ પગે ચાલીને દર્શન કરવા ગયો તે વખતે ગુરુદેવ દેલવાડામાં બિરાજતા હતા. ચારપાંચ કલાકમાં જ હું માઉન્ટ આબુ પહોંચી ગયો. દર્શન કરી એક દિવસ રોકાઈ બીજે દિવસે રજા લેવા ગયો ત્યાં થોડા ભક્તો બેઠા હતા. હું પણ ત્યાં જઈ બેઠો. ગુરુદેવે મને પૂછ્યું કે પાછો પગે ચાલીને જઈશ ? મેં હા કહી. ગુરુદેવ ધ્યાનમાં બેઠા. તે વખતે બપોરના બે વાગ્યા હતા. મેં વિચારેલું કે બે વાગે ચાલતો થઈશ તો સાત વાગે આબુ રોડ પહોંચી જઈશ. ગુરુદેવનું ધ્યાન પૂરું થવાની રાહ જોતો હું બેસી રહ્યો. કલાક ઉપર થઈ જતાં હું વિચારતો હતો કે હવે તો રાત પડી જશે. સવા કલાકે ધ્યાન પૂરું કરી ગુરુદેવે કહ્યું કે પગે ચાલતાં જવું છે તો જલદી જા. બેસી કેમ રહ્યો?

રસ્તો ભયંકર જંગલી જનાવરોથી ભરેલો હતો તોપણ હું તો રવાના થઈ ગયો. સવાત્રણ થઈ ગયા હતા. હવે મને અંધારું થયા પહેલાં પહોંચવાની ઉતાવળ હતી. ઢાળ હોવાથી હું ત્યાં જલદી દોડવા માંડ્યો, ત્યાં રસ્તામાં દૂર ત્રણ જંગલી રીંછો ઊભા હતા. મને બીક લાગી. હવે શું કરવું ? હું મૂંઝાઈ ગયો હતો ત્યાં એક રીંછ મારી સામે આવવા મંડ્યું. હું કંપવા લાગ્યો. એવામાં ક્યાંકથી કૂતરાં આવ્યાં અને રીંછ સડક ઊતરી

ચાલ્યું ગયું. ગુરુકૃપાએ એક રીંછથી તો રક્ષા થઈ. હું આગળ ચાલ્યો ત્યાં બે રીંછ સામે સડક ઉપર આવ્યા. મને થયું કે હવે જિંદગી ખતમ, પણ ગુરુદેવ ભગવાનની કૃપાથી એક બંધૂકધારી વ્યક્તિ ત્યાં આવી અને તેને જોઈને રીંછ નાસી ગયા. ત્યાંથી આગળ ચાલતાં હનુમાનની દેરી પાસે હું જરા રોકાઈ આગળ ચાલ્યો અને સમયસર આબુ પહોંચી ગયો.

જો હું આજ્ઞા લીધા વગર બે વાગે જ રવાના થયો હોત તો બચી શકત ખરો ?

**આત્મહત્યાથી રક્ષા :**

ગુરુદેવ બામણવાડજીમાં હતા તે વખતે એક મારવાડીભાઈ સપરિવાર ત્યાં આવ્યા. આર્થિક મુશ્કેલી અને ઘરકંકાસથી કંટાળી તેણે આપઘાત કરવાનો વિચાર કરેલો. પોતાના પરિવારને બામણ-વાડા ગુરુદેવ પાસે છોડીને પોતે આપઘાત કરવા બામણવાડાથી ચાલ્યો ગયો. તે જાણી તેનો પરિવાર રોવા લાગ્યો. ગુરુદેવે પાલનપુરવાળા જયંતીલાલ કોઠારીને બોલાવી કહ્યું: "પીંડવાડા સડક ઉપર જઈ ત્યાં જે મારવાડી ગયો છે તેને બોલાવી લાવ." તે સાયકલ ઉપર ગયા. ઝાડોલી ગામ પાસે નદીના કિનારે પહોંચ્યા ત્યાં જોયું કે એક પાંચ છ ફુટનો વાઘ સડક ઉપર બેઠો હતો. તેને જોઈ તે ડરી ગયા. તેણે વિચાર્યું કે મોડું થશે તો પેલો આપઘાત કરી નાખશે તો ગુરુદેવ મને શું કહેશે ? પાછો ફરીશ તો વાઘ પાછળથી હુમલો કરશે.

એટલામાં તો વાઘ છલાંગ મારી નદી પાર કરી પેલા મારવાડી પાસે ગયો. રાત પડી ગઈ હતી. રાતે ત્યાં જ રોકાઈ સવારે બામણવાડા પાછો આવ્યો. જયંતીલાલે મને બધી વાત કરી એટલે મેં પૂછ્યું કે સવા છ વાગે ? તો તેણે હા કહી એટલે મેં કહ્યું કે તે વખતે ગુરુદેવ પ્રવચન કરતા હતા અને તેમની બંને બાજુએ બેઠેલા સિંહોને ક્યારેક પૂંછડા ઉપર અને

ક્યારેક મોઢા ઉપર હાથ ફેરવતા હતા, અને મને લાગ્યું કે કંઈ અવનવું બની રહ્યું છે. કાલે ગુરુદેવે ભક્તોની રક્ષા કરી. તેમના સિંહાસન ઉપરના બનાવટી સિંહો પર હાથ ફેરવીને મારા અનુભવથી જોયું છે કે આ પ્રકારે ગુરુદેવ દૂર બેઠેલા હોવા છતાં ભક્તોની રક્ષા કરે છે.

વીસનગરના મોહનની પત્ની અનોપબેનને પેટમાં દર્દ હતું અને ડૉક્ટરોએ તેને મુંબઈ ઓપરેશન માટે કહેલું. મેં તેમને કહ્યું કે મુંબઈ જવા રવાના થાઓ ત્યારે આબુ થઈને જજો. તેણે કહ્યું કે તબિયત ઘણી જ ખરાબ છે. માંડ મુંબઈ સીધા પહોંચાશે.

રાત્રે નવ વાગે મુંબઈ જવાની તૈયારી કરી રાખી હતી, પણ અનોપબેને કહ્યું કે પહેલાં આબુ દર્શન કરવાં છે પછી જે આજ્ઞા મળે તેમ કરવું છે. મને આ વાતનો કશો વાંધો નહોતો. હું પણ તૈયાર થઈ ગયો અને આબુ પહોંચ્યો. ગુરુદેવે કહ્યું કે ઓપરેશન થશે પણ બરાબર નહીં થઈ શકે, તેમાં કસર રહેશે. તદ્દન સારું નહીં થાય. આથી અમો મૂંઝાયા. તબિયત રસ્તામાં વધારે બગડી. ઊંઝા પહોંચતાં અનોપબેને કહ્યું કે પાછા વીસનગર જવું છે, કેમકે મુંબઈ પહોંચવું મુશ્કેલ છે. ગુરુદેવ બધું સારું કરશે.

મહેસાણામાં અનોપબેનની એક બહેનપણી રહેતી હતી. અમે તેમના ઘેર ગયાં. તેમણે પેટની થોડી વાર માલિસ કરતાં જરા શાંતિ વળી. બીજે દિવસે વીસનગર ગયા. બે દિવસ પછી મુંબઈ ગયા અને ઠીક થવાથી વીસનગર આવી ગયા. ચાર વરસ પછી એટલો બધો દુખાવો ઊપડ્યો કે સહન થાય નહીં. ત્યારે ગુરુદેવનાં વચનો યાદ આવ્યાં. વીસનગરના મોટા મોટા ડૉક્ટરોને બોલાવ્યા. તેઓએ તાત્કાલિક મુંબઈ જવા કહ્યું એટલે મુંબઈ લઈ ગયા. મુંબઈ ડૉક્ટરોએ જાહેર કર્યું કે તેમનું બચવું મુશ્કેલ છે. પેટમાં પાણી ભરાઈ ગયું છે. ઠીક થાય તો સારું બાકી ઓપરેશન વિના કોઈ ઉપાય નથી.

અનોપબહેનને ઓપરેશન થીએટરમાં લઈ ગયા તે જ વખતે બીસનગરમાં ગુરુદેવે એકાએક પ્રગટ થઈ ઓપરેશન નજરે બતાવ્યું.

થોડા સમય બાદ જ્યારે અનોપબહેન સાજાં થઈ પાછાં ફર્યાં ત્યારે મેં જે દૃશ્ય જોયું હતું તે, દરેકે પહેરેલાં કપડાંના રંગ વગેરે વર્ણવ્યું ત્યારે બધાં સ્તબ્ધ થઈ ગયાં. અનોપબેને કહ્યું કે ઓપરેશન વખતે ગુરુદેવે આશીર્વાદ આપ્યા અને તેનાથી જ હું બચી ગઈ છું.

એક વખત હું બામણવાડા ગયેલો ત્યારે એક ભક્તના કોટના ખીસામાંથી પચીસ રૂપિયા ગુમ થયા. ગુરુદેવને તેણે વાત કરતાં "ૐ શાંતિ" કહ્યું. થોડી વાર પછી એક વ્યક્તિ ગુરુદેવ પાસે આવતાં તેને ફરમાવ્યું કે પચીસ રૂપિયા તેના કોટમાં પાછા મૂકી દે, એટલે તેણે પાછા મૂકી દીધા. રૂપિયા લેનારાનું નામ પ્રગટ ન કર્યું.

ગુરુદેવને માંડોલીમાં એક લીમડાના વૃક્ષ નીચે બેઠેલા જોઈ મને વિચાર આવ્યો કે જૈન સાધુ વૃક્ષની નીચે રાત્રે કેમ બેઠા છે? ત્યાં જ ગુરુદેવે ફરમાવ્યું કે પુરાણા જમાનામાં વજ્ર સંઘાચણવાળા હતા અને સાધુઓ જંગલમાં જ રહેતા, તેથી વૃક્ષ નીચે જ રાત્રે બેસતા. ગુરુદેવે મારા મનના વિચારો જાણી કેવો ખુલાસો કર્યો? બીજે દિવસે ગુરુદેવ ત્યાંથી વિહાર કરવાના હતા ત્યારે ગુરુદેવના ભક્ત પ્રતાપજી માટીના વાસણમાં છાસ તેમાં બાજરાનો લોટ નાખીને લાવેલા અને ગુરુદેવને વહોરાવ્યું, એટલે હું વિચારમાં પડ્યો કે સાધુએ તો પોતે જ ભિક્ષા માટે જવું જોઈએ તો ગુરુદેવે પ્રતાપજીના હાથમાંથી કેમ લીધું? મારી શંકા મનમાં જ રહી અને ગુરુદેવે ઉત્તરાધ્યયન સૂત્રનો અધિકાર બતાવ્યો: "એક ભક્ત મહાપુરુષ પાસે રોટી લઈને આવે છે, તો અરધી રોટલી જે દંડક ત્યાં બેઠો હોય તેને આપે છે અને અરધી મહાપુરુષને વહોરાવે છે." આમ મનના પ્રશ્નનું

સમાધાન ગુરુદેવ તુરત જ આપી દેતા, તે જાણી આનંદ અને સંતોષ થયો. તેઓ સર્વોચ્ચ મહાપુરુષ હતા. તેમને મારા કોટી કોટી પ્રણામ.

ગુરુદેવનો આશીર્વાદ :
શ્રી જ્યોતીન્દ્ર ચુનીલાલ ઝવેરચંદ :

શાંતિનગરકા મંદિરમેં
બિરાજે શાંતિ બાબો રે,
આણી રે બાબારો પરચો જોરશે.

આ જોરદાર પરચો આપનાર પૂજ્ય ગુરુદેવ ભગવાનની કૃપાની અનોખી ઘટના એપ્રીલ, ૧૯૭૮ની છે.

એક દિવસ મારી પત્ની મીતા સૂઈ રહી હતી, ત્યારે ગુરુદેવ તેના સ્વપ્નમાં આવ્યા. સ્વપ્નમાં મીતાએ જોયું કે મારો પાંચ વરસનો બાબો બાલ્કનીમાં ટેબલ ઉપર બેઠો છે. ઘરમાં ટીંગાડેલા ફોટામાંથી ગુરુદેવ બહાર આવ્યા અને બાબાના માથા ઉપર હાથ મૂક્યો. મીતાને ગુરુદેવનો બહુ પરિચય ન હતો એટલે પૂછ્યું કે આપ મારા દીકરાને આ શું કરો છો? ગુરુદેવે કહ્યું કે હું તો ફક્ત તારા દીકરાને આશીર્વાદ દઉં છું. ત્યાં જ સ્વપ્ન પૂરું થઈ ગયું.

મારા જે બાબાને ગુરુદેવે આશીર્વાદ આપ્યા હતા તે આઠેક દિવસ પછી પાણી સાથે લોઢાનો નટ–બોલ્ટ ગળી ગયો. બધાં ચિંતામાં પડી ગયાં કે તે કેમ કાઢવો? ડોક્ટરે કહી દીધું જો ચારપાંચ દિવસમાં ન નીકળે તો ઓપરેશન કરી કાઢવો પડશે. પણ ગુરુદેવનો જે બાળકને આશીર્વાદ મળેલો તેનો વાળ પણ વાંકો થયો નહીં. પાંચ દિવસ પૂરા થઈ ગયા. છઠ્ઠે દિવસે ઓપરેશન માટે લઈ જવાની તૈયારી કરતા હતા ત્યાં જ ગુરુદેવના આશીર્વાદથી મળ સાથે નટ–બોલ્ટ બહાર નીકળી ગયો અને ગુરુદેવના આશીર્વાદનો પરચો મળ્યો.

શ્રી હીરાચંદજી ગુલેચ્છા, જોધપુર :

બામણવાડામાં ગુરુદેવ આત્મમસ્તીમાં રહેતા હતા. લોકો આખો દિવસ આવ્યા જ કરતા. તેમને ઉપદેશ દઈ આત્મવિભોર કરી દેતા હતા. સં. ૧૯૯૨ના ભાદરવા મહિનાની વાત છે કે હું સહકુટુંબ બામણવાડજી ગયો હતો. માતાજીને ગુરુદેવને ગોચરી વહોરાવવા ભાવના થઈ, એટલે મને કહ્યું કે જા, ગુરુદેવને વિનંતી કર કે ગોચરી વહોરે. માતાજીના કહેવાથી તેમનું મન રાખવા હું ગયો પણ મને આશા નહોતી. ત્યાં મોટા મોટા ભક્તો બેઠા હતા એટલે હું બધાની પાછળ બેઠો કે તુરત જ મને કહ્યું કે ગોચરી માટે કહેવા આવ્યો છો ને? સારું, જા મુનિને લઈ જા. ગુરુદેવ ભક્તની મામૂલી ઇચ્છા પણ પૂરી કરવા કેટલું ધ્યાન રાખે છે, અને તે પણ મારા ત્યાં પહોંચતાંવેંત જ મારા વિચારો તો ઠીક પણ જેણે મને મોકલ્યો છે તેના અંતરના ભાવ પણ જાણી પૂરા કર્યા! આ કેવું જ્ઞાન કહેવાય?

શ્રી નેમીચંદજી રાઠોડ, મદ્રાસ :

હું છઠ્ઠા ધોરણમાં ભણતો હતો ત્યારે મને શાળા તરફથી પરાણે આર્ટસના વિષયો આપ્યા. મેં નિશ્ચય કર્યો કે જો કોમર્સના વિષયો મને આપે તો જ હું ભણીશ; નહીંતર ભણવું જ નથી. એક મહિનો હું શાળાએ ગયો જ નહીં. હું દરરોજ ધૂપ–દીવા વખતે ગુરુદેવને પ્રાર્થના કરતો. મારી એક માસની ગેરહાજરી જોઈ માસ્તરે બીજા વિદ્યાર્થીઓને પૂછ્યું કે તે કેમ આવતો નથી? મારા મિત્રે કહ્યું કે તેને કોમર્સના વિષયો નથી મળ્યા એટલે ભણવું બંધ કર્યું છે, એટલે અધ્યાપકે કહ્યું કે તેને કહેજો કે તેનું નામ કોમર્સ–કક્ષામાં લખી દીધું છે. મારો મિત્ર ઘેર આવ્યો અને મને તે શુભ સમાચાર આપતાં બીજા દિવસથી હું શાળાએ જવા લાગ્યો.

હું હાયર સેકન્ડરી બોર્ડની પરીક્ષા દેવા જોધપુર ગયો હતો ત્યારની વાત છે. ચારપાંચ પેપર પૂરા થઈ ગયા હતા.

હિન્દીનો પેપર પૂરો થયો નહીં કારણકે ટાઇમ પૂરો થઈ ગયો હતો. અર્ધો પેપર માંડ પૂરો થયો. મને નાપાસ થવાની બીક લાગી: ઘેર આવતાં મારા ઉદાસ મોઢા સામે જોઈ પિતાજીએ પૂછ્યું કે કેમ પેપર બરાબર નથી ગયા? મેં હા કહી. બપોરે હું સૂઈ ગયો હતો ત્યાં અવાજ સંભળાયો: "બચ્ચે ઊઠ, લે તેરા સર્ટીફિકેટ." મને થયું કે હજુ અર્ધી પરીક્ષા બાકી છે ને સર્ટીફિકેટ ક્યાંથી આવી ગયું? મેં ઊંઘમાં સર્ટીફિકેટ લેવા હાથ લાંબો કર્યો અને ઊઠચો. મેં આંખ ખોલી જોયું તો કોઈ નહીં! જ્યારે પરીક્ષાનું પરિણામ બહાર પડ્યું ત્યારે મને ખાતરી થઈ કે હું પાસ થયો છું અને તે પણ બીજા વર્ગમાં. માત્ર ત્રણ માર્ક વધારે મળ્યા હોત તો હું પહેલા વર્ગમાં આવત. આ બધી શાંતિગુરુની કૃપા છે.

વચનામૃત

વિશ્વમાં એક જ જાતિ છે........માનવતા.
વિશ્વમાં એક જ સંપ્રદાય છે........વિશ્વપ્રેમ.
વિશ્વમાં એક જ ધર્મ છે........સત્ય.
વિશ્વમાં એક જ નિયમ છે........કાર્યકારણ.
વિશ્વમાં એક જ પરમેશ્વર છે........સર્વવ્યાપક, સર્વજ્ઞ, સર્વશક્તિમાન પ્રભુ.

શાંતિ એ દૈવી ગુણ છે, આત્માનું એ દિવ્ય સ્વરૂપ છે, લાલચુ માણસથી શાંતિ હંમેશા દસ ગાઉ દૂર રહે છે. શાંતિનું રહેઠાણ શુદ્ધ હૃદય છે. પરમહંસનું તે આભૂષણ છે, કામુક મનુષ્યથી તેને ઘૃણા છે.

શ્રી અગરચંદ નાહટા બીકાનેર :

સંવત ૧૯૮૫–૮૬માં મારાં માતાપિતા અને મોટાભાઈની સાથે અમે તીર્થયાત્રા કરવા નીકળ્યાં. જતી વખતે ઉપાધ્યાય સુખસાગરજી તરફથી પ્રેરણા મળી કે આબુ તીર્થ પર યોગી શાંતિસૂરીશ્વર બિરાજે છે, સાધના કરે છે, ઉચ્ચ કોટિના સાધક છે, તો ત્યાં જઈ જરૂર દર્શન કરજો.

ભાગ્યયોગે યોગીરાજ અમોને રસ્તામાં સહજમાં જ મળી ગયા. તેઓશ્રીએ પોતાનો પ્રસિદ્ધ મંત્ર "ૐ અર્હં નમઃ" સંભળાવ્યો અને કહ્યું કે જાપ અને ધ્યાન ઊઠતાં, બેસતાં, સૂતાં, જાગતાં, કામકાજ કરતાં પણ કરજો. માળા તો રોજ ફેરવજો. અમોએ વધારે વખત લાભ લેવા પૂછ્યું તો કહ્યું: "હવે મળશું નહીં." અમે ફરી મળવા ઘણો પ્રયત્ન કર્યો પરંતુ તેઓ જંગલમાં ચાલ્યા ગયેલા એટલે મળાયું નહીં.

પૂજ્ય શાંતિવિજયજી એ વખતે લોકસંપર્કથી દૂર રહેતા હોઈને વધુ પ્રસિદ્ધ થયા નહોતા, તે સમયે સાધનામાં જ સમય–શક્તિ વાપરતા હતા છતાં પણ વખતે વખતે એવા ચમત્કારી પ્રસંગોથી પ્રખ્યાત થવા માંડ્યા અને અનેક રાજા–મહારાજાઓ, રાણાઓ, ગવર્નર જનરલના એજન્ટો, અજૈનો, મુસ્લિમો, પારસીઓ વગેરે તેમના ઉપર ઈશ્વરી અવતાર જેવી શ્રદ્ધાથી પોતાના ગુરુપદે સ્થાપવા મંડ્યા. અનેકોના અસાધ્ય રોગો મટ્યા, ધન–પુત્રાદિ લાભ મળ્યો, સંકટો દૂર થયાં, તેઓને ઘેર બેઠાં દર્શન આપતા એમ તેમની પ્રખ્યાતિ અને ભક્તોની સંખ્યા પણ વધતી ગઈ.

ગુરુદેવના વ્યક્તિત્વનો વિશેષપણે અનુભવ મને ઉમેદ-પુરમાં થયો, ત્યાં કાચા રસ્તાઓ ઉપર પચાસ હજાર માણસો તેમનું સ્વાગત કરવા આવેલા અને તેમની ધૂળથી આકાશ છવાઈ ગયેલું. ગુરુદેવને શ્વાસ લેવામાં પણ તકલીફ પડતી છતાં શાંતિથી બધાને સંતોષ આપ્યો. ભક્તિભાવનું અનુપમ અને અદ્ભુત દૃશ્ય જોવા મળ્યું.

મને ઉમેદપુરમાં વિદ્વાન મુનિશ્રી મણિસાગરજી સાથે ગુરુદેવ પાસે જવાનો લાભ મળી ગયો. ત્યાં બેઠેલા શ્રી ફુલચંદજી ઝાવડે પણ મારો વિશેષ પરિચય કરાવ્યો. તે જ વખતે એક આર્યસમાજી નવદંપતી ત્યાં આવ્યાં તેમને મૂર્તિપૂજાનું રહસ્ય

સમજાવ્યું, જાણે કે સાક્ષાત સરસ્વતી જ બોલી રહ્યાં હોય. આ જોઈ હું દંગ થયો કારણકે મને તો એવું સમજાવવામાં આવેલું કે તેઓ અભણ છે.

બીજે દિવસે પેન્ડોલમાં તેમનું પ્રવચન આચાર્ય લલિતસૂરિજી સાથે બેગ્રી કરતા હતા તે વખતે પહેલાં ઉપર કોણ બેસે અને નીચે કોણ બેસે તે બાબત બંને આચાર્યોના ભક્તોમાં મોટો વિવાદ, ધક્કામુક્કી અને કોલાહલ થયો પણ મેં જોયું કે યોગીરાજ તો પત્થરની મૂર્તિની જેમ શાંત બેઠા હતા. તેમના ઉપર વાતાવરણની કોઈ અસર જ ન થઈ.

વિપરીત પરિસ્થિતિમાં જ વ્યક્તિત્વની કસોટી થાય છે. પોતા પ્રતિ વિરોધ અને નિંદા કરી કડવાં વેણ બોલનારા ઉપર પણ જરા પણ રોષ આવે નહીં અને નિંદા અને પ્રશંસામાં સમભાવ રાખી સ્વરૂપ–સ્થિતિમાં લય બની જાય એવી કસોટીમાંથી પસાર થનારજ મહાપુરુષ બની શકે તે નજરે નિહાળ્યું.

ત્યાર બાદ ગુરુદેવનાં દર્શન અને સાંનિધ્યનો લાભ મને અચળગઢમાં મળ્યો. મને બોલાવી, પાસે બેસાડી વાત્સલ્યભાવે પૂછ્યું કે નાહટા! તમારે અને જ્ઞાનસૂરિજીને વિવાદ ચાલે છે? મેં હા કહી. તેમણે કહ્યું કે તમારું પ્રમાણ સાચું છે. ઇતિહાસનાં મારાં પ્રમાણો તથા વિવાદની વાતની ગુરુદેવને ક્યાંથી ખબર પડી? તે તો ખાનગી હતું. પરંતુ તેઓ તો ત્રિકાળજ્ઞાની હતા, યુગપુરુષ હતા.

બિકાનેર મહારાણા ગંગાસિંહજી, રાજા–મહારાજાઓ, પોલીટીકલ એજન્ટો તથા અંગ્રેજી સલ્તનતના ગવર્નર જનરલો તેમનાથી ઘણા પ્રભાવિત થયા હતા. દૂર પરદેશ રહેલા લોકોને નિર્વાણ બાદ પણ પ્રત્યક્ષ દર્શન આપે છે. તેઓનાં સંકટ દૂર થાય છે, ઘાતથી બચાવે છે. તેઓના ભક્તોમાં મોટા મોટા રાજ્યાધિકારીઓ, ધનિક અને ગરીબો અને વિલક્ષણ બુદ્ધિમાનો

પણ છે. સામાન્ય વ્યક્તિને પણ અસામાન્ય બનાવી દીધી છે.

ગુરુદેવના સાધનાસમયથી માંડીને અંતસમય સુધીમાં પરિચયમાં આવેલાઓના પરિચયમાં હું આવ્યો છું. મદ્રાસમાં સ્વામી રિષભદાસજી ઘણા મોટા સિદ્ધપુરુષ થયા છે. તેઓના અનુભવો પણ મેં જાણ્યા છે. મારા સમકાલીન આધ્યાત્મિક ગુરુઓ બુદ્ધિસાગરજી, કેસરવિજયજી, જીતમુનિજી, મોતીલાલજી અને અંતમાં પૂજ્ય ભદ્રમુનિજી કે જે સહજાનંદી નામથી પ્રસિદ્ધ છે, તેઓ બધાના સત્સંગ અને કથન ઉપરથી સિદ્ધ થાય છે કે ગુરુદેવ યુગપ્રધાન છે. તેમને કોટાનુકોટી વંદન કરું છું.

સંકલનકર્તા શ્રી રૂપચંદ હેમાજી, માંડોલીનગર :

સીરેમલજી કટારિયા અનાદરામાં ઘણા મહિનાઓ ગુરુદેવ પાસે રહેલા. તેમનાં પત્નીનો ક્ષયરોગ નાબુદ થઈ જવાથી આગ્રા પાછા ફરવા રજા માગી કેમકે તેમની દીકરી ઉંમર લાયક થવાથી સગાઈ માટે જવું જરૂરી હતું. એમને ગુરુદેવે કહ્યું કે ચિંતા કરવાની જરૂર નથી. આપોઆપ થઈ જશે. એક દિવસ આગ્રાથી જશવંત ટોકીઝના માલિક લખનરાજજી બોહરા સહકુટુંબ દર્શનાર્થે અણાદરા આવ્યા. તેમની વહુએ સીરેમલજીની દીકરીને જોઈ–દેખતાં જ બધાંને પસંદ પડી ગઈ. તેમણે સીરેમલજીને સગાઈ બાબત વાતચીત કરી. સીરેમલજીએ કહ્યું કે ક્યાં આપ શ્રીમંત અને ક્યાં અમો મધ્યમ વર્ગના? એટલે લખનરાજજીની વહુએ કહ્યું કે અમારે તે બાબત કાંઈ મતલબ નથી. અમને છોકરી બહુ ગમી ગઈ છે. જો આપની ઇચ્છા હોય તો મારો દીકરો પણ સાથે જ છે. તેની સાથે સગાઈ કરી દો. સીરેમલજીને પણ છોકરો ગમી ગયો અને ત્યાં જ સગાઈ પાકી કરી નાખી. સીરેમલજીએ કહ્યું કે જેની મને ઘણી જ ચિંતા હતી તે ગુરુકૃપાથી મટી ગઈ. મારા માથા ઉપરનો બોજો ઊતરી ગયો.

મદ્રાસમાં શિવદાનમલ ખીમચંદની પેઢીના માલિક શિવદાનમલજી ભગવાનજી શિવગંજવાળા ગુરુદેવના પરમભક્ત હતા. ચંદનની માળા, વાસક્ષેપ વગેરે મોકલ્યા કરતા. તેઓ અનાદરા આવ્યા અને દિગંબરમુનિ બ્રહ્મસ્વામીજીને મળ્યા. વાત વાતમાં તેમણે પોતાની જીવનકથા કહી દીધી. સ્વામીજીએ તેમનો હાથ જોઈ કહ્યું કે તમારે બીજી વહુ છે અને દીકરાનો પણ યોગ છે એટલે શિવદાનમલ બીજાં લગ્ન કરવા તૈયાર થઈ ગયા. હજુ તેમની પહેલી પત્ની હયાત હતી, બાળકો પણ થયેલાં પરંતુ બધાં મરી ગયેલાં. શિવદાનમલજીની ઉંમર પણ મોટી થઈ ગયેલી અને કોઈ બાળક દત્તક લેવા ઇચ્છતા ન હતા. શિવગંજમાં આ વાતની ખબર પડતાં નવયુવકોએ નિશ્ચય કર્યો કે આ બીજાં લગ્ન થવા દેવાં નહીં. શિવદાનમલની સગાઈ વરાડા ગામમાં થઈ ગઈ. લગ્નની તિથિની બધાંને ખબર પડી ગઈ હતી પણ તે દિવસે ત્યાં કોઈ અટકાવવા આવ્યા નહીં. તેમને આ લગ્નથી એક પુત્ર થયો તેનું નામ મૂળચંદ છે. શિવદાનભાઈનો તાજેતરમાં દેહાન્ત થયો. ગુરુદેવ ભગવાન લગ્ન બાબતમાં પડતા નહીં પણ ભક્તનું રક્ષણ કરતા.

અમદાવાદવાળા કિંકરદાસભાઈ અનાદરામાં એક મહિનો રોકાયેલા ત્યારે રોજ સવારે ગુરુદેવ ભગવાનના દરવાજા સામે "ભગવાન મેરી નૈયા....ભવપાર લગા દેના" એ ભજન ગાતા અને ભજન પૂરું કરી જંગલમાં ચાલ્યા જતા. તેમની સાથે હું, માલવાડાવાળા ઉત્તમચંદજી, બીકાનેરવાળા જીનદાસજી કેચર, જયપુરવાળા ઝવેરી ફૂલચંદજી કોઠારી અને ત્રિલોકચંદજી જરગઢ તથા લાતુરવાળા સૂરજમલજી પોકરણ પણ રહેતા. કિંકરદાસ સારી જગ્યાએ બેસી ભજન બોલતા, ત્રિલોકચંદજી હારમોનિયમ વગાડતા.

એક દિવસ કિંકરદાસભાઈ સવારે દર્શન કરવા આવતા હતા એટલામાં નગીનદાસ ભગતે બારણાં બંધ કરી દીધાં.

કિંકરદાસભાઈએ એક નવું ભજન ગાયું: તેરે મંદિરમેં કેસે મેં આવું પ્રભુ, પ્યાસ દર્શનકી કેસે છીપાવું પ્રભુ? તેરે મંદિર કે ફાટક પે પહેરા પ્રભુ!" આ પદ સાંભળતાં જ ગુરૂદેવ પોતે બારણું ઉઘાડી બહાર આવી પાટ ઉપર બેસી ગયા.

સાદડીવાળા કનીરામજી પંડયા તેમના પુત્ર હિમતરામજી-ને મગજની બીમારી હોવાથી ગુરુદેવ પાસે આવ્યા ત્યારે એકધારી વરસાદની હેલી થતાં, તેની પાસે છત્રી ન હોવાથી તેમજ અનાદરામાં વેચાતી પણ મળતી ન હોઈ ગુરુદેવે શેઠ સાહેબ કિશનચંદજીએ છત્રી આપવી એમ ફરમાવ્યું. શેઠ સાહેબે છત્રી આપતાં તેણે તે લેવાની ના પાડી. ગુરુદેવે પંડયાને બોલાવી તેને સમજાવ્યું કે શેઠ સાહેબ ભેટ આપે છે એટલે તેણે છત્રીનો સ્વીકાર કર્યો. ત્યાં રહેવાથી હિંમતરામને સાવ સારું થઈ ગયું હતું. આજે હિંમતરામ કે કનીરામ નથી, પણ તેમના પરિવારની અખંડ ભક્તિ ચાલુ છે.

અનાદરામાં મારા મોટા ભાઈ હંસાજી પણ સાથે હતા. તે ગુરુદેવનાં દર્શન કર્યા વગર મોઢામાં પાણી પણ નાખતા નહીં. તે તપશ્ચર્યા ઘણી કરતા હોવાથી તેને ગુરુદેવ 'તપસી' કહેતા હતા. એક દિવસ હું મંદિરમાં દર્શન કરવા જતો હતો ત્યારે તે ઓરડામાં સામાયિક કરતા હતા. ઓરડાની બહાર એક મોટો નાગ ફરતો હતો. બાજુમાં શિવગંજવાળા શિવદાન-મલજી ઊતરેલા. તેમણે જોયુ કે સર્પ અંદર જઈ શકતો નથી, -સામાયિકના પ્રભાવથી તથા ગુરુકૃપાથી આ ચમત્કાર થયો. અનાદરા નાનું ગામ હોવા છતાં ગુરુદેવ ત્યાં રહ્યા ત્યારે એક શહેર જેવું બની ગયેલું.

ગુરુદેવ બીજું ચોમાસું અનાદરા કરવાના છે ત વાત ધન-કોરમાજીના કાને આવતાં તેમણે મનમાં ગુરુદેવને પ્રાર્થના કરી કે અહીં મને ઘણી તકલીફ છે એટલે જો બીજું ચોમાસું અહીં કરશો તો કાલથી હું દર્શન કરવા નહીં આવું. ગુરુદેવે

તુરત પાલનપુરની ત્રણ બહેનો સાથે કહેવડાવ્યું કે ગુરુદેવ વિહાર કરી દેલવાડા જવાના છે.

ગુરુદેવને દાંતની ઘણી તકલીફ જોઈને શાંતિલાલ ભગત અમદાવાદથી દાંતના મોટા ડોકટરને લઈને આવ્યા. ડોકટરે ગુરુદેવનાં દર્શન કરી દાંત તપાસ્યા અને ચીપિયો કાઢી દાંત કાઢવા ગયા તેટલી વારમાં તો દાંત હલતો બંધ થઈ ગયો. ફરી તપાસતાં દાંત હલવા માંડ્યો. ફરી દાંત કાઢવા ગયા તો દાંત સજ્જડ જણાયો. ગુરુદેવે કહ્યું કે ડોકટર સાહેબ! હવે બીજી વાર આવજો. એટલે દાંત કાઢ્યા વગર જ ડોકટર અમદાવાદ પાછા ફર્યા.

વિસલપુરવાળા મિયાચંદજી કિશનચંદજીની દીકરી બહુ જ બીમાર થઈ જતાં બચવાની આશા નહોતી. તેમણે ગુરુદેવના ફોટા સામે અખંડ જ્યોત ચાલુ કરી દીધી. ત્રીજે દિવસે તેના ઘરમાં ગુરુદેવ સાક્ષાત પ્રગટ થયા અને મામુલી દવા લગાડી અદૃશ્ય થઈ ગયા. છોકરી બચી ગઈ.

બેજીવાડાવાળા પ્રતાપમલ અમોલખચંદની પેઢીના માલિક દુર્ગાચંદજીને વિચાર આવ્યો કે હું તો ગુરુદેવ પાસે જ રહ્યો પણ બેઝવાડા હોત તો હું લડાઈને લીધે ભાવ વધતા ગયા તેનો લાભ લઈને સંગ્રહ કરી લેત. ગુરુદેવે તેના મનની વાત જાણી તેને બોલાવી કહ્યું કે આખી લડાઈનું પાપ તું કેમ વહોરી લે છે? દુર્ગાચંદજીએ તુરત જ પરિગ્રહ પરમાણનું વ્રત્ત લીધું.

મારી માને દમનો વ્યાધી બહુ વધી ગયો. મારા બાપુજીએ મને તેડાવતાં મેં ગુરુદેવ પાસે ઘેર જવા રજા માંગી. ગુરુદેવે પૂછ્યું કે તમારા ગામમાં ડોકટર કોણ છે? મેં કહ્યું કે ચોથમલ માધાણી છે. ગુરુદેવે પૂછ્યું કે બીજા કોણ ડોકટર છે? મેં જવાબ આપ્યો કે વડગામમાં મુસલમાન ડોકટર છે. ગુરુદેવે કહ્યું કે તે હોશિયાર છે. હું મારી માને તે મુસલમાન

ડોકટર પાસે લઈ ગયો. તેણે બંગાલ કેમીકલ્સની દવા લખી આપી અને મારાં માં સાજાં થઈ ગયાં મુસલમાન ડોકટરને ગુરુદેવે જોયેલ પણ નહીં તેમ તે ડોકટરે ગુરુદેવનાં દર્શન પણ કરેલ ન હતાં!

નાગોરવાળા કમલચંદ સુખલાલજી સમદડિયાને યુવાવસ્થામાં જ દમ હતો. દમનો હુમલો ત્રણેક કલાક રહેતો અને ત્યારે તેનું મોઢું એવું થઈ જતું કે જોનારને પણ કંપારી છૂટે. કમલચંદ તેના બાપુજી સાથે દેલવાડા દર્શન કરવા આવતા. તેના બાપુજીને ગુરુદેવે કહ્યું કે તમે તો તેના જન્મદાતા છો; હું તેનો જીવનદાતા છું. તેઓ ત્યાં રોકાયા. એક દિવસ ધનકોરમાજી પાસે જતાં તેની બીમારી સદંતર દૂર થઈ ગઈ. ગુરુદેવે તેને આશીર્વાદ દઈ વિદાય આપી.

દેલવાડામાં પર્યૂષણપર્વ નિમિત્તે ગુરુદેવે ફરમાવ્યુ કે પાપથી પાછા હઠવું તેનું નામ જ પ્રતિક્રમણ છે. વંદિતાસૂત્રની વ્યાખ્યા કરતાં કહ્યું: "કૂડ તુલ કૂડ માણં" અર્થાત શ્રાવકથી કૂડા તોલ કે કૂડાં માપ કરાય નહીં. અજાણતાં ભૂલ થઈ જાય તો પ્રતિક્રમણમાં તેની માફી થઈ જાય છે, પણ જાણીબૂઝીને કરે તો પાપની શુદ્ધિ થઈ શકતી જ નથી.

સંવત્સરી પ્રતિક્રમણનો સાર સમજાવતાં ગુરુદેવે કહ્યું કે સર્વ જીવોને અંતઃકરણથી ખમાવવા જોઈએ. ચૌદ રાજલોક સાથે ખમતખામણાં કરો છો, પણ પાસે જ રહેલાને ખમાવતાં ખમાવો નહીં તો ખમતખામણાં નાટકરૂપ બની જાય છે.

શ્રેણીક મહારાજની ભગવાન મહાવીર પ્રત્યે અનન્ય શ્રદ્ધાભક્તિ હોવાથી તેમણે તિર્થંકર ગોત્ર બાંધી લીધું. શ્રદ્ધા એવી હોવી જોઈએ કે દેવતાઓ આવી ડગાવે તોપણ અચળ રહે.

નવા વરસે કિકરદાસ ગુરુદેવનાં દર્શન કરવા આવતાં ફરમાવેલું કે ધનકોરમાજી અમર થઈ ગયાં. તેના જેવું કોઈ

ન થયું – ન થાય – ન થવાનું – અજબનું ગજબ અને ગજબનું અજબ તે ધનકોરમાજી. દાસ, તારા કરતાં ડોકરી એક વેંત ઊંચી છે.

શાંતાબેન ચિનુભાઈ (લાલ મિલવાળા)ને ગુરુદેવે કહ્યું કે બેન, તમારામાં જો માજીના જેવી ઉદારતા આવી જાય તો આખુ પહાડ સોનાનો થઈ જાય. શેઠ કિશનચંદજીને કહ્યું કે શેઠ સાહેબ, આપ કરોડપતિ છો પણ માજીની ઉદારતાની તોલે આવી નહીં શકો.

ગુરુદેવને દેલવાડાથી અચળગઢ વિહાર કરવાનો હતો. ઉમેદરાજજીનાં માતાજીને સંઘ કાઢવાની ઇચ્છા હતી કે જેમાં ગુરુદેવ પધારે; એટલે ઉમેદરાજને સંઘપતિ બનાવી સંઘ અચળગઢ તરફ રવાના થયો. મારી સાથે ઘણો સામાન હોવાથી મેં એક ગાડું ભાડે કરેલું. રસ્તામાં ચઢાણ આવતાં એક બળદને મોઢે ફીણ આવી ગયાં. ગુરુદેવે તે જોતાં મને કહ્યું કે વંદિતા-સૂત્રની દસમી ગાથા યાદ કરો કે વધારે ભાર ભરવો તે અતિ-ચાર છે. તે દિવસે મને તે ગાથાનું રહસ્ય સમજાયું. પાછળથી ભક્તોએ ગાડાને સહારો આપ્યો, જેથી બળદોને તકલીફ થઈ નહીં. પણ મને આ ઘટનાથી ઘણો જ પસ્તાવો થયો. સંઘમાં લગભગ ત્રણસો માણસો હતા અને તેટલા પૂરતી જ રસોઈ તૈયાર કરેલી. પણ અચળગઢ પહોંચતાં હજારો માણસો ભેગા થઈ ગયા. આથી ઉમેદરાજજીના સાળાને ઘણી ચિંતા થઈ. તેને ગુરુદેવના અતિપચો અને લબ્ધિનો ખ્યાલ હતો નહીં. ઉમેદરાજજીએ તેને આશ્વાસન આપી ગુરુદેવને વિનંતી કરતાં ગુરુદેવે પોતાની અમીદૃષ્ટિ ભોજન ઉપર કરી બધું કપડાથી ઢાંકવાનું કહ્યું. બધા ભરપેટે જમ્યા બાદ પણ ત્રણસો માણસ જમે તેટલું વધ્યું હતું.

ચૈત્ર સુદી તેરશના રોજ મહાવીરજયંતીના અવસરે ગુરુ-દેવે સતત ત્રણેક કલાક હિન્દુ, મુસ્લિમ, પારસી, ખ્રિસ્તી, જૈન

આદિથી ભરેલી સભામાં ધાર્મિક ભાષામાં હૃદયના ઊંડાણમાં પહોંચે તેવું વ્યાખ્યાન આપેલું. આ અવસરે હીરાચંદ ગુલેચ્છાને એવું દશ્ય બતાવેલું કે ગુરુદેવનું આયુષ્ય પૂર્ણ થઈ ગયું છે અને અગ્નિસંસ્કાર માટે તેમના શરીરને લઈ જાય છે. આમ વરસો અગાઉ સંકેત દઈ રાખેલો.

ગુરુદેવના સાથળ પાછળ એક મોટું ગૂમડું થયું હતું તેની ઘણી જ પીડા અને તકલીફ હતી. કિંકરદાસભાઈ દર્શન કરવા આવતાં તેમણે ગાયું :

(ગઝલ)

જગતનાં દુઃખ હરનારા સૂતા શૈયા બિછાવીને,
કરો સહુ પ્રાર્થના આજે, અમારા નાથને માટે.
પધારો સ્વર્ગના દેવો, અમોલી ઔષધિ લાવો,
દુવા સહુ શાંતિની માંગો, અમારા નાથને માટે.

આવું આઠનવ કડીનું ભજન ગાતાં જ ગૂમડું તરત ફૂટી ગયું. ગુરુદેવે કહ્યું: "દાસ, તારા ભજનથી ગૂમડું ફૂટી ગયું. જ્યાં હૃદયની સાચી તમન્ના હોય છે ત્યાં કુદરત સાથ આપે છે."

ઇન્દ્રમલ ભૂતાજી બાગરાવાળાની બહેનને જોરાવર ભૂત વળગેલ. એ ભૂત એવું હતું કે આનંદમાં હોય ત્યારે બધું કામ કરી દેતું, ત્યાં સુધી કે હજાર માણસની રસોઈ બનાવવી હોય તો તે પણ બનાવી દેતું. પણ જ્યારે ખીજમાં ચડે ત્યારે ઘરમાં આગ લગાડી દેતું અને બધું બળી જતું. તે ભૂત એવી રીતે બધું ખાઈ જતું કે ખબર પણ ન પડે. કેળાં હોય તો દેખાય બરાબર પણ હાથમાં લો ત્યારે માત્ર છાલ જ હાથમાં આવે. શ્રીફળ હોય તો તે આખું દેખાય પણ અંદરનો ગોટો અલોપ થઈ ગયો હોય! આખરે તે બહેનને ગુરુદેવ પાસે લાવતાં જ ભૂત નીકળી ગયુ અને જતાં જતાં કહેતું ગયું: "ગુરુદેવ! આપનાં દર્શનથી હું પવિત્ર થયો છું. હવે હું જાઉં છું."

નાગોરવાળા પ્રકાશમલજી લોઢાને ટી.બી. બીજા સ્ટેજમાં હતો. તે જમાનામાં ટી.બી.ની ખાસ દવાઓની શોધ પણ થઈ ન હતી. પ્રાપ્ય દવાઓ આપતાં પણ સુધારો ન થયો એટલે અચળગઢ ગુરુદેવ પાસે આવ્યા. ગુરુદેવની આજ્ઞાથી નગીનદાસ ભગત મામૂલી દવા દેતા હતા. એક દિવસ તેની ધર્મપત્નીએ ગુરુદેવને વિનંતી કરી કે મારું સૌભાગ્ય અખંડ રહે. ગુરુદેવે "તથાસ્તુ" કહ્યું અને પ્રકાશમલજીની બીમારી સાવ ચાલી ગયેલી. હમણાં જ તેમનું અવસાન થયું.

શ્રી પ્રેમચંદજી કાનુગા, મદ્રાસ :

સાધ્વીજી મનોહરશ્રીજીને પીઠમાં ગૂમડું થયેલું અને ઓપરેશન વખતે સ્થિતિ ગંભીર થઈ જતાં આ કેસ બચવો મુશ્કેલ છે તેમ ડૉક્ટરોએ કહ્યું. પ્રવર્તિનીજી વલ્લભશ્રીજી મ.સા. મંડળ સહિત ચિંતિત હતાં. શાંતિવિજયજીને યાદ કરી ચિંતવન કરવા લાગ્યાં અને પ્રાર્થના કરતાં જ ગુરુદેવ તેમની સામે સાક્ષાત થયા. વીસ મિનિટ વાતચીત કરી તેમને વિદેશી ભક્તની ઘટના કહી. પૂજ્યશ્રીની પીઠ ઉપર હસ્તછત્ર કરી ભગવાન અંતર્ધ્યાન થઇ ગયા. તુરત સાધ્વીજીનું દર્દ વિલીન થઇ ગયું.

વિશ્વમાં ભૌતિક શરીર વિલીન થઈ ગયા બાદ પણ ગુરુદેવનું સાક્ષાત પધારવું અને લાંબો સમય વાતચીત કરવી તે દિવ્ય શક્તિની શું વાત કરવી? આવા અનેક પ્રસંગો સામે આવતાં ભગવાનનો સાથ બરાબર મળતો રહે છે.

શ્રી રૂપચંદ હેમાજી :

એક વાર હું રૂપચંદ અચળગઢ ધર્મશાળાની છત ઉપર બેઠો હતો, ત્યાં વિચાર આવ્યો કે પોમાવા ગામનો ધૂળિયા નામનો માણસ પહેલાં કંદોઈનું કામ કરી પોતાનું ગુજરાન ચલાવતો હતો પણ હવે અશક્ત હોવાથી કંઈ કરી શકતો નથી અને પૈસાની તંગીમાં છે.હું પણ વિશેષ તો કંઈ કરી શકું

તેમ નથી પણ તેને પાંચ રૂપિયા આપું. પણ જો હમણાં મને ગુરુદેવ બોલાવે તો દસ રૂપિયા આપું. એવામાં મારી ભાવના જોઇ ગુરુદેવે મને બોલાવ્યો અને થોડી વાર બેસાડી રજા આપી. મેં તરત જ ધૂળિયાને દસ રૂપિયા આપ્યા.

સાણંદના ઠાકોર સાહેબ અને જસદણનાં રાણી સાહેબ ગુરુદેવનાં અંતિમ વરસોમાં ગુરુદેવ પાસે અવારનવાર આવતાં. સાણંદ ઠાકોર સાહેબ મોટી દાઢી રાખતા હતા અને સંસ્કૃતના પંડિત હતા. તેમણે ગુરુદેવની સ્તુતિ કરવા એક સંસ્કૃત કાવ્ય બનાવેલું, જેની અંતિમ લીટીઓ આ પ્રકારે છે :

યસ્યાસ્તિ નિખિલે તું અભેદ ભાવં નમામિ તું શાન્તિ
સુરીન્દ્ર ભૂપમ્.

(જેનો સારા વિશ્વ પ્રત્યે પ્રેમ છે એવા શાંતિસૂરિ મહારાજાને હું નમસ્કાર કરું છું.)

બેડાવાળા ફોજમલજીની ધર્મપત્નીને મોઢે સોજા રહેતા હતા. ગુરુદેવે કહ્યું કે હવે યમરાજ બારણાં ખખડાવે છે. ગુરુદેવના નિર્વાણ બાદ તરત જ તેનું અવસાન થયું.

એક દિવસ બીકાનેરના યતિ શ્રી જયકરણજીને ગુરુદેવે કહ્યું : "મંત્ર નહીં જાણે તો મુઆ જતિ."

એક દિવસ અચળગઢના ભૃગુઆશ્રમના મહંતને કહ્યું કે દાસ (કિંકરદાસ) મારી જાગતી જ્યોત છે. દાસ ભક્તિમાં ગળી ગયો છે, માજી ભક્તિમાં લીન થઈ છે.

એક દિવસ ગુરુદેવે મને કહ્યું કે દાસનાં ભજન તે મારી વાણી છે.

ગુરુદેવનાં અંતિમ વરસોમાં જ્યોર્જ સાહેબ અરુણાચળ રમણ મહર્ષિ તથા પોંડીચેરીના યોગી અરવિંદ ઘોષ પાસે જઇ રહેલા પણ ત્યાં શાંતિ મળી નહીં. અંતે ગુરુદેવ પાસે પાછા

આવતાં શાંતિ મળી. જ્યોર્જ સાહેબ દૃઢપણે માનતા હતા કે તેઓ ગુરુદેવ પાસે હોવાથી જ સ્વિટ્ઝર્લેન્ડ હિટલરથી સુરક્ષિત રહ્યું છે.

ગુરુદેવે એક વખત કહ્યું હતું કે જર્મન પાસે ક્યાં જમીન ઓછી હતી પરંતુ તૃષ્ણાને લીધે જ લડે છે, તૃષ્ણા ઘણી બૂરી છે.

કિંકરદાસભાઈને અભિમાન આવી ગયું હતું તેથી તેમને દસ માસ ગુરુદેવનો વિયોગ રહ્યો.

ગુરુદેવે અગાઉ એક એવી યુનિવર્સિટી સ્થાપિત કરવાનો વિચાર કરેલો કે જેમાં હુન્નર, ઉદ્યોગ, સાયન્સ વગેરે વિષયો રાખવામાં આવે પણ દાન માટે જેઓએ લાખો રૂપિયા આપવા ઇચ્છા દર્શાવી હતી તે શુદ્ધ પૈસા ન હોવાથી તેમણે કહ્યું કે બધા લોહીના પૈસા છે તેનાથી તો વિદ્યાર્થીઓની બુદ્ધિ ભ્રષ્ટ થઈ જશે.

અચળગઢના અંતિમ ચાતુર્માસ દરમિયાન ગુરુદેવે પોતા પ્રતિ અનન્ય ભક્તિભાવ રાખનારાઓને પહેલેથી જ મોકલી દીધાં હતાં. ધનકોરમાજીને દસ મહિના પહેલાંથી જ દેલવાડા મોકલી આપ્યાં હતાં, શેઠ સાહેબ કિશનચંદજીને પણ ચારપાંચ મહિના પહેલાં મોકલી આપ્યા હતા, અને બીજાઓને પણ સમજાવીને પોતપોતાના વતનમાં ગુરુદેવે રવાના કર્યા હતા.

બંગાળમાં ભીષણ ભૂખમરામાં લાખો માણસો મરી ગયાં હતાં. ગુરુદેવે ગુપ્ત રીતે કઠિન તપશ્ચર્યા કરી શરીર હાડપિંજર જેવું બનાવી દીધું હતું તેમ જ બધાં સમાચારપત્રો દ્વારા જાહેર કરેલું કે હવે દર્શન માટે કોઈ આવશો નહીં, હું ગુરુશિખર જવાનો છું અને લાંબા સમય માટે મૌન તથા ધ્યાનમાં રહેવાનો છું.

એક દિવસ ગુરુદેવ નગીનદાસ ભગતની મજાક કરતા હતા. ત્યાં બહાર સાંભળનારા હસી પડ્યા આથી ગુરુદેવે તેમને બોલાવી કહ્યું કે તમે બધા હસો છો પણ આ ભારતનો સૂર્ય હવે અસ્ત થઈ જશે. સાંભળી બધા સ્તબ્ધ થઈ ગયા.

ગુરુદેવનું છેલ્લું વ્યાખ્યાન :

ૐકાર બિન્દુ સંયુક્તં નિત્યં ધ્યાયન્તિ યોગિનઃ
કામદં મોક્ષદં ચૈવ ૐકારાય નમોનમઃ

હે મહાનુભાવો, આ સંસારમાં આવીને કંઈક સુકૃત કરો. યાદ રાખજો કે વારંવાર મનુષ્યભવ મળતો નથી. બે દિવસની જિંદગી છે. જો કંઈ સુકૃત કરવું હોય તો આજે જ કરી લો, આ જિંદગીનો શું ભરોસો ? ગમે ત્યારે આ શરીર પડી જાશે, જ્યાં સુધી શ્વાસ ત્યાં સુધી જ જીવન છે.

કલ કરે સો આજ કર, આજ કરે સો અબ,
પલમેં પ્રલય હો જાયગી, ફિર કરેગા કબ ?

મનુષ્યે પોતાનુ જીવન શાંતિમય બનાવવું જોઈએ. હોહા કરીને જીવન વ્યતીત કરવું તે કાંઈ માનવજીવન નથી, તે તો કૂતરાં-બિલાડાં પણ કરે છે તો તમારામાં અને પશુમાં શું ફરક રહે ? જિંદગીભર કામ કરો તોપણ ઘરનું કામ પૂરું થવાનું નથી.

ઘરનો ધંધો ઘણો કર્યો પણ એક ન આવ્યો આડો,
પરભવ જાતા પાલવ ઝાલે, તે મુજને દેખાડો,
આજ મારે એકાદશી રે નણંદલ મૌન ધરી મુખ રહીયે.

ધન, માલ, કુટુંબ–પરિવાર વગેરે બધું હોવા છતાં આત્મામાં શાંતિ ન હોય તો બધું વ્યર્થ છે, જેને મરણ યાદ છે તેનો જ જન્મ સફળ છે, મૃત્યુ સમયે જે સાવધાન થઈ ગયા તેનું કલ્યાણ થઈ ગયું.

"મરણાદ્ભયં નાસ્તિ" મરણથી વિશેષ સંસારમાં કોઈ ભય નથી, મનુષ્યમાં કેટલી મૂઢતા છે કે અનેક મનુષ્યોને મરતાં જોયા, અનેકને મરતાં સાંભળ્યા, અનેકને પોતાના હાથે જ ચિતા ઉપર બાળ્યા, તેમ છતાંય પોતાનું મોત યાદ આવતું નથી. તે તો નિઃશંક થઈને બેઠો છે અને પોતાના મનમાં સમજે છે કે મરણ બીજાનેજ છે તેમજ તેનો દેશ પણ કોઈ બીજો જ છે. આ તેનો ભ્રમ છે, તે પોતે પોતાની નજરે જ જોવા છતાં પોતાના મૃત્યુનો કદી ખ્યાલ કરતો નથી.

રાજાને ત્યાં મોટો પહેરો હોય છે, અને તે પણ ચોવીસે કલાકનો હોય છે, પણ જે સમયે કાળરાજા આવે છે તે વખતે પહેરાવાળા પણ સૂઈ જાય છે અર્થાત તેમને પણ મૃત્યુ આવવાના સમયનો ખ્યાલ જ રહેતો નથી.

મરણા મરણા કયા કરે, મર જાણે વિરલા કોય,
એક બાત ઐસા કીજીયે, ફિર મરણા ન હોય.

મોટા મોટા વિદ્વાનોને પણ સમાધી મરણ—પંડિત મરણ મળતું નથી એટલા માટે જ "જય વીયરાય સૂત્ર"માં વીતરાગને પ્રાર્થના કરી છે કે "સમાહી મરણ બોહીલાઓ અ"—હે પ્રભુ! મને સમાધી—મરણ અને બોધિબીજની પ્રાપ્તિ થાઓ.

જેના ભવનો અંત આવવાનો હોય તેનેજ સમાધી-મરણની પ્રાપ્તિ થાય છે. ગુરુકૃપા વગર સમાધી—મરણ પ્રાપ્ત થતું નથી, જેનો આત્મા શુદ્ધ અને પવિત્ર હોય છે તેનેજ સમાધી-મરણ પ્રાપ્ત થાય છે.

જેનું મરણ સુધર્યું તેનું બધું સુધરી ગયુ એટલે અંતસમયે શુભ ભાવના આવી જાય તેનું કલ્યાણ થાય છે.

જેવી રીતે એક માણસે દિવસભર ઘરનું અને દુકાનનું કામ કરે, પરંતુ રેલગાડી આવવાના સમયે સ્ટેશન ઉપર હાજર થઈ જાય તો તે પોતાના નિયત સ્થાને પહોંચી જાય

છે, અને કોઈ આખો દિવસ સ્ટેશન ઉપર હાજર હોય પણ રેલગાડી આવવાના સમયે આઘોપાછો થઈ જાય તો તે રહી જાય છે. આમ અંતસમયે શાંતિ થઈ જાય તો અવશ્ય સમાધી-મરણ થાય છે.

ગીતામાં પણ કહ્યું છે કે મરણસમયે શાંતિ આવી જાય તો સમાધી–મરણ થાય છે. રાજા નંદ પાસે સોનાના નવ ડુંગરો હતા તોપણ સાથે તો લેશ પણ લઈ જઈ શક્યો નહીં. બધું આંહીં ને આંહીં જ રહી ગયું.

શ્રી રૂપચંદ હેમાજી, માંડોલીનગર :

ડૉ. લીલાધર અને તેના મોટા ભાઈ વિનયચંદભાઈએ સૌરાષ્ટ્રથી અનાદરામાં આવી ગુરુદેવનાં દર્શન કર્યાં. ત્યાર બાદ ડૉક્ટરી ધંધા ઉપરથી તેમનાં દિલ ઊઠી ગયાં. તે બંને ભાઈઓ ગુરુદેવની ભક્તિમાં લીન રહેતા હતા. ડૉ. લીલાધર તો અનાદરામાં ઠંડી–ગરમીની પરવા કર્યા વગર તેમ જ ખાવા-પીવાની પણ પરવા કર્યા વગર જંગલમાં ધ્યાન કરવા ચાલ્યા જતા હતા. એક દિવસ શિયાળામાં ડૉ. લીલાધરને જંગલમાં ગુરુદેવનાં દર્શન થઈ ગયાં. ગુરુદેવે તેમનો ઓઢવાનો ધાબળો ડૉ. લીલાધરને આપી દીધો. કુલોદીવાળા નેમચંદજી પારેખે તેમને કહ્યું કે ગુરુદેવનો આદેશ છે કે મને તે ધાબળો આપો. સાચાખોટાનો વિચાર પણ ન કરતાં તેમણે ગુરુદેવના નામે માંગેલ ધાબળો આપી દીધો, જે ઉટીમાં પ્રેમચંદજી પાસે સુરક્ષિત છે.

બીકાનેરવાળા જિનદાસજી કોચર સપરિવાર અનાદરા આવ્યા હતા. તેમની પત્નીને સાત ભૂતનો વળગાડ હતો. ગુરુદેવના આશીર્વાદથી ભૂત નીકળી ગયા અને તે બંને ગુરુ-દેવનાં પરમ ભક્તો બની ગયાં. સૂરજબાઈએ એક દિવસ મને કહ્યું કે તે ભૂતનું ભલું થાઓ કે જેના નિમિત્તે મને મહા-પુરુષનાં દર્શન અને ભક્તિ મળ્યાં; નહીંતર મને આંહીં કોણ લાવત ?

અનાદરાથી બે માઈલ દૂર કોડીધ્વજ નામનું એક ધર્મ-સ્થાન છે. ત્યાં એક દિવસ ગુરુદેવ પધાર્યા હતા. ત્યાં એક ધર્મશાળા પણ છે. એક દિવસ આખુ પહાડ ઉપર આગ લાગી અને તે ગુરુદેવના ઓરડા સુધી પહોંચી ગઈ. પ્રમોદશ્રીજી મહારાજનું લક્ષ ત્યાં જતાં તેમણે બહાર આવી ગુરુદેવને કહ્યું કે આગ સાવ નજીક આવી ગઈ છે. ગુરુદેવ બહાર આવી "ૐ શાંતિ" એટલું જ કહેતાં આખા પહાડ પરની આગ શાંત થઈ ગઈ.

ફલટણ (મહારાષ્ટ્ર)ના સુવિખ્યાત પંડિત દિગંબર મુનિ બ્રહ્મસ્વામીજી અનાદરામાં ગુરુદેવને મળવા આવ્યા હતા. તેમણે આવતાંવંત જ શાસ્ત્રાર્થ માટે સંસ્કૃત શ્લોકો બોલવા માંડ્યા. જેવા તે શ્લોકની શરૂઆત કરતા કે તુરત ગુરુદેવ બાકીનો આખો શ્લોક બોલી તેનું યથાર્થ વિવરણ આપતા હતા. આવી રીતે લાંબું ચાલ્યું અને બધા શ્લોકોની પૂર્ણાહુતિ કરી આપી. અંતમાં મુનિશ્રી ગુરુદેવનાં ચરણોમાં પડી બોલ્યા કે આપ તો સરસ્વતીપુત્ર છો. ગુરુદેવ સાથે તેઓ એક વરસ ઉપરાંત રહ્યા હતા.

શિવજીભાઈ મહુડાવાળા અનાદરા ગુરુદેવનાં દર્શને આવતાં ત્યાં એક મહિનો રોકાયેલા. ગુરુદેવનાં દર્શન કર્યા બાદ તેમની દૃષ્ટિ ધનકોરમાજી ઉપર પડતાં દિગમૂઢ થઈ ગયા હતા અને મને કહ્યું કે આ માજીના નિવાસસ્થાને મને લઈ જા. ત્યાં જતાં જ તેમણે ધનકોરમાજીને ત્રણ વખત સાષ્ટાંગ પ્રણામ કર્યા અને પછી દરરોજ પહેલાં માજીને સાષ્ટાંગ દંડવત કર્યા બાદ જ ગુરુદેવનાં દર્શન કરવાનો ક્રમ કરેલો. શિવજીભાઈ ભજનમંડલને કહ્યા કરતા કે "સદા મગન મેં રહેના. પી લેના બુટ્ટી, બુટ્ટી નામકી પી લેના, બુટ્ટી પી સદા રહો અલમસ્ત." એટલે પ્રભુના નામની બુટ્ટી પી લઈને સદા આનંદમાં રહો. ફિકર–ચિંતા છોડી દો, તેમ જ કહેતા: "જિન મુખસે પ્રભુનામ ન સમર્યા

તિન મુખમેં તેરે ધૂલ પડી; પ્રભુનામ બિન રસના કૈસી, કરો ઉનકી ટુકડાટુકડી.” શિવજીભાઈ મોટા ભક્તકવિ હતા, તે જ્યાં જતા ત્યાં આનંદમય વાતાવરણ ઊભું કરી દેતા.

પાદરાના બ્રાહ્મણ શ્રી મણિભાઈ અનાદરામાં ગુરુદેવનાં દર્શને આવેલા. તેમને તો સહજમાં જ ગુરુદેવની ઓળખ થઈ ગઈ, કારણકે તેઓ યોગનિષ્ઠ બુદ્ધિસાગરજીના પરમ ભક્ત હતા. બાદમાં ગુરુદેવના પણ પરમ ભક્ત બની ગયા. તેમણે ગુરુદેવનાં ઘણાં ભજનોની રચના કરી છે. એક ભજનના અંતની લીટીમાં લખ્યું છે કે “અનાદરા પારસમણી પાયા, વિજયશાંતિસૂરિરાયા.”

ડૉ. લીલુભાઈ મહેતા :

હું નાનપણમાં ઘણો આસ્તિક હતો. કોલેજમાં મેં માગધી ભાષા રાખેલી અને તેથી સૂત્રો આદિનો પણ જાણકાર હતો. મારા દાદા શ્રીમદ્ રાજચંદ્રના પ્રત્યક્ષ સત્સંગમાં રહેલા આથી તેમનાં પુસ્તકો, કાવ્યો વગેરેનું પઠન થતું.

પણ અમારા આચાર્યો આદિને મારા જ્ઞાનની કસોટીએ મૂકતાં તેમના સ્વચ્છંદો જોઈ તેમજ પોતપોતાના અનુયાયીઓને અંદરોઅંદર તિથિ જેવી મામૂલી બાબતમાં લડાવી મુંબઈ ગોડીજીના મંદિરમાં જ લોહી રેડતાં જોઈ હું તદ્દન નાસ્તિક જેવો બની ગયો હતો. આ પાછળ રશિયા, ઇટાલી આદિ દેશોના મુક્તિસંગ્રામ અને ધર્મવિરોધી પ્રચારનું વાંચન પણ જવાબદાર હતું. પૂનામાં અભ્યાસ દરમિયાન હું બંગાલની ક્રાંતિસેનાનો કામચલાઉ સભ્ય પણ બન્યો હતો, અને એક અંગ્રેજનું ખૂન પણ કરેલું. વળી જડવાદ અને નાસ્તિકવાદમાં ઘણા મુસ્લિમો અને પારસીઓની મનુષ્યો પ્રત્યેની દયા અને જૈનોની હિંસા જોઈ હું એમ પણ માનતો થયો હતો કે

માંસાહારમાં પણ પંચેન્દ્રિય મનુષ્યના દેહસુખ માટે કોઈ જીવની હિંસા થાય તેમાં પાપ નથી. વળી મારે આગળ ભણવા ઇંગ્લાંડ જવાનું પણ નક્કી હતું. એવામાં મારી બેએક બહેનો અને બીજી મારી ભાણેજના અકાળ અવસાને તેમ જ ડૉક્ટરી અભ્યાસ દરમિયાન, મડદાનું ડીસેક્શન (વિચ્છેદન) કરવાથી, બહારથી શરીર ગમે તેવું રૂપાળું અને સરસ દેખાતું હોવા છતાં અંદર તો મળમૂત્ર અને લોહીથી જ ભરેલું છે તે પ્રત્યક્ષ અનુભવ થવાથી તેમ જ એબનોર્મલ સુવાવડ જોતાં અંતરમાં સાચો વૈરાગ્ય ઉત્પન્ન થવા માંડ્યો.

મારા એક ગોવાનીઝ મિત્ર વિનાયકરાવ સદાશિવરાવ સુખઠનકરના બીજા મિત્ર, શ્રીમતી કમળાદેવીના પતિ હરેન્દ્રનાથ ચટોપાધ્યાયને તેમણે મારા વિચારો વિશે વાતચીત કરતાં તેમનો મને પરિચય થયો અને તેમણે યોગીશ્રી અરવિંદ ઘોષનાં દર્શન એકાંતમાં કરવાની તક મેળવી આપતાં હું પોંડીચેરી અને ત્યાંથી અરુણાચળ રમણ મહર્ષિનાં દર્શને જઈ આવ્યો. મને ખરી વસ્તુનો પરિચય થયો. અરવિંદ ઘોષ માત્ર પોતે જે માર્ગે આગળ વધ્યા તેટલું જ વધુમાં વધુ માર્ગદર્શન કરી શકે તેમ જ મૌન સાધના કરતા હોવાથી બધાને લાભ ન મળી શકે એટલે તેમને આઠઆની સમજ્યો. રમણ મહર્ષિ પણ પોતાના માર્ગનું જ બતાવી શકે પણ મૌન ન હોવાથી સામાન્ય જનતાને પણ લાભ મળે એટલે તેમને દસઆની સમજ્યો. પણ હવે પૂરા રૂપિયાની તાલાવેલી થવા માંડી. પૂરો રૂપિયો એટલે અભ્યાસ કર્યા વગર વિશ્વની બધી ભાષાઓ અને ધર્મોના ગ્રંથો જેમને જીભહાગ્રે હોય અને ખંડનમંડન ન કરે પરંતુ તેમની પાસે આવનાર કોઈ પણ ધર્માનુયાયીને તેની જ ભાષા અને ધર્મનું ખરું માર્ગદર્શન કરી શકે, એટલે જેના જ્ઞાનાંતરાય અને જ્ઞાનાવરણીય કર્મોનો ક્ષય થઈ ગયો હોય તેવા સર્વજ્ઞ એ જ પૂરો રૂપિયો.

દક્ષિણ યાત્રાએથી પાછા ફરતાં મેં તેવા રૂપિયાને મેળવવાની મારી અધીરાઈની વાત હરેન્દ્રનાથને કરતાં તેમણે મને કહ્યું કે આબુના યોગેશ્વર શાંતિવિજયજી પણ છે. તેમને પરિચય તમને થવો જરૂર છે. શાંતિવિજયજીને યુરોપીયન, મુસ્લિમો, પારસીઓ, એમ અનેક જૈનેતરો ભગવાન માને છે. તેઓને માનનારાઓને પોતાનો ધર્મ પણ છોડવો પડતો નથી.

૧૯૩૦માં મારાં માતુશ્રીનો દેહાન્ત થયો ત્યારથી ૧૯૩૯ સુધી મેં પાકી કેરી તેમજ મીઠાઈ ખાઈ ન હતી અને છેલ્લા છ માસથી હું નિમક પણ ખાતો નહીં. મેં નિશ્ચય કર્યો કે આબુ દર્શન કર્યા પહેલાં અનાજ પણ ખાવું નહીં અને ઉઘાડા પગે જવું.

આબુ રોડ પહોંચતાં સમાચાર મળ્યા કે શાંતિવિજયજી ચુલી ગામમાં બિરાજે છે, એટલે હું ચુલી ગયો. સાંજના પાંચેક વાગે હું પહોંચ્યો હતો. દર્શન કર્યાં પણ તે ક્ષણે તેમણે મને જલદી જમી લેવા કહ્યું. હું જમવા ગયો તો ત્યાં બુંદી, ફરસાણ અને દાળભાત–શાક હતાં. મીઠાઈ તેમજ નિમક હું ખાતો નહીં હોઈને હું જોઈને જ પાછો ફરતો હતો ત્યાં કાનમાં ગુરુદેવનો અવાજ સંભળાયો: "મહાપુરુષકે પાસ જા કર અપની હઠ છોડ દેના ચાહીયે, લિખા હુઆ કાગજમેં નયા નહીં લિખ સકતા. કોરા કાગજમેં લિખા જાતા હૈ, અબ જો હૈ સબ ખા લો."

આથી હું જમ્યો, અને પાછો ગુરુદેવ પાસે ગયો તો બારણાં બંધ હતાં એટલે હું ત્યાં આંટા મારતો હતો એવામાં જ્યોર્જ સાહેબ પણ ત્યાં આવ્યા અને મેં તેમને પૂછ્યું કે અહીં શું કરો છો? "સૂર્ય સામે આંખ ઉઘાડી રાખી ધ્યાન કરું છું" તેમણે કહ્યું. પછી તેમની વિગત પૂછતાં કહ્યું કે સ્વિટ્ઝર્લેન્ડમાં મોટામાં મોટી હોટલ તેમની છે અને માબાપનું એકનું એક જ સંતાન છે. બચપણથી જ અપવિત્ર વસ્તુ તેના પેટમાં રહેતી નહીં અને ઘણી દવા કરાવવા છતાં કાંઈ વળ્યું નહીં. એકમાત્ર

ખોરાક વનસ્પતિ–આહાર જ તેમના પેટમાં ટકતો. નાનપણથી જ તેમને મનમાં ઊંડું ઊંડું એમ રહેતું કે કાંઈ ખોવાયું છે, ઊણપ છે. તેમણે બે વખત વિશ્વયાત્રા કરેલી અને ત્રીજી વખત આબુ આવતાં ગુરુદેવનાં દર્શન થતાં જ તેમને અપૂર્વ શાંતિ મળી. ત્યાર બાદ તેમની અનેક કસોટીઓ કરીને તેમને ધ્યાન-માર્ગે ચડાવેલા.

થોડી વારમાં સામેના મેદાનમાં ઘણાં માણસો ભેગાં થયાં અને ગુરુદેવનાં ભજન ગાવા માંડ્યાં. મને વિચાર આવ્યો કે પોતે જ પોતાના ભજન માથે રહીને ગવરાવે એ તો ખોટું કહેવાય. પણ થોડી જ વારમાં હું પણ ભજન સાંભળવામાં લીન થઈ ગયો. ભજન પૂરાં થતાં જ સૌ ચાલ્યાં ગયાં. હું બેઠો જ રહેલો ત્યાં કાનમાં ફરી ગુરુદેવનો અવાજ સંભળાયોઃ "યોગ શ્ચિત પ્રવૃત્તિ નિરોધઃ ચિત્તની પ્રવૃત્તિનો નિરોધ કરવો તે યોગ કહેવાય. જેટલો સમય બધાં ભજનમાં હતાં તેટલો સમય યોગમાં જ હતાં."

બીજે દિવસે મેં સવારે ગુરુદેવને વિનંતી કરી કે મારે યોગ શીખવો છે, એટલે ગુરુદેવે કહ્યું: "સંસારમે રહ કર ક્યા નહીં હો સકતા હે?" સાંજે મેં રજા માંગવાનો વિચાર મનમાં કરતાં મને સામેથી બોલાવી કહ્યું: "આપ જા સકતે હો." પરોઢિયે ત્યાંથી વિદાય લેવા ગયો ત્યારે બીજાને કાંઈ બાધા આપી એટલે મેં પણ પૂછતાં મને કહેઃ "દો ઘંટા મૌન રહેના, સંકલ્પ ય હી પચખાન હૈ." આમ મેં મારા નાસ્તિકવાદમાં બાધાનો જે અર્થ કરેલો તે જ કહ્યો. તે વખતે હું તેમના પગમાં પડી ગયો.... અને થોડીક મિનિટો હું સમાધીસ્થ થઈ ગયો. મારા જીવનનો પલટો થઈ ગયો.

બીજી વખતે ગુરુપૂર્ણિમાએ અનાદરામાં દર્શન કર્યાં ત્યારે મને રોકાઈ જવા કહેલું પણ તે દિવસે પચાસ હજાર માણસો ભેગાં થયેલાં અને ધૂળની આંધી ચઢી હોય તેવો દેખાવ

થયેલો. સવારના આઠથી રાતના નવ સુધી જે આવે તે જમે. મેં કહ્યું કે હું થોડા દિવસમાં પાછો આવીશ. તેમણે કહ્યું: "જેવી થારી મનછા."

ત્યાંથી પાછો મુંબઈ ગયો અને બેચાર દિવસમાં જ હું અમદાવાદ ભક્તિસમ્રાટ કિંકરદાસભાઈને ત્યાં થઈ પાછો અનાદરા આવ્યો. તે વરસે ગુજરાત–રાજસ્થાનમાં દુકાળ હતો પણ ગુરુદેવ બિરાજતા હતા ત્યાં ચારે તરફ પચાસ ગાઉમાં સુકાળ હતો. ધનકુબેર શેઠશ્રી કિશનચંદ લેખરાજ તરફથી ગુજરાત–રાજસ્થાનના દુકાળગ્રસ્ત ભાગમાંથી આવેલી દસેક હજાર ગાયોને ખડ નિરાતું હતું અને તેઓ ઊભા પગે સેવા કરતા હતા. હું સર્વ ભક્તોને મારાથી મોટા સમજતો હતો.

એક દિવસ કિશનચંદ શેઠે મને બોલાવી પ્રસાદી આપી. તે દિવસે રાતના જ્યાં વાઘ પાણી પીવા આવતા તે તળાવની પાળે જ હું સૂતો હતો. ત્યાંથી બોલાવી મને પૂછ્યું કે ઓઢવાનું ન હોય અને ટાઢ બહુ હોય તો શું કરો? ત્યાંથી દૂર દૂર તાપણું જોઈ મને પ્રેરણા થઈ અને "તાપું," એમ કહ્યું એટલે ગુરુદેવે મને પૂછ્યુ કે તાપણામાં પડો નહીં ને? મેં ના પાડી. ત્યાર બાદ મને કહ્યું: "મારી પાસે આવનારા રાજા મહારાજા–કરોડપતિ વગેરે સળગતા તાપણા જેવા છે. તેમના પરિચયમાં આવવું નહીં અને તેમનું પાણી પણ પીવું નહીં. દૂરથી જય ગુરુદેવ કહી દેવા." આજના હરિજનો તે વખતમાં 'ઢેઢ' કહેવાતા અને તેમને અડવા વિશે મેં પ્રશ્ન પૂછતાં તેમણે ફરમાવ્યું કે ઢેઢને અડી જાવ તો નાહવાની જરૂર નથી. પરંતુ વાણિયાના પડછાયામાં આવી જાવ તો નાહી લેવું. આથી હું ગુરુદેવના સાંનિધ્યમાં ઘણું રહેવા છતાં બધાથી દૂર ને દૂર જ રહેતો.

વિશ્વયુદ્ધ શરૂ થતાં જ્યોર્જ સાહેબે મને કહ્યું કે તમારે તો લડાઈમાં જઈ ત્યાં સેવા આપવી જોઈએ. મને પણ બોમ્બ વગેરે જોવાનું કુતૂહલ થતું એટલે મેં ગુરુદેવ પાસે લડાઈમાં

સેવા કરવા જવા રજા માંગી. ગુરુદેવે “ગાંડો થઈ ગયો છે?” એમ કહી વાત ઉડાડી દીધી; પણ મને લડાઈ પ્રત્યક્ષ જોવાની બહુ ઇચ્છા રહેતી. ત્યાં હું આખો દિવસ જંગલમાં જ રહેતો અને સાંજે જમી પાછો જંગલમાં જઈ સૂઈ જતો. એક દિવસ ગુરુદેવ ઓચિંતા પ્રગટ થયા. અને મને કહે કે ચાલ, તારે લડાઈ જોવી છે ને? મને સમજ ન પડે તેમ આકાશમાં લઈ જઈ લડાઈને સ્થાને મને લડાઈ બતાવી. એક જર્મન વિમાને ઇંગ્લાંડના એક મકાન ઉપર બોમ્બ નાખ્યો. નિશાન બરાબર લેવાતાં બોમ્બ ફેંકનારે હરખાઈને તાળી પાડી. ગુરુદેવે મને કહ્યું કે આગલા ભવમાં તે અંગ્રેજ હતો અને આજે પોતાના જ ચણાવેલા મકાનનો તથા તેના જ વંશનો નાશ કરી ખુશી થાય છે. કેવી અજ્ઞાનતા! ગુરુદેવ મને હિટલર પાસે લઈ ગયા અને પૂછ્યું કે આ બધું શેના માટે કરો છો? તેણે કહ્યું કે ઇચ્છા–તૃષ્ણા!

સાંજે ગુરુદેવનાં દર્શન કરવા ગયો ત્યારે ફરમાવ્યું કે સૂકા રોટલાનો ટુકડો, પીવા પાણી અને પડી રહેવા ખુલ્લી જમીન મળે તોપણ જે સંતોષી છે તેની પાસે ઇન્દ્રનો વૈભવ પણ તુચ્છ છે. બાકી તૃષ્ણા એવી છે કે જે કદાપિ પૂરી ન થતાં દિનપ્રતિદિન અધિક તીવ્ર થયા કરે છે અને અંતરમાં દુઃખ જ વધારતી રહે છે. અજ્ઞાનતામાં આપણે જેને દુશ્મન માનતા હોઈએ તે દુશ્મનનો જીવ પણ આપણા પૂર્વભવનો લાડીલો જ હોય છે.

આ સિવાય એક પ્રસંગે મારા ઉપર ખોટું આળ આવતાં ઊલટાનું મને તેની માફી માંગવા ભરી સભામાં કહેતાં હું દ્વિધામાં પડી ગયો કે ગુરુદેવ સર્વજ્ઞ હોવા છતાં મને કેમ કહે છે? ગુરુદેવે પોતાની શક્તિથી હું ઘણે દૂર બેઠેલો હોવા છતાં માત્ર હું જ સાંભળું અને બીજાઓ ન સાંભળે તેવી રીતે કહ્યું: “જો તારે આ બધામાં આબરૂ રાખવી હોય તો

પેલો તારી માફી માંગે તેમ કરું, પણ જો તારે મારી પાસે જ આબરૂ જોતી હોય તો આ બધાને–દુનિયાને ઠોકર મારીને માફી માંગી લે." મેં માફી માંગી. બધા વિખેરાયા બાદ મને કહ્યું કે પેલાનો તું જામીન થઈને તારી ઓરડી ખાલી કરી તેને પંચ રૂબરૂ સોંપી દે. તારે ક્યાં ઓરડીની પણ જરૂર છે? પેલો એટલે વિલિયમ સીઝર સ્મેકી. તે અમેરિકન હતો. થોડા દિવસ બાદ મને રાત્રે બોલાવી વિલિયમ સાહેબ વિશે મને ઘણું પૂછ્યું. ફેરવી ફેરવીને પૂછવા છતાં મેં તેના વિશે કાંઈ ખોટું કહ્યું નહીં. અંતે મને ફરી પૂછ્યું કે તે અહીં શું કામ આવ્યો છે? મેં કહ્યું કે સુવર્ણસિદ્ધિ માટે જ આવ્યો છે, એટલે ગુરુદેવે પૂછ્યું કે તારે સુવર્ણસિદ્ધિ નથી જોતી? મેં કહ્યું કે આત્મ-સિદ્ધિ એ જ સુવર્ણસિદ્ધિ. પછી મારો કાન પકડી ઓરડામાં આંટા મારવા લાગ્યા અને એકાએક વાંસામાં ધબ્બો મારતા ગયા અને કહેતા ગયા કે અબ તુમ મહાત્મા બન ગયા.

બીજે પ્રસંગે ભક્તિસમ્રાટ શ્રી કિંકરદાસનાં ભજનો ગવાતાં અટકાવવા મેં હસ્તક્ષેપ કરેલો, ત્યારે મનની ભાવના એવી જ હતી કે જે થવું હોય તે થાય. તે પ્રસંગે મને અગાઉની જેમ બોલાવી "અબ તુમ દેવતા બન ગયા" કહેતાં કહેતાં ધબ્બા મારેલા.

આનો અર્થ એ નથી કે હું મહાત્મા અને દેવતા બની ગયો પણ અંતરશુદ્ધિથી દુનિયાની પરવા કર્યા વગર નિષ્કામ ભક્તિ કરવી અને દુશ્મનનું પણ ભલું કરવું એવો બોધ પ્રત્યક્ષ અનુભવથી આપ્યો.

ગુરુદેવ દરેક જીવને કર્માનુસાર પરિસ્થિતિ અને ભાવના પ્રમાણે બોધ આપતા. ડોક્ટરી ભાષામાં કહીએ તો તેઓ આત્માના ડોક્ટર હતા અને દરેકને નિદાન વખતે બોધરૂપી દવા આપતા, અને તે પણ અનુભવ કરાવીને જ.

ગુરુદેવના બધા પ્રસંગો લખવાની મારી શક્તિ નથી, કેમકે તેનો પાર આવે તેમ નથી. હું બીજી વાર દર્શન કરવા અનાદરા ગયો ત્યારે તુરત જ કહેલું: "અબ ખિલાયત જાનેકી જરૂરત નહીં હૈ. તુમારા ખિલાયત યહાં હૈ. તુમારે લિયે સબ તિર્થ યહાં હૈ, ઔર કોઈ તિર્થયાત્રા પર જાનેકી જરૂરત નહીં હૈ."

આગળ ઉપર મને ભક્તિસમ્રાટ શ્રી કિંકરદાસની સેવામાં મૂકેલો. ત્યાં તેમને માટે રસોઈ, વાસણ, કપડાં ધોવાં વગેરે સેવા કરી. કિંકરદાસ દર રવિવારે સાંજે ભજન અને ભોજનનો પ્રોગ્રામ રાખતા. મેં ત્રીસેક માણસ પૂરતી રસોઈ કરી હોય પણ તેમાં સોએક માણસ ભરપેટ જમતા. કિંકરદાસના પરચા લખવા હોય તો એક પુસ્તક બીજું થાય.

અનાદરામાં મારા મોટા ભાઈ ડો. વિનયચંદ મારા જેવા નાસ્તિકને આસ્તિક બનાવનાર યોગેશ્વરનાં દર્શન કરવા આવતાં ગુરુદેવે તેમને કહ્યું કે લીલુભાઈને અહીંથી લઈ જાવ. તમારી સેવા તેણે કરવી જોઈએ પણ મોટા ભાઈએ કહ્યું કે તે અહીં રહે તે જ સારું છે. આમ તેમની કસોટી કરી માત્ર બે કલાક મૌન રહેવાનો જ આદેશ આપેલો. તેમાંથી ભાઈને આપોઆપ ધ્યાન સિદ્ધ થયેલું. હું ગુરુદેવ પાસે રહી જે ન પામી શક્યો તે ભાઈ ઘડીકમાં પામી ગયા. તેમના અંતસમયના આઠ દિવસ બાકી હતા ત્યાં જ મને ભાઈની છેવટની સેવા કરવા મોકલી દીધેલો. સરદારગઢ પહોંચતાં ભાઈએ મને કહ્યું કે ભાદરવા સુદ બીજે હું દેહ છોડીશ.

મને સરદારગઢ રહી ભાભીની સેવા કરવાનો આદેશ હતો પણ મારું મન ગુરુદેવ પાસે જ રહેતું અને આબુ જવા વિચાર કર્યા કરતો. ત્યાં ગુરુદેવ ભગવાનનો ફોટો કાળી ફ્રેમમાં હતો તે ન ગમતાં સોનેરી ફ્રેમમાં બદલવા રાત્રે ખોલી નાખ્યો અને સવારે સોનેરી ફ્રેમમાં મઢાવ્યો. મેં ફોટો ખોલ્યો તે જ વખતે

ગુરુદેવે દેહ છોડેલો તે સરદારગઢના દરબાર સાહેબે મને સમાચાર આપતાં ખબર પડી.

થોડા દિવસ હું સૂનમૂન થઈ ગયો. ત્યારે બધું યાદ આવ્યુ કે મેં જે દિવસે અચળગઢ છોડ્યું તેની આગલી રાત્રીએ હું જંગલમાં એક ટેકરી ઉપર સૂતેલો ત્યારે એક વાઘ આવી મારા પગ ચાટવા માંડતાં હું જાગી ગયો. ગુરુકૃપાએ યાદ આવ્યું કે ચાટવું તે પ્રેમ દર્શાવે છે એટલે સ્વસ્થ થઈ હું તેનું માથું અને ગરદન પંપાળવા માંડ્યો. પ્રભાત સુધી તે ચાલ્યું. પ્રભાતે વાઘ ચાલ્યો ગયો. ગુરુદેવનાં દર્શને જતાં તેમણે કહ્યું: "જંગલી માંસાહારી પ્રાણી પણ માત્ર પોતાની ભૂખ સંતોષવા અગર સ્વરક્ષણ માટે જ હિંસા કરે છે, બાકી મનુષ્યો માત્ર તૃષ્ણા ખાતર ગળાં કાપે છે અને લડાઈ કરી અનેકોનો સંહાર કરે છે. મૂંગાં હિંસક પશુઓમાં પણ પ્રેમ છલોછલ ભર્યો હોય છે.

"હાલનો અને હવે પછીનો દેશકાળ એવો આવે છે કે તેમાં જેના પેટમાં પોતાનું પૂરી નીતિથી કમાયેલ પૈસાનું અનાજ જાય તેને અત્યારના આચાર્ય જેટલું ફળ મળશે. સાધુ હોય કે આચાર્ય હોય, કે મહંત હોય પણ પેટમાં અનીતિથી ઉપાર્જન કરેલ અનાજ જશે, એટલે તેઓની બુદ્ધિ સ્થિર નહીં રહે, તેમજ સ્વરૂપ–સ્થિરતાનો તો અવકાશ નહીં રહે. પૂર્વ-ભવનો આગળ વધેલો આત્મા તો બધું સમજીને પરસેવાથી મહેનત–મજૂરી કરીને જીવતો હોય તેમ ઘેરથી સાદો આહાર કોળિયો કોળિયો લઈ ગોચરી કરશે, માટે નીતિથી કમાવું. ખાતાંપીતાં વધે તે ધનમાંથી ગરીબો તથા પશુપક્ષીની સેવા કરવી. ધનનો સંગ્રહ કરવો જ નહીં, નહીંતર ખોટે રસ્તે ચડી જવાશે શ્રીમદ્ રાજચંદ્ર અનુસાર વર્તમાન જીવન જીવતાં શીખવું. કોઈ પણ ધર્મના સાધુસંતોનો આદર કરવો પણ પાસે બેસવું નહીં. બોલાવે તો જઈ બેસવું, કહે તે સાંભળવું; જો મેં તમને જે રસ્તે મૂક્યા છે તે રસ્તામાં તમે આડાઅવળા જતા

હો અને કાંઈ સૂચન કરે તો તેની જીભે હું જ કહું છું તેમ માનવું, અન્યથા કાંઈ નવું કહે તો મૌન રહેવું. કોઈ પણ મહાપુરુષ તમને જોતાંવેત મને પણ જોશે એટલે તે બધું જાણશે. અનીતિ કરવા કરતાં ઝેર ખાઈને મરજે તોપણ ઉચ્ચ ગતિ મળશે.”

ઉપર પ્રમાણે હું ઘણા હિન્દુ, મુસલમાન મહાપુરુષોના પરિચયમાં આવ્યો છું, અને તેમ જ બન્યું છે. બધાએ કહ્યું છે કે તમને સાક્ષાત ઈશ્વર મળ્યા છે તે તમારાં અહોભાગ્ય છે. તે મહાપુરુષો તે સ્વામિનારાયણ સંપ્રદાયના શાસ્ત્રીજી યજ્ઞપુરુષદાસજી, યોગીજી મહારાજ, મુસ્લિમ કાળી કમલીવાળા સરદારગઢ, માઈ કલાપી, રાજકોટ.

હું પૂરેપૂરો ગુરુદેવની આજ્ઞાનુસાર વર્તી શક્યો નથી તેથી મને પ્રત્યક્ષ દર્શન આપતા નથી પરંતુ સમય સમયે પ્રત્યક્ષ વાણીથી મને સૂચના આપે છે તેમ જ એવો ભાસ રહે છે કે ગુરુદેવ સાથે ને સાથે તેમ જ પાસે ને પાસે જ રહે છે, ગુરુદેવની ઘણી કૃપા છે.

**ભક્તિસમ્રાટ શ્રી કિંકરદાસ :**

શ્રી કિંકરદાસ માત્ર ચાર ગુજરાતી સુધી ભણેલા હતા. ગુરુદેવનાં દર્શન થતાં તેમણે ભજન લખવાનું કહ્યું. કિંકરદાસે કહ્યું કે હું તો સામાન્ય માનવી છું, ભજન શી રીતે લખું ? પણ ત્યાર બાદ કિંકરદાસને આપોઆપ સ્ફુરણા થવા માંડી અને ભજનનાં પુસ્તકો ઉપર પુસ્તકો લખવા મંડ્યા. તેઓ અમદાવાદના પ્રખર ધારાશાસ્ત્રી શ્રી હિંમતલાલ પ્રભાશંકર શુક્લના ગુમાસ્તા હતા પણ કિંકરદાસને શેઠ અનોખી રીતે માનતા હતા.

એક વખત અમદાવાદના એક મિલ–માલિકે ઓફિસમાં કિંકરદાસ તરફ તોછડાઈ બતાવતાં શ્રી હિંમતભાઈએ કેસના

કાગળો ફેંકી દઈ બીજો વકીલ કરવા કહેલું. શ્રી કિંકરદાસનો એવો પ્રભાવ પડતો કે ન્યાયાધીશ મુદત આપતા ન હોય તોપણ કિંકરદાસ જાય એટલે આપોઆપ તેમનામાં પરિવર્તન થઈ જતું.

તેમને વકીલ ફી પ્રમાણે બીજા દસ ટકા અસીલ પાસેથી લેવાતા તે આપતા. પોતે સાદાઈથી રહી તે પૈસા ધનકોર-માજીને આપી દેતા. તેમાંથી અખંડ જ્યોત ચાલુ રહેતી અને માજી બધાને ચા–નાસ્તો કરાવતાં.

ઘણી વખત કિંકરદાસ જમવા બેઠા હોય ત્યાં જમતાં જમતાં કોળિયો હાથમાં જ રહી જતો અને સમાધીમાં આવી જતા. ચાર છ કલાકે સમાધી ઊતરે ત્યારે જ ખબર પડે.

તેમને વાચાસિદ્ધિ હતી, તે મારો જાતઅનુભવ છે. તેઓ બાળક જેવા જ હતા. તેમને હૃદયનું દર્દ હતું અને અમદાવાદના હાર્ટ સ્પેશિયાલિસ્ટ ડૉકટર ખંઢેરિયા કે જે મારા મિત્ર તથા સગા હતા તેમની પાસે લઈ ગયેલો ત્યારે તેમણે તપાસી કહ્યું કે આ માણસ હૃદયની આવી સ્થિતિમાં કેમ જીવતા રહે છે તે જ ખબર પડતી નથી! દવા કાંઈ કરેલ નહીં.

કોઈ પણ નવો રાગ સાંભળતાંવેત તુરત જ તે રાગનું ભજન તૈયાર. તેમને રાત્રે ઊંઘ નહીંવત હતી. ગમે ત્યારે ભજન સ્ફુરે એટલે રાતના ઊઠીને હું લખી લેતો. તેમને સ્ફુરેલાં બધાં ભજનો લખાયાં નથી.

તેમની સિદ્ધિ અને લબ્ધિ વિશે તો ઘણું લખી શકાય અને એવા પ્રસંગોનું એક બીજું પુસ્તક થઈ જાય.

શ્રી ઉજમશીભાઈ કોઠારી લીંબડીના રહીશ પણ વલસાડમાં લોખંડ, હાર્ડવેરની દુકાન હતી, અને વલસાડના જ વતની બની ગયા હતા. તેઓ ગુરુદેવના જૂનામાં જૂના ભગત હતા, અને ધ્યાની હતા. તેમની શક્તિ અને સિદ્ધિ ગુરુદેવના નિર્વાણ

બાદ ઘણી ખીલી હતી. નિર્વાસિત સિંધીઓ, જે વલસાડ આવી સ્થિર થયેલા તેઓ તેમજ નાશિક, દેવલાલી અને પૂનાવાળા બધા તેમને પિતા કહી બોલાવતા. તે બધાનું ધ્યાન રાખતા. તેમને ત્યાં હું ઘણી વખત ગયો છું અને રહ્યો છું.

યોગીરાજના સાંનિધ્યમાં :
શ્રી રીખવદાસજી સ્વામી, પોલાલ :

ગુરુદેવને જન્મથી જ જાતિસ્મરણ–જ્ઞાન હતું. પૂર્વભવમાં પણ દીક્ષા લીધેલ એટલે સંસાર પ્રત્યે ઉદાસીનતા હતી. તેમનો જન્મ તેમ જ દીક્ષા બંને વસંત પંચમીએ હતાં. મારો પણ પૂર્વભવનો એવો જ તેમના પ્રત્યેનો સ્નેહ હતો, જેથી બાળક અવસ્થાથી જ તેમનો સંપર્ક થઈ ગયો અને મારા ઉપર ઘણી કૃપાદષ્ટિ રહી. તેઓ અર્હમ–પદના મહામંત્રનો જાપ દિવસરાત ઊંઘ લીધા સિવાય સતત કરતા અને તે ધ્વનિથી વાયુની જેમ અવાજ ગુંજતો હતો. હું પણ જાગૃત અવસ્થામાં તેમની પાસે ધૂન લગાવી બેસી રહેતો. ત્યારે મારી ઉંમર બાર વરસની હતી. ભયંકર જંગલોમાં અમે રહેતા.

તેમની પાસે જૈન–જૈનેતર બધા આવતા. તે બધાને "ૐ અને અર્હમ"નો મહિમા સંભળાવતા. હિન્દુઓને કહેતા કે રાજા ભોજે સરસ્વતીદેવીને "ૐકાર"નો મહિમા પૂછ્યો ત્યારે સરસ્વતીદેવીએ કહ્યું કે પછી કહીશ. થોડા દિવસ બાદ રાજા ભોજ અને કવિ કાળીદાસ જંગલમાં સરોવરના કાંઠે કાવ્ય-કળાનો આનંદ લેતા હતા ત્યારે ત્યાં બળદની પોઠો આવી અને વિશ્રાંતિ માટે બધો ભાર ઉતાર્યો. એવામાં સરસ્વતીદેવીએ પ્રગટ થઈ કહ્યું: "મહારાજ! કાળીદાસ પણ પાસે છે. 'ઓમ-કાર'નો મહિમા જાણવો હોય તો હું આ બધા ગ્રંથ લાવી છું અને બીજા પણ ફરી લાવું છું." રાજા ભોજતો તે જોઈને ચકિત થઈ ગયા.

આમ ગુરુદેવે હિન્દુઓને ઉપદેશ દઈ, માંસાહારીઓને માંસ છોડાવી શકાહારી અને ભજનાનંદી બનાવ્યા. જૈનેતર ભક્તોમાં સર્વ પ્રથમ ભક્ત નિંબજ મહારાજ હતા કે જે શિરોહી મહારાજના નિકટના સગા હતા. તેઓ અવારનવાર એચાર ઘોડેસવારની સાથે ગુરુદેવ પાસે આવતા અને ગુરુદેવની દિવ્ય-શક્તિથી વિશેષ આકર્ષાયેલા.

સામાન્ય રીતે હું દર મહિને પંદરેક દિવસ ગુરુદેવ પાસે રોકાતો અને પાછો ઘેર જતો. આવી જ રીતે મારી જેમ મેડાવાળા કાનજી ભગત, કિંવરલીના પંડિત લક્ષ્મીશંકર, મારા ફુવા રતનચંદજી તથા પાલનપુરના સર ન્યાયાધીશ મોતીલાલ કોઠારી પણ ત્યાં રહેતા. રતનચંદજી રસોઈ બહુ સારી બનાવતા અને જંગલની અંદર મંગલ સ્વાદિષ્ટ, સુંદર, રુચિકર ભોજન બનાવી અમોને જમાડતા, તેમ જ કવચિત ગુરુદેવને પણ વહોરાવતા. ગુરુદેવને આહાર તરફ ઇચ્છા રહેતી નહીં, માત્ર સાથવાના લોટ ઉપર જ દિવસો વ્યતીત કરતા. ગુરુદેવ "ગરબર અને પાટ નારાયણ"નાં ભયાનક જંગલોમાં નદીનાળાની પાસે બેસી કોઈ વાર શિર્ષાસન, સિદ્ધાસન, ગરુડાસન, પદ્માસન, પર્યંકાસન અને કોઈ વાર ઊંધા લટકીને વિવિધ આસનો સાથે "અહં"ની ધૂન લગાવતા. મધ્ય રાત્રીએ પ્રાચીન પ્રાસા-દોની ધ્વજાની ઘંટડી જેવા ધ્વનિની જેમ તેમના અહંસનો ધ્વનિ ચાલતો હતો. તે સમયે નદી 'નાળાં, જંગલનું' દૃશ્ય ચાંદની રાત્રીએ આનંદજનક દેખાતું. જાણે હરદ્વાર, નર્મદા–કિનારો, સરયુ–તટ, અને ચિત્રકુટનાં' તપોવનોમાં ઋષિઓનું વાસ્તવિક દૃશ્ય અમારી સામે ખડું થતું. અમે પણ જાગૃતા-વસ્થામાં તેમની સાથે કલાકો પર્યંત ધૂન લગાડતા. કોઈ કોઈ વાર પાસેથી વાઘ, ચિત્તા, રીંછ વગેરે વનચરો સરોવરમાં પાણી પીવા આવતાં અને અમારી પાસે થઈને જાણે હરણ કે બકરાં જતાં હોય તેમ ચાલ્યાં જતાં. આ બધો "અહંમ" ધ્વનિનો

પ્રભાવ હતો. ગુરુદેવ ધૂનમાં એવા લીન થઈ જતા કે તેમનો દેહાધ્યાસ છૂટી જતો. ઠંડીગરમીની પરવા કર્યા વગર અહોરાત્ર નાદ ગુંજતો રહેતો. મને યાદ છે કે તેઓએ ભૃકુટિના મધ્ય ભાગ બિન્દુને કેન્દ્ર બનાવ્યું હતું. ભૃકુટિનો મધ્ય ભાગ આજ્ઞા-ચક્ર કહેવાય છે. આજ્ઞાચક્રમાં અર્હમ્‌-પદને સ્થાપિત કરી ધ્યાન કરતા હતા. કોઈ વાર સૂર્યકાન્ત મણિ અને કોઈ વાર ચંદ્રકાંત મણિ રૂપમાં ધ્યાન કરતા હતા. ભૃકુટિના મધ્ય ભાગમાં બે પાંખડીનું કમળ હોય છે. યોગાભ્યાસીને થોડા અભ્યાસ પછી આ ચક્રની સિદ્ધિ પ્રાપ્ત થાય છે એવું નૈસર્ગિક ચિન્હ બની જાય છે અને નેત્રોમાં એક નવી દિવ્ય દૃષ્ટિ પ્રગટ થાય છે. તે તમામ ચક્રાદિની ક્રિયાઓ મહાત્મા શાંતિવિજયજીને પ્રાપ્ત થતાં ફલસ્વરૂપ યોગના ઉત્કૃષ્ઠ માર્ગની સિદ્ધિ પ્રાપ્ત થઈ.

કોઈ કોઈ વખત તો સાધનામાં એટલા તલ્લીન થઈ જતા કે શરીરનું પણ ભાન રહેતું નહીં. અતિ માત્રામાં થતું તો માથામાં સખત દુખાવો થતો અને શીતળ ભૃંગરાજ તેલથી માલિસ કરવા છતાં તે ધ્યાન છોડતા નહીં. આ વાતની ખબર ઘનારીના શ્રીપૂજજીને પડતાં તેઓ પ્રખર ચિકિત્સક હોવાથી એમણે ગુરુદેવની વેદના શાંત કરી.

ઘનારીના શ્રીપૂજજી પ્રખર વિદ્વાન તથા વિવેકબુદ્ધિવાળા હતા. તેઓ દૃષ્ટાંત આપતા કે આયુર્વેદની સાત પડીકી કે જેમાં બે તો ભયંકર ઝેરની હોય; જે ખાતાં જ જીવ ઊડી જાય પણ સાતેસાત ભેગી કરીને ખાય તો રોગમુક્ત થવાય. તે જ સ્થિતિ જૈનધર્મના નયવાદની છે. નયવાદમાં એક નયવાદીને મિથ્યાત્વી કહ્યા છે. સાત નયવાદીઓને સત્યવાદી કહ્યા છે, આ જ સ્યાદ-વાદનું સાચું સ્વરૂપ છે, ઔષધિની સાત પડીનો આ જ સારાંશ છે. ઔષધિના પૃથક્કરણ અને સંમિશ્રણ માત્રથી જૈન ધર્મના સિદ્ધાંતોને સમજતા હતાં. તેઓ મંત્રવિદ્યામાં ઘણા નિપુણ હતા.

વ્યંતરવાણ વ્યંતર આદિના પાશમાં ફસાયેલા લોકોને મંત્ર-તંત્રબળથી બચાવતા હતા. મણિભદ્ર વીર તેમને પ્રસન્ન હતા. તેમની પાસે ઘણું ધન છે તેમ સમજીને લુંટારાઓ તેમને મારી નાખીને ચોરી કરવા આવેલા ત્યારે મણિભદ્ર મહારાજે પ્રગટ થઈને તે દુષ્ટોને ભગાડીને શ્રીપૂજજીને જગાડ્યા હતા.

મણિભદ્રવીરની પ્રતિષ્ઠા, અંજનશલાકા આદિ વિવિધ અનુષ્ઠાનોમાં તેમની અપૂર્વ શક્તિ છે. કર્ણાટકના પાટનગર બેંગલોરમાં પણ અડસઠ વરસ પહેલાં શ્રીપૂજજી મહારાજે પ્રતિષ્ઠા કરી હતી, જેની જાહોજલાલી આજ સુધી દિનપ્રતિદિન વધતી જ રહી છે. આમ શ્રીપૂજજી મહારાજ અને શાંતિવિજયજીનો પરસ્પર ગાઢ મૈત્રીભાવ હોવાથી ગુરુદેવના દેહનું તેઓ જતન કરતા.

એક દિવસ શ્રીપૂજજી મહારાજે ગુરુદેવને વિનંતી કરી કે અમારે ત્યાં રહીને આસપાસના ક્ષેત્રમાં વિહાર કરી ધ્યાન કરો તો મને સેવાનો લાભ મળે એટલે શ્રીપૂજજીના આગ્રહથી આબુ પહાડની તળેટીમાં ભીમાનાભારજી બનાસકાંઠે લાવરી રોહીડા વાસાદિનાં જંગલોમાં ધ્યાન કરતા. એવામાં શ્રીપૂજજી મારફત ખબર પડી કે પૂર્વાચાર્યોથી વચનબદ્ધ થઈને કાશ્મીર-નિવાસિની સરસ્વતી ચાતુર્માસમાં માર્કંડેશ્વરમાં નિવાસ કરે છે એટલે ગુરુદેવે ત્યાં જઈ સાધના શરૂ કરી.

હું (રીખવદાસ) પણ મારા વતનથી એ સ્થાન નજદીક હોઈને વારંવાર જતો-આવતો. આ સરસ્વતીદેવીનું સ્થાન આજ પણ ભવ્ય અને મનોહર છે અને સાથે બળબુદ્ધિવર્ધક પણ છે. ત્યાં આસપાસમાં પીંડવારા, અજારી, રોહીડા આદિ ગામના નિવાસીઓ બુદ્ધિ અને તર્કમાં અમારી સામાન્ય પ્રજામાં ઘણા વિચક્ષણ દેખાય છે અને મુંબઈમાં ઉદ્યોગોની મોટી મોટી પેઢીઓ ચાલે છે. વળી તેમના ચાતુર્યથી ઘણું માનસન્માન મેળવે છે, આનું મુખ્ય કારણ એ છે કે દક્ષિણમાં કાવેરી નદી,

ઉજ્જૈનમાં ક્ષીપ્રા નદી, મથુરામાં યમુના નદી અને અયોધ્યામાં સરયુ નદીનો પ્રભાવ દેખાય છે તેમ અહીં પણ બનાસ નદીનો પ્રભાવ મનાય છે.

બનાસ નદીના પ્રદેશમાં ખાખરાનાં વનનાં વનો છે, જે ખાખરો નેત્રાંજન માટે પણ ઉત્તમ ગણાવ્યો છે. ખાખરાના અર્કથી દૃષ્ટિ અકલ્પનીય રીતે વધે છે. પ્રાચીન ગ્રંથભંડારોની હસ્તલિખિત પ્રતોમાં તેનું તલસ્પર્શી વર્ણન મળે છે. શાસ્ત્રમાં ખાખરાને બ્રહ્મવૃક્ષ કહ્યું છે. આ ભૂમિમાં બધાંની નેત્રજ્યોતિ સારી દેખાય છે.

મારા એક માનવંતા પ્રેમાળ બ્રાહ્મણ મને એક દિવસ આ જંગલમાં મળ્યા. તેમણે જણાવ્યું કે ખાખરાની ઝાડી, ભૃંગરાજ આદિ અહીં ઘણી ઔષધિ છે. તેનું સેવન કરીને આજે મારી ૯૩ વરસની પરિપક્વ ઉંમરમાં પણ એટલો લાભ મેળવ્યો છે કે આજે પણ મારી નેત્રજ્યોતિ દીપક જેવું કામ આપે છે. આજે પણ મારા વાળ કાળા છે. દાંત પણ સારા છે, એટલે ઘરને બદલે અહીં ધ્યાન ધરું છું.

વિજયધર્મસૂરિજીના શિષ્ય જયંતમુનિએ આ પ્રદેશમાં ઘણું રહીને ઘણી શોધખોળ કરી છે. "આબુપ્રદક્ષિણા" નામના તેમના પુસ્તકમાં લખ્યું છેઃ "પૂર્વે અભયદેવસૂરિજીથી પણ અગાઉ આ પ્રદેશમાં અવંતી, મિથિલાકાશી, કૌશલ અને મગધ દેશોના મોટા મોટા આચાર્યો વિચર્યા હતા, એટલું જ નહીં પણ સ્વયં મહાવીર પ્રભુએ પણ આ પૂજ્ય પવિત્ર ભૂમિમાં પધારી આ ભૂમિને અધિક પવિત્ર કરી છે. બામણવાડા, નાણાદીઆણા, નાંદિયા, પીંડવાડા, લોટાણા, મુંગથલા, વરમાણ આદિ ક્ષેત્રોમાં છદ્મસ્થપણે ઘણું જ તપ કર્યું છે, એવું આધારભૂત પ્રમાણ આપ્યું છે. મુંગસ્થલ તિર્થના શિલાલેખ પરથી પણ પુરવાર થાય છે કે ભગવાન છત્રીસ વરસની ઉંમરે અહીં પધારી નદી–વૃક્ષની નીચે કાઉસ્સગ ધ્યાનમાં રહ્યા હતા. આવો સ્પષ્ટ

ઉલ્લેખ છે. તેમની સ્મૃતિમાં પુન્યપાલ નામના ભક્તે ભવ્ય મંદિર બંધાવ્યું. આવા પ્રકારનો શિલાલેખ મુંડસ્થલ તિર્થના પુરાતત્ત્વ-શોધમાં મળી આવ્યો છે. તેનાથી એવું સાબિત થાય છે કે મુંડસ્થલને પૂર્વકાળમાં પણ મહાતિર્થ માન્યું છે. એવું પણ છે કે આ બધાં ગામોનાં પુરાણાં નામો નાંદિયા-નંદીવર્ધનપુર, બામનવાડ-બ્રાહ્મણવાટક, પીંડવાડા-પીંડવાટક, મુખથલા-મુંડસ્થલ, વરમાણ-વર્ધમાન આદિથી પણ પ્રાચીનતા સાબિત થાય છે. એક પૂર્વાચાર્યે તો સ્વયં-રચિત સ્તવનમાં પણ લખ્યું છે કે "નાણા દિઆણા બાંદીઆરે લાલ જીવીત સ્વામી વાંદો આરે લાલ" આથી યથાર્થ સાબિત થાય છે કે ભગવાન પોતે આ પવિત્ર ભૂમિમાં આવેલા. આબુના શિલાલેખોમાં આબુને તિર્થ બતાવ્યું છે, પણ મુંડસ્થલને મહાતિર્થ બતાવ્યું છે. આ લેખ બારમી સદીનો છે અને તેથી ચૌદમી સદીમાં આચાર્ય મહેન્દ્રસૂરીશ્વરજીએ પુનુરોદ્ધાર કરાવેલો હતો. મુંડસ્થલના મંદિરની પ્રાચીનતા બાબત હું દઢ થયો છું. ત્યાં મધ્યરાત્રીએ મેં પોતે મણિધર-પ્રકાશમાન નાગને પણ જોયો છે. એ તિર્થનું ફરી પુનુરોદ્ધારનું કાર્ય મારા હાથે થવા પામ્યું તે મારું અહોભાગ્ય છે. તે સમયે ત્યાં રાત્રે ઘણો જ આનંદ આવતો. પાસે જ એક શિવમંદિર હતું. ત્યાં ઘણા સંતો હતા અને રાત્રે તંબુરા ઉપર ભજન ગાતા. આંબા, આસોપાલવ અને પલાસ આદિની ઝાડીમાં તંબુરાનો અવાજ મનમોહક લાગતો. આજ પણ તે આશ્રમ અસ્તિત્વમાં છે.

અહીંનો ઇતિહાસ જોગાનુજોગ ચંદ્રાવતી સાથે મળતો આવે છે. ચંદ્રાવતીમાં કરોડપતિઓ હતા. ૯૯૯ મંદિરો હતાં. કોઈને પોતાના ઘરમાં રાંધવું પડતું નહીં કારણકે બધાં સમૂહ-ભોજન કરતાં. એમ ભારતવર્ષના મહાન પુરાતત્ત્વવેત્તા, ઇતિહાસવેત્તા મહોપાધ્યાય શ્રી ગૌરીશંકર હીરાચંદજી ઓઝા લખે છે. તેઓ હિન્દુસ્તાનના પ્રખ્યાત લિપિ-અભ્યાસી મનાય

ઉજ્જૈનમાં ક્ષીપ્રા નદી, મથુરામાં યમુના નદી અને અયોધ્યામાં સરયુ નદીનો પ્રભાવ દેખાય છે તેમ અહીં પણ બનાસ નદીનો પ્રભાવ મનાય છે.

બનાસ નદીના પ્રદેશમાં ખાખરાનાં વનનાં વનો છે, જે ખાખરો નેત્રાંજન માટે પણ ઉત્તમ ગણાવ્યો છે. ખાખરાના અર્કથી દૃષ્ટિ અકલ્પનીય રીતે વધે છે. પ્રાચીન ગ્રંથભંડારોની હસ્તલિખિત પ્રતોમાં તેનું તલસ્પર્શી વર્ણન મળે છે. શાસ્ત્રમાં ખાખરાને બ્રહ્મવૃક્ષ કહ્યું છે. આ ભૂમિમાં બધાંની નેત્રજ્યોતિ સારી દેખાય છે.

મારા એક માનવંતા પ્રેમાળ બ્રાહ્મણ મને એક દિવસ આ જંગલમાં મળ્યા. તેમણે જણાવ્યું કે ખાખરાની ઝાડી, ભૃંગરાજ આદિ અહીં ઘણી ઔષધિ છે. તેનું સેવન કરીને આજે મારી ૯૩ વરસની પરિપકવ ઉંમરમાં પણ એટલો લાભ મેળવ્યો છે કે આજે પણ મારી નેત્રજ્યોતિ દીપક જેવું કામ આપે છે. આજે પણ મારા વાળ કાળા છે. દાંત પણ સારા છે, એટલે ઘરને બદલે અહીં ધ્યાન ધરું છું.

વિજયધર્મસૂરિજીના શિષ્ય જયંતમુનિએ આ પ્રદેશમાં ઘણું રહીને ઘણી શોધખોળ કરી છે. "આબુપ્રદક્ષિણા" નામના તેમના પુસ્તકમાં લખ્યું છેઃ "પૂર્વે અભયદેવસૂરિજીથી પણ અગાઉ આ પ્રદેશમાં અવંતી, મિથિલાકાશી, કૌશલ અને મગધ દેશોના મોટા મોટા આચાર્યો વિચર્યા હતા, એટલું જ નહીં પણ સ્વયં મહાવીર પ્રભુએ પણ આ પૂજ્ય પવિત્ર ભૂમિમાં પધારી આ ભૂમિને અધિક પવિત્ર કરી છે. બામણવાડા, નાણાદીઆણા, નાંદિયા, પીંડવાડા, લોટાણા, મુંગથલા, વરમાણ આદિ ક્ષેત્રોમાં છદ્મસ્થપણે ઘણું જ તપ કર્યું છે, એવું આધારભૂત પ્રમાણ આપ્યું છે. મુંગસ્થલ તિર્થના શિલાલેખ પરથી પણ પુરવાર થાય છે કે ભગવાન છત્રીસ વરસની ઉંમરે અહીં પધારી નદી–વૃક્ષની નીચે કાઉસ્સંગ ધ્યાનમાં રહ્યા હતા. આવો સ્પષ્ટ

ઉલ્લેખ છે. તેમની સ્મૃતિમાં પુન્યપાલ નામના ભક્તે ભવ્ય મંદિર બંધાવ્યું. આવા પ્રકારનો શિલાલેખ મુંડસ્થલ તિર્થના પુરાતત્ત્વ–શોધમાં મળી આવ્યો છે. તેનાથી એવું સાબિત થાય છે કે મુંડસ્થલને પૂર્વકાળમાં પણ મહાતિર્થ માન્યું છે. એવું પણ છે કે આ બધાં ગામોનાં પુરાણાં નામો નાંદિયા–નંદીવર્ધનપુર, બામનવાડ–બ્રાહ્મણવાટક, પીંડવાડા–પીંડવાટક, મુખથલા–મુંડસ્થલ, વરમાણ–વર્ધમાન આદિથી પણ પ્રાચીનતા સાબિત થાય છે. એક પૂર્વાચાર્યે તો સ્વયં–રચિત સ્તવનમાં પણ લખ્યું છે કે "નાણા દિઆણા બાંદીઆરે લાલ, જીવીત સ્વામી વાંદો આરે લાલ" આથી યથાર્થ સાબિત થાય છે કે ભગવાન પોતે આ પવિત્ર ભૂમિમાં આવેલા. આબુના શિલાલેખોમાં આબુને તિર્થ બતાવ્યું છે, પણ મુંડસ્થલને મહાતિર્થ બતાવ્યું છે. આ લેખ બારમી સદીનો છે અને તેથી ચૌદમી સદીમાં આચાર્ય મહેન્દ્રસૂરીશ્વરજીએ પુનુરોદ્ધાર કરાવેલો હતો. મુંડસ્થલના મંદિરની પ્રાચીનતા બાબત હું દઢ થયો છું. ત્યાં મધ્યરાત્રીએ મેં પોતે મણિધર–પ્રકાશમાન નાગને પણ જોયો છે. એ તિર્થનું ફરી પુનુરોદ્ધારનું કાર્ય મારા હાથે થવા પામ્યું તે મારું અહોભાગ્ય છે. તે સમયે ત્યાં રાત્રે ઘણો જ આનંદ આવતો. પાસે જ એક શિવમંદિર હતું. ત્યાં ઘણા સંતો હતા અને રાત્રે તંબુરા ઉપર ભજન ગાતા. આંબા, આસોપાલવ અને પલાસ આદિની ઝાડીમાં તંબુરાનો અવાજ મનમોહક લાગતો. આજ પણ તે આશ્રમ અસ્તિત્વમાં છે.

અહીંનો ઇતિહાસ જોગાનુજોગ ચંદ્રાવતી સાથે મળતો આવે છે. ચંદ્રાવતીમાં કરોડપતિઓ હતા. ૯૯૯ મંદિરો હતાં. કોઈને પોતાના ઘરમાં રાંધવું પડતું નહીં કારણકે બધાં સમૂહ-ભોજન કરતાં. એમ ભારતવર્ષના મહાન પુરાતત્ત્વવેત્તા, ઇતિહાસવેત્તા મહોપાધ્યાય શ્રી ગૌરીશંકર હીરાચંદજી ઓઝા લખે છે. તેઓ હિન્દુસ્તાનના પ્રખ્યાત લિપિ–અભ્યાસી મનાય

છે. અને તેઓ ત્યાં નજીકમાં રોહીડા ગામના મૂળનિવાસી હતા. ઓઝાજીના અદ્વિતીય જ્ઞાનની પ્રશંસા તે સમયનાં માસિકપત્રોમાં આવતી હતી, કે તે અજમેર અને પુષ્કર જેવા સ્થાવરતિર્થોરૂપ ગણાતા. આવા મહાન પુરુષો આજ પણ આ ભૂમિમાં જન્મે છે તે બધો પ્રભાવ માર્કંડેય આશ્રમમાં બિરાજેલાં મહાદેવી સરસ્વતી માતાનો જ છે.

આવી રીતે પૂર્વકાળમાં મોટા મોટા આચાર્યોએ પણ ત્યાં જ ધ્યાન–સમાધી કર્યાં અને સર્વ ભાષાઓ અને સર્વ ધર્મોના બધા ગ્રંથોનું તેમને સ્વતઃ જ્ઞાન પ્રાપ્ત થતાં સર્વજ્ઞપદ પામ્યા.

થોડા દિવસ પછી ગુરુદેવ પોમાવા ગામમાં પધાર્યા. ત્યાં શેઠ રતનચંદજીએ ઉજમણું કરતાં ગુરુદેવની પ્રખ્યાતિથી સહસ્રગણ્ય માનમેદની ઊલટી પડતાં શેઠે પોતાની બધી મિલકત વાપરી નાખી અને છતાં ય ભોજનસામગ્રી માટે મૂંઝાયા તેથી ગુરુદેવે રસોઈ ઉપર પોતાનું એક કપડું ઢંકાવતાં કાંઈ ઘટ્યું નહીં, બલ્કે બધાને પૂરું થતાં પણ વધ્યું. આ ચમત્કારે ગુરુદેવની કીર્તિ ચારે તરફ વ્યાપક બનાવી.

થોડા દિવસો બાદ જૈન કોન્ફરન્સના પિતા ગણાતા શેઠ શ્રી ગુલાબચંદ ઢઢ્ઢા, એમ. એ. પ્રાંતિય કોન્ફરન્સનું આયોજન કરી બધાને આમંત્રણ આપતાં કલકત્તાથી રાજેન્દ્રકુમારસિંહજી તાજબહાદુરસિંહજી તથા જગતના સાહેબ પ્રમુખપદે સ્થપાયા. મુંબઈથી પણ મોટા મોટા નેતાઓ આવ્યા. કોંગ્રેસી નેતા શ્રી ભિક્ષુરાજ મણિલાલજી પણ આવ્યા. અનેક જાગીરદારો તથા રાજા–મહારાજાઓએ પ્રતિનિધિ મોકલ્યા. રાજસ્થાનના પોલીટીકલ એજન્ટ, એ. જી. જી. પણ આવવાના સમાચાર સાંભળી માનવમેદની હજારોની સંખ્યામાં ઊમટી પડી.

ઘણો જ સુંદર અને વ્યવસ્થિત પ્રબંધ કરવામાં આવ્યો. જબરજસ્ત સભામંડપ ઊભો કર્યો પણ પાણીની તંગી દેખાતાં

ગુરુદેવે આશીર્વાદ આપતાં પાણીની સરવાણીઓ નીકળી અને પાણી અખૂટ રહેતાં દિલ્હી, અલ્હાબાદ, કલકત્તા આદિના મોટાં અંગ્રેજી પેપરોના પ્રતિનિધિઓએ પોતપોતાના અહેવાલો પ્રગટ કર્યા, અને ગુરુદેવ ભગવાનને યુગપ્રધાનપદ અર્પણ કર્યું. મુર્શીદાબાદવાળા બાબુશ્રી બહાદુરસિંહજી સિંઘી તથા નિર્મલકુમારસિંહજી નવલખા પણ હાજર હતા, પંજાબકેસરી વિજયવલ્લભસૂરિજી પણ આ અવસરે અહીં હતા, સાધુસાધ્વીઓનો પણ પાર નહોતો. આ કૉન્ફરન્સ રાજપૂતાનાં માટે એક અનોખી અને ચિરઃસ્મરણીય બની ગઈ.

પોમાવા અને વીસલપુરના ચમત્કારોથી પ્રભાવિત થઈ ચારે તરફથી જનસમૂહ દર્શન કરવા ઊમટતો. રોજ રાતદિન સેંકડો માણસોની ભીડ રહેતી હતી. જગતમાં ચમત્કાર એક એવી ચીજ છે કે જેના પ્રભાવે જનતા આકર્ષાઈ ને ધર્મ તરફ વળે છે એટલે યોગી–મહાત્માઓ, ધર્મ પ્રતિ સદ્‌ભાવ ઉત્પન્ન કરવા માટે ચમત્કાર અસાધારણ સંજોગોમાં કરે છે, કારણકે ધર્મના વાસ્તવિક મહિમાથી અજાણ હોય એવા બાળ જીવો ઘણા છે કે જે ચમત્કાર જોઈ ધર્મ પ્રત્યે શ્રદ્ધાવાન બને છે.

એક દિવસ જોધપુર મહારાણી સાહેબ કે જેના હૃદયમાં ગુરુદેવ પ્રત્યે શ્રદ્ધાભક્તિ હતી તે દર્શન કરવા આવ્યાં. રાજસ્થાનના પાટનરેશ જયપુર મહારાજા, બીકાનેર મહારાજા તથા અનેક નરેશો પણ ચમત્કાર સાંભળી દર્શન કરવા આવ્યા. થોડા સમયમાં કેસરિયાજી તિર્થ (ધુલેવાનો) પ્રશ્ન–વિવાદ આવ્યો ત્યારે યોગીરાજે ત્યાં જઈ ને આ પ્રશ્નના ન્યાયી સમાધાન માટે ઉપવાસ કરવાની જાહેરાત કરી; આથી દીવાન સુખદેવપ્રસાદે રાજ્યની સીમાઓ ફરતી પોલીસ ગોઠવી દીધી અને તેમને ઉદયપુરની હદમાં આવવાની મનાઈ ફરમાવી. પણ ગુરુદેવે પોતાની દિવ્ય શક્તિથી અંદર પહોંચી જઈ ઉપવાસ શરૂ કર્યા.

હું પણ ત્યાં ગયો. હિંદુ, મુસ્લિમ, વોરા, ગરાસિયા, ભીલ અને જાત જાતના લોકો દર્શન કરવા ઊમટ્યાં. ગુરુદેવે દારૂ, માંસ અને શિકાર આદિ છોડવાનો ઉપદેશ દીધો. આ ઉપદેશથી અનેક લોકોએ દુર્વ્યસનો પણ છોડ્યાં, અને તેમની સમક્ષ પ્રતિજ્ઞાઓ લીધી. અંતમાં ઉદયપુર મહારાજાએ દીવાનની કાર્યવાહીમાં હસ્તક્ષેપ કરી યોગીરાજને સંતોષકારક સૂર્યવંશી મહારાણા તરીકેનું વચન આપી પોતાના હાથે પારણું કરાવ્યું. આથી યોગીરાજની કીર્તિ સમસ્ત ભારતમાં પ્રસરી, અને આબુના યોગીરાજ તરીકે પ્રસિદ્ધ થયા.

ત્યાર બાદ ગુરુદેવ આબુ અને બામણવાડામાં જ રહેતા હતા. એક દિવસ અંગ્રેજ મહિલા એલીઝાબેથ શાર્પ કે જે યોગાભ્યાસી હતાં તે ગુરુદેવના સંપર્કમાં આવ્યાં અને તેમની દોરવણી મુજબ યોગાભ્યાસ કર્યો. તેમણે પોતાનું મંતવ્ય પુસ્તકોમાં પ્રગટ કર્યું આથી અંગ્રેજો પણ તેમના ભક્તો બન્યા.

ઇન્દોરના પ્રધાન શરદકુમાર માધવરાય કીબે કે જેઓ સાહિત્યકાર તેમજ વેપારી પણ હતા તેઓ પણ ગુરુદેવના સંપર્કમાં આવતાં તેમણે મરાઠી માસિકમાં લેખ લખતાં મહારાષ્ટ્રીયનો પણ ભક્તો બન્યા. ભાવનગરના દીવાન પ્રભાશંકર પટ્ટણી, પ્રજ્ઞાચક્ષુ પંડિત સુખલાલજી, પંડિત મદનમોહન માલવિયાજી પણ ભક્તો બન્યા. અમેરિકાના મુખ્ય દૈનિક "ટ્રીબ્યુન હેરાલ્ડ"નાં એડીટર મિસ માઇકલ પીમ પણ આવ્યાં. તેમના પેપરોમાં ગુરુદેવ સાક્ષાત ઈશ્વર છે તેમાં શંકા નથી તેમ છાપ્યું અને પાછળથી "પાવર ઓફ ઇન્ડિયા" નામનું પુસ્તક પણ પ્રસિદ્ધ કર્યું. જૈનેતર યોગીઓએ પણ ગુરુદેવને યોગી મંડળના પ્રમુખ તરીકે સ્વીકારેલા. આ બધા સમયે હું પોતે ત્યાં જ હતો.

એક રાત્રીએ હું ગુરુદેવ સાથે એક ગુફામાં હતો ત્યારે મેં કહ્યું કે મારું મન શેમાંય લાગતું નથી, અને મને યોગમાં

ઊંડો રસ છે. હું બધું છોડી યોગસાધનામાં રહેવા ઇચ્છું છું. યોગીરાજે કહ્યું કે હું જાણું છું કે તું પૂર્વભવમાં યોગાભ્યાસી હતો પણ તેં અવહેલના કરેલી તેથી આ જન્મમાં તને અંતરાય રહેશે. હાલ આ માર્ગમાં તું નહીં ઊતરી શકે પણ અંતિમ અવસ્થામાં જ તું કંઈક કરી શકીશ. બન્યું પણ એમ જ. બાવીસ વરસ નીકળી ગયાં અને હવે હું યથાર્થ યોગમાર્ગ પર ચડી ગયો.

એક વાર કોઈ બનાવ અચાનક બની ગયો. ગુરુદેવે બેઠાં બેઠાં માથું હલાવ્યું, એટલે મેં પૂછતાં તેમણે કહ્યું કે ભગતસિંહને ફાંસી થઈ ગઈ અને તેને ઊંચી ગતિમાં જતા જોઈને મેં માથું હલાવ્યું.

એક દિવસ ઉદયપુર મહારાણા તરફથી આશિષ માંગવામાં આવતાં ગુરુદેવે મને કહ્યું કે મહારાજા તો આવતી એકાદશીએ પરલોકગમન કરવાના છે એટલે શું જવાબ દેવો? આ વખતે પાલનપુરવાળા મોતીભાઈ કોઠારી સરન્યાયાધીશ પણ ત્યાં હતા. અમે બંનેએ મળીને યોગીરાજની સલાહ પ્રમાણે એમ લખ્યુ કે એકાદશી સુધી તો બને તેટલું ખૂબ ઈશ્વરભજન કરો. ત્યાર બાદ તેના પ્રતાપે બધું સારું થશે. એકાદશીના દિવસે અમે બધા યોગીરાજ પાસે બેઠા હતા ત્યારે એ.જી.જી. ઓફિસના રીટાયર્ડ અમલદાર દારાશાહ પારસી આવ્યા અને મહારાણાના પરલોકગમનના સમાચાર આપ્યા.

એક દિવસ જોધપુરની આસપાસ રહેતા એક ભાઈએ આવી ગુરુદેવને કહ્યું કે એક વરસથી મને ઘણી જ તકલીફ છે. એક દિવસ ત્રણ બાઈઓ આકાશમાંથી ઊડીને મારી પાસે આવે છે. તેમાં એક યુવતી છે અને બે તેની સખી છે. યુવતી મારી સાથે વાત કરતી નથી પણ તેની સખીઓ કહે છે કે અમારી શેઠાણીને તમારી સાથે પૂર્વભવથી સંબંધ છે, એટલે અમે તમને લેવા આવ્યાં છીએ. મેં ના પાડી છતાં અવારનવાર

આવી મને સોનામહોરો આપી જાય છે, પરાણે હાથે મીંઢાળ બાંધી જાય છે, કેસર અને કંકુ છાંટી જાય છે, અને હેરાન કરે છે. આથી ગુરુદેવે તેને એક મંત્ર આપી કહ્યું કે આ મંત્રથી પાણીને મંત્રી લેવું અને તેઓ આવે ત્યારે તેમના પર છાંટવાથી તે સદાને માટે ચાલી જશે.

બી.બી. એન્ડ સી.આઈ. રેલવેના એક રજપૂત એન્જિનિયર ઓફિસેથી આવીને રોજ પૂજા કરતા. ઘણા સાત્ત્વિક હતા, ભવોભવથી ભક્તિભાવ ચાલ્યો આવતો હોય તેવા હતા. આબુ ઉપર ગુરુદેવની સાથે એક ગુફામાં સાથે રહેતા હતા. તેની સાથે વાતચીત કરતાં મને ઘણો આનંદ થયો. મેં તેમને પૂછ્યું કે તમારે ગુરુદેવનો સંપર્ક કેવી રીતે થયો અને અહીં ખાવાપીવાનું શું કરો છો? તેણે કહ્યું કે એક મહિનાથી હું માત્ર જાંબુ જ ખાઈને રહું છું. હું તો ગુરુ દત્તાત્રયનો ભક્ત છું. મારી પત્ની પણ દત્તાત્રયની ચુસ્ત આરાધક છે. એક દિવસ એવું બન્યું કે ઓફિસમાં મોટા મોટા અંગ્રેજ અમલદારો વાતચીત કરતા હતા તેમાં ડિવિઝનલ મેનેજરે વાત કરીઃ "હું ઇસુ ખ્રિસ્તની આરાધના કરતો હતો તેવામાં અમારા જિસસ ક્રાઇસ્ટ આકાશમાં ઊભેલા જોયા. મેં ઊભા થઈને તેમને નમસ્કાર કર્યા તો થોડી વારમાં તેમણે જૈન સાધુનું રૂપ ધારણ કરી લીધું, કે જે હાલ માઉન્ટ આબુ ઉપર બિરાજમાન છે. તેમણે મને આશીર્વાદ આપ્યો. ત્યારથી હું તો તેમનો ભક્ત બન્યો છું. મારી પત્ની આ વાતથી વિરુદ્ધ હતી, પણ હવે તેને પણ અનુભવ થતાં ભક્ત બની ગઈ છે અને અમે અવારનવાર તેમનાં દર્શન અને સત્સંગ કરવા જઈએ છીએ."

"એવામાં મારી ધર્મપત્નીએ એક દિવસ આવી કહ્યું કે અંદર સ્વામી ગુરુ દત્તાત્રય પધાર્યા છે. હું તેની સાથે અંદર દોડી ગયો અને પગમાં પડ્યો કે તુરત જ તેઓએ શાંતિવિજયજીનું સ્વરૂપ ધારણ કર્યું. તેમણે અમને આશીર્વાદ આપી

કહ્યું કે તમારી ભક્તિથી હું ઘણો જ પ્રસન્ન છું, એટલે અમે ભિક્ષા પ્રદાન કરી. જતાં જતાં કહેતા ગયા કે કોઈ કોઈ વાર આવતા રહેજો. ત્યાર બાદ અદૃશ્ય બની ગયા. હું પણ તેમની પાછળ જ ગયો અને હાલમાં અહીં રહું છું. અમે ચૌહાણ રજપૂત છીએ." આમ તે મારા મિત્ર બની ગયા. થોડાં વરસો બાદ તે દક્ષિણની યાત્રાએ જતાં મદ્રાસમાં મારે ત્યાં આવેલા, અને મને પણ સાથે યાત્રામાં લઈ ગયેલા. તેમની સાથે વિશેષ પરિચય થતાં મને એમ દેખાયું કે તેઓ એક ગૃહસ્થયોગી છે. જ્યારે હું તેમને વળાવવા સ્ટેશને ગયો ત્યારે કહ્યું: "આ મારો અને તમારો અંતિમ મેળાપ છે. હવે હું મળીશ નહીં." થોડા દિવસો બાદ હું વતનમાં આવ્યો ત્યારે આબુ રોડ ઊતરી તેમને ઘેર ગયો તો તેમની પત્ની રોવા માંડી અને કહ્યું કે બે દિવસ પહેલાં જ તેઓ પરલોકવાસી થયા છે.

એક પ્રસંગ એવો છે કે હું ચાંદાનિવાસી વયોવૃદ્ધ શ્રી સિદ્ધકરણજી ગુલેચ્છા સાથે એક ગુફામાં રહ્યો હતો. તેઓ અર્હંમનો જાપ જપતા. તેઓ અંતિમ સમયે સમાધી–મરણ પામ્યા છે, તે અર્હંમ જાપનું પરિણામ છે. મેં કંઈ પણ ભાષા–અભ્યાસ કર્યો ન હોવા છતાં હજારોની સંખ્યામાં કલાકો સુધી અંગ્રેજી, હિન્દી, ગુજરાતી, મારવાડી, હિન્દુસ્તાની આદિ ભાષાઓમાં ભાષણો આપ્યાં છે, તેમજ હું લેખ પણ લખું છું. આજ તો પથારીમાંથી ઊઠવાની પણ શક્તિ નથી, છતાં હું ચોવીસ કલાકમાંથી અઢાર કલાક ધ્યાન, જપ, ચિંતન, જ્ઞાન આદિમાં વિતાવું છું. મારા શિક્ષિત મિત્રો દ્વારા અંગ્રેજી, હિન્દી, ગુજરાતીમાં રાત્રે બાર વાગ્યા સુધી એકધારું લખાવું છે. મને આશ્ચર્ય થાય છે કે મારા હોઠ ઉપર એ શબ્દ–પ્રવાહ કેવી રીતે આવતા જાય છે! લખવાવાળા પણ ગ્રેજ્યુએટ અને એમ. એ. થયેલા હોય છે. આ બધો અર્હંમ મંત્રનો પુરસ્કાર છે.

આ એક યોગેશ્વરના પ્રસંગો લખી રહ્યો છું, નહીં કે મારી આત્મકથા. પણ અર્હંમ મંત્રની શક્તિ વર્ણવવા મારે મારા સ્વાનુભવ લખવા પડ્યા છે. આમાં કોઈ અતિશયોક્તિ નથી. આ મહામંત્ર સર્વજ્ઞ તુલ્ય છે, જેનું સતત ધ્યાન સુખે સુખે સર્વજ્ઞ બનાવી દે છે, એમ વજ્રસ્વામીએ કહ્યું છે. શ્રી હેમચંદ્રાચાર્યજીએ પોતે પણ આ મંત્રને વિદ્યા, રિદ્ધિ. સિદ્ધિ અને સકળ સમૃદ્ધિકારક બતાવ્યો છે, એટલે હું તેના જ્ઞાન ને ધ્યાન માટે સતત પ્રણિધાન કરું છું. આ મંત્ર સકળ અનિષ્ટોનો વિયોગ અને ઇષ્ટનો સંયોગકારક છે. હિન્દુ ધર્મમાં પણ અર્હંમ શબ્દનો ઘણો મહિમા બતાવ્યો છે.

એક બંગાળી ગૃહસ્થને વ્યાપારમાં મોટું નુકસાન આવેલું આથી તે ખૂબ કરજદાર થઈ ગયેલો, તોપણ તેની આબરૂ ઘણી સારી હતી. તેની બેનના લગભગ દોઢ લાખ રૂપિયાની કિંમતના દાગીના હતા તે તેને ત્યાં જ પડ્યા હતા. દૈવયોગથી આપત્તિ આવે છે ત્યારે એકલી નથી આવતી પણ ચારે તરફથી આવે છે. એવું બન્યું કે તે ઘરેણાંની ચોરી થઈ ગઈ. આ વાત જો જાહેર થાય તો ઊલટાનું દુનિયા એમ જ માને કે તેણે દાગીના ઓળવ્યા જ છે અને ચોરાઈ ગયાનું ખોટું કહે છે, આથી તે ઝેર ખાવા તૈયાર થઈ ગયા. એવામાં તેની પત્નીને સૂઝયું કે ગુરુદેવનાં છેલ્લાં દર્શન કરી લઈએ. એટલે તેઓ આબુ આવ્યા અને બાઈ ગુરુદેવ પાસે જઈ ખૂબ રડી. ગુરુદેવે દયા કરીને તેમને અર્હંમ મંત્રનો જાપ કરવા કહ્યું અને તે ગુફા કે જ્યાં અગાઉ સિદ્ધિકરણજી ગુલેચ્છા રહેલા ત્યાં તેમને બંનેને મોકલી આપ્યાં. બંને અષ્ટ પ્રહર ત્યાં જપ અને ધ્યાનમાં બેઠાં અને લૂખું જમવાનું એક વખત રાખ્યું. આમ આડત્રીસ દિવસ કર્યું.

એક દિવસ ગુફાની દીવાલ ઉપર સફેદ અક્ષરે લખેલ જોયું: “તમારો ચોર દિલ્હીમાં પકડાઈ ગયો છે. તમે જલદી જાવ. મોટા ભાગનું મળી જશે, અને બદનામી મટી જશે.” તેઓ

દિલ્હી ગયાં અને ચોરીનો માલ જોયો. તેમની બહેન પણ આવી ગઈ. માલ મળ્યો, બધાં ખુશી થયાં. ગુરુદેવના ઉપકાર માની શુભ કાર્યમાં પૈસા વાપર્યા. આમ આ મહામંત્રનો પ્રભાવ મેં નજરે જોયો. અહીં એ યાદ રાખવાનું રહે છે કે નિષ્ઠા અને નિયમનું પાલન કર્યા વગર જ્યારે વાંછિત ફળ નથી મળતું ત્યારે આપણે નિરાશ થઈ જઈએ છીએ, તે ભૂલ છે, પોતાની કમજોરીને મહામંત્રની કમજોરી માનીએ છીએ.

એક દિવસે હું ધ્યાન કરવા એક ગુફામાં ગયો તો એક વાઘણ બે બચ્ચાં સાથે બેઠી હતી. પહેલાં તો હું ચોંકયો પણ મંત્રનો જાપ શરૂ કર્યો કે તુરત જ વાઘણ પોતાનાં બચ્ચાંને લઈ મારી બાજુમાં થઈને બહાર ચાલી ગઈ. આ વાતની ત્યાંનાં વનવાસીઓને ખબર પડી તો તેઓ ચકિત થઈ ગયાં.

બીજો પ્રસંગ એવો છે કે જ્યારે હું મદ્રાસ ડિસ્ટ્રીકટની આંધ્ર પ્રદેશ કોંગ્રેસ કમિટીનો જનરલ સેક્રેટરી હતો ત્યારે મુંબઈ જવું પડેલું. કોંગ્રેસનો હું એક જવાબદાર પદાધિકારી હોવાથી સાથે તે સંબંધેના કાગળો ઘણા હતા. સાથે બેડિંગ હતું. પાછા વળતાં વી. ટી. સ્ટેશને મારું બેડિંગ સેકન્ડ કલાસમાં મૂકી હું નીચે લટાર મારતો હતો ત્યાં કોઈ મારું બેડિંગ ઉઠાવી ગયેલું. જ્યારે ટ્રેન ઊપડવાને માંડ દસેક મિનિટ હતી ત્યારે હું ડબામાં ગયો અને બિસ્તર ઊપડી ગયાની ખબર પડી. પોલીસને વાત કરી અને પૈસા આપવા ગયો. તેણે કહ્યુંઃ "હું હરામના પૈસા લેતો નથી. હું તપાસ કરું છું. આ તો બહુ મોટું સ્ટેશન છે. અહીં તો એક એક મિનિટે ગાડી આવે ને જાય છે." આથી નિરાશ થઈને મેં ટિકિટ પાછી આપવા જવા વિચાર કર્યો ત્યાં એક કુલીએ મને પૂછયું કે પાછા કેમ જાવ છો? મેં કહ્યું કે મારો બિસ્તરો ચોરાઈ ગયો છે.

તેણે કહ્યું કે શહેરમાં જવાથી તમારી ખોવાયેલ ચીજનો પત્તો લાગશે? ટિકિટના પૈસા કપાશે, ટેકસીના પસા બેસશે

અને પાછું તમારે બધું ખર્ચ કરવું પડશે. મારું તો એમ કહેવું છે કે આ ટ્રેનમાં જ આપ બેસી જાવ. મનને ગમે તેમ સમજાવીને મુસાફરી પૂરી કરો, અને ત્યાં જઈને નવો બિસ્તરો લઈ લેજો. મને એની વાત ગળે ઊતરી ગઈ. ત્યાં ગાડી ઊપડી: તેણે મને ચાલતી ગાડીએ ચઢાવી દીધો, પણ તે થર્ડ ક્લાસ હતો. અંદર જઈને જોઉં છું તો મારા બિસ્તર પર જ બેઠો છું. કુલીને જોવા નજર કરી તો તે અદૃશ્ય! એ અજાણ્યો કુલી હશે? તે બિસ્તરો ખરેખર મારો જ છે તેની ખાતરી કરવા મેં અંદર હાથ નાખ્યો. બિસ્તરામાંથી કપડું ખેંચતાં મને ખાતરી થઈ કે મારો જ બિસ્તરો છે, એટલામાં તો તે ચોરી જનાર પેન્ટ, ટાઈ, કોટ, બુટ પહેરેલો આવ્યો અને મને ચોર કહી ધમકાવવા લાગ્યો. મેં કહ્યું કે ચોર હું નથી પણ મેં એક ભૂલ જરૂર કરી છે કે તું મારો બિસ્તરો ઉઠાવી લાવ્યો તેની મજૂરીના પૈસા તને આપ્યા વગર એમાં હાથ નાખું છું. પણ હવે બિસ્તરો તારી પાસે નહીં ઉપડાવું.

મેં બિસ્તરો એક સજ્જન પાસે મૂકી કહ્યું કે આ બિસ્તરો સેકન્ડ ક્લાસના ડબ્બામાંથી આ ચોરીને લાવ્યો છે. આપ અમારા બંને પાસે લખાવીને ખાતરી કરો કે તેમાં શું શું સામાન છે?

અંતમાં તે જૂઠો ઠર્યો. બીજા મુસાફરોએ તેને ખૂબ માર્યો અને પોલીસને બોલાવ્યો. મેં મુસાફરોને વિનંતી કરી કે આ બાબત પડતી મૂકો, નહીંતર મારે પણ ઊતરવું પડશે. બધા સમજી ગયા અને મારો બિસ્તરો મને સોંપી દીધો. આ બધો મહામંત્રનો જ પ્રભાવ હતો.

એક બીજો પ્રસંગ: મારે એક મોટી ટી–પાર્ટીમાં જવું પડ્યું કે જ્યાં માત્ર મોટા મોટા માણસોને જ આમંત્રણ હતું. ટેબલ ઉપર બધું પીરસાઈ ગયું. બદામના હલવાને હાથ અડાડતાં જ મને મારો નિયમ પૂરો ન થયો હોવાનું યાદ આવતાં હાથ પાછો ખેંચી લીધો અને આજુબાજુમાં બધાંને વાનગી

આપી દીધી. બધાંએ મને પૂછ્યું કે કેમ નથી ખાતા? મેં કહ્યું કે રોજ જપ કરું છું. આજે નિયમ પૂરો થયો નથી. એટલામાં તો ખાનારાં બધાંને ઊલટીઓ થવા માંડી. મારા સિવાય કોઈ બાકી રહ્યું નહીં. તુરત જ આઠદસ ડોક્ટરો આવ્યા. બધાંને ઇન્જેક્શન મારી સારું કર્યું. દૂધમાં કોઈ ઝેરીલું જાનવર પડી ગયેલું. પણ ઊલટી થતાં બધાં બચી ગયાં.

હું જપનો નિયમ પથારીગ્રસ્ત સ્થિતિમાં પણ ચૂકતો નથી. જો નિયમ પૂરો ન થઈ શકે તો ઉપવાસ પણ કરવો પડે છે. ઘણી વખત ત્રણ ત્રણ દિવસના ઉપવાસો કરવા પડ્યા છે. આપ બધા નિયમનિષ્ઠા ઉપર અડગ રહો તેવી મારી વિનંતી છે.

હવે મારા પ્રત્યક્ષ અનુભવો વર્ણવું છું :

કિશનગઢ મહારાજા, યોગીરાજ બિરાજતા હતા તે ગુફામાં આવી પ્રણામ કરી ઘણા હર્ષિત થયા, અને ગુરુદેવનો ફોટો પાડ્યો. સૌ પ્રથમ ગુરુદેવનો ફોટો તેમણે જ લીધેલો. તે વખતે કિશનગઢ મહારાજાએ ગુરુદેવની ભક્તિના સંસ્કૃત ભાષામાં શ્લોકો બનાવી ગાયા જેનું અંતિમ પદ "ધન્યોપિ યોગીશ્વરા." તેઓ ઘણા વિદ્વાન હતા. તે સમયનું દૃશ્ય એવું ઊપસી આવ્યુ કે રાજા વિક્રમાદિત્ય ભર્તૃહરી યોગીરાજની પાસે બેઠા છે, કે જે આજે પણ મારી આંખ સામે ખડું થાય છે.

એક વાર જયપુરનાં મહારાણી કે જે જોધપુરનાં રાજકુમારી હતાં તે બહુ બીમાર થઈ ગયેલાં. જોધપુર મહારાણી ગભરાઈને ગુરુદેવના આશીર્વાદ લેવા આવ્યા. મહારાણીને રાજકુમારીના જીવિતની આશા ન હતી. ગુરુદેવે કહ્યું: "ચિંતા કરમા. તે ત્યાંથી ચાલીને મારી પાસે આવશે." બે દિવસમાં તેમ જ બન્યું.

જામ રણજિતસિંહ એક છોકરાને દત્તક લેવાના હતા, પણ ભાયાતોમાં અધિકાર બાબત ઝગડો ચાલતો હતો. આગામી

જામસાહેબ મીલીટરીમાં મોટા અધિકારી હતા. રણજિતસિંહ તેમને દત્તક લેવા ઇચ્છતા હતા પણ આગામી જામસાહેબને શંકા હતી કે હું રાજા બનીશ કે કેમ? એટલે તે શંકાના નિવારણ માટે ગુરુદેવ પાસે આવેલા. ગુરુદેવે કહ્યું કે આજ તો તું મારી દરકાર કરે છે પણ ગાદી મળતાં બધું ભૂલી જઇશ. શિરોહી મહારાજા પણ સાથે હતા. તેમણે કહ્યું કે મહારાજ! ક્ષમા કરો. હું પણ રાજપૂત કુળનો છું. ખાતરી આપું છું કે તે ભૂલી નહીં જાય. જામસાહેબના મનમાં દૃઢ શ્રદ્ધા હતી કે ગુરુદેવ વચનસિદ્ધિ ધરાવે છે એટલે હું જરૂર રાજા થઈશ.

થોડા દિવસમાં જ દિગ્વિજયસિંહ રાજા બની ગયા અને રાજા બનતાં પહેલે જ દિવસે પોતાનું સલૂન લઈ ગુરુદેવનાં દર્શન કરવા આવ્યા. તેમણે ગુરુદેવને કહ્યું કે આપનો ઉપકાર જીવન પર્યંત ભુલાય તેમ નથી.

શિરોહી મહારાજા પણ પધાર્યા અને તેમનાં કુંવરી ગુલાબકુંવર સાથે જામ સાહેબનાં લગ્ન માટે પ્રસ્તાવ મૂકતાં ગુરુદેવે આશીર્વાદ આપ્યા. લગ્ન પ્રસંગે જાનમાં ત્રેવીસ મહારાજાઓ, અનેક અન્ય રાજાઓ, ભાયાતો, જાગીરદારો ઉચ્ચ અધિકારીઓ અને અનેક શેઠશાહુકારો બધાને લઈને ગુરુદેવનાં દર્શને આવેલા. આમ એકસાથે બધાં આવતાં તે દૃશ્ય અનુપમ હતું. પાંચસો વરસોમાં પણ આવું દૃશ્ય કોઈને જોવા મળ્યુ નહીં હોય કે આટલા મહારાજાઓ એકીસાથે પોતાના રજવાડી પોશાકની પરવા કર્યા વગર એક યોગીરાજને સાષ્ટાંગ દંડવત કરે.

ગુરુદેવ સાધક અવસ્થા પૂરી કરી સિદ્ધ દશામાં આવી ગયા.

ત્યાર બાદ હું મદ્રાસ ગયો અને વ્યયવહારમાં એટલો બધો ગૂંચવાઈ ગયો કે પંદર વરસ સુધી ગુરુદેવનાં દર્શન કરવા જઈ શક્યો નહીં.

ગુરુદેવના ઉપદેશનો નિષ્કર્ષ :

૧. સર્વ જીવ માત્રમાં પરમાત્મભાવનાં દર્શન કરો. આત્મ-ઉત્થાનની એ ચાવી છે.

૨. જેવું તમે તમારા હિતનું ચિંતન કરો છો તેવું પરહિતનું પણ ચિંતવન કરો.

૩. ભાંગના નશામાં ભાન ભૂલેલા મનુષ્યને ઠેકાણે લાવવા માટે છાસ સર્વોત્તમ ઉપાય છે તેવી રીતે અર્હમનો જાપ બધા માટે પોતાના ભ્રાંતિમય જીવનશુદ્ધિનો સર્વોત્તમ ઉપાય છે.

૪. વેશ્યાના વિલાસથી, સતીનો સંકેત માત્ર જ મહાન ઉપદેશનું કારણ બની જાય છે એટલે આત્માને પવિત્ર બનાવો.

૫. ગધેડાને સિંહનું ચામડું ઓઢાડવાથી તે સિંહ બનતો નથી. તેવી જ રીતે માત્ર લિંગ અને વેશથી કોઈ સંત બની શકતું નથી.

૬. શેર ખાંડ કરતાં સેકેરીનની ગોળી નાની હોવા છતાં પાણીને અધિક મીઠું બનાવી દે છે તેવી જ રીતે તમારી સરળ, સાદી, ભાષાલઘુતા અને પવિત્ર ભાવના અનેકને સદ્દમાર્ગે લઈ જઈ શકે છે; માત્ર પંડિતાઈ મિથ્યા છે.

૭. અરિહંત અમારા જૈનોના દેવ છે એવી કૂપમંડુક ભાવનાવૃત્તિ છોડી દો. એ માન્યતા બરાબર નથી, તે તો જગતના દેવ છે. તેમના વિશે "જગચ્ચિંતામણી જગતગુરુ" શબ્દો લખ્યા છે, એટલે તમારી દૃષ્ટિ જગતવ્યાપી બનાવો, સર્વ જીવોને પોતાના આત્મબંધુ માનો.

૮. નદીમાં પૂર આવ્યુ હોય અને મોટા મોટા પ્રોફેસરો સ્નાન કરતા હોય તે પોતાના જ્ઞાનના ગણિતથી નદી પાર કરવાનો ઉપદેશ દેતા હોય તો તેનો કોઈ વિશ્વાસ કરતું નથી પણ એક ખેડૂત ખેતરમાં જવા ચુપચાપ નદીમાં ઊતરી જાય

તો તે જોઈને હજારો લોકો તેનો વિશ્વાસ કરે છે. કથની મિથ્યા છે, કરણી સત્ય છે.

૯. જે બહારથી મેળવવામાં વરસો પણ ઓછાં પડે છે તે જ્ઞાન–સિદ્ધિ ક્ષણમાત્રમાં જ આત્મધ્યાનથી પ્રાપ્ત થાય છે.

૧૦. કોલસાના અનેક ઓરડા ભરી દો તોપણ ગરમી આવતી નથી, અગ્નિનો એક મામૂલી અંગારો કોલસાની બધી કોટડીને અંગારા બનાવી દે છે તેવી રીતે અર્હંમનો જાપ બધા તપ અને તેજને એકસાથે મેળવી દે છે માટે અહર્નિશ જાપ કરતા રહો, એટલે આ અહંભાવ કેમ રાખો છો તેના ઉપર કાંઈક વિચાર કરો. આ વિશ્વમાં એવી કોઈ યોની બાકી નથી કે જેમાં આ જીવ જન્મ્યો ન હોય.

આજ તમે પોતાને મોટા સમજતા હો પણ તમારો જીવ જ્યારે વનસ્પતિમાં એક દિવસ હતો ત્યારે તમને ત્રાજવે તોળી વેચ્યા છે. અને થોડું મફત પણ આપ્યું છે. તે સમયે તમારા જીવની શું કિંમત હતી ?..આથી તમે અહંભાવને છોડીને અર્હંમ-ભાવને વધારો. અર્હંમની રેફ, કલા, અને બિન્દુની જ્યોતિના પ્રભાવથી એ અહમ્–ભાવ અર્હંમ બની જાય છે, અને ત્રણ લોકના પૂજનીય બની જવાય છે એટલે અહંભાવને નષ્ટ કરવાનો ઉપાય અર્હંમભાવ છે, એટલે અહંભાવના નશામાં ભાન ભૂલી જનાર મનુષ્યનું ભાન ઠેકાણે લાવવાનો સર્વોત્તમ ઉપાય અર્હંમનો જાપ કરવાનો છે.

૧૧. નટ તલવાર લઈને દોરી ઉપર નાચ કરીને સૌને ચકિત કરી દે છે પણ તેનું સમગ્ર ધ્યાન તો દોરી ઉપર જ રહે છે. તમે પણ કામ કરતાં કરતાં પોતાનું ધ્યાન કેન્દ્રિત કરો.

૧૨. ચારે તરફ ભયાનક દૃશ્ય દેખાય ત્યારે જો આંખ ઉઘાડી રાખી જોયા કરશો તો ભયાનકતા વધતી જશે, બહાર જોવાનું બંધ કરી અંતરાવલોકન કરો અને અંદર જ્યોતિ જગાવો.

૧૩. જ્યારે અચાનક આંધી આવે છે ત્યારે અક્કડ રહેલાં વૃક્ષોનો નાશ થઈ જાય છે, ઘાસ નમ્ર બનીને નમી જાય છે એટલે તે સુરક્ષિત રહે છે, એટલે વિશ્વમાં પ્રભુતા મેળવવા લઘુતા કેળવો.

૧૪. બહારની ભૌતિક વીજળીથી પોતે જોવામાં દૃષ્ટિનો વિકાસ માનો છો એ મોટી ભૂલ છે. તેને છોડી દો અને આંખની સ્વાધીન જ્યોતિ કેમ સુધરે તેનો ઉપાય શોધો.

૧૫. બહારના હજારો વિજયથી પણ પોતાના અંતઃકરણની એક જ્યોત પણ પોતાને જયવિજયપદ પ્રાપ્ત કરાવે છે માટે પોતાના અંતઃકરણને જીતો.

૧૬. મનને જીતવા માટે મન સાથે ઝગડા કરો નહીં, પણ તેને એક ભૂતની જેમ વાંસ ઉપર ચડવા–ઊતરવાના કામમાં પ્રવૃત્ત કરો જેથી મન વશ થઈ જશે.

૧૭. બાવળના સેંકડો કાંટાઓ જેટલું કરી નથી શકતા તેનાથી એક હજાર ગણું અધિક એક વીંછીનો ડંખ કરી શકે છે. તેવી જ રીતે મન બધાને નચાવ્યા કરે છે, પણ જો મનને નચાવી વશ કરવું હોય તો અર્હમ મંત્રરૂપી એક વીંછીનો ડંખ લગાડો તો મન પોતાની મેળે નાચવા મંડશે અને તમારે આધીન થઈ જશે.

ગુરુદેવ સં. ૨૦૦૦ આસો વદી દસમ–ગુજરાતી સં. ૧૯૯૯ ભાદરવા વદી દસમના રોજ નિર્વાણપદને પામ્યા, તેમનો અગ્નિસંસ્કાર માંડોલી–દાદાગુરુની દેરી પાસે થયો. ત્યાં જબરજસ્ત સંગેમરમરનું ગુરુદેવનું મંદિર કે જે દૂરથી ખ્રિસ્તી દેવળ જેવું દેખાય, અંદર જતાં મકબરા જેવું અને છેવટે તેમનું નિજમંદિર છે ત્યાં બધા મુખ્ય ધર્મોનો સમન્વય થયો છે. તે ગામમાં ગુરુદેવના નામનું પ્રાથમિક આરોગ્ય કેન્દ્ર, પશુદવાખાનું, હાયર સેકન્ડરી સ્કૂલ, ભોજનશાળા, ઘણી ધર્મશાળાઓ, દાદાગુરુ મંદિર એમ ઘણું બન્યું છે.

ગુરુદેવે દેહ છોડયા બાદ આંધ્ર પ્રદેશના ગોલ્લાપ્રોલુ ગામના શ્રી અલ્લમરાજુ સત્યનારાયણ શાસ્ત્રીને તેમના ગામમાં સાક્ષાત દર્શન થતાં તેમણે તેની માતૃભાષામાં "શાંતિયોગી" શતક રચ્યુ છે તેનો ગુજરાતી અનુવાદ :

ભગવાન શ્રીકૃષ્ણ પહેલાં રાજયોગી બની વ્રજપુરીમાં ગયા અને માયાના રૂપમાં ઘણી લીલાઓ વિશ્વમાં પ્રગટ કરી તેવી જ રીતે પૂર્ણિમા સમાન તેજવાન હે ગુરુદેવ શાંતિયોગેશ્વર! આપ આજ યોગી બનીને ઘણો મહિમા પ્રગટ કરો છો.

હે ગુરુદેવ શાંતિયોગેશ્વર! ભલે લોક માને કે ન માને, હું તો એમ જ કહું છું કે ભગવાન વાસુદેવ પોતાના સમયમાં તેમની નિંદાઓને દૂર કરવાનો સંકલ્પ કરીને આપ શ્રી શાંતિયોગેશ્વરના રૂપમાં વિશ્વમાં પ્રગટ થયા છે. આપની પ્રેમદષ્ટિ મારા ઉપર રહેશે ત્યાં સુધી મને કોઈ જાતની કમી રહેશે નહીં.

હે ગુરુદેવ શાંતિયોગેશ્વર! હું આપને સાષ્ટાંગ નમસ્કાર કરું છું. આપ મારા ઉપર એવી કૃપાદષ્ટિ રાખો કે જેમાં સ્પષ્ટ રૂપથી પ્રેમરસ છેલોછલ ભર્યો હોય અને મને કૃપાપૂર્વક મોક્ષલક્ષ્મીનું સામ્રાજ્ય અપાવો.

હે ગુરુદેવ શાંતિયોગેશ્વર! તેજ જ આપનું રૂપ છે. આપ હંમેશ યોગમાં જ રહો છે. આપનાં પવિત્ર ચરણકમળની પૂજા જેઓ કરે છે તેના પર આપ સતત કૃપાદષ્ટિ રાખો છો. અમારા જન્મોને પવિત્ર કરવા માટે જ આપ આ વિશ્વમાં તેવી જ રીતે પ્રગટ થયા છો. રાજાઓના રાજા પણ આપણાં ચરણકમળની પૂજા કરે છે.

હે ગુરુદેવ શાંતિયોગેશ્વર! અમને ખબર નથી કે અમે કયા કયા જન્મોમાં કેવાં કેવાં પુણ્યકાર્યો કર્યાં છે કે જેને લીધે આજ અમે આપની પૂજા કરવાનો સંકલ્પ કરી આપના મંદિરે આવ્યા છીએ. અમો અમારા અગાઉના જન્મોની વાતો

યાદ કરી શકતા નથી. તે વાત અમો કરી શકતા નથી તો આપ માથું ઊંચું કરીને અમારી સાથે પ્રેમપૂર્વક વાત કરો, અને માયામાં પડેલા એવા અમારો ઉદ્ધાર કરો.

હે ગુરુદેવ શાંતિયોગેશ્વર! હું લોકોને સ્પષ્ટતાથી ત્રણ વાર કહ્યા કરું છું કે જો તેઓ બધી શંકાઓને છોડી શાંતિપૂર્વક–શક્તિપૂર્વક આપનાં ચરણોની પૂજા કરે તો તેમના આગળના જન્મનો બંધ છૂટી જાશે, પણ મૂર્ખાઓ મારી વાતોને નહીં માનીને સંસારરૂપી સાગરમાં ડૂબી રહ્યા છે.

હે ગુરુદેવ શાંતિયોગેશ્વર! યોગના મહિમા બાબત વેદોનો સાર બતાવવા માટે આપે બાળ અવસ્થામાં જ બધો ત્યાગ કરી સંન્યાસનો માર્ગ લીધો હતો. આપની પૂજા અને સ્તુતિ કરવાથી સંસારમાં, ફરીને જન્મ લેવો નહીં પડે.

હે ગુરુદેવ શાંતિયોગેશ્વર! આપનાં ચરણકમળ ઘણાં જ સુંદર અને પરમાનંદ દાતા છે. મને ખબર નથી કે કેટલા બધા ભક્તોનાં નેત્રયુગલોને તૃપ્ત કરીને ઘણી સુંદરતા, આયુ, આરોગ્ય અને ભાગ્યની વિશુદ્ધતા દઈને આખરે મોક્ષની પદવી લીધી છે.

હે ગુરુદેવ શાંતિયોગેશ્વર! આપનું સાંનિધ્ય જે મને મળ્યુ તેનાથી જ હું આ પદ્યશતિની રચના કરી શક્યો છું. મારામાં પ્રૌઢીમાંથી ભરેલી કવિતા બનાવવાની જરા પણ શક્તિ નથી, આપની મહત્તા અને કરુણારૂપી સરસ્વતી જ તેનું કારણ છે.

હે ગુરુદેવ શાંતિયોગેશ્વર! ધરતી પર રોપ્રોલ નામક ગામમાં અલ્લામરાજુ નામક વંશમાં હું જનમ્યો, દેવતાઓનું નિવાસસ્થાન ગોલ્લપ્રોલુ ગામમાં મેં આપની દિવ્ય મૂર્તિનાં દર્શન કરી આપની સ્તુતિ કરી છે. મારું નામ સત્યનારાયણ શાસ્ત્રી છે. હું આપનો સેવક છું.

હે ગુરુદેવ શાંતિયોગેશ્વર! આ મારી પદ્યરચનાનો સ્વીકાર કરો, પ્રેમપૂર્વક આપની ઉજ્જવલ પ્રજ્ઞા તથા બુદ્ધિ સાથે, મારા

ઉપર આપની કૃપાદૃષ્ટિ પ્રસારી મને આપની દિવ્ય મૂર્તિ બતાવી કે જેના પ્રભાવે આ અનિત્ય સંસારમાં ફરીથી મારો જન્મ થશે જ નહીં.

બધાં બંધનોને તોડવાવાળા હે શાંતિ યોગીન ! હું આપનાં ચરણોની સેવા કરીશ કે જે લક્ષ્મી દેનાર, અંતરના છ શત્રુઓને ડરાવનાર, અને આશ્રિતોને પવિત્રતાપૂર્વક જીવતદાન દેનાર છે.

આપ માઘ માસની શુકલ પંચમીએ જનમ્યા અને આઠ વરસની અવસ્થામાં જ વળી તે જ માસની તે જ તિથિએ સંન્યાસ ગ્રહ કરેલો.

શ્રાવણ માસના શુકલપક્ષમાં આપે સાક્ષાત પ્રત્યક્ષ રૂપે દર્શન દીધાં હતાં. આપનું સ્વરૂપ દિવ્ય અને અનુપમ છે.

જીવ અને દેવમાં પરખવાથી કોઈ અંતર દેખાતું નથી, માત્ર એટલો જ ભેદ છે કે જીવની સાથે કર્મ છે, પરમાત્મા-સ્વરૂપમાં કર્મ નથી.

પહાડ ઉપર બિરાજમાન થઈને ભગવાનની જેમ જ આપે મૂર્ખ મનુષ્યોને પણ મુક્તિ અપાવનાર અનેક સાધનો ઉપદેશ્યાં છે.

આપે કહ્યું છે કે જે લોકો મારી સેવા કરે છે તે ફરી જન્મ, કર્મ, માયા અને સંસારમાં કોઈ દિવસ પડતા નથી. આ મહાન સિદ્ધાંત છે.

આપે ઘોષણા કરેલી કે હે લોકો ! આ ભયંકર સંસાર-રૂપી સમુદ્રમાં જ્યાં સુધી તરતા–ડૂબતા રહેશો ત્યાં સુધી મુક્તિ મળશે નહીં, એટલે તમે બધા શાંતિની ખોજ કરો.

આપે કહ્યું હતું કે હે લોકો! ભોગો અને ભાગ્યને જોઈ સંતોષ ન કરો, ત્યાગી અને વૈરાગી બનો, જેનાથી મોક્ષ પ્રાપ્ત થશે.

જે મનુષ્યો પોતાના હૃદયરૂપી પીઠિકા ઉપર આપનાં ચરણો રાખીને પ્રેમ અને શ્રદ્ધા સાથે તેની પૂજા કરે છે તે ખરેખર ઘણાં જ ધન્ય છે અને માનનીય છે.

આપે કામને જીત્યો, ક્રોધને પરાજિત કર્યો, લોભને છોડી દીધો, મોહનો નાશ કર્યો, મદ અને મત્સરને દબાવી દીધાં. આપ મૌની છો.

પ્રણવ સાથે કે જે આગમોથી પ્રશંસિત છે, આપનું નામ જોડી નિશ્ચલતા સાથે કરવાથી શ્રેષ્ઠ ફળ મળે છે.

જે ભાગ્યશાળી જીતેન્દ્રિય છે એવા ભક્ત રોજ આપના સમાધી–મંદિરમાં જઈને આપની સેવા કરે છે અને આપ પરબ્રહ્મ છો એમ જ અનુભવે છે.

આપનું સમાધી–મંદિર રાજાઓના પૂજનીય રાજસ્થાનમાં માંડોલીનગરમાં સુંદર મણિઓથી સુશોભિત છે.

આપના ભક્તોની મંડળીએ આવીને આપની સેવા કરવા પ્રેમપૂર્વક આપનું જે સમાધી–મંદિર બનાવ્યું છે તેનો ખર્ચ સાત લાખ રૂપિયા થયો હતો (વિ. સં. ૨૦૦૦માં).

પૂરા સંતોષ સાથે જે મનુષ્ય આપનું સ્મરણ કર્યા કરે છે તેના માટે અધ્યાત્મવિદ્યા હસ્તકમલવત બની જાય છે.

આપે આપના ભક્તસમુદાયને ઉપદેશ આપેલો કે મુક્તિ પ્રાપ્ત કરવા માટે શાંતિથી વિશેષ બીજું કોઈ સાધન નથી.

આપે કહ્યું હતું કે શાંતિપૂર્વક એકાંતમાં બેસીને "ૐકાર"-નો જપ કરવાથી બધી દૈવી સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે.

"ૐશાંતિ"નો મંત્ર ચિત્તની અશાંતિને દૂર કરે છે, શાંતિનો મંત્ર સ્થાયી ક્ષમા પેદા કરે છે, શાંતિનો મંત્ર મનુષ્યને મહાન વેદાંતી બનાવે છે.

આપની મહત્તા અસીમ છે. આપની વાણી સ્વચ્છ અને સુંદર છે. આપના સ્વરૂપનું દર્શન કરવાથી મનને સ્થિરતા પ્રાપ્ત થાય છે.

આપે કહ્યું હતું કે હે લોકો! જન્મ અને કર્મનાં બંધનોમાં ફસીને મરવું શા માટે? અસલી રહસ્ય જાણવાથી ફરીથી જન્મ લેવો નહીં પડે. મનમાં ભાવના કરો કે ભગવાન એક જ રક્ષક છે.

આઠ વરસની અવસ્થામાં આપે સંન્યાસીનું પદ ગ્રહણ કર્યું હતું, જેઓએ આપનાં દર્શન અને પૂજન કર્યાં તેમની આપ રક્ષા કરતા આવ્યા છો.

શંકરાચાર્ય, રામાનુજાચાર્ય અને માધવાચાર્ય એ ત્રણેએ મનુષ્યના રૂપમાં પ્રગટ થઈને જે મહિમા પ્રગટ કર્યો હતો તેમનું પ્રદર્શન કરીને આપ આ વિશ્વમાં પ્રસિદ્ધ થયા છો.

અમો તમારું જ શરણ ગ્રહીએ છીએ એવી ભાવનાથી જેઓએ આપનાં ચરણની શ્રદ્ધાપૂર્વક પૂજા કરી હતી તેમને આપે એવું રહસ્ય બતાવ્યું હતું કે જે જાણ્યા પછી ફરીને જન્મ લેવો ન પડે.

ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યની સંપત્તિને પ્રાપ્ત કર્યા વગર મનુષ્ય મુક્તિ મેળવી શકશે નહીં; ભલે તે મહાન વિજ્ઞાની હોય કે ચાહે તો મહાન યોગી પણ કેમ ન હોય?

પંચભૂતોથી બનેલા શરીરને પ્રાપ્ત કરવાથી કોઈ ફાયદો નથી; જ્યાં સુધી લોભ અને મોહ છોડ્યા ન હોય ત્યાં સુધી તેને મુક્તિ મળી શકે જ નહીં.

દેશમાં મધ જેવી વાણીવાળા ઘણા ગુરુઓ ફરે છે પણ આપ સમાન મહાન યોગી ગુરુ તેમાંના કોઈ પણ દેખાતા નથી.

વિવિધ વસ્તુઓ અને વાહનોની સંપદા સંબંધી ઇચ્છાઓ છોડીને જે મનુષ્ય દુસ્તર સંસારના દુઃખરૂપી સમુદ્રને તરવાનો માર્ગ પકડે છે તે ધન્ય છે.

આપે કહ્યું હતું કે અનેક કઠણાઈ ભોગવીને રોવું કેમ ન પડે પરંતુ કામિની અને કાંચનની ઇચ્છા છૂટતી નથી. કોઈ પણ રીતે એ બે બંધન કાપીને પ્રવૃત્ત થવામાં જ ધર્મ છે.

પાપ કરવું જ શા માટે? માતાના ગર્ભમાં પ્રવિષ્ટ શા માટે થવું? શૈશવ, કૌમાર્ય, યૌવન અને વૃદ્ધત્વની અવસ્થાઓમાં ફસાઈને ચિંતિત શા માટે થવું? શાંતિ પ્રાપ્ત કરો એમ આપે કહ્યું હતું.

જ્યાં સુધી આશાઓ પૂર્ણરૂપથી ક્ષીણ થતી નથી ત્યાં સુધી મનુષ્ય બૂરી દશાઓમાં ફસાઈને દુઃખી થાય છે; ચાહે તે કરોડપતિ કેમ ન હોય! જેઓએ તૃષ્ણા છોડી દીધી છે તેઓ ધન્ય છે.

આપે હાથ ઊંચો કરી ખુશીની સાથે ઘોષણા કરી હતી કે મોક્ષપ્રાપ્તિ માટે શાંતિથી વિશેષ કોઈ સાધન નથી.

હજારો તરેહના વેદ–મંત્રો જાણી લો અને શાસ્ત્રની ચર્ચા કરો તોપણ જ્યાં સુધી શાંતિ, ભક્તિ અને જ્ઞાન પ્રાપ્ત નહીં કરો ત્યાં સુધી મોક્ષપ્રાપ્તિ નથી.

આપની છબીને જોઈને આપના નામનું સ્મરણ કરતાં જ હર્ષની પ્રાપ્તિ થાય છે. આપના પ્રભાવનું વર્ણન કરી શકતો નથી.

રાગ અને દ્વેષને છોડીને આપ યોગી બન્યા અને સંસારી જંજાળમાં ફસાયેલા લોકોને પણ આપે આપનાં પૂજ્ય ચરણોના સેવક બનાવી દીધા.

જે ભક્તોએ આપની પાસે પહોંચીને આપને પ્રણામ કર્યા અને આપની સેવા કરી તેની જિંદગીને આપે પવિત્ર કરી આપનો પ્રભાવ દેખાડ્યો.

**રાય અને રંક સરખાં જ છે:**

એક સમયની દેલવાડાની વાત છે: જોધપુરના એક સામાન્ય કર્મચારી ગુરુદેવનાં દર્શન કરવા દેલવાડા આવેલા.

દર્શન કરવા જતા હતા ત્યાં ખબર પડી કે બીકાનેર નરેશ, જોધપુર નરેશ, એ.જી.જી સાહેબ વગેરે ગુરુદેવ પાસે છે એટલે હમણાં દર્શન થઈ શકશે નહીં: આથી નિરાશ થઈને તેણે મનમાં કહ્યું કે ગુરુદેવ તો રાજામહારાજાઓના ગુરુ છે, મારા જેવા ગરીબની શી વિસાત? એણે એ વિચાર કર્યો કે તુરત જ ગુરુદેવે તેને બોલાવવા માણસ મોકલ્યો અને ત્યાં જતાં જ ગુરુદેવે તેને કહ્યું કે હમણાં તમે શું વિચાર કર્યો હતો તે સંકોચ વગર કહી દો. આથી તેણે બધી વાત કરી અને માફી માંગી કહ્યું કે આપ તો અંતર્યામી છો અને મારી ખાતરી પણ થઈ ગઈ કે આપ પાસે રંક અને રાય બંને સરખાં છે. પછી બીકાનેર–નરેશે તે ભાઈને બાથમાં લઈ પ્રેમપૂર્વક આગળ બેસાડ્યા, એટલે એ. જી. જી. સાહેબે પણ તેને કહ્યું કે અમે પણ બહાર પગથિયે બેસીને બોલાવવાની કલાકો સુધી રાહ જોઈએ છીએ. ગુરુદેવને મન ખરેખર રાય અને રંક એકસરખાં જ છે.

શ્રી ચંદુલાલ વેણીચંદ શાહ, વીસનગર:

એક વખત હું બહારગામ ગયેલો. ઘરમાં મારાં પત્ની એકલાં જ હતાં. રાતના ત્રણે ખંડનાં બારણાં ખુલ્લાં હતાં અને તેને ઊંઘ આવી ગઈ હતી. ભરઊંઘમાં તેણીને બેઠકવાળા એક ઓરડામાં એક યોગીરાજનાં દર્શન થયાં. યોગીરાજે કહ્યું: "દાગીના સંભાળો!" આ સાથે જ મારાં પત્નીની ઊંઘ ઊડી ગઈ અને તેણે ઊઠીને બધું સંભાળી મૂકી દીધું.

બીજે દિવસે હું ઘરે આવ્યો ત્યારે તેણે રાતની ઘટના મને કહી. મને ખ્યાલ આવી ગયો કે આબુવાળા શાંતિયોગીશ્વરજી જ હોવા જોઈએ. ત્યાર બાદ અમો દર્શન કરવા ગયાં ત્યારે મારી પત્નીએ સ્વપ્નમાં જોયેલ તે જ ઓરડો અને તે જ યોગીરાજ હતા.

લીંબડીવાળા શ્રી ચંપકલાલ ઝવેરચંદ, મુંબઈ:

તેઓ લગભગ એકવીસ વરસ ગુરુદેવના પરિચયમાં રહેલા. તેમના અનુભવોનું એક સ્વતંત્ર પુસ્તક જ તેમણે બહાર પાડેલું છે. અત્રે માત્ર ટૂંકી વિગત જ આપવાની રહે છે. તેઓ ગુરુદેવના પરિચયમાં તો માયાવી સ્વાર્થથી જ આવેલા પરંતુ તેમનો હૃદયપલટો થયો અને અંતમાં અનેક કપરી કસોટીઓ બાદ આત્મભાવનામાં જ દૃઢ શ્રદ્ધાપૂર્વક રહ્યા.

તેમને જે તાત્ત્વિક બોધ આપેલો તેના થોડા ફકરા નીચે આપું છું:

પ્રેમ તે જ પરમાત્મા છે, મહાપુરુષો પાસે પ્રેમ એ જ મહાન વશીકરણ છે.

સહુ જીવાત્માને પોતાના જ આત્મા સમાન જોવા તેનું દૃષ્ટાંત આપેલું કે પોતાના જ હાથમાંથી વજનની દસશેરી પડે અને પોતાના જ પગને વાગે તો જેમ આપણે ક્રોધ કરતા નથી કેમ કે આપણે જાણીએ છીએ કે હાથ પણ આપણા જ હતા; તેવી જ રીતે અન્ય આપણને દુ:ખ આપે કે સુખ આપે તો તે પોતાનું જ અંગ સમજી હસી પડે છે.

એક વાંદરો અરીસામાં તેનું મોઢું જોતાં તેને બીજો વાંદરો દેખાય છે અને તેને હાથ મારતાં અરીસો તૂટી જાય છે, અને પોતાના જ હાથને વાગે છે. જેમ વાંદરાની અજ્ઞાનતા છે તે જ પ્રમાણે અન્ય આત્માને જુદા માનવા તે આપણી અજ્ઞાનતા છે.

શ્રદ્ધા અને ભક્તિ મોક્ષપ્રાપ્તિ માટે સુગમ ઉપાય છે. રેલવેમાં લાંબી મુસાફરી માટે ભાથું અને ટિકીટ સાથે હોય તો "ડેસ્ટીનેશને" (નિર્ધારિલ જગ્યાએ) સુખથી પહોંચી જવાય છે તેમ શ્રદ્ધારૂપી ભાથું અને ભક્તિરૂપી ટિકીટ છે.

નવ પ્રકારની ભક્તિ કરતાં કરતાં છેવટે પ્રેમલક્ષણા-ભક્તિએ પહોંચતાં મોક્ષપ્રાપ્તિ થાય છે.

### બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્માનું દૃષ્ટાંત

**બહિરાત્મા :**

રજપૂત, ગરાસિયા, અમુક જ જમીન ધરાવનાર.

**અંતરાત્મા :**

ઠાકોર : ઉપલા ગરાસદારનો કાકો અમુક ગામનો ધણી નિર્વંશ ગુજરી જતાં તેને કાકાની ગાદીએ બેસાડે ત્યારે તે ઠાકોર કહેવાય છે.

**પરમાત્મા :**

મહારાજા : ઉપલા જ ઠાકોરનો કોઈ પિત્રાઈ ભાઈ ઘણા જ દેશોનો મહારાજા હતો તે નિર્વંશ સદ્દગત થતાં તે જ ઠાકોરને ગાદીએ બેસાડતાં તે મહારાજા બન્યો.

તેવી જ રીતે બહિરાત્મા અંતરમાં જ્ઞાન-વિચારણા કરે ત્યારે અંતરાત્મા અને જ્યારે આત્મજ્ઞાન પ્રકાશ થાય ત્યારે પરમાત્મા અર્થાત બહિરાત્મા જ પુરુષાર્થથી પરમાત્મા બને છે.

જુદા જુદા આચાર્યોથી ધર્મ પ્રવર્તેલો છે તેમ ક્રિયા આદિના ભેદથી ધર્મો જુદા જુદા જણાય છે. પણ જેમ ૬ આના + ૧૦ આના = એક રૂપિયો જ થાય; ૮ આના + ૮ આના = એક રૂપિયો જ થાય; ૪ આના + ૧૨ આના = એક રૂપિયો જ થાય; ૨ આના + ૧૪ આના = એક રૂપિયો જ થાય, તે જ પ્રમાણે મધ્યસ્થ દૃષ્ટિથી વિચારતાં ઉચ્ચ ભૂમિકામાં કોઈ તફાવત નથી. સર્વનું ધ્યેય મોક્ષપ્રાપ્તિ જ છે, છતાં નીચેનું દૃષ્ટાંત જુઓ:

એક રોગીને તેના રોગનું જુદા જુદા સો વૈદ્યો એક જ નિદાન બતાવે તો તે જેમ સત્ય પ્રમાણભૂત ગણાય છે અને જ્યાં જુદાં જુદાં નિદાન બતાવે ત્યાં શંકાજનક છે, તેમ.

કોર્ટમાં પણ જેમ સો સાક્ષી એક જ પ્રકારની જુબાની આપે તો તે સત્ય પ્રમાણભૂત ગણાય છે અને જુદા જુદા સાક્ષી જુદું જુદું બોલે તો તે અસત્ય ગણાય છે તેમજ જુદા જુદા ધર્મોના સત્ય ઉપદેશો એકસરખા મળતા આવે તે માન્ય રાખવા અને જ્યાં તફાવત લાગે તે ગ્રહણ કરવા નહીં. વાસ્તવિકતામાં જ્યાં ઝગડા હોય ત્યાં ધર્મને સ્થાન જ ન હોઈ શકે. દરેક ધર્મના સિદ્ધાંતો રાગ, દ્વેષ, મોહ, મદ, મત્સરથી રહિત થઈને નીતિ, શાંતિ, સંતોષ, દયા, ક્ષમા, પરોપકાર, દરેક પ્રાણીની સેવા આદિ કરવાનું કહે છે, તેમાં તફાવત નથી તેથી તે સર્વ-માન્ય છે.

મહાવીર આદિ મહાપુરુષો પાસે કોઈ સત્તા કે હથિયારો ન હતાં પરંતુ તેમનો આપેલો ઉપદેશ સત્ય છે તેમ લાગવાથી લોકો પ્રેમપૂર્વક રાજીખુશીથી પૂજ્યભાવે માનતા હતા. તેવા મહાપુરુષોના શિષ્યો તેમનાં જ સંતાનો સમાન હોવાથી પિતા તુલ્ય ગુરુના તમામ સદ્ગુણો વારસામાં મેળવવા જોઈએ. જે વારસો તમામ શિષ્ય-સંતાનોને પૂરેપૂરો જ મળી શકે છે, વ્યવહારમાં તો પિતાની પૂંજી તેમના પુત્રોને વરાડે મળે છે, જ્યારે મહાપુરુષરૂપી પિતાજીની પૂંજી દરેક પુત્રોને સંપૂર્ણપણે મળી શકે છે.

દિલ સાફ તો ગુનાહ માફ.

દયા તે ધર્મનો પાયો છે. સહુથી પ્રથમ મનુષ્ય, પછી અનુક્રમે પંચેન્દ્રીય, ચોરેન્દ્રીય, ત્રયેન્દ્રી, બે ઇન્દ્રી અને એકેન્દ્રી આદિ તમામ જીવો પ્રત્યે દયા કરવી તે ધર્મ એટલે ફરજ છે

દાનમાં વ્યવહારે શ્રેષ્ઠ અન્નદાન છે અને પછી વસ્ત્રદાન.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર આદિ ભેદ માત્ર જન્મ જ છે પણ વાસ્તવિકતાએ કર્મથી જ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ

શુદ્ર જોવાય છે. ક્ષત્રિયને યોગ્ય પરોપકારાદિ વીરતાનું કાર્ય કરે, બ્રાહ્મણને યોગ્ય સત શાસ્ત્રોનું અધ્યયન કરે અને કરાવે, વૈશ્યને યોગ્ય નીતિ તથા પ્રમાણિકપણે વેપારાદિ કરે અને શુદ્ર એ યોગ્ય જે કાંઈ વિશ્વની સેવા કરે તે તે ગુણોને અનુસરીને જ મનુષ્ય ગુણ પ્રમાણે પૂજ્યા છે.

ધાર્મિક ક્રિયાઓ સમજીને જ કરવાથી કલ્યાણ થાય છે; અંધશ્રદ્ધા અધોગતિ કરાવે છે. ક્ષમા, શાંતિ, વીરતા આદિની ખાલી વાતો કરવી પણ વર્તનમાં ન મુકાય તો હાંસીપાત્ર બને છે.

હું આત્મા અત્યંત શુદ્ધબુદ્ધ છું, હું કોઈ જાતિ કે નામધારી શરીર આદિ નથી પણ સચ્ચિદાનંદ સ્વરૂપ છું. "સોડહમં તત્ત્વમસી" આત્મા તેજ પરમાત્મા છે. અહં બ્રહ્માસ્મી, હું બ્રહ્મ છું. હું આત્મા સર્વનો પ્રાણદાતા, પ્રાણસિંચક, પ્રાણ સંચરનાર છું, યુનિવર્સલ સોલ એક જ આત્મા સર્વવ્યાપક, સર્વપ્રકાશક છે. જેમ માળામાં દોરો પરોવેલ છે તેમ જુદા જુદા મણકારૂપી શરીરોમાં વ્યાપક એક જ દોરો છે તેમ વ્યાપક એક જ આત્મતત્ત્વ સળંગ દોરા માફક છે. સોનું એક જ છે તેના ઘાટો અનેક છે, તેમ નિશ્ચય–નયને ખ્યાલમાં રાખીને વ્યવહારનય માફક વર્તવું–નિશ્ચય અને વ્યવહારનું જોડલું સાથે છે તે જ પ્રમાણે દ્વૈત–અદ્વૈત જોડલું સમજવું.

સમકિત એટલે શ્રદ્ધા, સમકિત એટલે સત્યતા. નદીમાં કાંકરા જેવા જ જણાતા સાકરના ગાંગડા હતા. સમકિતી જીવોએ સાકરને જ ગ્રહણ કરી–અસમકિતીઓએ કાંકરાને સાકર સમજી ગ્રહણ કરી.

આત્મજ્ઞાનનાં ઉપદેશક પુસ્તકોમાં શ્રી યોગવસિષ્ઠ કે જેમાં વસિષ્ઠજીએ અવતારી પુરુષ રામચંદ્રજીને આત્મજ્ઞાનનો સચોટ બોધ કરેલો છે તે તથા કુંદકુંદ આચાર્યે "સમયસાર"નો

આત્મબોધ કરેલો છે તે બંને શ્રેષ્ઠ પુસ્તકો છે, છતાં તે પણ આત્માનુભવી સદ્‌ગુરુથી સમજવા યોગ્ય છે. વિદેહી દશા પ્રાપ્ત ન થાય તો તે વાંચવા–સમજવાનું હાસ્યાસ્પદ છે.

"આશ્રવા તે પરિશ્રવા, પરિશ્રવા તે આશ્રવા." જ્ઞાની પુરુષોને આશ્રવા તે નિર્જરાના હેતુભૂત થાય છે, જ્યારે અજ્ઞાનીઓને નિર્જરા તેજ આશ્રવના હેતુભૂત થાય છે.

જેમ કોઇ પુરુષ વિષને પચાવવાની કળામાં પ્રવીણ હોય તો ઝેર ખાવાથી પણ તેનું મૃત્યુ થતું નથી, તેવી રીતે જ્ઞાની પુરુષો જ્ઞાનની કળાથી ગમે તેમ વર્તે તોપણ તેમનું કાર્ય સવળું જ હોય છે અને નિર્જરાના હેતુરૂપ થાય છે.

"અકમ્મસ્સ વ્યવહારો ન વિજઈ ।
"કમ્મસ્સ કમ્મણ ઉપાહિ જાયતિ ॥

ચાર દાનઘાતી કર્મ જેના ક્ષય થયા છે તેવા મહાપુરુષોને કોઈ વ્યવહારનું બંધન નથી, પરંતુ વ્યવહારનું બંધન આઠ કર્મવાળા અજ્ઞાનીઓને છે કે જેને વ્યવહાર ઉપાધી હોય છે.

સવત્તો પમ્મ તસ્સ ભયં ।
સવત્તો અપમ્મતસ્સ નાત્થિભયં ॥

સર્વત્ર પ્રમાદ દશાવાળાને ભય હોય છે, જ્યારે અપ્રમાદ દશાએ પહોંચેલા એકાવતારી મહાપુરુષોને ક્યાંય ભય હોતો નથી.

સુતા અમુણિઓ સયા મુણિણો સયા જાગ્રન્તિ ॥

અજ્ઞાનીઓ જાગતા છતાં સૂતેલા હોય છે, જ્યારે જ્ઞાનીમુનિઓ સૂતેલા છતાં સદા જાગતા જ હોય છે.

ઈસાવાસ્ય ઉપનિષદનો બોધ વારંવાર વારંવાર દેતા હતા. આત્મા નિર્વિકારી કેવળ જ્ઞાતાદ્રષ્ટા છે. જ્ઞાનઘન આનંદઘન આત્મા તે જ્ઞાન જ છે, કેવળ જ્ઞાનમય જ છે. જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયની ત્રિપુટી હોવા છતાં જ્ઞાનસ્વરૂપ આત્મા તે જ્ઞાનસ્વરૂપ જ છે. નિજ આત્મા વડે જ આત્મધ્યાન કરવાથી સ્વરૂપપ્રાપ્તિ થાય છે. દેહાધ્યાસ છૂટતાં જ આત્મપ્રકાશ થાય છે. આત્મામાં આત્મબુદ્ધિથી સ્થિર થાય તો સદગુરુકૃપાથી આત્મજ્ઞાન હસ્તકમલવત થાય છે. અષ્ટાવક્ર મુનિરાજની કૃપાથી જનકવિદેહી થયા. શિખરધ્વજ રાજા અને રાણી ચુડાલા, મરુદેવી માતાને પણ હાથીની અંબાડીએ બેઠાં કેવળજ્ઞાન થયું હતું. જ્ઞાનીને પાપ કે પુણ્ય સ્પર્શતું નથી કારણકે જ્ઞાનીને કર્તાભાવ નથી. પ્રારબ્ધકર્મ ભોગવવા છતાં અભોક્તા છે, કારણ રાગભાવ નથી.

“ઉપ્પન્નેવા વિઘ્નેવા ધુવેવા”નો અર્થ શરીરાદિ ઉત્પન્ન થાય છે, નાશ પામે છે, અને આત્મા સદા અચળ, અજન્મા, ધ્રુવ રહે છે. આત્મ અનુત્પન્ન હોવાથી કદી જન્મ પામતો નથી અને મરતો નથી. પુદગલાદિનાં જન્મમરણ થાય છે અને આત્મા સદા અમર છે. દિગમ્બર આચાર્યો પણ તેમજ કહે છે કે પુદગલ કરે છે, પુદગલ ભોગવે છે અને આત્મા સદા અકર્તા–કર્મરહિત હોવાથી મુક્ત છે, છતાં આત્મામાં જ્ઞાન-અજ્ઞાન ઘટે છે તે અજ્ઞાન દૂર થવાથી જ્ઞાનસ્વરૂપ આત્મા જેવો છે તેવો જ્ઞાનસ્વરૂપ દેખાય છે, અનુભવાય છે.

જેમ પાણીમાં લહેરીઓ, વાયુનું હલનચલન છે તેમજ દ્વૈત અને અદ્વૈત કહેવાય છે પરંતુ દ્વૈત તથા એકતા પરમાત્માથી ભિન્ન નથી માટે દ્વૈત–અદ્વૈત એક જ જાણવું. જેમ બીજમાં વૃક્ષ, ડાળીઓ, પાંદડાં, ફળાદિ રહેલાં છે તેમ બ્રહ્મઅણુમાં જગત છે. તમારા એક અંશમાં જગત છે અને જગતના એક અંશમાં તમે છો. દ્વૈત તથા અદ્વૈતની સદા અપ્રતીતિ તે જ મોક્ષ છે.

જેમ એક જ વખત હસ્તમેળાપ થવાથી પતિ-પત્ની સદાને માટે નક્કી થાય છે, રોજ હસ્તમેળાપ કરવાની જરૂર નથી રહેતી. માતાની કૂખેથી એક જ વખત જન્મ થાય છે, ત્યારથી માતા અને પુત્ર સદાને માટે નક્કી થાય છે અને વારંવાર જન્મ લેવાની જરૂર નથી પડતી તેમ શરીરથી આત્મા જુદો છે તે જાણ્યા પછી આત્મભાવમાં જ રહેવું અને દેહાધ્યાસ સદંતર છોડી દેવો તેવી જ રીતે મહાપુરુષની વાણી અને મહાવાક્યો અંતરમાં ઉતારીને વર્તનમાં મૂકવાં જોઈએ. પ્રતિક્રમણનો સાર "હું સર્વ જીવોને ખમાવું છું, સર્વ જીવો મને ક્ષમા આપો, મારે સર્વ જીવો સાથે મૈત્રી છે, કોઈ સાથે વેર નથી"—આટલી વસ્તુ વર્તનમાં મુકાય તો જ ફળદાયક, સિદ્ધિદાયક થાય. આખી જિંદગી સંતોનાં વ્યાખ્યાનો સાંભળીને કોરા ધાકોર રહેવું, જ્ઞાન વગર માત્ર બાહ્ય ક્રિયામાં જ રચ્યા રહેવું અને આંતર દશામાં પરિવર્તન ન થાય તો બધું અફળ છે માટે મહાપુરુષોની પુષ્કરાવર્ત મેઘ સમાન વાણી એક જ વખત સાંભળીને જે ભવ્ય જીવ હૃદયમાં ઉતારીને વર્તનમાં મૂકે છે તેનું જ શીઘ્ર કલ્યાણ થાય છે.

સર્વ જ્ઞાનીઓનો એક જ મત હોય છે અને તેઓ ક્ષેત્ર-કાળને અનુસરીને જ ઉપદેશ કરે છે, જ્યારે અજ્ઞાનીઓના અનેક મતો હોય છે.

ગાયોના બે પગો બાંધવાથી દૂધ આપે છે તેમ મહાપુરુષોને સંકટ આપવા છતાં અધર્મીનો પણ ઉદ્ધાર કરે છે. બાળક માતાપિતાને પાટુ મારે છતાં માતાપિતા તે બાળકનું કલ્યાણ કરે છે તેમ દયાળુ ગુરુ શિષ્યનું કલ્યાણ કરે છે. જ્ઞાનીઓ તેમના વિરોધીઓ પ્રત્યે પણ દયાળુ હોય છે. સદ્‌ગુરુઓની સદા એક જ ઇચ્છા હોય છે કે "ગુરુ અમૃતપાન પિલાતા હૈ, પીનેવાલા કૌન હૈ?" પરંતુ કોઈ તથારૂપ અધિકારી પાત્ર ન મળતાં તે ઇચ્છા જેમની તેમ રહી જાય છે.

કામરાગ તથા સ્નેહરાગને શાસ્ત્રકારોએ પાપ કહ્યું છે જ્યારે દૃષ્ટિરાગને તો મહાપાપ કહ્યું છે માટે અમુક વર્ગ કે દર્શનથી જ મોક્ષ છે, અથવા પોતાના કુલધર્મથી જ મોક્ષ છે, તેવી માન્યતા છોડી દઈને મધ્યસ્થ ભાવથી સત્યરૂપ સાર ગમે ત્યાંથી ગ્રહણ કરવો.

વિદ્યાર્થીમાંથી માસ્તર અને માસ્તરમાંથી હેડ માસ્તર થવાય છે તેમજ બહિરાત્મામાંથી અંતરાત્મા અને અંતરાત્મામાંથી પરમાત્મા થવાય છે.

હનુમાનજી ભગવાન શ્રીરામને કહે છે :

"વાલ્મિકી રામાયણમાં દેહબુદ્ધિથી હું દાસ છું, ચિત્તબુદ્ધિથી અંશ છું, સ્વરૂપબુદ્ધિએ તમે છો તે જ હું છું."

આત્મકલ્યાણ સાધવા માટે જંગલમાં રહો કે વસ્તીમાં રહો, બંને સરખું જ છે, તેમ જ કોઈ જ્ઞાતિ કે ઊંચનીચના ભેદભાવ વગર કોઈ પણ લિંગ અથવા તો ધર્મથી મોક્ષપ્રાપ્તિ થાય છે.

મનુષ્ય અને તમામ પ્રાણીઓની સેવા કરવી તે દીનબંધુ-દીનદયાળ ભગવાનની જ સેવા કરવા બરાબર છે અને તે જ વાસ્તવિક ધર્મ એટલે ફરજ છે, તેમ શ્રી યોગીરાજ વારંવાર ફરમાવતા હતા.

વિશ્વમાં ત્રણ પ્રકારના માણસો હોય છે :

૧. એવા માણસો કે જે ન્યાયયુક્ત પરિશ્રમથી કમાઈ પોતાનું પેટ ભરે છે.
૨. જે ભિક્ષા માંગીને કે સદાવ્રત્તોમાંથી પેટ ભરે છે.
૩. જે રોજ સદાવ્રત્ત આપે છે અને બધાંને આપ્યા પછી જ જમે છે.

ઉપર બતાવેલા ત્રણે પ્રકારના મનુષ્યો પેટ તો ભરે છે. ત્રણેની તુષ્ટિપુષ્ટિ પણ સમાન રીતે થાય છે, પરંતુ વિશેષ પ્રશંસાપાત્ર તો તે જ છે જે રોજ બધાંને જમાડીને અમૃતનું ભોજન કરે છે.

મુક્તિના વિષયમાં ઉપરોક્ત સિદ્ધાંત :

૧. જે ભજન, ધ્યાન આદિ સાધનથી મુક્તિ મેળવે છે તે પરિશ્રમ કરીને ઉદરનિર્વાહ કરવાવાળાની સમાન છે.

૨. જે જુદાં જુદાં ક્ષેત્રો અને મહાત્મા પુરુષોનું શરણ ગ્રહીને મુક્તિ પ્રાપ્ત કરે છે તે માંગીને શરીરનિર્વાહ કરવા-વાળાની સમાન છે.

૩. ભગવાન મુક્તિ આપે તોપણ ગ્રહણ ન કરતાં જે બધાના–સમસ્ત વિશ્વના સર્વ જીવોના કલ્યાણ માટે ભગવાનના ગુણ, પ્રેમ, તત્ત્વ, રહસ્ય અને પ્રભાવયુક્ત સિદ્ધાંતોનો વિશ્વમાં પ્રચાર કરે છે તે બધાંને જમાડીને અમૃતનું ભોજન કરવા-વાળાની સમાન છે.

જોકે ઉપરોક્ત બધાનું કલ્યાણ થાય છે, પરમ શાંતિ તથા પરમાનંદની પ્રાપ્તિ પણ બધાને સરખી જ છે, પણ આ ત્રણમાંથી ઉત્તમ કોણ તે નક્કી કરવું હોય તો જે મુક્તિ પણ ઇચ્છતો નથી પણ બધાંનું કલ્યાણ કરવામાં જ પ્રવૃત્ત છે તેને જ સર્વોત્તમ જાણવો. એવા મનુષ્યનો સંગ મુક્તિથી વિશેષ છે.

એક જ્ઞાનીનો અનુભવ :

શ્રી ચંપકલાલ ઝવેરચંદ :

હું એક ભવમાં શંકરાચાર્ય બન્યો પણ બીજા ધર્મોનું ખંડનમંડન, તિરસ્કાર આદિ કરતાં બીજા ભવે હું મુસ્લિમ

ગુરુ બન્યો. ત્યાંથી મરીને ઉપરના જ દોષોએ હું ફરી મહાન વૈષ્ણવાચાર્ય બન્યો, વળી તેવા જ દોષોથી મરીને હું જૈનાચાર્ય બન્યો. વળી ત્યાંથી પણ ઉપરના દોષોને લીધે ફરી મુસ્લિમ સંત...એમ બધે રખડતો જ રહ્યો પણ સદ્‌ગુરુ મળતાં હું વિશ્વાચાર્ય બન્યો અને કોઈ પણ ધર્મનું ખંડન કે આગ્રહ મૂકી દેતાં મારો ઉદ્ધાર થયો. આજે મને ઘણો પશ્ચાત્તાપ થાય છે કે મેં અજ્ઞાનતામાં મારું પોતાનું જ ખંડનમંડન કરી અનેકોને અવળે રસ્તે દોરેલા, કોઈ પણ અન્ય ધર્મને નાસ્તિક, મિથ્યાત્વી, કાફર વગેરે માનવા–મનાવવાથી હજારો ભવે પણ આપણું કે અન્યનું કલ્યાણ થતું નથી, આ મારો સ્વાનુભવ છે. મને જાતિસ્મરણ જ્ઞાન થતાં હું મારા પ્રત્યે હસું છું.

[ ૯ ]

# ગુરુદેવના શ્રી મુખેથી

# ક્ષત્રિય અને ગૌરક્ષા

ક્ષતાત ત્રાયતે ઇતિ ક્ષત્રિયઃ ( મેદિનિ કોષ ) પ્રહારથી જે રક્ષા કરે તે જ ક્ષત્રિય કહેવાય.

"ગૌબ્રાહ્મણ પ્રતિપાળ" શબ્દોથી ક્ષત્રિયોને સંબોધન કરાય છે, કારણકે ગાય અને બ્રાહ્મણોની રક્ષા કરવી તે તેમનો કર્તવ્યધર્મ છે.

આ બાબતમાં મનુજીએ કહ્યું છે કે "રક્ત વસ્ત્રં શિરસિ, હસ્તે યષ્ટિકા ધારયતિ ક્ષત્રિયઃ" (ક્ષત્રિયો મસ્તક ઉપર લાલ રંગનું વસ્ત્ર અને હાથમાં લાઠી ધારણ કરે છે).

વરાહપુરાણમાં લખ્યું છે: "નન્દ ક્ષત્રિયઃ ગોપાલનાત ગોપઃ" (નન્દજી ક્ષત્રિય હતા પણ ગો–ગાયનું પાલન કરતા હોવાથી ગોપ કહેવાયા).

યદુનન્દન ભગવાન શ્રીકૃષ્ણે પણ ગોવાળો સાથે ગોરક્ષા કરીને દેશને ગાયનું પાલન કરવાનો સંદેશ આપ્યો છે.

વસિષ્ઠ મુનિએ પણ ગૌરક્ષા માટે આદેશ આપતાં રાજા દિલીપે પ્રતિજ્ઞા કરી કે "પ્રાણોત્સર્ગનં કૃત્વા ગોરક્ષા કરોસ્યહમ્" (મારા પ્રાણનું બલિદાન દઈને પણ હું ગાયની રક્ષા કરીશ). રાજા દિલીપ કસોટીમાંથી પાર પણ ઊતર્યા હતા.

રાજા સગરે પણ ગૌરક્ષાને મહત્ત્વ આપ્યું હતું. ઇન્દ્ર-રાજાએ કહ્યું છે કે ગાયનું દૂધ અમૃત સમાન છે. પરાશર આદિ

ઋષિ–મુનિઓએ પણ ગાયને શ્રેષ્ઠ માની છે. ભીષ્મ પિતાએ કહ્યું છે કે દેવ અને મનુષ્ય ગાયમાતાનાં સંતાન છે. વિરાટ-નગરમાં સ્વયં સહદેવ જોપીએ ગાયની રક્ષા કરી હતી. ગુપ્ત વેશમાં રહેલા અર્જુને પણ ગૌરક્ષા કરી હતી. આ પ્રમાણોથી સિદ્ધ થાય છે કે તે સમયના ક્ષત્રિયો ગાયમાતાના ભક્ત હતા.

આ કળીયુગના કપરા સમયમાં પણ ગાયોની રક્ષા કરીને ભારતની જનતાને ખેતી માટે બળદ તથા દૂધ, દહીં, ઘી દઈને પાલનપોષણ કર્યું છે.

ઘણાં વર્ષો પહેલાંની વાત છે કે જ્યારે ભારતવર્ષ નહીં, હિન્દુસ્તાન પણ નહીં પરંતુ દસ્યુઓનો દેશ કહેવાતો હતો, ત્યારે સાત સાત સમુદ્રો પાર કરીને ગોપાલકોએ હિન્દમાં નિવાસ કર્યો હતો. તેઓ 'વીર' શબ્દ કહી પ્રદેશના સંશોધન માટે નીકળી પડ્યા. તેમના ઉપાસ્ય દેવ અગ્નિ તથા સૂર્ય હતા. જેમ કે, ઋગ્વેદથી પ્રગટ થાય છે કે :–

અભિસૂર્ય વસં નયન નવ જવાસે અધ્યની પુષન્નિદ કેતુ વિદઃ

(હે સૂર્ય, મને લીલા ઘાસવાળા પ્રદેશમાં, જ્યાં દુઃખની શાંતિ થાય ત્યાં લઈ જા. આ મુસાફરીમાં અમારી રક્ષા કર.)

ઉપરનાં સૂત્રો બોલતાં, ગાતાં મહારથીની જેમ માર માર કરતાં પોતપોતાનું ગોધન–ગાયોનું ધણ લઈ આગળ આગળ ચાલ્યા જતા અને જંગલમાં રસ્તો ભૂલી જતા તો ઋગ્વેદની જાજવલ્યમાન રુચા ગાઈને બધા વનપ્રદેશને ગુંજવી દેતા.

અગ્યવ્યૂતિ ક્ષેત્ર માગન્મ દેવા ઉર્વો સતિ–ભૂમિરમ હરણામૃત બ્રહસ્પતે પ્રચિકિત્સા ગર્વિષ્ઠા વિત્તા સત્તેજાસ્ત્રિ ઇન્દ્ર પંથાનમ્

(હે દેવ! અમે ફરતાં ફરતાં માર્ગ ભૂલી ગયા છીએ, અને આ પ્રદેશ કે જ્યા પશુઓ માટે આગળ ચારો નથી. આ વિશાળ પ્રદેશમાં માત્ર દસ્યુ જ રહે છે. હે બૃહસ્પતિ!

પશુઓની શોધ માટે મને રસ્તો બતાવો. હે ઈન્દ્ર! મારા સેવકો જે રસ્તો ભૂલી ગયા છે તેમને માર્ગ બતાવો).

તેઓ વનમાં ફરતા હતા તે જ વખતે તેમની ઝૂંપડીઓમાં રહેલાં વૃદ્ધો અને નારીવૃંદ નીચે મુજબ પ્રાર્થના કરતાં હતાં:

ઉદ્દાનં વ્યયનં ઉદ્દાનટ પરાયીણ,
આવર્નનં નિવર્તનમ મીય ગોપાન વર્તનામ્.

(ગોપાલ ગાયોની શોધમા ગયા છે. તે બધી દિશાઓમાં ફરીને સહીસલામત પાછા ફરે).

વળી પ્રાર્થના કરતાં હતાં કે :–

સંધિ પૂર્વિણું વિસર્ગિક સ સિહી પરિધુરં પુષમિદ કૃત" વિદ.

(હે સૂર્ય! અમારી રક્ષા કરીને અમને પુણ્યના ભાગીદાર બનાવો, અમને દઢતા આપો તથા અમારો પેટગુજારો કરી અમારી રક્ષા કરો).

આ પ્રમાણે ભ્રમણ કરતાં કરતાં વિજયી ગોપાલો આસ-પાસના દેશોને જીતી લેતા હતા. એ જ ગોપાલોએ શ્રીકૃષ્ણ ભગવાનના સાથી બની કંસ જેવા આતયાયીને નષ્ટ કર્યો હતો.

ગીતાના ૧૮ મા અધ્યાયના ૪૩ મા શ્લોકમાં શ્રીકૃષ્ણ ભગવાન કહે છે :–

શૌર્યં તેજો ધૃતિર્દાક્ષ્યં યુદ્ધે ચાપ્યપલાયનમ,
દાનમીશ્વરભાવશ્ચ ક્ષાત્રંકર્મં સ્વભાવજમ.

(શૌર્ય, તેજ, ધૈર્ય, બુદ્ધિમતા, યુદ્ધમાં ભાગવું નહીં, દાન અને સ્વામીભાવ એ ક્ષત્રિયોનો સ્વાભાવિક ધર્મ છે).

ઉપરોક્ત ગુણો રાયકા કોમમાં વિદ્યમાન છે. આ કોમનો પ્રાચીન ઇતિહાસ જોતાં ખાતરી થાય છે કે તે કેટલી પ્રાચીન

કોમ છે. આ કોમ રાયકા, રબારી, દેસાઈ આદિ નામોથી પણ ઓળખાય છે. 'રાય' શબ્દ રાજાનો ક્ષત્રિયવાચક છેઃ રાયકા અથવા રાજ્યકર્તા. મૂળ શબ્દ 'દરબારી' છે, જેમાંથી "દ" નીકળી જતાં 'રબારી' શબ્દ રહી ગયો. 'દેસાઈ' અથવા દેશમાં પ્રથમ આવેલ એટલે દેશીય. આ ઉપરથી ગુજરાતીમાં દેસાઈ કહેવાય છે. શ્રીકૃષ્ણ ભગવાનનાં સમયમાં તેઓ 'આહીર' પણ કહેવાયા. આ બધાં જુદાં જુદાં નામથી ઓળખાય છે તે બધાનું ગોત્ર ક્ષત્રિયનું જ છે. આ જાતિના આચાર–વિચાર અને રીત-રિવાજો પણ ક્ષત્રિયો જેવા જ છે. પ્રાચીન કાળમાં ક્ષત્રિયો સાથે બેટીવ્યવહાર પણ હતો અને આજે રોટીવ્યવહાર પણ છે. દુષ્કાળના સમયે તેમણે દેશાટન કરીને પણ જેના ઉપર જગતનું જીવન નિર્ભર છે તે ગાયમાતાની રક્ષા કરી છે.

સમ્રાટ અકબરના સમયમાં પણ દૂધ, દહીં, આદિ મનુષ્ય-જીવનની મોટામાં મોટી જરૂરિયાતો ભરપૂર પ્રમાણમાં અને સોંઘી મળતી હતી, તેનું કારણ એ જ હતું કે તેમણે ગૌવધ થવા દીધો ન હતો.

ગાયોની રક્ષા બાબતમાં 'ફ્રોગર્ડ' નામક પુસ્તકમાં આહુર-મઝદાને કહ્યું છે કે :–

Where cattle go on thrieving, Holiness is thrieving, fodder is thrieving and every relessing of life is thrieving.

(જ્યાં પશુની વૃદ્ધિ થતી હોય છે ત્યાં પવિત્રતા, ખાદ્ય પદાર્થ તથા જીવનની પ્રત્યેક વસ્તુની વૃદ્ધિ અને છત થાય છે.)

અમેરીકાના કૃષિમંત્રી શ્રી રાલ્ફ એ. હેન્રીએ સલાહ આપી છે કે :

It is a crime for any man who owns a cow, to sell a pint of milk or a pound of butter, before his

children have sufficient milk to drink every day and enough butter to eat at each meal.

(ગાય રાખતો કોઈ પણ માણસ તેનાં બાળકોને ભરપૂર દૂધ આપ્યા પહેલાં કે દરેક ટંકે પૂરતું માખણ ખવરાવ્યા પહેલાં દૂધ કે માખણ વેચી નાખે તો તેને ફોજદારી ગુનો ગણવો જોઈએ.)

અમેરીકા, ઇંગ્લાંડ આદિ માંસાહારી દેશો પણ ગાયના દૂધની જરૂરિયાત સમજે છે, જ્યારે ભારત કે જે નિરામિષ દેશ છે, તેમાં ગરીબ લોકો રહે છે છતાં પરદેશ કરતાં તેનાં દૂધ–ઘી ચાર ગણાં મોંઘાં છે.

Indian Industrial Committee declares: "Truly the cow is the mother of all prosperities."

(ભારતીય ઉદ્યોગિક સમિતિનો રીપોર્ટ જાહેર કરે છે: "ખરેખર ગાય સર્વ પ્રકારની ઉન્નતિની માતા છે.")

મહાભારતના શાન્તિપર્વમાં મહારાજ યુધિષ્ઠિરે ધૃતરાષ્ટ્રને કહ્યું: "નહીં ગોપ સમઃ કે ચિત્સન્તિ લોકે. (વિશ્વમાં ગાયથી ઉત્તમ કોઈ નથી).

નીતિનું વાક્ય છેઃ "રાજન્! દધુક્ષિસ ધેનુ ક્ષિતિ મેતાં. તેનાદ્ય વત્સમિવ લોકં મમુ પુષાણ."

(હે રાજન! તું આ ગાયરૂપી પૃથ્વીને દોહવા ચાહતો હો તો વાછરડારૂપી પ્રજાની રક્ષા કર.)

આમ ગાય તથા પૃથ્વીની રક્ષા સમાન ભાવે કરવાની આજ્ઞા આપી છે.

વિશ્વમાં એવો કોઈ પણ દેશ નથી કે જેને કોઈ ને કોઈ પણ પ્રકારે દૂધ દેવાવાળાં પશુઓ કામમાં ન આવતાં હોય. દૂધ, દહીં, ઘી, ખેતી, વાહન, ઊન તથા વાળ એ બધું મેળવવા માટે પશુઓની જરૂર પડે જ છે.

પશ્ચિમના લોકો કેટલા બધા સભ્ય હોય છે કે નાનામાં નાના કામ માટે "પ્લીઝ" (મહેરબાની કરીને) તેમ વિનય બતાવે છે અને અંતે "થેન્ક્સ" (આભાર) કહે છે. ત્યારે દૂધ દેવાવાળાં પશુ તો આપણા ઉપર અનહદ ઉપકાર કરે છે તો તેઓની રક્ષા આપણે કેમ ન કરીએ? તેમની રક્ષા કરવી તે આપણું પરમ કર્તવ્ય છે.

આપણે આશા રાખીએ કે સંસદ અને ધારાસભાઓ આ વાત ઉપર ધ્યાન આપી દૂધ દેવાવાળાં પશુઓની રક્ષા માટે કાયદો પસાર કરી દેશની આર્થિક દશાને સુધારે.

ઘણા રાજા–મહારાજાઓએ દૂધ દેવાવાળાં પશુઓની હિંસા બંધ કરી પણ હતી. બ્રિટિશ સરકારે પણ વચન આપેલું કે આ કામ ઘણું વિકટ હોવા છતાં ક્રમશઃ બંધ કરવાની કોશિશ કરશે.

[૧૦]

# આહીર કુળનો ઉજ્જવળ ઇતિહાસ

રાજસ્થાનમાં આહીર અને રબારી કોમ એક જ ગણાય છે. તેઓ ગોકુળ મથુરાથી જ આવીને પથરાયેલા છે અને મુખ્યત્વે તેઓનું નિર્વાહનું સાધન માત્ર ગાય જ છે. તેઓ ભેંસ કે ઘેટાં–બકરાં પણ રાખતા નહિ; માત્ર ગૌમાતાની સેવા એ જ તેમનો ધર્મ છે.

આ જાતિ કેળવણી અને સંગઠનના અભાવથી હજુ પછાત અવસ્થામાં છે. આ જાતિની ગરીબ અવસ્થા જોઈને તેમને સામાન્ય પશુપાલક જાતિ સમજવામાં થાપ ખાઈ જવાય તેવું જ છે. આ જાતિનો ભૂતકાળનો ઇતિહાસ ઉજ્જવળ અને ગૌરવ-વંતો છે.

આ જાતિ ભારતની સર્વસ્વરૂપ ગાયમાતાજીની રક્ષક રહેલ હોવાથી વસ્તુતઃ ભારતમાતાની જ રક્ષા કરવાવાળી જ કહી શકાય. સમયે સમયે તેણે પોતાના જીવના જોખમે ગૌમાતાની રક્ષા અને સેવા કરી છે. ભારતવાસીઓ માટે આ જાતિએ જે મહાન ત્યાગ અને બલિદાન દીધાં છે તે માટે ભારતનાં સર્વ બાળકો પણ આ જાતિનાં કૃતજ્ઞ રહ્યાં છે અને રહેશે.

મૂળમાં આ જાતિ ક્ષત્રિય જ છે. પ્રાચીન સમયમાં ક્ષત્રિયો ગાયમાતાની રક્ષા કરવાનો પોતાનો સ્વધર્મ સમજતા હતા. મહર્ષિ વશિષ્ઠજીએ પણ ગાયમાતાની મહાન સેવા કરી હતી. યદુનંદન શ્રીકૃષ્ણ ભગવાને તો ગાયમાતાની એટલી બધી સેવા કરી હતી કે તેઓ ‘ગોપાલ’ નામથી પ્રસિદ્ધ થયા છે. રબારી, આહીર કોમ યદુવંશી જ છે.

આજકાલ હજુ પણ રાજામહારાજાઓ "ગૌબ્રાહ્મણ પ્રતિપાળ" શબ્દથી ક્ષત્રિયકુળની મહત્તા અને માનનીય ગૌરવ ધરાવે છે. મહારાજ દિલીપ ગાયમાતાની સેવા ખાતર થોડો સમય રાજ્ય છોડીને જંગલમાં સંન્યાસીની જેમ રહેલા અને પોતાના જીવના જોખમે ગોરક્ષાવ્રતનું પાલન કરી અમર બનતાં આજે પણ ક્ષત્રિયો ગૌબ્રાહ્મણ પ્રતિપાળ તરીકે ઓળખાવી ગૌરવવંતા બન્યા છે.

મૂળમાં આ જાતિ યદુવંશી હોવા છતાં ગાયમાતાની સેવાને ક્ષાત્રધર્મ મનાયો હોવાથી ગૌસેવા માટે ચાવડા, પરમાર, ભીમ, સોલંકી, રાઠોડ, મકવાણા આદિ અન્ય ક્ષત્રિયો પણ ગોપાલક બનેલા છે.

રાયકા, રબારી, દેસાઈ આદિ અનેક નામથી આહીર જાતિ પ્રસિદ્ધ છે. અને તેમાંથી દેશાંતર કરનારા પાછળથી ભેંસ, બકરાં, ઘેટાં વગેરે પાળવાનું શરૂ કરતાં ગૌમાતાની સેવા કરવાનો પરમ સ્વધર્મ ચૂકી ગયા છે. તેમ છતાં એ નામો પણ એ જાતિના શાસક ક્ષત્રિય હોવાના ભાવાર્થવાળાં હોવાથી મૂળ ક્ષત્રિયપણું સિદ્ધ કરે છે.

'રાય' શબ્દ રાજ્યવાચક છે. રાજ્ય કરવાના કારણે તેઓ રાયકા કહેવાયા. 'રબારી' શબ્દ 'દરબાર'નો અપભ્રંશ છે. 'દરબારી' શબ્દમાંથી 'દ' નીકળી જતાં 'રબારી' રહી ગયો. તેવી જ રીતે દેશમાં પ્રથમ આવવાના કારણથી આહીર જાતિ દેસાઈ નામથી પણ પ્રસિદ્ધ થઈ.

આહીર જાતિના આચારવિચાર અને રીતરિવાજો મુખ્યત્વે કરીને ક્ષત્રિયો જેવા જ રહ્યા છે. પણ કુદરતને ખોળે ગૌપાલનના ધર્મથી ઓઝલનો રિવાજ થયો નથી. રોટીવ્યવહાર તો આજ પણ અન્ય ક્ષત્રિયો સાથે ચાલુ રહ્યો છે. ભાટ લોકોના ચોપડા કે જેમાં આ જાતિનો ઈતિહાસ મળે છે તે જોવાથી ખાતરી થાય

છે કે પ્રાચીન કાળમાં તો અન્ય ક્ષત્રિયો સાથે બેટીવ્યવહાર પણ હતો.

ગીતામાં ક્ષત્રિયોના સ્વાભાવિક ગુણો બતાવતાં કહ્યું છે કે :

શૌર્યં તેજો ધૃતિર્દાક્ષ્યં યુદ્ધે ચાપ્યપલાયનમ ।
દાનમીશ્વરભાવશ્ચ ક્ષાત્રકર્મ સ્વભાવજમ ॥

(શૂરવીરપણું, તેજ, ધૈર્ય, દક્ષતા, યુદ્ધમાંથી ભાગવું નહીં, દાન અને ઐશ્વર્ય આદિ ક્ષત્રિયોના સ્વાભાવિક ગુણ છે).

ક્ષત્રિયોના આ સ્વાભાવિક ગુણો આજ પણ આ જાતિમાં જોવામાં આવે છે. શ્રી મનુસ્મૃતિમાં બતાવેલા ગુણો પણ આ જાતિના આચારવિચારમાં જોવામાં આવે છે.

આ જાતિનો ઇતિહાસ જોતાં તેઓમાંના ઘણા ગુજરાત–મારવાડમાં પણ સ્થિર થયા છે. રાષ્ટ્ર અને ધર્મની રક્ષાને માટે પણ તેઓએ ક્ષત્રિયોની જેમ વીરતાથી ભોગ અને બલિદાન આપ્યાં છેઃ ગુજરાત, સૌરાષ્ટ્ર, મારવાડના ઇતિહાસમાં તેઓની વીરતાની ઝાંખી થાય તેવી અસંખ્ય લોકકથાઓ પણ આલેખાયેલી છે.

જગદેવ સોમોડ અને તેની રાયા અને હરિ નામની કન્યાઓની ધર્મપરાયણતા અને વીરતાની કથા પરથી સાબિત થાય છે કે આ જાતિમાં પદ્માવતી અને રાણા પ્રતાપની જેમ જ ક્ષત્રિયોનું લોહી વહે છે.

જગદેવ સોમોડને રાયા અને હરિ નામની બે કુંવરીઓ હતી. તેમનાં રૂપ અને ગુણની ખ્યાતિ સાંભળીને મોગલ સમ્રાટે તેઓને પોતાના અંતઃપુરમાં રાખવા ઇચ્છયું.

સમ્રાટની મેલી મુરાદની ખબર પડતાં જયદેવે પોતાની કુંવરીઓને બીજે મોકલી દીધી આથી મોગલોએ ગૌવધ શરૂ કર્યો. જગદેવનું લોહી ઊકળી ઊઠયું.

તેણે વિશાળ મોગલ સેનાનો વીરતાથી સામનો કર્યો. પણ તેની નાની સેના વિશાળ મોગલ સેના સામે ટકી શકી નહીં. જગદેવના સ્વર્ગારોહણ પછી મોગલોએ બંને કુંવરીઓની ભાળ મેળવી.

કુંવરીઓને સામ્રાજ્યનું પ્રલોભન દીધું. ધર્મપાલન માટે ત્રણ લોકની સંપત્તિને ઠોકરે મારવાવાળી એ વીર બાળાઓએ પ્રલોભનોનો જવાબ તલવારથી દીધો. અનેક મોગલ સૈનિકોના લોહીથી તલવારની તરસ છિપાવી તેઓએ સ્વર્ગગમન કર્યું.

[૧૧]

# દૈવી દાદાગુરુ

[ પરિચયકર્તા: ભક્તિસમ્રાટ શ્રી કિંકરદાસ ]

સંક્ષિપ્ત પરિચય :

જૈન ધર્મ એ વિશ્વધર્મ છે. જૈન ધર્મના તિર્થંકરો પણ ચક્રવર્તી રાજા–મહારાજાઓ જ હતા. વર્તમાન ચોવીસીના ૨૪મા તિર્થંકર શ્રી મહાવીર સ્વામીના મુખ્ય પટ્ટધર શિષ્ય જ્ઞાતિએ બ્રાહ્મણ હતા. ભગવાન મહાવીરના સમયમાં તેમ જ ત્યાર બાદ જૈનેતર પ્રજામાંથી જન્મેલ મહાત્માઓએ જ ધર્મને દીપાવ્યો છે: જેવા કે હરિબળ મચ્છી જ્ઞાતિએ ચંડાળ હતા. મેતરાજ મુનિ જ્ઞાતિએ ઢેઢ હતા. સિદ્ધસેન દિવાકર બપભટ્ટ-સૂરિજી, કલિકાળસર્વજ્ઞ હેમચન્દ્રાચાર્ય આદિ જૈનેતર મહાત્માઓએ જ જૈન ધર્મને દેદીપ્યમાન બનાવ્યો છે.

પાછળથી કેવલા વાણિયાઓના હાથમાં જૈન ધર્મ આવી જતાં ધર્મમાં પણ વેપારી તત્ત્વો દાખલ થતાં આજે જૈન ધર્મ ઇતર કોમમાં હાંસીપાત્ર બની ગયો છે.

દાદાગુરુ શ્રી ધર્મવિજયજી તેમના શિષ્ય શ્રી તિર્થવિજયજી અને વળી તેમના શિષ્ય શાંતિવિજયજી જ્ઞાતિએ આહીર હતા.

મરુધર દેશની પરમ પવિત્ર ભૂમિમાં, જોધપુર સ્ટેટના જશવંતપુરા તાલુકામાં આવેલ માંડોલી ગામમાં આહીરજ્ઞાતિના રાયકા શ્રી દરજોજી રહેતા હતા. તેમને સંતાનમાં કોળોજી નામનો એક પુત્ર હતો. તેમનો જન્મ ૧૮૪૮ના અષાડ સુદી પૂનમે થયેલ હતો. તેમને મૂકી દરજોજી સ્વર્ગસ્થ થયા.

કેળોજીને બચપણથીજ ઈશ્વરભજનમાં પ્રીતિ હતી. જીવનનિર્વાહનું સાધન માત્ર ગૌમાતાની સેવા જ હતું. જંગલમાં ગાયોને ચારવા ગયા હોય અને ક્યાંય ઈશ્વરભજન થતું હોય તો ગાયોને જ્યાંની ત્યાં જ રહેવા દઈ ભજનમાં ચાલ્યા જતા.

મારવાડમાં સખ્ત દુષ્કાળ પડતાં ઉચાળા ભરી દેશાટનમાં નીકળી પડ્યા, અને રસ્તામાં બધું ગૌધન પણ ગુમાવ્યું. માત્ર એક વેલરાજ નામનો બે વર્ષનો પુત્ર જ જીવિત રહ્યો. તેને લઈ ફરતાં ફરતાં ખંડાલાના ઘાટમાં આવેલ ચોક નામના ગામડામાં આવી પહોંચ્યા. ત્યાં જસાજી નામના મારવાડના મૂળ ગામના રહીશ હતા તેમની પાસે પેટવડિયે ગાયો ચરાવવાની નોકરી લીધી. કેળોજીનો ભક્તિભાવ અને ભદ્રિકતા જોઈને જસાજીએ તેમને નવકારમંત્ર શીખવ્યો અને તેનું મહાત્મ્ય બતાવ્યું.

કેળોજી અહોરાત્ર નવકારમંત્રનું મનમાં સ્મરણ કરતા. એક દિવસ ગાયો ચારવા જંગલમાં ગયેલા ત્યાં પુત્ર વેલરાજને સર્પદંશ થયો અને તે તત્કાળ મૃત્યુ પામ્યો. આથી કેળોજીએ પુત્રના શરીરને ખોળામાં લઈ દૃઢ પ્રતિજ્ઞા કરી કે જો નવકાર-મંત્રના પ્રબળથી મારો આ પુત્ર સજીવન થાય તો જ ત્યાંથી ઊઠવું નહીંતર એમ ને એમ નવકારમંત્રના રટણમાં જ દેહ છોડી દેવો.

આ ખબર પડતાં ઘણા લોકો કેળોજીને સમજાવવા આવ્યા પણ પોતે પ્રતિજ્ઞામાં દૃઢ રહી નવકારમંત્રના ધ્યાનમાં એકાગ્ર બન્યા. ચોથે દિવસે શાસનદેવે મહાત્માનું સ્વરૂપ ધારણ કરી કસોટી કરી અને અંતે પ્રત્યક્ષ સ્વરૂપે દર્શન આપી વેલરાજને સજીવન કર્યો, તેમજ તેમને કહ્યું કે તમે મહાપુરુષ બનશો.

કેળોજીએ કહ્યું કે મને પુત્રનો મોહ નથી; માત્ર નવકાર-મંત્રના અનુભવ માટે જ મેં પ્રતિજ્ઞા કરી હતી. આથી શાસન-

દેવે તેમને કહ્યું કે પુત્રને કોઈ સાધુ કે જતિને વોરાવી દેજો. આથી ટૂંક સમયમાં જ એક જતિ મળી આવતાં તેને વોરાવી અર્પણ કરી દીધો. તે બાળક પાલનપુર પાસે આવેલ મંડાર ગામમાં વેલજી યતિ નામે પ્રખ્યાતિ પામેલ. વેલજી યતિ ૧૯૯૩માં કાળધર્મ પામી ગયા.

કોળોજીએ પુત્રથી મુક્ત થઈ ગયા બાદ ફરી તે જ સ્થળે નવકારમંત્રના ધ્યાનમાં આસનસ્થિત થઈ એવી પ્રતિજ્ઞા કરી કે અહીં બેઠાં મને કોઈ સાધુ બનાવે તો જ અહીંથી ઊઠવું, નહીંતર નવકારમંત્રના ધ્યાનમાં જ દેહ છોડી દેવો. ત્રણ દિવસના ઉપવાસ પૂરા થતાં ચોથા દિવસે શાસનદેવ મણિવિજય નામ ધારણ કરી ત્યાં દિવ્ય કપડાં, ઓઘો, મહુપત્તી, પાત્રો વગેરે લઈ આવ્યા અને ૧૮૭૩ના મહા સુદ પાંચમે કોળોજીને દીક્ષા આપી ધર્મવિજય નામકરણ કર્યું, અને તેઓશ્રીને આપોઆપ બધું જ્ઞાન પ્રગટ્યું.

ખંડાલાના ઘાટમાં થોડો સમય પસાર કરી જન્મસ્થાન માંડોલી પધાર્યા. તેઓશ્રીમાં દિવ્ય શક્તિઓ આપોઆપ પ્રગટી. વૈશાખ–જેઠ માસમાં ધખધખતી શિલા ઉપર બેસી બપોરે ૧૨ થી ૪ સુધી ધ્યાનસ્થ દશામાં સૂર્ય સામે ખુલ્લાં ચક્ષુ રાખી સૂર્યનાં કિરણો તેઓ ગ્રહણ કરતા. વળી સખતમાં સખત ઠંડીમાં પણ નદી, ભાઠાં આદિ સ્થળોએ રાત્રિની રાત્રિઓ ધ્યાનસ્થ દશામાં જ ગાળતા.

એક સમય એવો અભિગ્રહ કર્યો કે જો હાથી ગોચરી વોરાવે તો જ આહાર ગ્રહણ કરવો. બે માસના ઉપવાસ પૂરા થતાં પોતાના અદ્ભુત આત્મબળથી જયપુરની બજારમાં જઈ ચડ્યા. સામેથી એક ગાંડો હાથી આવતો હતો. તેણે કંદોઈની દુકાનમાં સૂંઢ નાખી મોદક લીધો અને દાદાગુરુશ્રીએ પાત્ર ધરતાં તેમાં વહોરાવ્યો અને હાથી તુરત શાંત થઈ ગયો. બાદ ગુરુશ્રીએ પારણું કર્યું.

એક વખતે રામસીણ ગામથી વિહાર કરી આગળ જતા હતા. સાથે ઘણા માણસો હતા અને ભરઉનાળની લૂ હતી. ક્યાંય પાણી મળે તેમ ન હતું. માણસો તરસ્યા થવાથી આકુળ-વ્યાકુળ થઈ ગયા, આથી ગુરુશ્રીએ એક વીરડો કરાવી તેમાં પોતાની તરપણીમાંથી જરા પાણી નાખી ઉપર કપડું ઢાંક્યું. ક્ષણમાત્રમાં જ તે વીરડો ઠંડા પાણીથી ભરાઈ ગયો અને બધાએ પાણી પી તરસ છિપાવી.

એક સમયે દાદાગુરુશ્રી રામસીણ ગામમાં બિરાજતા હતા. ચૈત્રી પૂર્ણિમા હતી. સવારે દશેક વાગ્યે જંગલમાં ધ્યાન કરવા પધાર્યા તે જ દિવસે રામસીણ ગામના લોકો શત્રુંજય તિર્થમાં હતા. તેઓએ ત્યાં દાદાગુરુને જોઈ વંદન કરી પૂછ્યું કે બાપજી આપ ક્યારે પધાર્યા? જવાબમાં "ૐ શાંતિ" કહ્યું. ફરી પાછા તેઓશ્રીને ત્યાં ન જોતાં રામસીણ પત્ર લખી પુછાવ્યું કે આજ રોજ અમોને અહીં ડુંગર ઉપર ગુરુશ્રીનાં દર્શન થયાં છે તો ત્યાંથી ક્યારે વિહાર કરેલો? જવાબમાં આવ્યું કે ગુરુશ્રી અહીં જ છે અને વિહાર કરી ક્યાંય ગયા નથી! રામસીણથી પાલીતાણા આઠસોક કિ. મિ. થાય. આમ તેઓશ્રી એક જ જગ્યાએ હોવા છતાં દૂર દૂર અનેક જગ્યા-ઓએ દર્શન આપી શકતા.

તેઓશ્રીએ મૃત્યુના બિછાને સૂતેલા અનેક માનવોને તથા અસંખ્ય મૂંગાં પ્રાણીઓને પણ અભયદાન આપી બચાવ્યાં છે. તેઓશ્રીના જીવન સંબંધી અગણિત અદ્‌ભુત અને અલૌકિક પ્રસંગો છે કે, જેનો લખવાથી પાર આવી શકે તેમ નથી.

દાદાગુરુ શ્રી ધર્મવિજયજીએ એક માસ અગાઉ પોતાના દેહવિલયનો સમય જાહેર કરી ફરમાવ્યું હતુંઃ "મારા શરીરને જે જગ્યાએ અગ્નિસંસ્કાર કરો તે જગ્યાએ લીમડાના ચાર ખૂંટા ખોડી તેના ઉપર પાલખી મૂકી દેશો. અગ્નિ પ્રગટાવવાની જરૂર નહીં પડે. શરીર ઉપરનાં ઉપકરણો—કપડાં વગેરે તથા પાલખીની

ધજા અખંડ રહેશે, બળશે નહીં. માત્ર આ શરીરે જે રીતે જન્મ ધારણ કર્યો છે તે શરીર જ બળીને ભસ્મ થશે, અને તુરત સારો વરસાદ થશે. લીમડાના જે ચાર ખૂંટા ખોડ્યા હશે તે પણ બળશે નહીં, પણ અખંડ રહી ભવિષ્યમાં ચાર લીમડાનાં વૃક્ષ થશે અને મારા કાળધર્મ બાદ ભવિષ્યમાં એક મહાન આત્મા મારી પાટે આવશે ત્યારે તેમાંથી માત્ર એક વૃક્ષ અદૃશ્ય થશે."

એ કથન મુજબ તેઓશ્રીના પગના જમણા અંગૂઠામાંથી અગ્નિ આપોઆપ પ્રગટ થયેલો અને માત્ર શરીર જ ભસ્મ થયું. લીમડાના ચાર ખૂંટામાંથી ચાર વૃક્ષો થયાં. તેની વચ્ચે દાદાગુરુનાં પગલાંની દેરી બનાવી છે. જ્યારે ગુરુશ્રીના દેવલોક પામ્યાની તિથિ આવે છે ત્યારે પ્રભાતમાં થોડો સમય પગલાંમાંથી ગંગાજળ વહે છે. તે દિવસે ત્યાં મોટો મેળો ભરાય છે.

માંડોલી અને તેની આસપાસનાં લોકો ગુરુદેવનાં ચરણોને મહાન દેવ તરીકે પૂજે છે. કોઈ કોઈ સમયે ભક્તોને દર્શન પણ આપે છે. તેઓશ્રીના અગાધ ગુણો અને શક્તિનું વર્ણન તથા દિવ્યતાનો પાર પામી શકાય તેમ નથી.

દરેક વસંતપંચમીએ તેમનાં કપડાં વગેરે દર્શન માટે ખુલ્લાં મુકાય છે. લીમડાનાં ત્રણ વૃક્ષો હાલ પ્રત્યક્ષ છે, જ્યારે ચોથું વૃક્ષ ગુરુદેવ ભગવાન શ્રી શાંતિવિજયજીના પ્રાગટ્ય-સમયે એકાએક અદૃશ્ય થયેલું છે.

આમ શ્રી દાદગુરુને શાસનદેવે દીક્ષા આપી અને તેઓ-શ્રીના શિષ્ય શ્રી તિર્થવિજયજી થયા. શ્રી તિર્થવિજયજીએ સંસારીપણાના પોતાના સગા ભત્રીજા શ્રી સગતોજીને દીક્ષા આપી શાંતિવિજયજી નામાભિકરણ કર્યું. ત્રણે મહાગુરુઓ આહીર જ હતા, વાણિયા ન હતા.

ગુરુ શ્રી તિર્થવિજયજીએ પોતાનું જીવન કેવળ તપશ્ચર્યા-માં જ ગાળ્યું હતું.

## અદ્‌ભુત યોગી

એ જગ માંહે અદ્‌ભુત યોગી,
એની જ્યોતિ ઝગમગ ઝગમગતી,
એ ત્યાગી, તપસ્વી, વૈરાગી,
એની આંખલડી કરુણાભીની.

એનાં વચન સુધારસથી ભરિયાં,
જનગણને ઉપકારે હરિયાં,
એનાં નયન અમીરસથી ભરિયાં,
પાપીનાં પાપ–જલન કરિયાં.

એને ભેદ નથી ઉચ્ચ કે નીચનો,
એ રસિયો છે આત્મિક જનનો,
એનો માર્ગ અનુપમ ન્યારો છે,
આત્મિક જન એને પ્યારો છે.

એ જગનો સાચો ઉપકારી,
એની કીર્તિ કરે આલમ સારી,
એ મસ્ત સદા આત્મિક રંગે,
નહિ પરવા એને જગ સંગે.

અર્બુદગિરિશિખરે બિરાજે છે,
શાંતિસૂરિ નામે ગાજે છે,
એ જગ માંહી અદ્‌ભુત યોગી,
કરે વંદન તુજ બાળક ભોગી.

હીઝ હોલીનેસ, જગદ્‌ગુરુ,
આચાર્યસમ્રાટ શ્રી શ્રી શ્રી ૧૦૦૮
શ્રી વિજયશાંતિસૂરીશ્વરજી ભગવાન
[ માઉન્ટ આબુ ]



જન્મસ્થાન : મણાદર સં. ૧૯૪૫ વસંતપંચમી
નિર્વાણસ્થાન : અચળગઢ સં. ૧૯૯૯
મુખ્ય ગુરુમંદિર : માંડોલીનગર (રાજસ્થાન)
સં. ૨૦૦૧ વસંતપંચમી

સરસ્વતી પ્રેસ

[૧૨]

# ગુરુદેવનું જીવનકાર્ય

**જન્મ અને બાળપણ :**

ગુરુદેવ શાંતિસૂરિજીનો જન્મ સંવત ૧૯૪૫ માઘ સુદી પાંચમના શુભ દિને રાજપૂતાનાના શિરોહી રાજ્યના મણાદર નામના ગામમાં થયો હતો. તેમના જન્મસમયે દેવતાઓએ ઉત્સવ ઊજવેલો. તેમના જન્મસમયે જ માંડોલી ગામમાં દાદાગુરુની દેરીનો ચોથો લીમડો એકાએક અદૃશ્ય થયેલો. તેમના પિતાશ્રી ભીમતોલાજી અને માતાજી વસુદેવીએ તેમનું નામ સગતોજી રાખ્યું હતું.

જન્મથી જ તેમનું વર્તન જ્ઞાન–પિપાસુ અને સમાધીમય હતું. જંગલમાં ગાયો ચરાવવા જતા ત્યાં પણ અનંતના ઊંડાણમાં ખોવાઈ જતા. આઠ વરસની ઉંમર થતાં તેમના સંસારીપણાના સગા કાકા શ્રી તિર્થવિજયશ્રીની સેવામાં રહી ગયા, અને સાધુઓના આચારવિચારો વગેરે અનુભવ્યા.

સંવત ૧૯૬૧ની વસંતપંચમીએ સોળ વરસની ઉંમરે રામસીણ ગામમાં કાકાશ્રી પાસે દીક્ષા લીધી અને તેમનું નામ શાંતિવિજયજી રાખવામાં આવ્યું. દીક્ષાના સમયે શેઠ નોપાજી ડાહ્યાજીએ ઘણું ખર્ચ કર્યું તેમજ ઠાકોર સાહેબ જોરાવરસિંહજીએ પણ સહયોગ આપેલો.

દીક્ષા પછી મુનિશ્રી શાંતિવિજયજી માંડોલી કે જ્યાં દાદાગુરુની દેરી છે ત્યાં ગયા. તે પવિત્ર સ્થાનનું દર્શન કરીને પાછા રામસીણ પધારી શેઠ નોપાજી ડાહ્યાજીનું એક મકાન

કે જેમાં કોઈ રહી શકતું જ નહીં તે મકાનમાં ત્રણ દિવસ ધ્યાન કરતાં ભૂતપ્રેતનો નિવાસ નીકળી ગયો. ત્યાર પછી ત્યાં હવે બધાં રહી શકે છે.

ભક્તિ ભક્ત ભગવંત ગુરુ ચતુર નામ વપુ એક,
ઇન્કે પદ વંદન કિયે નાસહિં કોટી કલેશ.

**સાધના :**

થોડા સમય પછી ગુરુદેવ આત્મસાધનાર્થે આબુ ગિરિરાજની ગુફાઓમાં, માર્કંડ ઋષિના આશ્રમમાં તથા સરસ્વતી દેવીના મંદિરની ગુફાઓમાં ચાલ્યા ગયા. આ સ્થળો અજારી ગામથી નજદીક છે. તે અઘોરજંગલ સરસ્વતીઅરણ્ય કહેવાય છે, કે જ્યાં માર્કંડ ઋષિ, શ્રી સિદ્ધસેન દિવાકર, શ્રી અભયદેવસૂરિ, કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રાચાર્યજી, પંડિત કાળિદાસ તથા અનેક મહાપુરુષોએ ધ્યાન કરેલું છે.

જેવી રીતે જિનદત્તસૂરિજીએ "ઓમકારનું ધ્યાન, શ્રી હેમચન્દ્રાચાર્યજીએ અર્હં પદનું ધ્યાન, તથા શ્રી જિનકુશલસૂરિજીએ હ્રીંકારનું ધ્યાન કરેલું તેવી જ રીતે ગુરુદેવે ૐ હ્રીં અર્હં પદનું ધ્યાન મુખ્ય રૂપથી કરેલું. આ સાથે જ બીજા અનેક બીજાક્ષરો સિદ્ધ કરીને સ્વયં અંદરથી જ બહાર આવે તેવું અનુભવસિદ્ધ આત્મજ્ઞાન અનુભવ્યું. ધ્યાનસ્થ દશામાં દાદાગુરુ શ્રી ધર્મવિજયજીની અપૂર્વ કૃપા સહજમાં પ્રાપ્ત થઈ.

સંવત ૧૯૬૮ની આસપાસ ગુરુદેવ ગુજરાત તથા માળવા તરફ વિચર્યા. પાલીતાણામાં તેઓશ્રીને યોગનિષ્ઠ શ્રી કર્પૂરવિજયજીનો સમાગમ થતાં તેઓશ્રીએ કહ્યું: "શાંતિવિજયજી! આપ તો શાસ્ત્રોના મર્મ મારા કરતાં પણ અધિક બારીકાઈથી જાણો છો. આપનામાં જન્મ-જન્માંતરના સંસ્કારો વિદ્યમાન છે."

ત્યાર બાદ ગિરનાર પહાડ ઉપર ધ્યાન કર્યું ત્યારે તેમની સેવામાં નીચલા દાતારના મુંજાવર રહેલા. જૂનાગઢથી ગોધરા

અને ગોધરાથી માળવા તરફ વિહાર કરતાં કરતાં ધારાનગરીમાં જઈ ચડ્યા. ત્યાંનો રાજવહીવટ ત્યાંનાં રાણીસાહેબ કરતાં હતાં. તેમની અધ્યક્ષતામાં આર્યસમાજના આચાર્ય સાથે શાસ્ત્રાર્થ થતાં ગુરુદેવે ક્ષણમાત્રમાં એવો તર્ક ઉપસ્થિત કર્યો કે તેઓ મૂંઝાઈને ચૂપ થઈ ગયા એટલે રાણીસાહેબે ફેંસલો આપ્યો કે શાસ્ત્રાર્થમાં શાંતિવિજયજીની જીત થઈ છે અને તેમનો સિદ્ધાંત સાચો છે તેમ જાહેર કર્યું.

માળવાથી ગુરુદેવે માંડોલી તરફ વિહાર કર્યો. માંડોલી પહોંચતાં ગુરુશિષ્યનો મેળાપ ઘણા લાંબા સમયે થયો.

પોતાના ગુરુ પાસે થોડો સમય રહ્યા બાદ, ઉગ્ર સાધના દ્વારા પૂર્ણતા પ્રાપ્ત કરવાના હેતુથી આબુ તરફ પધાર્યા, અને સતત મૌન તથા ધ્યાન સાથે ઉગ્ર તપશ્ચર્યા કરી કે જેની કલ્પના કરવી પણ શકય નથી. આબુ રોડ પાસે ઋષિકેશ નામનું સ્થાન છે, જ્યાં સર્પોનું સામ્રાજ્ય છે ત્યાં સર્પના ભોણ ઉપર બેસીને છ માસ ધ્યાન કર્યું. એ દિવસોમાં એક જ વખત બાફેલા મોળા અડદ (બાકળા)નો જ આહાર કરતા. એ સમયે તેમની પાસે ખોડ ગામના બ્રાહ્મણ ભભૂતાજી રહેતા. એ જ્યારે ગુરુદેવ પાસે બાકળા વહોરાવવા જતા ત્યારે અનેક સર્પો ગુરુદેવ પાસે હરતાફરતા જોઈ ઘણા જ ભયભીત થતા અને જલદી જલદી વહોરાવી ભાગી જતા. ભભૂતાજીએ કહેલું કે સહેજે એકાક્ષરી નારિયેળ મળી જતાં ગુરુદેવે તેને સિદ્ધ કર્યું હતું, અને તે નારિયેળ ગુરુદેવ સાથે વાત કરતું. નારિયેળ સિદ્ધ કર્યા પછી તેને કૂવામાં નખાવી દીધેલું.

સંવત ૧૯૭૪ના ચાતુર્માસમાં તેઓશ્રી જોધપુર રાજ્યના જશવંતપુરા ગામ પાસે સુંન્દા પહાડ ઉપર બિરાજતા હતા. પહાડ ઉપર ચામુંડાદેવીના મંદિરમાં નવરાત્રિ દરમિયાન અસંખ્ય પશુઓનો ભોગ ચડાવવામાં આવતો હતો. આ હિંસા બંધ કરાવવા ઘણા માસ પર્યંત મૌન સાથે તપ અને ધ્યાન કર્યું.

અંતે માતાજીએ હિંસા બંધ કરાવવા પૂજારીને આદેશ આપ્યો. જોધપુર રાજ્યે પણ રાજ્યમાં આવી હિંસા બંધ કરાવી.

એ અરસામાં ગુરુદેવ બામણવાડજી પધાર્યા. ત્યાં પ્રવેશદ્વારના ઊંચા ડેલા ઉપરની રૂમમાં બારી પાસે રાત્રે ધ્યાનમાં લીન હતા ત્યારે ઉપસર્ગ થતાં ગુરુદેવ બારીએથી પંદર ફૂટ નીચે શિલા ઉપર પડી ગયા અને માથામાંથી લોહીની ધાર થઈ. લોકો એ અવાજ સાંભળતાં દોડી આવ્યા અને જોયું તો ગુરુદેવે જરા પણ વિચલિત થયા વગર કહ્યું: " કુછ નહીં, ૐ શાંતિ." આ સમયે ધનારીવાળા શ્રીપૂજ્યજી મહારાજે પાટો બાંધી ઉપચાર કરેલો.

સંવત ૧૯૭૫થી ૧૯૭૯ સુધી ગુરુદેવે માર્કંડ ઋષિના આશ્રમમાં સરસ્વતી મંદિરની ગુફામાં તેમ જ આસપાસ અઘોર સરસ્વતી અરણ્યમાં ઉગ્ર તપ સાથે ધ્યાન કર્યું. તેઓશ્રી દિનરાત ધ્યાનમાં જ લીન રહેતા હતા. પળ માત્ર પણ પ્રમાદ કે નિદ્રામાં કોઈએ જોયા નથી. પેન્સીલ પણ કોઈ વખત હાથમાં લીધી ન હતી કે કોઈ ધાતુનો પણ સ્પર્શ કર્યો ન હતો, માત્ર ધ્યાનબળથી જ આત્મસાક્ષાત્કાર થવાથી ગુરુદેવને બધું જ્ઞાન અનુભવમાં પરિણમ્યું.

ત્રિકાળજ્ઞાન તેમ જ જનતાના મનોગત ભાવ તેઓશ્રી સહજભાવે જાણતા, ધ્યાનબળથી તેઓશ્રીને અનેક પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત થઈ ગઈ હતી.

તે સમયે તેઓશ્રીની સેવામાં કિંવરલી ગામના બ્રાહ્મણ શ્રી લક્ષ્મીનારાયણજી રહેતા હતા. તેમને પણ ગુરુદેવની સેવામાં રહેવાથી આપોઆપ કુદરતી રીતે સંસ્કૃતનું જ્ઞાન સંપાદન થયું અને ગીતા, ભાગવત આદિ શાસ્ત્રોના હજારો શ્લોકો કંઠસ્થ થઈ ગયા. શ્રી લક્ષ્મીનારાયણજીને લીમડીના મહારાજાએ 'બ્રહ્માજી' નામ આપ્યું અને આજે પણ બ્રહ્માજી નામથી બધા ઓળખે છે. તેઓ કહે છે કે દેવી સરસ્વતી ગુફાનીમાંથી પ્રગટ થઈ

ગુરુદેવ સાથે વાતચીત કરતાં તેમ જ કોઈ વાર મૂર્તિ સાથે પણ સામસામી વાતચીત ચાલતી તેમણે જોઈ છે. ગુરુદેવને પણ વિશ્વની બધી ભાષાઓ અને ધર્મગ્રંથોનું આપોઆપ જ્ઞાન પ્રગટ્યું હતું.

૧૯૭૭ના મહા માસમાં ગુરુદેવ શિવગંજ પધાર્યા હતા ત્યાં ધનરૂપજી નામના ઓસવાળને ત્યાં ભિક્ષા–ગોચરી લેવા જતાં તેમના અપંગ બાળક ઉપર દૃષ્ટિ પડી. ધનરૂપજીએ કહ્યું કે તે બાળક બાળપણથી જ અપંગ દશામાં છે. આ સાંભળી ગુરુદેવના રોમેરોમમાં કરુણાનો સંચાર થયો અને ફરમાવ્યું: "ૐ શાંતિ, સારું થઈ જશે." તે બાળકનું નામ શુકનરાજ હતું. તે તદ્દન સાજો થઈ ગયો અને આનંદથી જીવન વિતાવ્યું. તે સમયે ગુરુદેવ ધ્યાનસ્થ દશામાં જ રમણ કરતા.

ત્રણચાર માસ બાદ ગુરુદેવ પોમાવા ગામે પધાર્યા ત્યાં શેઠ રતનચંદ મનરૂપજીને એક રાત્રિએ કોઈ દૈવી આભાસ થયો અને તેની ઇચ્છા ગુરુદેવના ચરણમાં તેની માતાજી અને પત્નીની વિસસ્થાનકની તપસ્યાની ઉજવણી કરવાની પ્રેરણા થઈ અને ઉજવણીનો ઉત્સવ ધામધૂમથી કર્યો. તેની ઇચ્છા પાંચ–છ હજાર રૂપિયા ખર્ચવાની હતી તેને બદલે ઘરેણાં વગેરે બધું વેચીને ખર્ચી નાખ્યું. જોગાનુજોગ બીજે વરસે તેને વેપારમાં બમણું દ્રવ્ય મળ્યું.

સંવત ૧૯૮૦માં ગુરુદેવ આબુ ગિરિરાજની ગુફાઓમાં ધ્યાન કરવા ચાલ્યા ગયા. કોઈ વખત શિખર પર કે કોઈ વખત અચળગઢની ગુફાઓમાં, કોઈ વખતે વશિષ્ઠ આશ્રમ, કોઈ વખત સફેદ ગુફામાં, તો કોઈ વખત લાલ ગુફાઓમાં ગુરુદેવ સમાધિસ્થ રહેતા. અદ્બુરદેવીની ઉપરનું શિખર કે જે હવે 'શાંતિશિખર' કહેવાય છે ત્યાં પણ સતત મૌનપૂર્વક અહર્નિશ ઠંડી કે જંગલી પશુઓની પરવા કર્યા વગર સમાધીસ્થ રહેતા હતા. એક ચાતુર્માસ આબુ ઉપરના આરણાસ્થાનમાં ગાળ્યું.

આરણા પછી એક ચાતુર્માસ વશિષ્ઠ આશ્રમ, ગૌમુખમાં નિર્ગમન કર્યું. ત્યાં ચોમાસામાં સતત ભારે વર્ષા અને ઠંડી રહેતી. નજીકનું પણ કાંઈ દેખાય નહીં તેવું અંધારિયું વાતાવરણ રહેતું. એવી સખત ઠંડીમાં પણ માત્ર એક કોપીન પહેરીને ઉઘાડા શરીરે લાંબો સમય સમાધીસ્થ રહ્યા, ધ્યાન અને સમાધીમાં એટલા બધા મગ્ન હતા કે મસ્ત હાથીની જેમ વિચરતા.

સં. ૧૯૮૨–૮૩ ચાતુર્માસ શિરોહીમાં કર્યું. ૧૯૮૪ના જેઠ સુદી સાતમના રોજ ચામુંડેરી ગામમાં પ્રતિષ્ઠા અને અંજનશલાકા કરી તે સમયે મંદિરને લગભગ બે લાખ રૂપિયાની અકલ્પનીય રકમ મળી. આસપાસનાં ગામોના કલહ અને મનદુઃખનું સમાધાન કરાવી બધે શાંતિ સ્થાપી.

સંવત ૧૯૮૪માં શિરોહીના ઋષભદેવ મંદિરમાં ધ્વજાદંડ–સમારોહ વખતે ધ્વજાદંડ જમીનથી જરા પણ ઊંચો ન થતાં તેમનો ઓઘો અડાડતાં જ ઊંચો થયો અને મહોત્સવ તેમની નિશ્રામાં સિદ્ધિ પામ્યો.

સંવત ૧૯૮૪ના ફાગણ સુદી આઠમના રોજ તેમના ગુરુ શ્રી તિર્થવિજયજીનો દેહોત્સર્ગ થયો.

## પૂર્ણ જ્ઞાનપ્રાપ્તિ અને લોકોપકાર :

ફરી ૧૯૮૫ અને ૧૯૨૮નું ચાતુર્માસ ગુરુદેવ આબુ રોડ અને માઉન્ટ વચ્ચે આવેલા આરણા નામક સ્થાનમાં કર્યું. ત્યાં ચટાઈ ઉપર જ બેસીને સતત ધ્યાન–સમાધીમાં રહ્યા અને આસો માસમાં તેઓશ્રીને પૂર્ણ જ્ઞાન પ્રગટતાં દેવતાઓએ ઉત્સવ ઊજવ્યો.

સવંત ૧૯૮૭ (ઇ. સ. ૧૯૩૦)ની દિવાળી આસપાસ રાજસ્થાનના એ. જી. જી. તરીકે સર જ્યોર્જ ઓગીલ્વે સાહેબની નિમણુક થતાં તેઓશ્રીએ ગુરુદેવનાં દર્શન કર્યા પછી જ

ચાર્જ સંભાળેલો. શ્રી ઓગીલ્વે સાહેબ જ્યારે સામાન્ય દરજ્જા-ના અમલદાર હતા ત્યારે પણ ગુરુદેવના પરમ ભક્ત હતા અને તે વખતે ગુરુદેવે ફરમાવેલું કે તમો એ. જી. જી. બનશો.

એ વરસે ગાંધીજીએ સત્યાગ્રહ કરેલ અને ઠેકઠેકાણેથી નેતાઓની ધડપકડો થયેલી. ભક્તોએ ગુરુદેવને પૂછતાં તેમણે ફરમાવેલું કે તા. ૪-૪-૩૧ના રોજ બ્રિટિશ સરકાર સમાધાન-ની ઘોષણા કરીને બધા રાજદ્વારી કેદીઓને છોડી મૂકશે. તે પ્રમાણે જ બન્યું.

શત્રુંજય પહાડ માટે પાલીતાણાના મહારાજા જૈનોની આણંદજી કલ્યાણજી નામની પેઢી પાસેથી વાર્ષિક ટેક્સ લેતા તે ટેક્સ વધારી દેતાં સં. ૧૯૮૩ (સને ૧૯૨૬)થી શત્રુંજય ઉપર જવાનું જૈનોએ બંધ કરી દીધેલું. હિન્દુસ્તાનના સત્તાણુ ટકા રાજા-મહારાજાઓ શ્રી ગુરુદેવના ભક્તો હતા. પાલીતાણા મહારાજા ગુરુદેવનાં દર્શને આવતાં શત્રુંજય વિષે વાત નીકળી. મહારાજાએ કહ્યું: “હું કોરા કાગળ ઉપર સહી કરી આપું અને આપ જે રકમ લખો તે મને કબૂલમંજૂર છે.”

આથી ગુલાબચંદજી ઢઢ્ઢા, કલકત્તાવાળા બદરીસિંહજીના કુમાર રાજકુમારસિંહ, આગ્રાવાળા મોહનલાલજી વૈદ્ય આદિ પ્રતિષ્ઠિત ગૃહસ્થોએ આણંદજી કલ્યાણજીની પેઢીને તાર કર્યો કે શત્રુંજય પહાડના ટેક્સની બાબત ગુરુદેવ ભગવાન શાંતિ-વિજયજી ઉપર છોડી દો. પરંતુ ગુરુદેવનું તેજ સહન ન કરી શકનાર પેઢીના ઇજારદાર, મિથ્યાભિમાની આચાર્યોનો તેમાં તેજોવધ થતો દેખાતાં, શાસનનું પણ અહિત થાય તેવી સલાહ આપી સમાધાન થવા દીધું નહીં. પાછળથી પેઢીએ ઇજારદાર આચાર્યોની સલાહ મુજબ વર્ષે ૬૦ હજાર રૂપિયા ઠરાવી પાલી-તાણા મહારાજા પાસે સમાધાન કરાવ્યું. જો પેઢીએ ગુરુદેવની દરમ્યાનગીરી સ્વીકારી સમાધાન કરાવ્યું હોત તો નજીવી રકમમાં પતી જાત અને સમાજને લાભ થાત.

સં. ૧૯૮૮ (સને ૧૯૩૧)ની ગુરુપૂર્ણિમાની ગુરુપૂજાનો મહોત્સવ માઉન્ટ આબુમાં જોધપુર મહારાજા સુમેરસિંહજીના કુંવરી (જયપુરનાં મહારાણી) તરફથી ધામધૂમપૂર્વક ઊજવાયો હતો. એ વર્ષમાં જ માઉન્ટ આબુ ઉપર ગુરુશ્રી શાંતિવિજય એનીમલ હૉસ્પિટલ ખોલવામાં આવ્યું. આ જ વરસે જામનગર મહારાજા શ્રી દિગ્વિજયસિંહજી તેઓશ્રીનાં દર્શને પધારેલા.

ભક્તિ ભજન ગુરુદેવકા, સેવા આદર વૈન ।
નિંદા ઈર્ષા ત્યાગ કર, મગન રહ્યો દિનરૈન ॥

સંવત ૧૯૮૯નો ઉનાળો બામણવાડજી તિર્થમાં વ્યતીત કરી ચોમાસામાં દેલવાડા પધાર્યા. આ સમયે વિશ્વ સમસ્તમાં તેઓશ્રીની પ્રસિદ્ધિ થઈ ગઈ હતી. દશેરાના તહેવારોમાં ચોતરફ દેવીમંદિરોમાં ધર્મના નામે થતી જીવહિંસા રોકવાના ગુરુદેવના આદેશથી અનેક નરેશોએ પોતાના રાજ્યમાં જીવહિંસા બંધ કરાવી હતી.

સં. ૧૯૯૦ના વૈશાખ વદી એકમથી ત્રીજે બામણવાડજી તિર્થમાં ગોઠવાયેલા પોરવાડ સંમેલનમાં ગુરુદેવને આમંત્રિત કરેલા. ત્યાં વિજયવલ્લભસૂરિજી સાથે તેઓશ્રીને વિચાર–વિનિમય થયેલો. આ સંમેલનમાં રાજામહારાજા તથા પ્રતિષ્ઠિત ગૃહસ્થો રૂબરૂ જનતાએ ગુરુદેવને "અનંત જીવપ્રતિપાળ યોગેન્દ્ર ચૂડામણી રાજરાજેશ્વર"ની ઉપાધિથી વિભૂષિત કરી તેમનું સન્માન કર્યું.

દુજાણાનિવાસી એક ગૃહસ્થે બામણવાડાની પંચતિર્થીના દર્શનાર્થે એક સંઘ કાઢ્યો. તેમાં પાંચ હજાર યાત્રાળુઓ હતાં. માગશર સુદી ૨, સંવત ૧૯૯૦ના રોજ વીરવાડા ગામના એક વૃક્ષ નીચે ધ્યાનમાં બિરાજી રહેલા ગુરુદેવ શાંતિવિજયજીને "જગતગુરુ-સૂરિસમ્રાટ" પદ અર્પણ કર્યું તથા અનેક રાજા–મહારાજાઓ તથા એ.જી.જી.એ. બ્રિટિશ સરકાર વતી તેમનું બહુમાન કર્યું.

**કેસરિયાજી તિર્થની રક્ષા :**

ઉદયપુર સ્ટેટમાં કેસરિયાજી નામનું શ્વેતામ્બર જૈનોનું એક મહાન તિર્થ આવેલું છે. ત્યાં જૈનોએ રાખેલા પૂજારી નોકરો કે જે પંડા તરીકે ઓળખાતા તેઓએ અયોગ્ય મનસ્વી વર્તન કરતાં મનદુઃખ થયુ. પરંતુ જૈનોની કોઈ પણ સંસ્થા, પેઢી કે કહેવાતા આચાર્યોએ કંઇ પણ ધ્યાન આપ્યું નહીં. નોકરો એટલે પંડાઓ જ શેઠ બની જઈ જોહુકમી કરવા માંડ્યા.

બામણવાડજીમાં ગુરુદેવ બિરાજતા હતા અને તેઓશ્રી સમક્ષ રાવ આવતાં ગુરુદેવે વિશ્વપ્રેમની ભાવના ભાવીને તેમજ કોઇ પણ જીવ પ્રત્યે વેરભાવની વૃત્તિ રાખ્યા વગર ભરી સભામાં પવિત્ર કેસરિયાજી તિર્થના રક્ષણ માટે ઉદ્‌ઘોષણ કરી: "જો કેસરિયાજી તિર્થના વિષયમાં મેવાડ સ્ટેટ તરફથી જૈનો અને પંડાઓ વચ્ચે શાંતિપૂર્ણ રીતે નિર્ણય કરવામાં નહીં આવે તો હું ૧૯૯૦ના ફાગણ સુદી તેરસના રોજ મેવાડની ભૂમિ ઉપર જઇને આમરણ ઉપવાસ શરૂ કરીશ."

ઉદયપુર સ્ટેટના વહીવટકર્તા પંડિત સુખદેવપ્રસાદે મેવાડ સ્ટેટ તરફથી એવું ફરમાન કાઢયું કે યોગીરાજ શ્રી શાંતિસૂરીશ્વર મેવાડની હદમાં પ્રવેશ કરતાં જ તેમની ધરપકડ કરવી. આવું એક વોરંટ કાઢી ઉદયપુર સ્ટેટની સીમા ઉપર બધી જગ્યાએ પોલીસ ગોઠવી દીધી.

બામણવાડાથી ગુરુદેવ સરસ્વતી આશ્રમ આવ્યા અને સાથે આવેલાં બધાંને ત્યાંથી પાછાં મોકલી પોતે ફાગણ સુદી બારસના પ્રભાતે પ્રસ્થાન કરી તેરસની પ્રભાતે કેસરિયાજી અને ઉદયપુરની વચ્ચે આવેલા ગામ મદારમાં પ્રગટ થયા. આ સમાચાર વીજળીવેગે પ્રસરી જતાં ભક્તગણ હજારોની સંખ્યામાં આવવા લાગ્યાં. આ જોઈ પોલીસ અધિકારીઓ તથા સુખદેવપ્રસાદ

વિમૂઢ બની ગયા. ગુરુદેવ વિરુદ્ધ તૈયાર કરેલી ફાઈલ લઈ તેઓ ચૈત્ર વદી એકમના રોજ ગુરુદેવ પાસે આવ્યા.

ગુરુદેવે સિંહ જેવી ગર્જના કરીને કહ્યું: "સુખદેવપ્રસાદ! તમે મારા માટે ત્રણ દિવસ સુધી પોલીસ તથા અમલદારોને નકામી તકલીફ આપી. હવે હું આપની સામે હાજર જ છું: આપ મને જેલમાં લઈ જાવ કે ગોળી ચલાવો." પછી ગુરુદેવે તેને બોધ આપતાં કહ્યું: "જીવનમાં સત્યને જ વળગી રહેવું જોઈએ. આપે કેસરિયાજી તિર્થ વિશે ન્યાયદષ્ટિથી જોઈને શાંતિ સ્થાપવી જોઈએ."

આ સાંભળી સુખદેવપ્રસાદે થોડા દિવસમાં જ યથાયોગ્ય કરવાનું વચન આપ્યું. ગુરુદેવે તેમની વિનંતીને માન આપી માત્ર છાસ લેવાનુ સ્વીકાર્યું. બે દિવસ જ છાસ ઉપર રહીને સુખદેવપ્રસાદનો વચનભંગ દેખાતાં ફરી ઉપવાસ શરૂ કર્યા.

મદાર ગામે દિનપ્રતિદિન અસંખ્ય માનવો આવતા. ગુરુદેવ શાંતિ અને વિશ્વપ્રેમનો ઉપદેશ આપતા અને અનેકોને મદિરા, માંસ આદિનો ત્યાગ કરાવી સન્માર્ગ ઉપર લાવતા. અનેકાનેક રાજા-મહારાજાઓ તથા વાઈસરોય સાહેબ પણ ગુરુદેવનાં દર્શનાર્થે સ્પેશીયલ ટ્રેનમાં આવ્યા અને "નેપાલ રાજ્ય ધર્મ-ગુરુ"ના બિરુદથી વિભૂષિત કરી આશીર્વાદ લઈ ચાલ્યા ગયા.

સંવત ૧૯૯૧ના ચૈત્ર સુદી તેરસના રોજ ગુરુદેવનો ૩૦મો ઉપવાસ હતો. તે દિવસે ઉદયપુર પાસે દેવલી નામના ગામમાં અલૌકિક શક્તિથી પધાર્યા. તે જ દિવસે ઉદયપુર મહારાણાશ્રી ગોપાલસિંહજીને કોઈ દૈવી પ્રેરણા થતાં, ખીર બનાવી સાથે લઈ પોતાના મોતીમહલ ભવનમાં ગુરુદેવને પ્રાર્થના કરી પારણાં કરાવ્યાં

ગુરુદેવે મહારાણાને ઉપદેશ આપતાં કહ્યું: "આપ પણ કેસરિયાવાળાના ભક્ત છો. હવે સત્યના રસ્તા પર ચાલો અને

ન્યાયદૃષ્ટિથી જોઈને શાંતિ–સ્થાપન કરો. હું જૈનોનો પક્ષપાત કરતો નથી તેમજ વૈષ્ણવો પ્રત્યે મને જરા ય વિરોધ નથી. મારી ભાવના જીવમાત્રના કલ્યાણની જ હોય છે અને સર્વત્ર શાંતિ સ્થાપવી એ જ મારું ધ્યેય છે.”

મહારાજાએ પણ સૂર્યવંશી તરીકે તુરત ન્યાય આપવાનું વચન આપ્યું. સર્વ જનતા આ સાંભળી આનંદવિભોર બની ગઈ, અને ગુરુદેવનું અભૂતપૂર્વ સમારોહ સાથે ઉદયપુરમાં સ્વાગત કર્યું. આ ખુશીના ઉપલક્ષમાં શેઠ આનંદચંદજી સીવાની કલકત્તાવાળાએ મુઠ્ઠીઓ ભરી ભરીને સોનાની ગીનીઓ તથા રૂપિયાઓ ઉછાળી આનંદ વ્યક્ત કર્યો.

થોડા જ સમયમાં ઉદયપુર મહારાણાશ્રી તરફથી ઘોષણા કરવામાં આવી કે કેસરિયાજી તિર્થ ઉપર જૈન સિવાય બીજા કોઈનો પણ હક નથી.

ઉદયપુરથી ગુરુદેવ શ્રી સંઘની સાથે કેસરિયાજી પધાર્યા. ત્યાં નવ દિવસ ભગવાનજીના બગીચામાં રહ્યા. તે દિવસોમાં આ તિર્થમાં આનંદલહેરી ફેલાઈ ગઈ હતી અને દેશના ખૂણે ખૂણેથી મહાનુભાવો એકત્ર થઈ ગયા હતા.

કેસરિયાજીથી પાછા ફરતાં ગુરુદેવે પ્રસાદ ગામના રાજ્યના બંગલામાં વિશ્રામ કરેલો. ત્યાં રાત્રે બાર વાગે શાસનદેવો દર્શને આવતાં ઓરડામાં હદ ઉપરાંતનો આંખો આંજી દે તેવો પ્રકાશ થઈ ગયો હતો. શાસનદેવો અર્ધોપોણો કલાક રહીને અલોપ થઈ જતાં ફરી અંધારું થઈ ગયું હતું. શાસનદેવતાઓ સામાન્યપણે ગુરુદેવનાં દર્શન કરવા અવારનવાર આવતા રહેતા અને શાસનના કાર્યમાં સહયોગ દેતા રહેતા.

શ્રી કેસરિયાજી તિર્થ માટે ગુરુદેવે જે પરિશ્રમ કરેલો તેના માટે અખિલ ભારતવર્ષીય શ્વેતામ્બર જૈન સાધુ સંમેલને

પણ અમદાવાદના અધિવેશનમાં એક પ્રસ્તાવ પાસ કરીને ગુરુદેવને પોતાની શ્રદ્ધાંજલિ અર્પી હતી.

સંવત ૧૯૯૧, વસંતપંચમી ઉપર બ્રાહ્મણવાડજી તિર્થમાં, ગુરુદેવનાં કરકમળો દ્વારા જિનબિંબોની અંજનશલાકા આદિ સમારોહ થયેલો. એ અંજનશલાકામાં પાર્શ્વનાથજીનું એક સહસ્રફણા બિંબ હતું, જેના શ્યામ પાષાણ પર ડાઘા–ટપકાં પહેલેથી જ હતાં. ગુરુદેવના આશીર્વાદથી તે ડાઘા વગેરે આપોઆપ અદશ્ય થઈ ગયેલા અને નેત્રોમાંથી અમીવર્ષા થઈ. આ પ્રભાવશાળી બિંબની આગળ ઉપર ૧૯૯૫ના માગશર માસમાં ઉમેદપુરામાં ગુરુદેવના વરદ હસ્તે જ પ્રતિષ્ઠા કરવામાં આવી.

**યુગપ્રધાન પદવી :**

એરનપુરા રોડ રેલવે સ્ટેશન પાસે વિસલપુર ગામમાં સંવત ૧૯૯૨ના વૈશાખ સુદી દસમના રોજ ગુરુદેવનાં કરકમળોથી અંજનશલાકા અને પ્રતિષ્ઠા થઈ. પ્રતિષ્ઠાના સમયે ગુરુદેવ પધારવાના સમાચાર પ્રગટ થવાથી પચીસેક હજારનો જનસમુદાય દૂર દૂરથી ભેગો થયો. ઉનાળામાં પાણીની સદા તંગી જ રહેતી, જેથી આવેલ જનસમુદાયની જરૂરિયાત પૂરી થઈ શકે તેમજ ન હતું. પરંતુ ગુરુદેવ લબ્ધિસંપન્ન હોવાથી કૂવાં તથા વહેળાઓમાં પાણીની અખૂટ સરવાણીઓ ફૂટી નીકળી અને કોઈ વસ્તુની તંગી પડી નહીં.

આ અવસરે અખિલ ભારતવર્ષીય જૈન શ્વેતામ્બર કોન્ફરન્સ પણ ગુરુદેવની છત્રછાયામાં મળી, જેમાં જૈન સમાજના પ્રતિષ્ઠિત મહાનુભાવો, જોધપુર સ્ટેટના ઉચ્ચ અમલદારો, કોંગ્રેસી નેતા મણિભાઈ કોઠારી તથા જયનારાયણ વ્યાસ આદિ સર્વે હતા. પ્રતિષ્ઠા તથા કોન્ફરન્સનું અધિવેશન સાનંદ સમાપ્ત થઈ જવા બાદ બધાએ એક સભાનું આયોજન કરી ગુરુદેવને જૈન શાસનનું મોટામાં મોટું પદ "યુગપ્રધાનપદ" અર્પણ કર્યું.

એ વખતે દેવોએ સભામંડપમાં કેસરની વૃષ્ટિ કરી હતી જે પ્રસાદી આજે ઘણાઓ પાસે મોજૂદ છે.

વિસલપુરથી ગુરુદેવ બામણવાડજી તિર્થમાં પધાર્યા. ત્યાં તેઓશ્રીના ઉપદેશથી એક વિશાળ વિદ્યાલય તથા બોર્ડીંગની સ્થપના થઈ. સં. ૧૯૯૨નું ચોમાસું તેઓશ્રીએ ત્યાં જ વિતાવ્યું, જ્યાં પ્રતિદિન હજારો માનવોએ તેમનાં દર્શન અને ઉપદેશનો લાભ લીધો. જ્યારે જંગલ તરફ વિચરતા ત્યારે જનસમૂહનાં ટોળાં તેમની પાછળ જતાં. ગુરુદેવ પણ ધ્યાનની મસ્તીમાં સતત આનંદિત રહેતા હતા.

ચાતુર્માસ પૂર્ણ થતાં ગુરુદેવ માર્કંડ આશ્રમ થઈને સં. ૧૯૯૩ના ઉનાળામાં અચળગઢ પધાર્યા. ત્યાં આપની ગોચરી લેવા માટે એક ભોળામુનિ આવી ગયા. તે બિલકુલ મૂંગા અને બહેરા હતા. પરંતુ ગુરુદેવની સેવામાં રહેવાથી થોડા સમયમાં બોલતા અને સાંભળતા થઈ ગયેલા. સં. ૧૯૯૩નું ચોમાસું તેઓએ દેલવાડામાં ગાળ્યું.

સંવત ૧૯૯૪ના ફાગણ સુદી ત્રીજના રોજ દેલવાડાથી વિહાર કરીને છઠ્ઠના રોજ રામસીણ પધાર્યા. સાતમના પ્રભાત સુધીમાં તો રામસીણથી માંડોલી સુધીનો રસ્તો દર્શનાર્થીઓથી ભરાઈ ગયો અને માંડોલી ગામે ભવ્ય વરઘોડાથી પ્રવેશોત્સવ ઉજવાયો. માંડોલીમાં દાદાગુરુ શ્રી ધર્મવિજયજીના મંદિરમાં તથા જિનાલયમાં સુમતિનાથ ભગવાનનો પ્રતિષ્ઠા–ઉત્સવ હતો તે અસીમ ઉલ્લાસ તથા આનંદથી પૂર્ણ થયો. ત્યાં અગ્નિનો પ્રકોપ થવાનો હતો, પરંતુ ગુરુદેવના પ્રયાસથી નજીકના બીજા ગામે નામ માત્રનો થઈ શાંત થઈ ગયેલો.

સં. ૧૯૯૫ની ગુરુપૂનમ માંડોલીમાં અતિ ધામધૂમથી ઊજવાઈ. જેમાં અનેક રાજા–મહારાજાઓ તથા શ્રીમંતો તરફથી ભેટ આવી. શેઠ કિશનચંદ લેખરાજ ખીમાણી પહુમલ બ્રધર્સે

હૈદરાબાદ સિંધમાં તેના બંગલાને આગ લાગેલી તેમાંથી પોતાને ગુરુદેવે કેવી રીતે બચાવ્યા તે વાત કહી સંભળાવી.

શ્રાવણ વદી છઠ્ઠના રોજ દાદગુરુ શ્રી ધર્મવિજય ભગવાનની નિર્વાણતિથિની ઉજવણી કરી. એક દિવસ ગુરુદેવે ભોળામુનિ કે જે મૂંગા અને બહેરા હતા તેની દ્વારા અનેક સંપ્રદાયો તથા માંડોલી પંચની સમસ્યા ઉપર વિદ્વત્તાપૂર્ણ ભાષણ કરાવ્યું. એ રીતે જે અસંભવિત હતું તે કરી બતાવ્યું. ગુરુદેવની આત્મશક્તિથી જ તે બન્યું.

એક દિવસ ગુરુદેવ સમક્ષ ધાર્મિક યુનિવર્સિટી ખોલવાની વાત નીકળતાં શ્રોતાગણોમાંથી દાનમાં ખૂબ દ્રવ્ય મળવાનાં વચનો મળ્યાં. શેઠ કિશનચંદ લેખરાજે પણ દસ-લાખ રૂપિયા આપી દેવાની ઘોષણા કરી. પરંતુ યુનિવર્સિટી માટેના સ્થળ વિષે ખેંચતાણ ચાલી. પાછળથી ગુરુદેવે ફરમાવ્યું કે દાનની રકમો અનીતિથી ઉપાર્જન કરેલા પૈસામાંથી એકઠી થાય તો બધાની બુદ્ધિ બગડે. તેમ કહી વાત બંધ કરાવી દીધી.

ઐસી દેહુ ઉદારતા કરિ કરુણા પ્રભો મોહિ ।
સબકો દેખું એક સમ કબહુ ન ભૂલો તોહિ ॥

વિહાર :

માંડોલીમાં નવ માસ રહ્યા બાદ અડતાલીસ ગામોની વિનંતીથી સંવત ૧૯૯૫ માગશર સુદી ત્રીજના રોજ બપોરે ત્રણ વાગે ઉમેદપુર પ્રતિષ્ઠા કરવા વિહાર કર્યો. સિયાણા મણાદર હરજી થઈને માગશર સુદી નોમના ત્રણ વાગે ગુરુદેવ વિજયલલિતસૂરિજી આદિ સાધુઓ તથા અસંખ્ય જનસમુદાય સાથે ઉમેદપુરમાં પધાર્યા. સુદી દસમના દિવસે અમીઝરા પાર્શ્વનાથની પ્રતિષ્ઠા આનંદમંગળ અને મોટા સમારંભથી કરી, ઉમેદપુરથી તેરસના રોજ વિહાર કરી ભાદરલી થઈને તખતગઢ પધાર્યા.

પોષ વદી ત્રીજના સાયંકાળે વાંકલી ગામે પહોંચી ગયા. વાંકલીમાં ૩ દિવસ રોકાઈને પોષ વદી છઠ્ઠના રોજ ખીવાણદી ગામમાં પધાર્યા આ ગામમાં છેલ્લાં સિત્તેર વરસનો કલહ હતો તે શાંત કર્યો. આઠ દિવસ સુધી જનતાને ભક્તિસુધાનું પાન કરાવ્યું અને સામાજિક સુધારા પણ કરાવ્યા.

ગુરુદેવે એ સ્પષ્ટ કહ્યું કે કાનૂન–કાયદાનો ઉપયોગ કરી સમાજસુધારો કરવા જતાં ભ્રષ્ટાચાર જ વૃદ્ધિ પામે છે, એટલે સામાન્ય જનતાને શિક્ષણ આપવું કે જેથી તે પોતે જ પોતાના રીતરિવાજોમાં પરિવર્તન કરે.

અમીદૃષ્ટિ :

ખીવાણદી ગામની પાસે એક સુકાઈ ગયેલું તળાવ હતું અને જનતા પાણીના અભાવે બહુ દુઃખી હતી. ગુરુદેવે તળાવની પાસે બેસીને ધ્યાન કર્યું અને પવિત્ર અમીદૃષ્ટિ તળાવમાં કરી. બીજે જ દિવસે તળાવ પાણીથી ભરપૂર બન્યું અને જનતા હર્ષિત થઈ ગઈ. ગુરુદેવની કેવી અલૌકિક શક્તિ !

૧૯૯૫ પોષ વદી તેરસે ગુરુદેવે પોમાવા તરફ વિહાર કર્યો. ત્યાં કુંથુનાથ ભગવાનની પ્રતિષ્ઠા તથા શાંતિસ્નાત્ર કરી પોષ સુદી દસમના દિને વિહાર કરી શિવગંજ પધાર્યા. ત્યાં દોઢ માસ સ્થિર વાસ કરી વિશ્વપ્રેમ અને ભક્તિનો અનુપમ સંદેશ દઈ બધાંને આનંદ કરાવ્યો.

ત્યાંથી વિહાર કરી બડગાંવ, કલાપરા, રાડબર થઈને ચુલી પધાર્યા. ત્યાં દોઢ માસ બિરાજ્યા. ચુલીથી વિહાર કરી ત્યાંથી ચાર માઇલ દૂર ઉત્પલ નામક ગામમાં વિશ્રામ કર્યો. ત્યાંથી અઠવારા ગામ પધાર્યા. તે ગામમાં ૬૦ વરસથી કલહ ચાલતો હતો. તેનું સમાધાન કરાવી શાંતિ સ્થાપી. ત્યાંથી પોષાલિયા, ભેવ, પાલડી, વાગણ, શિરોહી, ગોહિલી, પાડિવ, ખાંભલ આદિ ગામોમાં વિચરતાં વિચરતાં ૧૯૯૬ વૈશાખ સુદી છઠ્ઠના પ્રભાતે

અનાદરા પહોંચ્યા. ત્યાં સુદી સાતમના રોજ પ્રાચીન મંદિરમાં પ્રતિષ્ઠા કરાવી સ્થિરતાપૂર્વક રહ્યા.

આશા કે સંબલ કો લે કર સત્ય ધર્મ ઉત્સાહ।
અરે બટોહી બઢતા જા તું સતચિત્તમયી ૐ કી રાહ ॥.

સુવર્ણમહોત્સવ :

સંવત ૧૯૯૬ની વસંતપંચમીએ ગુરુદેવને ૫૦ વરસ પૂર્ણ થતાં હોઈ ભક્તોએ તે દિવસ અનાદરામાં સુવર્ણમહોત્સવ ઊજવવાનો નિશ્ચય કર્યો. ભારતના ખૂણે ખૂણેથી ભક્તો એકત્રિત થઈ ગયાં અને આઠ દિવસ ખૂબ ધામધૂમ અને ભક્તિપૂર્વક સમારોહ ઊજવાયો.

અનાદરામાં ચૈત્ર માસની નવપદજીની ઓળી ધામધૂમથી કરાવી ગુરુદેવ અષાડ સુદી તેરસના દિવસે દેલવાડા પહોંચી ગયા.

અંતિમ ત્રણ વર્ષો :

ચાતુર્માસ દેલવાડામાં આત્મજાગૃતિમાં બિરાજ્યા. આસો માસમાં નવપદજીનું આરાધન ધામધૂમથી કરાવી દેલવાડાથી વિહાર કરી ગુરુદેવ અચળગઢ પધાર્યા.

ચૈત્ર માસમાં નવપદજી ઓળી કરવા દૂર દૂરથી ઘણાં ભક્તો એકત્રિત થયાં. ચૈત્ર સુદી તેરસ મહાવીર જયંતીના અવસરે અનેક ધર્મોના અનુયાયીઓ દૂર દૂરથી સેંકડોની સંખ્યામાં આવેલા. ગુરુદેવે તેઓને સંબોધીને એક ખુલ્લી જગ્યામાં ત્રણેક કલાક પ્રવચન કર્યું.

ગુરુદેવે લોકોનાં મન નિર્મળ કરવાના હેતુથી અધ્યાત્મનું વર્ણન ઘણી તલસ્પર્શી માર્મિક ભાષામાં હૃદયના અંતરને ભેદી નાખે તેવું પ્રવચન દ્વારા કરેલું. વ્યાખ્યાનમાં અનેક લોકોની શંકાના આપોઆપ સમાધાન થઈ જતાં તેમનાં અંતઃકરણ નિર્મળ થતાં ખાતરી થઈ કે અમારા મનની અનેક શંકાઓ જાણીને તે બધાનું એક સાથે જ પ્રવચનમાં સમાધાન કર્યું.

૧૯૯૮ના ભાદરવા માસમાં પાલનપુરમાં નવાબ સાહેબનાં બેગમ સાહેબ બાથરૂમમાં લપસી પડી જતાં તેમણે ગુરુદેવને આર્દ્રતાપૂર્વક ચીસ પાડી બોલાવ્યા. ગુરુદેવે તે ઘા અચલગઢમાં ઝીલી લેતાં ગુરુદેવનું કમર નીચેનું હાડકું તૂટી ગયું, જ્યારે બેગમ સાહેબ સાવ ઇજા પામ્યા વગર ઊભાં થયાં. આ ઇજાના કારણે ગુરુદેવ ઊભા થઈ શકતા ન હતા. તેઓશ્રીનું હાડકું ભાંગી ગયું છે તેની કોઈને ખબર ન હતી તેમ જ કોઈને નિદાન કે ઉપચાર કરવાનું પણ કહ્યું ન હતું. આટલી બધી પીડાજનક સ્થિતિમાં પણ ગુરુદેવ સૂતાં કે પરાણે બેઠા થઈને આવનારાં યાત્રીઓને સાંત્વન તથા ઉપદેશ આપ્યા જ કરતા હતા. એક મહિને હાડકું આપોઆપ ત્રાંસું જોડાઈ જતાં ગુરુદેવ ઘણા જ દૂબળા તથા અશક્ત દેખાતા હતા.

આ જ અરસામાં ગુરુદેવના પરમ ભક્ત શ્રી કિંકરદાસજીના કુલગુરુ પ્રજ્ઞાચક્ષુ શ્રી ગંગેશ્વરાનંદજી મહારાજ ગુરુદેવ પાસે આવ્યા. તેઓ કેટલાં યે શાસ્ત્રોના શ્લોકો બોલી ચર્ચા કરતા. પણ ગંગેશ્વરાનંદજીના મુખે શ્લોકનો પહેલો શબ્દ નીકળતાં જ ગુરુદેવ આગળનું બધું બોલી તે શ્લોકોનું યથાર્થ રહસ્ય સમજાવતા હતા. તેમની સાથે તેમના એક શિષ્ય પણ હતા. તેમને એમ થયું કે શાંતિવિજયજીને તો બધાં શાસ્ત્રોના શ્લોકો તો જીવ્હાગ્રે છે એટલે બીજે દિવસે પોતે નવા શ્લોકો બનાવી લાવ્યા. પણ તે એક શબ્દ બોલ્યા કે તુરત જ ગુરુદેવે તેના રચેલા બધા શ્લોકો કહી દીધા. આ ચર્ચા પૂરી થતાં ગંગેશ્વરાનંદજી ઘણો જ આનંદ પામ્યા અને તેમણે કિશનચંદજીને કહ્યું: "તમને પૂર્ણજ્ઞાની પુરુષોત્તમ ભગવાન જ મળ્યા છે. મને પહેલાં ભ્રમ હતો."

માઉન્ટ આબુના બસ સ્ટેન્ડ નજીક "શાંતિસદન" નામનો જે બંગલો છે તે ચેરીટેબલ પરપઝ માટે ગુરુદેવે કિશનચંદ શેઠ પાસે ખરીદ કરાવ્યો.

નિર્વાણ :

ગુરુદેવે પોતાના નિર્વાણ બાબત ત્રણચાર માસ પહેલાં ગૂઢ રીતે જાહેરાત કરેલી: "અબ કોઈ મેરે દર્શનાર્થ નહીં આવે; મેં ધ્યાનમેં બેઠનેવાલા હૂં, ગુરુશિખર જાનેવાલા હૂં." વળી કહેતા: "મહાપુરુષને દેહની આવશ્યકતા નથી. મને ઘણો જ આનંદ છે કે આ દેહથી જે કામ કરવાનાં હતાં તે બધાં મેં કરી લીધાં છે."

આ દિવસોમાં તપસીજી છોગમલ ઘન્નાજીએ ૫૧ ઉપવાસ કર્યા હતા. તેમણે ગુરુદેવના દરવાજાને અડીને જ બહાર આસન રાખેલું. ઉપવાસકાળમાં ગુરુદેવના દર્શનાર્થે આવતાં શાસન-દેવીઓ ચક્રેશ્વરી પદ્માવતી, સરસ્વતીનાં દર્શનનો લાભ મળ્યો. તપસીનાં પારણાં બાદ તેમને પણ તેમના ગામે મોકલી દીધાં.

સંવત ૨૦૦૦ના પર્યુષણ પર્વ પૂરાં થતાં ગુરુદેવ નામ માત્ર કહેવાય તેટલો જરાક જ આહાર લેતા. ઘણી વખત બેચાર દિવસ સુધી દરવાજો પણ ઉઘાડતા નહીં. તેમ જ કોઈને દર્શન પણ દેતા નહીં.

તા. ૧૮-૯-૧૯૪૩ના રોજ મુંબઈની વીરચંદ પાના-ચંદની પેઢીવાળા શેઠ ફૂલચંદ માણેકચંદ ધર્મપત્ની લીલાબેનની સાથે મુંબઈથી આવ્યા કારણકે તેમના જુવાન પુત્ર ખાંતિલાલનો દેહાંત થઈ ગયેલો. તા. ૨૩-૯-૧૯૪૩ની રાત્રીએ સાડા દસ વાગે ગુરુદેવે તેમને બોલાવી ટોર્ચની રોશનીમાં ખાંતિલાલનાં દર્શન કરાવ્યાં અને પછી ગુરુદેવે સાંત્વના દઈને આત્મ-શાંતિ માટે બોધવચન કહ્યાં. ગુરુદેવે ભગવાન મહાવીર સ્વામીના નિર્વાણસમયની ચર્ચા કરી તે દંપતીને ઉપદેશ આપતાં કહ્યું: "આયુષ્યમાં એક પળ માત્રનો પણ ફેરફાર થઈ શકે નહીં. જ્યારે ભગવાન મહાવીર પણ પોતાના આયુષ્યમાં એક પળ માત્ર પણ વધારી શક્યા નહીં તો આપણે શું હિસાબમાં?"

આ વખતે ગુરુદેવને તાવ હતો અને શ્વાસોશ્વાસ તીવ્ર ગતિમાં ચાલતા હતા. શેઠ ફૂલચંદભાઈ, લીલાબહેન, સૂરજમલજી, કમલાપ્રસાદજી, દેસરકાકા તથા ચંપકભાઈ હાજર હતા.

રાત્રે અઢી વાગે નાડીની ગતિ મંદ થઈ. વિ. સં. ૨૦૦૦ આસો વદી અધિક દશમ ગુરુવાર તા. ૨૩–૨૪ સપ્ટેમ્બર ૧૯૪૩ રાત્રે ૩ વાગ્યે ચોપન વર્ષની જીવનયાત્રા પૂર્ણ કરી યોગીરાજ ધ્યાનસ્થ દશામાં જ નિર્વાણપદને પામી ગયા.

ગુરુદેવે દેહત્યાગ કરવા પહેલાં પોતાની આત્મશક્તિથી અનેક ભક્તોને સંકેત કર્યો હતો. શેઠ હીરાચંદજી ગુલેચ્છાને પણ અમદાવાદમાં સાંજે ચાર વાગે ગુરુદેવના ફોટામાંથી અવાજ સંભળાયેલો કે: "જાઉં છું."

ગુરુદેવના નિર્વાણ અને અગ્નિસંસ્કારના સમાચાર ભારતવર્ષના બધા ભક્તોને તાર, ટેલીફોન, રેડીયો તથા છાપા દ્વારા આપવામાં આવ્યા.

આથી અમદાવાદથી શાંતાબહેન, ચીનુભાઈ લાલભાઈ વગેરે પચીસેક ભક્તો રાત્રે બાર વાગે અચળગઢ પહોંચી ગયાં. ગુરુદેવ પદ્માસને બિરાજેલા હતા, નેત્રો અડધાં ખૂલેલાં, પરમ ધ્યાનસ્થ દશાનો આભાસ દેતાં હતાં. ચંદનની મહેક આવી રહી હતી. ગુરુદેવે દેહ છોડ્યા ૨૧–૨૨ કલાક થઈ ગયેલા પણ નેત્રોમાં અનુપમ જ્યોતિ હતી. મુખમુદ્રા અતિ સૌમ્ય, સુંદર, આકર્ષક અને સજીવ હતી. દર્શન કરતાં આમાંથી પ્રાણ ચાલ્યા ગયા છે તેમ માની શકાતું ન હતું.

ગુરુદેવના દેહને અર્ધ પદ્માસન અવસ્થામાં પાલખીમાં બિરાજમાન કરીને અચળગઢથી આસો વદી બારસ તારીખ ૨૫–૯–૪૩ના રોજ માંડોલી તરફ પ્રસ્થાન કર્યું. બપોરે માઉન્ટ આબુ પહોંચ્યા. ત્યાં એ. જી. જી. સાહેબે સત્તાવાર બેન્ડ સાથે

તથા જનતાએ ભવ્ય સ્વાગત કર્યું. ત્યાર બાદ પાલખીને ટ્રકમાં બિરાજમાન કરીને "ગુરુદેવ શાંતિવિજયજી એનીમલ હોસ્પિટલ" સુધી વળાવી ગયાં. આજના શાંતિઆશ્રમ નામના સ્થાને રોકાયા. શેઠ કિશનચંદજી પણ હૈદરાબાદથી આવી પહોંચ્યા. શેઠ સાહેબ તથા રૂકમણિબેને ત્યાં પણ ભક્તિપૂર્વક પ્રાર્થના કરી. શેઠ સાહેબને પણ ગુરુદેવ જીવિત હોવાનો જ આભાસ થયો. ગુરુદેવે શેઠ સાહેબને પ્રેરણા આપી.

લડાઈ ચાલુ હોવાથી પેટ્રોલનું રેશનીંગ હતું તોપણ એ.જી.જી. સાહેબે ચાલુ સરવિસો બંધ કરાવી બસોને શાંતિઆશ્રમ મોકલી આપી અને બધાંને માંડોલી પહોંચાડવાનો આદેશ આપ્યો. સંધ્યાસમયે બધા માંડોલી પહોંચી ગયાં.

રાત્રે અગ્નિસંસ્કાર માટે બોલી શરૂ થતાં ગુરુદેવે શાંતાબેનને સાક્ષાત દર્શન આપતાં પ્રોત્સાહિત થઈને ૫૧,૦૦૦ રૂપિયા પર તેમની બોલી છૂટી.

રાતભર બાગરા, શિરોહી આદિ માર્ગોથી જનતા આવતી રહી અને પ્રભાતે તો ચાલીસ હજાર ઉપરની જનસંખ્યા ભેગી થઈ ગઈ અને આવક ચાલુ જ રહી. ગુરુદેવનાં માતાજી તથા ભાઈઓ પણ પહોંચી ગયા.

સોમવાર તા. ૨૯-૯-૧૯૪૩ના પ્રભાતે ગુરુદેવની પાલખી પૂર્ણચંદનની ચિતામાં દાદાગુરુશ્રી ધર્મવિજયજીની સમાધિની પાસે જ લાવી અગ્નિસંસ્કાર કર્યો. સેંકડો મણ ચંદન, નારિયેળ આદિ ચડાવતા ગયા. ઘીના ૪૦ ડબા, ગુલાલ, કપુર, અગર, અત્તર આદિ સામગ્રીથી ચારે તરફ સુવાસ ત્રણ દિવસ ફેલાતી રહી, ત્રણ દિવસ સુધી ચંદન વગેરે જલતાં હતાં.

સંધ્યાસમયે મહાન ભક્ત કિકરદાસ તથા સેંકડો ભક્તો વિરહવેદનાનાં ભજન કરતા હતા ત્યારે જેઓ મોડાં પડેલાં અને

દર્શન ન થયાં માટે વિલાપ કરતાં હતાં તે બધાંને ચિતાની જ્વાળાની ઉપર ગુરુદેવનાં અભય મુદ્રામાં દર્શન થયાં અને શાંતિસુધાનું પાન થતાં બધાં મુગ્ધ થઈ ગયાં.

ગુરુદેવના અગ્નિસંસ્કાર બાદ શ્રી કિશનચંદજી, શાંતિલાલ ભગત, કમલાપ્રસાદ, દેસરકોકો, નગીનદાસ ભગત, ચંપકલાલ વગેરે અચળગઢ પાછા ફર્યા અને ત્યાં પરમાર્થ ઔષધાલયમાં નગીનદાસ ભગત હસ્તક, ગુરુદેવને ભેટસોગાદમાં આવેલી જડીબુટ્ટીઓ, દવાઓ, આદિ અલભ્ય વસ્તુઓનું લિસ્ટ બનાવી, પૂજાપેટીમાં રાખીને શેઠ કિશનચંદજીને સોંપી કે જે ૨૦૨૪-ની દિવાળી ઉપર દાદાગુરુનાં દૈવી વસ્ત્રો, ઓઘો, ઉપકરણ વગેરેની સાથે રાખીને દર્શનાર્થે ખુલ્લી મૂકવામાં આવી છે. અગ્નિસંસ્કારના સ્થાન પર શેઠ કિશનચંદજીએ સંગેમરમરના ભવ્ય મંદિરનું નિર્માણ કરી ભક્તોને અર્પણ કર્યું છે.

સ્વિટઝર્લૅન્ડ-નિવાસી શ્રી જ્યોર્જ સાહેબ પણ પાલીતાણા હોવાથી અગ્નિસંસ્કારના સમયે માંડોલી પહોંચી ગયા હતા. ગુરુદેવના વિરહથી સૂનમૂન બની ગયેલા જ્યોર્જ સાહેબને ગુરુદેવે ત્રીજે જ દિવસે સાક્ષાત દર્શન આપી કહ્યું: “જ્યોર્જ શાંતિ ઇઝ ગ્રેટ યોગ.”

આ પ્રમાણે નિર્વાણ બાદ પણ ગુરુદેવ સમય સમયે ઘણાં ભક્તોને પ્રત્યક્ષ અને કોઈને સ્વપ્નમાં દર્શન દેતા રહે છે અને અનેકોનાં કષ્ટોનું સ્મરણ માત્રથી જ નિવારણ કરી દે છે. દેશદેશાવરથી આ બાબત ખબર મળ્યા કરે છે.

ૐ શાંતિ.... ૐ શાંતિ.... ૐ શાંતિ....

## ક્યાં મળશે?

ક્યાં મળશે હવે ક્યાં મળશે?
એ સંતશિરોમણી ક્યાં મળશે?

જે શાંત રસેથી ભરિયા થા, ગુરુ દયાક્ષમાના દરિયા થા,
જે શાંતિપદમાં ઠરિયા થા, એ શાંતિસૂરીશ્વર ક્યાં મળશે?

દુઃખ સહેવામાં પૃથ્વી જેવા, જલ–વૃક્ષો જેમ કરતા સેવા;
એને પરદુઃખ હરવાના હેવા, એ સંતશિરોમણિ ક્યાં મળશે?

એ અખૂટ શાંતિના ધરનારા, ઉદ્ધાર અધમનો કરનારા,
દલિતોના દુઃખને દળનારા, એ શાંતિસૂરીશ્વર ક્યાં મળશે?

આશા ન-અન્ય તણી કરતા, ડૂબ્યાને કરી દેતા તરતા,
અમૃત મુખથી રહેતાં ઝરતાં, એ સંતશિરોમણિ ક્યાં મળશે?

સહુ જીવોને નિજ સમ જાણે છે, નિત પરનાં પાપો ટાળે છે,
સંત શિષ્યશાંતિને ચાહે છે, એ જગતગુરુ હવે ક્યાં મળશે?

આચાર્ય નાનચંદજી મહારાજ
(લીંબડી સ્થાનકવાસી સંપ્રદાય)

[૧૩]

# મારી ભારતયાત્રા

## [લે. મિસિસ નીલા ક્રેમ કુક]

[અમેરિકાના લી. ફરમેન ઇન્કોર્પોરેશન ન્યૂયોર્ક તરફથી સને ૧૯૩૯માં પ્રગટ થયેલ "માય રોડ ટુ ઇન્ડીયા" એ પુસ્તકના "ધી લેન્ડ ઓફ ધી સન એન્ડ મૂન" નામના પ્રકરણમાંથી થોડા અંશો, નીચે આપ્યા છે. તેમના પુત્રનું નામ સિરિયોસ અને કમ્પેનિયનનું નામ મિસ સ્ટુઅર્ટ હતું. તેઓ કાશ્મિરમાં રહી માઉન્ટ આબુ આવેલાં અને રાજપૂતાના હોટલમાં ઊતરેલાં.]

વર્ષો પહેલાં ગ્રીસમાં મેં માઉન્ટ આબુ અને દેલવાડાનાં મંદિરો વિષે વાંચેલું પણ અહીં આવી હું ભૂલી ગયેલી. ત્યાં સિરિયોસ અને સ્ટુઅર્ટ બહાર ફરવા ગયેલાં. તેઓ પાછાં ફરતાંવેંત જ સિરિયોસે મંદિરોનું રોમાંચક વર્ણન કર્યું. વળી મિસ સ્ટુઅર્ટે "ટાઇમ્સ ઓફ ઇન્ડીયા" પત્રમાંના એક લેખ પ્રત્યે મારું ધ્યાન દોર્યું :

માઉન્ટ આબુના દેલવાડાસ્થિત હિઝ હોલિનેસ મહાત્મા શ્રી શાંતિવિજયજી મહારાજા (એક જૈન યોગી) તેમના લાખો અનુયાયીઓને ફરમાવે છેઃ "વિશ્વના સર્વ જીવો પ્રત્યે અખંડ મૈત્રીભાવ અને નિર્વૈરતાથી આત્માની સાચી સ્વતંત્રતા–પરમાત્મપદ મેળવવાના ધ્યેયમાં વિરોધાભાસ ન થાય તે માટે કોઈ પણ જીવ પ્રત્યે તિરસ્કાર ન થાય, આથી રાજદ્વારી ચળવળથી દૂર રહેવું."

મેં તે જગ્યા ક્યાં છે તે પૂછતાં મિસ સ્ટુઅર્ટે દિશા બતાવી. ગ્રીષ્ઠીથી દોઢ માઈલ દૂર અલ્વરના મહારાણાનો ગુલાબી રંગનો મહેલ આવે છે તેની સામે જ છે. વધુમાં તેણીએ સલાહ આપી કે બપોર પછી તડકો ઓછો હોય ત્યારે જજો.

પણ હું એક મિનિટ પણ ખોટી થયા વગર, મનમાં શાંતિવિજય મહારાજા—કિંગ વિક્ટોરિયસ ઇન પીસ, એવો વિચાર કરતી ભર તડકામાં દોડતી દોડતી ગઈ. દેલવાડા પહોંચતાં ઊંચા ભવ્ય શિખરો દેખાયાં.

ત્યાં પહોંચતાં જ એક નાના છોકરાએ બધાં મંદિરો મને બતાવ્યાં. મેં તે છોકરાને શાંતિવિજય મહારાજ વિષે પૂછતાં તે એકદમ ઉલ્લાસમાં આવી ગયો અને તેમની કુટીરે લઈ ગયો. ત્યાં જઈ છોકરાએ "જય ગુરુદેવ" એમ બોલતાં જ ગુરુદેવે બારણું ખોલ્યું અને "ૐ શાન્તિ, ૐ પીસ" કહી હસતાં હસતાં કહ્યું: "તું ઘણી જ ઝડપથી દોડતી દોડતી આવી, કેમ?"

તેઓ કાંઈ પણ પાથર્યા વગરની જમીન ઉપર બેસી ગયા. હું પણ તે સમજીને બેસી ગઈ. જે નાનો છોકરો આવેલો તેણે ઘૂંટણીએ પડી ત્રણ વાર નમસ્કાર કરી મારી સામે જોયું એટલે હું પણ તેમ કરવા જતી હતી ત્યાં ગુરુદેવે "ૐ શાંતિ" કહી અટકાવી દીધી.

થોડી જ વારમાં હિંદના ખૂણેખૂણેથી આવેલાં બીજાં દર્શનાર્થીઓથી કુટીર ભરાવા માંડી. મંદિરના ચોકીદારોએ પણ 'જય ગુરુદેવ'નો જયનાદ કર્યો અને ધર્મશાળામાંથી પણ યાત્રીઓ આવ્યાં. તેઓ બધાં ઘૂંટણીએ પડીને નમસ્કાર કરવા લાગ્યાં, અને ગુરુદેવ બધાને 'ૐ શાંતિ' કહેતા ગયા. દર્શનાર્થીઓમાં

જૈનો, પારસી, મુસ્લિમો, હિન્દુ, ખ્રિસ્તીઓ વગેરે હતાં. તે બધાંને ગુરુદેવે મને પોતાની બહેન તરીકે ઓળખાવી.

સાંજ સુધીમાં મને ખાતરી થઈ કે માઉન્ટ આબુની મારી મુલાકાત ગુરુદેવ સાથે જ હતી. પાથર્યા વગરની ઉઘાડી જમીન ઉપર બેઠેલાં તેમનાં અસંખ્ય અનુયાયીઓએ તેમને મહારાજાનો આપેલો ખિતાબ ગુરુદેવની ભવ્યતા તથા નમ્રતા જોતાં ઘણો જ નાનો હતો.

એવામાં એક યાત્રીએ આવીને ઘૂંટણીએ પડી નમસ્કાર કરી ગુરુદેવનો ચરણસ્પર્શ કર્યો એટલે ગુરુદેવ બોલી ઊઠ્યા: "નહીં ભાઈ, અહીંથી જલદી જા અને જમીને પાછો આવ." તે માણસ દક્ષિણ ભારતથી એવા સંકલ્પ સાથે આવેલો કે ગુરુદેવનો ચરણસ્પર્શ કર્યા પહેલાં અનાજને અડીશ નહીં. તે પાંચ દિવસનો ભૂખ્યો હતો.

આબુના અંગ્રેજીભાષી પારસી હોટલમાલિકે એક વાત કહી. કોઈ દ્વેષી આચાર્યે એવી અફવા ફેલાવી કે ગુરુદેવ દેહત્યાગ કરવાના છે. આથી હજારો માણસો આબુની તળેટીમાં ભેગાં થયાં અને બીજાં આવી રહ્યાં હતાં. આટલાં બધાં માણસોને આબુ ઉપર પહોંચાડવાની વાહનની સગવડ કે તે બધાંને ઊતરવાની કે ખાવાપીવાની સગવડ સરકાર પાસે ન હતી તેમ જ નીચે તેમના માટે પાણી પણ પૂરતું ન હતું. તેમ છતાં કોઈ પાછાં જવા સંમત થયાં નહીં. અમલદારો અને પોલીસ પણ હતશૂન્ય થઈ ગયા. અંતે એક ડેપ્યુટેશન ગુરુદેવ પાસે મોકલ્યું અને તેઓએ પાછા આવી પાકી ખાતરી આપી કે ગુરુદેવ દેહ છોડવાના નથી ત્યાર પછી જ બધાં વિખરાયાં.

[ શ્રીમતી નીલા ક્રેમ કુકે મંદિરોનુ તથા આરતીનું જે વર્ણન કરેલ છે તે અહીં લીધું નથી ]

ગુરુદેવે મને મંદિરમાં આરતી જોવા જવા આદેશ આપ્યો એટલે હું ત્યાં ગઈ. ત્યાં જાણે હું પાસિફિક મહાસાગરનાં વાદળાંમાં હોઉં તેવો અનુભવ થયો. ત્યાં મેવાડની એક કુમારિકા લાંબા ઘેરવાળો ઘાઘરો પહેરી નાચી રહી હતી. કોઈ બંગાળી ભાષામાં, કોઈ ગુજરાતી ભાષામાં તો કોઈ મારવાડી ભાષામાં ગાતાં હતાં. એક સફેદ કપડાં પહેરેલ ભાઈ ધ્યાનમાં એટલો મસ્ત હતો કે તેને આજુબાજુનું કાંઈ ભાન ન હતું. આરતી સાત દિવેટની થઈ.

એથેન્સના મ્યુઝિયમમાં એપોલો જેવું દેખાયું. ટિબેટીઅન પેઇન્ટીંગ્ઝમાં જેમ ગુરુઓ જોવા મળે છે તેવું હતું. કાઉરોઝ અને ગુરુ એક જ શબ્દ છે. સંસ્કૃતમાં કે અને જી એકસરખાં વ્યંજનો છે. કાઉરોઝ કે જે એલ્યુઝીયન મિસ્ટરીના હિરોફેન્ટ અને ક્યુરીઓઝ ખ્રિસ્તીઓના સ્વામી અને ટીચર કહેવાય છે તે ગુરુ શબ્દનો જ પર્યાય છે. ગુરુ છે તે પણ સ્વામી અને ટીચર છે. પાઇથાગોરાઝ શબ્દ બુદ્ધ–ગુરુના અર્થનો જ છે.

ગ્રીક શબ્દ પાઇથિ એ સંસ્કૃત શબ્દ બુદ્ધમાંથી જ નીકળ્યો છે. પી અને બી અરસપરસ બદલાવાય તેવાં વ્યંજનો છે, જેવી રીતે ટી–એચ અને ડી–એચ હોય છે. બુદ્ધ એટલે દિવ્ય જ્ઞાન, તે શબ્દને અંત વગરનાં રૂપ અને રૂપાંતરો છે. બે ડી હોય એટલે બુદ્ધ જે મરક્યુરી કહેવાય છે. મરક્યુરી જ્ઞાન અને ડહાપણનો ગ્રહ છે કે જે ગ્રીકમાં પાઇથોન કહેવાય છે. ડ્રેગન ઓફ વિઝડમ. જેવી રીતે પાઇથિયા કે જે ડેલ્ફીની જ્ઞાની સ્ત્રી છે. પાઇથાગોરાઝ એટલે ગૂઢ ગુરુ એટલે અધ્યાત્મ શીખવનાર કે માસ્ટર ઓફ ડિવાઇન એનલાઇટમેન્ટ—દિવ્ય જ્ઞાનનાં પ્રકાશનો સ્વામી. આમ જોતાં ગુરુદેવ પણ ગુરુ–ઈશ્વર દૈવી ગુરુ હતા—પરમાત્મા લોર્ડ ઓફ ધી લોર્ડઝ હતા, તેની ખાતરી મારા

ધ્યાનમાં થઈ ગઈ. ગુરુદેવ વિશ્વની અજ્ઞાનતા ઉપર હસેલા કે વિશ્વ અમર નથી તેવી જ રીતે કાઉરોઝ અને એપોલો પણ હસેલા. તે વાત જેમણે વર્ણવેલી તે યુજિન ઓ'નીલ, લેઝેરસ પણ હસેલો અને તેણે આભા અને ઓઝસની વાત કરેલી અને ડાયોનસ ........ હું મારા ધ્યાનમાંથી મુક્ત થઈ ગુરુદેવ પાસે ગઈ. બે કલાક મૌન અને શાંતિમાં દિવ્યતાનાં ઝોલાં ખાધાં. ત્યાર બાદ ગુરુદેવે કહ્યું: "ૐ શાન્તિ. બહેન, હું તને નવો મંત્ર આપીશ. તારો જે મંત્ર છે તે તને ઊંચે ચડાવવાને શક્તિમાન નથી." મારો શું મંત્ર છે તે મેં ગુરુદેવને કહેલું ન હતું. ગુરુદેવે મને સાત અક્ષરનો મંત્ર આપ્યો, અને કહ્યું કે ધ્યાન કરો. તે તેમની ખાસ સૂચના હતી. એક કલાક મેં તે પ્રમાણે ધ્યાન કર્યું. એવામાં એક અઢાર વર્ષનો છોકરો આવ્યો અને તેના માથા ઉપર હાથ ફેરવી ગુરુદેવે કહ્યું: "આ સારો છોકરો છે. તે પૂનાની કોલેજનો વિદ્યાર્થી છે. તેનું નામ મનુ છે. કોલેજમાંથી અહીં દર્શન કરવા નાસી આવ્યો છે." ગુરુદેવ તેને દરરોજ પાછો જવાનું કહેતા.

ગુરુદેવ મને રજા આપવા જતા હતા ત્યાં જ મનુએ મને કહ્યું: "ગુરુદેવ જાણે છે કે અભ્યાસ નિરર્થક છે, પણ તમે અહીં આવ્યાં છો તો મને થોડા દિવસ વધારે તમને ઇન્ટરપ્રીટ કરવા રોકાવા દેશો." મને તો ગુરુદેવ સાથે વાતચીત કરવામાં કોઈ તકલીફ ન હતી પરંતુ ગુરુદેવે કહ્યું કે મનુ થોડો વખત વધારે રોકાશે અને તમને યાત્રાળુ સાથે વાતચીત કરવામાં દુભાષિયો (ઇન્ટરપ્રીટર) થશે.

ગુરુદેવે મનુને ગુજરાતીમાં કંઈક કહ્યું એટલે તેણે મને કહ્યું કે ગુરુદેવ કહે છે કે તમારી દાદીએ તમારું એગપ્લાન્ટ રાંધી નાખ્યું. મેં એગપ્લાન્ટમાંથી રમકડાની પૂતળી બનાવી હતી. ત્યારે હું પાંચ વર્ષની હતી. હોલીવુડમાં મારી દાદી સાથે

રહેતી હતી અને મેં નિશ્ચય કરેલો કે હવે કદાપિ હું એગપ્લાન્ટ ખાઈશ જ નહીં.

મનુએ કહ્યું: "તે દિવસ તમે આખી જિંદગી યાદ રાખ્યો છે. તે દિવસથી ગુરુદેવ તમને ઓળખે છે અને તમે એક દિવસ અહીં ચોક્કસ આવશો તેની તેઓશ્રીને ખાતરી હતી."

મેં આશ્ચર્યચકિત થઈને પૂછ્યું: "ગુરુદેવ આ બધું કેવી રીતે જાણે છે?" ફરી એક કલાક અમે ત્રણે શાંતિમાં બેઠાં. ત્યાં જ પેલા મંદિરમાં જે ધ્યાનમાં બેઠા હતાં તે ભાઈ આવ્યા. તે બંગાળના મોટા જમીનદાર હતા. દર વર્ષે ગુરુદેવ પાસે દુનિયાની જંજાળ છોડીને આવતા. તેમનું મોટું કુટુંબ હતું. તેમને અહીં બધા બાબુસાહેબ કહેતા. તેમને ખબર પડી કે હું અમેરીકન છું એટલે તે ઘણા ખુશી થયા. એવામાં અગિયારના ડંકા વાગતાં ગુરુદેવે કહ્યું: "બાબુજી, તમે અને તમારા નોકરો જઈને બહેનને મૂકી આવો." જોકે મારે તો તારલાના પ્રકાશમાં જંગલનું સૌન્દર્ય નિહાળવું હતું.

બીજે દિવસે હું વહેલાસર ગુરુદેવ પાસે ગઈ ત્યાં જ ગુરુદેવે મને પ્રતિજ્ઞા કરાવી કે હું આજથી ગુરુદેવની શિષ્યા છું. હું ગુરુદેવની શિષ્યા બની ગઈ.

તે દિવસે આરતી પછી મને અને મનુને બાબુસાહેબે જમવાનું આમંત્રણ આપ્યું. મારા માટે મરચાં વગરની રસોઈ કરાવેલી હતી. જમ્યા બાદ તુરત જ પૂર્વથી પશ્ચિમ અને ઉત્તરથી દક્ષિણ, એમ આખા ભારતના જુદી જુદી ભાષા અને જુદા જુદા પહેરવેશવાળા યાત્રાળુએ મને ઘેરી લેતાં એવો ભાસ થયો કે આખું ભારત મને મળવા આવ્યું છે અને મારે હવે ક્યાંય જવાની જરૂર નથી. બધાંની ભાષા જુદી જુદી હોવા છતાં બધાં ભાંગીતૂટી હિન્દીમાં વાતચીત કરી એકતા સાબિત કરતાં હતાં.

હું એકલી હોત તો તો અહીં ધર્મશાળામાં જ રહેવા ચાલી આવત. પણ સિરિયોસ અને તેની નર્સ સાથે હોવાથી તે બની શક્યું નહીં. ગુરુદેવની શિષ્યાનાં નાતે રાજપૂતાના હોટલના પારસી માલિકે મને અર્ધા ચાર્જથી, વધારાના મારા અંગત બ્રાહ્મણિયા રસોડાની વિશેષ સગવડ કરી આપી હતી.

એક દિવસ મનુએ મને ખબર આપી કે ગુરુદેવ હવે દેલવાડામાં નથી પરંતુ હિંસક પ્રાણીઓના ધામ ગાઢ જંગલમાં ગુફામાં ગયા છે. અમો જંગલમાં ગયાં. ત્યાં દૂરથી એક ઊંચા શિખરને મથાળે ગુરુદેવ દેખાતા હતા. ગુરુદેવ જંજાળથી મુક્ત થવા ત્યાં ગયેલા પણ અમારી પાછળ જ પારસી ખુરશેદબેન એક કામળો લઈ આવેલાં. ત્યાં ગુફામાં જમીન ઉપર કાંઈ પણ પાથરેલું ન હતું. ગુરુદેવે કહ્યું કે મારે કોઈ જરૂર નથી છતાં ખૂબ આગ્રહપૂર્વક તેમણે કામળો આપતાં ગુરુદેવે સ્વીકારીને પોતાના તરફથી તે કામળો ખુરશેદબેનને પાછો ભેટમાં આપ્યો.

ગુરુદેવ માત્ર માળાની જ ભેટ સ્વીકારતા અને તે માળા દર્શનાર્થીઓને આપતા. રાજપૂતાના અને કાઠિયાવાડના રાજા-મહારાજાઓ ઘણી ભેટ લાવતા પણ ગોતે તેમની સામે જ બીજાઓને આપી દેતા. ગુરુદેવે સિરિયોસને એક કિંમતી માળા આપેલી અને મને પણ એક સૂતરની માળા આપેલી. દરરોજ હું ગુફાએ બપોર પછી જતી અને અર્ધી રાત સુધી હું ત્યાં રોકાતી.

એક રાત્રે મને વિચિત્ર સ્વપ્ન આવ્યું કે મારી આસપાસ મારાં મૃત માતાપિતાના શરીરના ટુકડા વેરાયેલા પડ્યા છે. હું ગુરુદેવ પાસે પૂછવા ગઈ તો ગુરુદેવે કહ્યું: “ૐ શાંતિ. ઘેર જાઓ અને ફરીથી સ્વપ્ન જુઓ.” તે રાત્રે હું ભરઊંઘમાંથી

વડલાની ડાળીઓના અવાજથી એકાએક જાગ્રત થઈ ગઈ. ગુરુદેવ તેજરૂપે મારા તરફ હસતા હતા. તેઓ મારા ખભાને, બાવડાને, કાંડું, ઘૂંટણ—અંગૂઠો અને ઘૂંટણ, મસ્તક તથા હૃદય ઉપર આંગળી અડાડતા ગયા, તેમ તેમ ત્યાં ઘીના દીવા જેવો પ્રકાશ થતો ગયો, અને હું દિવ્ય આનંદમાં ડૂબી ગઈ. (પાછળથી સમજ પડી કે એ સમાધિનો આનંદ હતો.) આ આનંદનું વર્ણન શબ્દોમાં થઈ શકતું નથી.

સવારનાં હું ગુરુદેવ પાસે દોડી ગઈ. બાબુસાહેબ અને મનુ પણ ગુરુદેવ પાસે બેઠેલા હતા. હું કાંઈ બોલી શકું ત્યાર પહેલાં જ ગુરુદેવ બોલી ઊઠ્યા: "કેમ બેન, કાલની રાત્રી તો આનંદમાં જ ગઈ ને? આવું રોજ બને નહીં પણ તે સદાને માટે જ છે."

હું મંદિરમાં ગઈ, બાબુ અને મનુ સાથે હતા. ત્યાં બધાં પૂજા કરતાં હતાં. મૂર્તિને ચાંદલા કરેલા તે તો હું રોજ જોતી પણ આમ કોણ અને શા માટે કરે છે તે હું જાણતી ન હતી. ત્યાંથી ઉપર જતાં ઝાડના મથાળે ડોલ ટેમ્પલ હતું ત્યાં નાની નાની મૂર્તિઓ હતી અને એક મારવાડી કન્યકા પૂજા કરતી હતી. તેને મેં પૂછ્યું કે આ ડોલ ટેમ્પલ તેં કેમ પસંદ કર્યું? તેણીએ શરમથી આંખ નીચી રાખી જવાબ દીધો કે જ્યારે તેણી ત્યાંથી નીચેનાં મંદિરો જોતી ત્યારે પોતે જ પરમાત્મા બની જતી હતી. અને ત્યાંથી ઈશ્વર પણ ઉપરથી જ નીચે જુએ છે અને બધાંને પ્રેમાળ બાળકો સમજે છે જેવી રીતે દેવી ઉપરથી જુએ છે તેવી રીતે જોતાં મારો વિશ્વ પ્રત્યેનો પ્રેમ પરિપૂર્ણ બને છે અને હું વિશ્વમાતા બની જાઉં છું. તે કન્યાને મેં ફરી કદાપિ જોઈ નથી.

મેં મારું કપાળ તે મૂર્તિના ચરણકમળમાં અડાડ્યું અને બધાંની જેમ પૂજા કરી.

ગુરુદેવે કહ્યું: "તેં એક સ્વપ્નમાં મૃતદેહો જોયા અને બીજા સ્વપ્નમાં જીવતા દેહો જોયા. એટલે આપણે મરેલાં છીએ—બધાં જ મરેલાં. જીવતાં છતાં માત્ર નામની જ શક્તિવાળાં. અને દેલવાડાની આરસની મૂર્તિઓ છે તે જોયું ?"

કપાળમાં ચન્દ્ર છે તેમ યોગશાસ્ત્ર બતાવે છે અને કરોડરજ્જુને છેડે માઈક્રોકોસ્મિક સૂર્ય છે. જે મંત્ર ગુરુદેવે મને આપેલો તે એવી રીતે બોલવાનો છે કે "ૐ" ડૂંટીએ મૂકેલો અને બાકીનો હ્રીં અર્હં નમઃ ગુંજતો ગુંજતો હૃદય સોંસરવો નીકળીને ઉપર અથડાય અને ત્યારે ચન્દ્રનું અમૃત નીચે ટપકવા લાગે. અરે દિવ્ય શક્તિઓ ઉત્પન્ન થાય. આપણે જ સૂર્ય અને ચન્દ્રની ભૂમિ છીએ ને અનુભવાય છે.

[ પ્રકરણ "ટેમ્પલ ઓફ ધી ડંઝ" માંથી ]

હિંસક પશુઓ વચ્ચે ગુરુદેવ એકલા જ જંગલમાં રહેતા હતા. જ્યાં સુધી "વિશ્વના સર્વ જીવો પ્રત્યે નિર્વૈર ભાવે મિત્રો સમજી શાંતિથી રહીશ" તેવો સંકલ્પ નહોતો કર્યો ત્યાં સુધી મને રાત્રે જંગલમાં એકલી–હરવાફરવાની મના કરેલી. હવે હું કોઈથી બીતી નથી તેમ જ કોઈને ડરાવતી નથી.

એક સાંજે સિરિયોસ અને સ્ટુઅર્ટ સરોવરની પાછળ બેઠાં હતાં. સ્ટુઅર્ટ ગૂંથતી હતી અને સિરિયોસ રેલવે સ્ટેશન બનાવતો હતો એવામાં એક જબરજસ્ત ભયંકર દીપડો ત્રણ ફૂટ દૂરથી આવતો દેખાયો. સ્ટુઅર્ટ સિરિયોસને લઈને દોડી ગઈ અને સિરિયોસને માઠું લાગ્યું કે દીપડાએ ગુડ મોર્નિંગ કેમ ન કહ્યું ? મિસ સ્ટુઅર્ટના ધ્યાનમાં આવ્યું કે તે માદા–દીપડી હતી અને તેઓ બેઠાં હતાં ત્યાં પાછળ જ ઊંચે તેનાં બચ્ચાં હતાં. પછી ત્યાં જવાનું બંધ કરેલું. પણ એક દિવસ

સિરિયોસે કહ્યું: "અમે તેનાથી બીતાં નથી તેની દીપડીને ખાતરી કરાવવા અમો આજે સવારે ત્યાં જ બેઠાં હતાં."

હું જ્યારે જ્યારે ગુરુદેવ પાસે જતી હોઉં ત્યારે ત્યારે રસ્તામાં જ બધા મને "જયગુરુદેવ" કહેતા અને ગુરુદેવ દ્વાર બંધ કરીને એકલા જ બેઠા છે કે ભક્તોના સમૂહ વચ્ચે બેઠા છે તેની ખબર પડી જતી.

એક દિવસ આબુની બજારમાં પોતાના નોકરો સાથે બાબુજી મળી ગયા. તેમણે ખબર આપી કે એક ગરાસિયો તેના ગામલોકો સાથેનો વીસ વરસનો ઝઘડો પતાવવા માટે ગુરુદેવ પાસે આવેલ છે. માત્ર છાણાના પ્રશ્ન સિવાય બાકીનું બધું પતી ગયું છે. પણ 'જયગુરુદેવ!' બાકીનું પણ પતી જશે.

હું ત્યાં ગઈ અને જોયું તો ગુરુદેવની બાજુએ ગરાસિયો તેના કુટુંબના સ્ત્રીવર્ગ સાથે બેઠો છે. માથે મોટો લીલો સાફો અને કાનમાં સોનાનાં મોટાં કુંડળ પહેરેલ હતાં. બીજી બાજુ તેના રૈયતના મોવડીઓ સ્ત્રી-સમુદાય સાથે બેઠેલા. બંને બાજુ એક એક કારકુન પ્રોસીડીંગ લખતા હતા.

ઝઘડો પતી ગયો હતો પણ ગરાસિયો તેના મહેમાનોને પ્રજાએ છાણાં મફત આપવાં જોઈએ તે મુદ્દા ઉપર મક્કમ હતો. પ્રજા કહેતી હતી કે ગરાસિયાએ છાણાં વેચાતાં લેવાં જોઈએ. ગરાસિયાએ કહ્યું કે અહીં એવો કોઈ હલકો માણસ છે કે જે કહે કે દૂધ પણ વેચાતું લેવું જોઈએ?

ગામલોકોએ કહ્યું કે સજ્જન પ્રમાણિક માણસ કદાપિ પણ દૂધ વેચે જ નહીં. ગરાસિયાના ઘણા મહેમાનો હોય છે તો ય અમારાં બાળકોના મોઢેથી લઈને પણ અમો પૈસા લેતા

નથી. તેમ જ લેશું પણ નહીં. ગાય તો અમારા બધાંની માતા છે અને દૂધ તેની પવિત્ર ભેટ છે.”

ગુરુદેવે કહ્યું કે ગરાસિયો ભાગબટાઇનું અનાજ ઓછું લઈને તે ખાડો પૂરે અને છાણાનો હક કાયમ રાખે. પણ તે સંમત થતો ન હતો. ગુરુદેવ “ૐ શાંતિ” કહીને ધ્યાનમાં બેસી ગયા. બધાં શાંતિથી બેઠાં. ગુરુદેવનો એવો પ્રભાવ હતો કે તેમના સાંનિધ્યમાં ભૂખતરસ લાગતાં જ નહીં. ઘણી વાર પછી ગુરુદેવે આંખો ખોલી અને કહ્યું કે બધા કાગળો ફાડી નાખો. તમે બધાં બેસીને એકબીજાને ધિક્કારતાં હતાં. તેમણે પ્રજાજનોને કહ્યું કે તમે હમણાં મનમાં જે બોલતાં હતાં તે જોરથી મોઢેથી બોલો. ગરાસિયાને કહ્યું કે તારે સાચું સાંભળવું પડશે. ગુરુદેવે ફરી ગામલોકોને કહ્યું કે તમો કોઈથી ડરશો નહીં. જે સાચું હોય તે કહો.

એક હિંમતવાન માણસ “લોહીચૂસ, સ્વાર્થી, ડાકુ, લૂંટારો, અધર્મી, અન્યાયી, ઊંટ” વગેરે બોલ્યો. આ સાંભળી ગરાસિયાને તથા તેના કુટુંબને આઘાત લાગ્યો. સ્ત્રીવર્ગ રોવા લાગ્યો. ગામલોકો બોલીને થાકયા ત્યારે ગુરુદેવે કહ્યું કે તમે ગરાસિયાને ઘણો મોટો સંત બનાવ્યો. પછી ચુપકીદી છવાઈ ગઈ.

ગરાસિયાનો સ્ત્રીવર્ગ હજુ રોતો હતો. ગામલોકની એક સ્ત્રીએ તેમને છાનાં રાખ્યાં અને તે બાઈએ બધાં ગામલોકોને પૂછ્યું: “આ ઘરેણાં પહેરીએ છીએ તે ક્યાંથી આવ્યાં? આપણા લગ્નપ્રસંગોએ ઘરેણાં કોણ આપે છે?”

બધાંએ કહ્યું: “ગરાસિયા.”

“લગ્નપ્રસંગે કાંઈ ખામી રહેતી નથી તેનું કોણ ધ્યાન રાખે છે? લગ્નપ્રસંગે તથા તહેવારોમાં બેન્ડવાજાં મગાવી તેને પૈસા કોણ આપે છે? મારો છોકરો માંદો હતો ત્યારે દૂરના શહેરમાંથી મોટરમાં ડોકટરને બોલાવી કોણે પૈસા આપ્યા

હતા? ગરાસિયાએ જો કાંઈ ન કર્યું હોત તો બીજું કોણ કરવા આવત?" બાઈએ પૂછ્યું.

ગુરુદેવે પૂછ્યું: "તો તમને તમારા દરબાર પ્રત્યે માન ને લાગણી છે?" બધાંએ "જયગુરુદેવ"નો નાદ કર્યો. ગામનાં બૈરાંઓ પણ ગુરુદેવ તથા રાણી સાહેબ વગેરેને પગે લાગ્યાં. બાકી રહેલાંઓને ગુરુદેવે કહ્યું: "ધ્યાન કરો." અને ઝઘડાનો અંત આવ્યો.

જમીનદારે બધાં મંદિરોને ઘી આપતાં દેલવાડામાં હજારો દીવાઓ પ્રગટ્યા. તેનું અજવાળું મૂર્તિઓ અને હીરાની આંખ ઉપર પડતાં તેનાં પ્રતિબિંબોથી ઝાકઝમાળ થયું. સાથે સાથે બધાંના અંતરમાં જ્ઞાનનું અજવાળું પણ પ્રકાશ્યું.

હું અને મનુ બધે ફરવા માંડ્યાં. દરબારનું સ્ત્રીવૃંદ રૈયતના સ્ત્રીવૃંદ સાથે નાચતું હતું, જાણે ગોપીઓનો રાસ. તેઓ એક-બીજાને તાળીઓ દેતાં હતાં અને તેમના ખૂબ પહોળા ઘાઘરા ફૂલ અને જ્વાળાની જેમ ગોળ ચક્કર ફરતા હતા.

મંદિરમાં દરબાર પણ મૂર્તિ સામે એકાકાર થઈ ગયેલો. તેની આંખમાં સત્યની ચમક દેખાતી હતી. આરતી આવતાં દરબારના નારીવૃંદે ગુરુદેવની શિષ્યાને અર્થાત મને પરાણે આપી. તે દિવસથી એવો રિવાજ પડી ગયો કે આરતી મને જ કરવા આપતા, અને દેલવાડા જ મારું જીવન બની ગયું.

રોજ સવારે હું વાંચન કરતી. ગુરુદેવના સાંનિધ્યમાં પુસ્તકો વગર ઘણું જ શીખતી. ગુરુદેવ કહેતા કે ધ્યાન અને અનુભવ વિનાનું બધું જ્ઞાન ડોલમાં પાણી ભરી ઉપાડી રાખવા જેવું છે. દલીલો અને તાર્કિક જ્ઞાનથી કાંઈ શિખાતું નથી.

જમીનદારનાં પત્ની અને સસરા ચંદનમલજી કલકત્તાથી આવેલાં. તે આગ્રામાં એક મોટા ઝવેરી તથા આગ્રા કોંગ્રેસના પ્રમુખ હતા. તેમને બીક લાગેલી કે બાબુજી, ગુરુદેવ પાસેથી

પાછા આવશે નહીં. હિમાલયથી યોગીઓનું એક મંડળ પણ ગુરુદેવ પાસે આવેલું.

જૈન ધર્મની પરંપરા એમ બતાવે છે કે અનાદિ કાળથી તેનું અસ્તિત્વ છે. જૈન ધર્મમાં પૃથ્વીને સપાટ બતાવેલી છે, જ્યારે બીજાઓ ગોળ માને છે. આ બાબત અમો શ્રી ગુરુદેવ પાસે જતાં તેમણે માત્ર એક વાત નીચે મુજબ કહી :

એક માણસે તેની પત્ની માટે ખાસ મીઠાઈ બનાવીને ત્રાંબાની રકાબીમાં પીરસી. પણ તે ખાય ત્યાર પહેલાં તેણે તેમાં ભેળવેલી વસ્તુઓ તે ક્યાંથી કઈ કિંમતે લાવ્યો અને કેમ તૈયાર કરી તે કહેવા બેઠો. દરમ્યાન મીઠાઈમાં રહેલી ખટાશ ત્રાંબા સાથે ભળી જતાં તે ઝેર બની ગઈ. તેના પડોશીએ પણ તે પ્રમાણે બનાવેલી અને ત્રાંબાની રકાબીમાં પીરસી જે તુરત જ ખવાઈ જતાં તેમાંથી ઝેર બન્યું નહીં.

એક રાત્રે બધાં યાત્રાળુઓ ભરચક બેઠેલાં ત્યારે મને ગુરુદેવે પેલી વાતનું રહસ્ય હું સમજી હોઉં તે મુજબ બતાવવા કહેતાં મેં કહ્યું કે એક માળામાં વિશ્વ ટીંગાતું હતું. પ્રાચીનથી પણ પ્રાચીન વિશ્વો ટીંગાયેલાં હતાં.

એક દિવસ બાબુજી અદશ્ય થતાં તેની પત્નીને એવું થયું કે વાઘે તેમને ફાડી ખાધા હશે. મેં કહ્યું કે બાબુજી ટેકરી ઉપર ધ્યાન કરે છે. તેવામાં એક ભેંસનો વાઘે શિકાર કરેલો તે જોવામાં આવતાં તેને એમ જ થયું કે તે બાબુજીનાં જ હાડકાં છે. પણ મેં તેને ખાતરી કરાવી આપી કે તે હાડકાં ભેંશનાં છે, અને અઠવાડિયાથી ત્યાં પડ્યાં છે. તને મારનાર વાઘ નહીં ચિત્તો હતો. પણ તે તો રડવા જ મંડી અને ગુરુદેવ પાસે ઉપરાઉપરી પાંચ વખત તેના બાપાને મોકલ્યા.

ગુરુદેવે હસતાં હસતાં કહ્યું કે બધાં ગાંડાં છે. તેના બાપે કહ્યું કે મેં તેને એક માણસને વળગી રહેવા ના પાડેલી, પણ

તેને બાબુજી માટે અનહદ પ્રેમ છે. ભારતનો એવો રિવાજ છે કે પતિ જમ્યા પહેલાં પત્ની જમે નહીં અને અસલ ખાનદાની તો એવી છે કે મહેમાનો, કુટુંબીઓ અને નોકરોને જમાડ્યા પહેલાં કોઈ જમે જ નહીં. રાત્રે અગિયાર વાગે બાબુજી આવ્યા. તેણે કહ્યું કે ગુરુદેવની શિષ્યા એકલી જ જંગલમાં રાત્રે પણ ફરે છે અને હું પણ તેમ જ કરીશ. તેની પત્નીએ કહ્યું કે હું હવે તમને મારી નજર બહાર જવા દઈશ જ નહીં.

બાબુજીને મેં પૂછ્યું: "તમે ક્યાં હતા? મેં તો પેલી સપાટ ટેકરી બતાવી કહેલું કે ત્યાં ધ્યાનમાં બેઠા છે." બાબુજીએ કહ્યું: "હું ત્યાં જ હતો અને સિરિયોસ પણ ત્યાં જ હતો. તે હિન્દીમાં નવા નવા હુકમો મિસ સ્ટુઅર્ટને કરતો હતો. અને મંદિર બનાવતો હતો."

નાતાલના આગલે દિવસે બાબુજી અને તેના સસરાએ સિરિયોસ માટે અમેરીકન બનાવટનાં ઓટોમેટિક રમકડાં ભેટ આપ્યાં અને ખુરશેદએ તેનું નામ લખાવી મોટી કેક આપી. બધાયને સિરિયોસ માટે ઘણો પ્રેમ હતો—પારસી, હિન્દુ, મુસ્લિમ, જૈન સહિત.

નાતાલની રાત્રે અમદાવાદના વેપારી તરફથી ગુરુદેવની શિષ્યાના દેશના માનમાં મંદિરો હજારો દીવાઓથી શણગારેલાં. તેઓ જોકે જૈન હતા.

આ સમયે અમેરિકન પ્રોટેસ્ટન્ટો તરફથી હું હિન્દુ બની ગઈ છું તેના વિરોધના હજારો કાગળો આવ્યા. હું ગુરુદેવ પાસે ગઈ ત્યાં અસંખ્ય ભક્તો બેઠેલા. મારા મનની વાત જાણી ગુરુદેવે એક વાત કહી:

એક રત્ન ચોરાતાં રાજાએ જુબાની લેવી શરૂ કરી. રાજા પાસે બધા ખોટા સાક્ષીઓ જ આવેલા. એક છોકરીએ એક દિવસ એક સારો ઘડો ફોડી નાખેલો એટલે તેની માએ કહ્યું કે રત્ન જેવો ઘડો તેં ફોડી નાખ્યો. તે છોકરીને રાજાએ રત્ન

વિષે પૂછતાં તેણે રત્ન ઘડા જેવું હતું તેમ કહ્યું. બીજા સાક્ષીએ રત્ન હળ જેવું કહ્યું, ત્રીજા સાક્ષીએ રત્ન ભેંસ જેવું કહ્યું. કોઈએ રત્ન તો જોયેલું જ નહીં. આમ મારી શિષ્યા, તે લોકો જાણ્યા–સમજ્યા વગર ગમે તે કહે તેના માટે ચકિત થવું નહીં કે ગુસ્સો કરવો નહીં.

બીજે જ દિવસે ક્રિશ્ચિયાનિટી છોડી દેવા માટે મને ઘણો અપમાનજનક કાગળ મળ્યો—ગુરુદેવે કહ્યું કે એક માણસ રોજ સાંજે પોતાની પત્ની તથા બાળકો પાસે મહાભારત નિયમિત વાંચતો. પિતાને એમ જ હતું કે મહાભારત સારી રીતભાત શીખવાની ગાઈડ છે. અંતમાં તેણે તેની પત્નીને પૂછ્યું કે તું શું સમજી? તેણીએ કહ્યું કે સ્ત્રીને પાંચ પતિ હોવા જોઈએ. તેની દીકરી સમજી કે કુમારિકાએ લગ્ન પહેલાં એક બાળક જન્માવવું જોઈએ. તેના દીકરાએ કહ્યું કે કુટુંબના ભલા માટે નજીકનાં બધાં સગાંઓને મારી નાખવાં જોઈએ. ગુરુદેવે કહ્યું મારી શિષ્યા તું બહુ પવિત્ર છે. ભક્તિમય જીવન અરીસો જ છે.

શિયાળામાં સામાન્ય રીતે ગુરુદેવ ગામડાઓમાં વિહાર કરતા ત્યારે ગામડાંઓના કલહ ટાળતા, તેમની હાજરી જ કલહને ભગાડી દેતી. આ શિયાળામાં ગુરુદેવ દેલવાડામાં રોકાતાં, ગામેગામથી માણસો તેમના કજિયા પતાવવા આવતા. ગુરુદેવ કોઈ એક જ માણસને વિશેષ પ્રેમ કરતા નહિ. તેમને તો સારા અને ખરાબ, ભિક્ષુક અને બાદશાહ બધા એકસરખા જ હતા.

દેશી રજવાડાં તથા બ્રિટિશની મિલિટરીની ટુકડીઓ, યુરોપિયનો, બ્રિટિશના સામાન્યથી સર્વોચ્ચ અમલદારો વગેરે તેમનો મોટો ભક્તસમુદાય હતો. લશ્કરની આખી ટુકડીઓ પણ અવારનવાર તેમનાં દર્શન અને આશિષ માટે આવતી. ગુરુદેવ ઘણા બધાને દારૂ પીવાની મનાઈ કરતા અને ઘણી વખત બધા વચ્ચે કોઈ કબૂલ પણ કરતું કે તેમણે પ્રતિજ્ઞાભંગ કરી દારૂ

પીધો છે. તેવાઓને ઠપકો આપવાને બદલે ગુરુદેવ માથે હાથ મૂકી આશીર્વાદ આપતા. બીકાનેર મહારાજા તેમના ઘણા ચુસ્ત ભક્ત હતા. યુરોપમાં પણ ભૂલતા નહીં. યુરોપથી પણ અવાર-નવાર તાર કરતા. ગુરુદેવને તાવ આવેલો તેવા સમાચાર તેમને મળતાં તેઓએ તુરત જ તાર કરી ગુરુદેવની સ્વસ્થતાના સમાચાર મેળવેલા અને દેશમાં આવતાંવેંત જ ગુરુદેવનાં દર્શન કરી જતા. આબુ પહાડ રાજપૂતાનાના શિરોહી રાજ્યની માલિકીનો હતો. મહારાજા ગુરુદેવનાં દર્શન કરવા આવતા ત્યારે કોઈ પણ નોકરને સાથે લીધા વગર આવતા અને કાંઈ પાથરેલ ન હોય તેવી જમીન ઉપર બેસતા મેં જોયા છે. અમે બધાં ગુરુદેવને મન એકસરખાં જ હતાં.

ગુરુદેવ મારા પ્રત્યે જેવો પ્રેમ રાખતા તેવો જ પ્રેમ એક કીડી જેવા જંતુ ઉપર પણ રાખતા, અને તેમના અંગ્રેજ ભક્તો, અંગ્રેજ હાકેમો તથા તેમની પત્નીઓ પ્રત્યે પણ એકસરખો જ પ્રેમ રાખતા. મહત્ત્વના માણસો કે સામાન્યમાં સામાન્ય માનવી તેમની પાસે એકસરખા જ હતા. દરેકને ખાતરી થતી કે તેમના ઉપર ગુરુદેવનો અનન્ય પ્રેમ છે. ગુરુદેવ પોતે જ પ્રેમ અને શાંતિસ્વરૂપ હતા, અને દરેક સાથે એવી રીતે વાતચીત કરતા કે દરેકને શાંતિ જ રહેતી—મળી જતી.

ગુરુદેવમાં દરેકના અંતરના વિચારપ્રવાહો, ભાવનાઓ જાણી લેવાની શક્તિ હતી. દૂર દૂર પણ શું બની રહ્યું છે તે તેઓ જાણતા, તેમજ પોતે આબુ હોવા છતાં ત્યાં દર્શન આપી આવતા. આવો ચમત્કાર બતાવવો તેવું તેમનું ધ્યેય કે ઇચ્છા ન હતી. પણ મા જેમ પોતાના બાળકની સંભાળ લે તેમ તેઓ કરતા, અને બધાંને ઊંચે ચડાવવાની ભાવના જ હતી. કજિયો લઈને કોઈ આવ્યા હોય ત્યારે તેમનો એકબીજાના પ્રત્યેનો ધિક્કાર પણ "ૐ શાંતિ ભાઈ! ૐ શાંતિ બહેન" એટલું કહેતાં જ ધિક્કાર ચાલ્યો જઈ પ્રેમ ઊભરાવા લાગતો.

એક દિવસ મદ્રાસના એક શ્રીમંત તેમના હીરામોતીની ચોરી થતાં અને પોલીસ પણ કાંઈ ન કરી શકતાં ગુરુદેવ પાસે આવ્યા. આવી બાબતમાં ગુરુદેવ એકમાત્ર મારા સિવાય બધાના ગયા પછી જ વાતચીત કરતા. ગુરુદેવે તે શ્રીમંતને પૂછ્યું કે જો ચોર મળે તો તમે તેને શું કરશો ? શેઠે જવાબ આપ્યો: પોલીસને સુપરત કરીશ. ગુરુદેવે પૂછ્યું: શા માટે ? "કારણકે તે સજાને લાયક કહેવાય. તેને સજા થવી જોઈએ." શેઠે કહ્યું.

ગુરુદેવે ડોકું ધુણાવી કહ્યું કે દુનિયામાં ઘણા માણસો કે સરકાર તમને પણ ચોર ગણતા હોય. અગાઉના સમયમાં બધાને ખાવાનું મળી રહેતું અને તેઓ પોતાને તેટલાથી જ પણ સુખી માનતા. ખાવાપીવા ઉપરાંત તમારી પાસે ઘણું જ વધારે છે. જ્યારે ઘણાને ખાવાપીવાનું પણ મળતું નથી. કદાચ કુદરત પાસે તમને ચોર ગણવા પડે. આ બાબત વિચારો, ધ્યાન કરો પછી મારી પાસે કાલે આવો.

તેને ગુરુદેવે વિચાર કરવામાં જ અઠવાડિયું રોકયો. પછી કહ્યું: "તારુ ઝવેરાત કયાં છે તે મને ખબર છે. જો ચોર મળે તો તું શું કરીશ?" તેણે કહ્યું: "માફી આપીશ". આથી ગુરુદેવે કહ્યું: "માફી આપવી તેટલું જ પૂરતું નથી. તેના કરતાં તારી સ્થિતિ સારી છે."

મદ્રાસનો તે મોટો જમીનદાર હતો. તેને ખાતરી હતી કે તેણે કુદરત પાસેથી જમીનની ચોરી કરી છે. છેવટ જ્યારે તે જમીનદાર, ચોરને પ્રેમપૂર્વક ભેટવા અને માફી આપવા તૈયાર થયો ત્યારે ગુરુદેવે ચોરનું નામ બતાવ્યું. તે તેનો એક નોકર જ હતો. જમીનદારથી બોલાઈ ગયું: "સાલો ચોર !" એટલે ગુરુદેવે તેને બીજું અઠવાડિયું ધ્યાન કરવા કહ્યું અને ત્યાર બાદ તેને, તેનો બધો ગુનો માફ છે અને ઘરમાં બધું ઝવેરાત પાછું મૂકી દેજે તેવો કાગળ લખવા કહ્યું. થોડા દિવસમાં મદ્રાસથી

કાગળ આવી ગયો કે બધું પાછું આવ્યું છે માત્ર એક મોતીની માળા આવી નથી.

ગુરુદેવે કહ્યું કે તે તેણે વેચી નાખી છે. થોડા દિવસમાં તે અહીં તારી પાસે માફી માગવા અને પૈસા આપવા આવશે. તે પ્રમાણે ચોર નોકર પશ્ચાત્તાપ કરતો આવી પહોંચ્યો. ગુરુદેવે એક અઠવાડિયું બંનેને ધ્યાન કરવા કહ્યું. બંને અંતે મિત્રની જેમ બની વિદાય થયા,

ઈશુનો જ આ બોધ હતો કે બીજો ગાલ ધરો અને કારણ દૂર કરો.

એક અંગ્રેજ સ્ત્રીએ પૂછ્યું કે મચ્છર મેલેરિયા તાવ ફેલાવે છે, મચ્છરો માનવજીવન કરતાં વધારે મહત્ત્વનાં છે? જૈન હિંસા કરે નહીં, તો શું કરવું? ગુરુદેવે કહ્યું કે, કારણનો જ નાશ કરવો જોઈએ. આપણી બેદરકારીથી જ મચ્છર ઉત્પન્ન થઈ વધે છે. ગંદા પાણી અને ભેજ દૂર કરવાં જોઈએ. ગંદા પાણી અને ભેજની જેમ જ ગુનાઓ, વેરવૃત્તિ, તિરસ્કારવૃત્તિ, કરચોરી, દાણચોરી આદિ દૂષણો પણ દૂર કરવાં જોઈએ; તો જેલ અને ઇલેક્ટ્રીક ચેરની જરૂર પડશે જ નહીં. માટે દરેક બાબતમાં મૂળ કારણો જ દૂર કરવાં તે જ કર્તવ્ય છે.

આ શિયાળામાં મહત્ત્વના માણસો જે આવ્યા તેમાં રાષ્ટ્રીય કાર્યકર્તાઓ ઘણા હતા. પોતાના ઘર, કુટુંબ અને ભવિષ્યનો ભોગ આપીને જેલમાં જતા હતા. તેઓએ પણ અંગ્રેજો પ્રત્યેનો તિરસ્કાર છોડવા પ્રતિજ્ઞા લીધી હતી. અંતરના સર્વ પ્રત્યેના પ્રેમથી જ સિદ્ધિ મળે છે.

એક દિવસ એક પાતળી–દૂબળી દેખાતી સ્ત્રી ખાદીના સફેદ વસ્ત્રો પહેરીને ગુરુદેવ પાસે બેઠી હતી. ગુરુદેવે મને કહ્યું: "સિસ્ટર, આ બેન એક મોટાં નેતા છે. તે પોતાનાં ભાષણો માટે ત્રણ વર્ષની જેલની સજા ભોગવી હમણાં જ જેલમાંથી છૂટી

સીધાં અહીં આવ્યાં છે." જેલમાં હાડમારી ભોગવતાં તેને ક્ષય થયો હતો. તે વધારે જીવી શકે તેમ ન હતું અને ગુરુદેવનાં અંતિમ દર્શન કરવા આવી હતી.

જે જે રાષ્ટ્રિય નેતા આદિ આવતા તેમને ગુરુદેવ પ્રતિજ્ઞા લેવરાવતા કે તેઓ દેશમાં છૂટાંછવાયાં અંગ્રેજ સ્ત્રી, પુરુષો, વગેરેનું જરૂર પડયે જીવના જોખમે રક્ષણ કરશે.

છેવટે મનુને પૂના કોલેજમાં જવું પડ્યું ત્યારે બાબુજીના સસરા મારા દુભાષિયા બન્યા. આથી હિન્દુસ્તાનમાં હજારો માઇલની મુસાફરી કરી જે જોવાનું મળે તે બધું અહીં બેઠાં જ મળ્યું.

જંગલમાં ગુફાએ ગુરુદેવ પાસે, દેલવાડામાં ઘણા સમયથી રોકાયેલા તેવા યાત્રીઓ અને માઉન્ટ આબુના નિવાસી ખુરશેદ-બેન જેવાં ભક્તો જ આવતાં. તેમ છતાં ય ટેકરીની ટોચે સપાટ જમીન ઉપર સલામત રીતે સમાય નહીં એટલે પક્ષપાત વગર અમને પણ પાછાં મોકલી દેતાં.

હું તો રાત્રે પણ અંધારાંમાં જંગલી પશુઓની ગર્જના તેમ જ સોએક ચળકતી આંખો જોવા છતાં એકલી જ જતી. પણ જ્યારે સમૂહ હોય ત્યારે તેઓ બધાં ફાનસ લઈને એક-સાથે ચાલતાં. તેમને હું દલીલ કરતી કે તમે ફાનસ વગર વધારે ચોકખું જોઈ શકો. ફાનસથી તો ઊલટાનું માત્ર કેડી જેટલું જ દેખાય છે. તેઓ કહેતા કે ફાનસ રક્ષણાત્મક છે ત્યારે હું ખાતરી આપતી કે ખરું રક્ષણ તો આપણો પોતાનો જંગલી પશુઓ પ્રત્યેનો પણ અંતરનો પ્રેમ જ છે.

જાન્યુઆરીમાં મિસિસ ફરગ્યુસન અમેરિકાથી માઉન્ટ આબુ આવી પહોંચ્યા. તેઓ રાજપૂતાના હોટલમાં મારી બાજુમાં જ ઊતર્યા. તે કાઠિયાવાડ અને રાજપૂતાનાના અનેક રાજવીઓ ઉપરના ભલામણપત્રો પણ સાથે લાવેલાં.

ન્યુયોર્કમાં તેમની ભત્રીજીએ તેમનું ફર્નિચર સ્ટોરેજમાં મુકાવી દીધેલું એટલે તેની પાસે ન્યૂયોર્કમાં ખાલી એપાર્ટ-મેન્ટ જ રહેલું. સ્ટોક માર્કેટની પણ તેમને અનહદ ચિંતા હતી, કે જેમાંથી તેની આવક એકદમ ઘટી ગઈ હતી. આ ઉપરાંત જે ટ્રેનમાં તે આખુ આવેલાં તેમાં તેને ભયંકર શરદી પણ થઈ ગઈ હતી, તેની ટ્રેન ઉપર પણ તેને ઘૃણા થયેલી.

તેની ભત્રીજીએ તેનું ફર્નિચર સ્ટોરેજમાં મુકાવેલું તેનો બદલો લેવાની તીવ્ર ઇચ્છા સાથે તે સૂવા ગઈ, પણ સવારમાં જ તે મારી રૂમમાં ચહેરા ઉપર ચળકાટ અને પ્રફુલ્લતાથી આવી. શરદી મટી ગઈ હતી અને ગુસ્સો શાંત થયો હતો.

તેણીએ કહ્યું કે એક ચમત્કારિક દૈવી ઘટના એવી બની ગઈ કે હું શાંત છું.

મેં કહ્યું શું બન્યું તે તો કહે? તેણીએ કહ્યું કે હું પાગલ નથી તેમજ મેં દારૂ પણ પીધો નથી. તેમજ કોઈ વખત મેં કોઈ જાતની કલ્પનાઓ પણ કરી નથી. મેં ફરી પૂછ્યું કે શું બન્યું ?

તેણીએ કહ્યું કે હું વેર લેવાની અને દુનિયાને શ્રાપ આપવાના દૃઢ સંકલ્પથી પથારીમાં બેઠી હતી. એવામાં એકા-એક ઓરડાનું છાપરું અદૃશ્ય થયું અને હું આકાશના તારાઓ જોવા અને ઓળખવા લાગી.

મેં ઊભા થઈને મારું મોઢું ધોયું અને જોયું તો બાથરૂમ ઉપર પણ ખુલ્લું આકાશ અને તારાઓ દેખાયા. હું ઓરડામાં આંટા મારવા લાગી, અને જોયું તો જાણે હું બહાર ખુલ્લા આકાશ નીચે જ હોઉં તેમજ દેખાયું. તે પણ હું કહું છું કે ઓરિયન નામનો તારો મારી ઉપરથી પસાર થતો હતો.

તેણીએ તેના હાથથી ઓરિયન તારાની દિશા બતાવી. જે તારો સિરિયોસ પણ રોજ જોતો હતો.

મને આરામ અને શાંતિ મળતાં હું સૂતી ત્યાં સુધી તેમજ દેખાયું, અને આજે સવારથી મારી શરદી પણ મટી ગઈ છે: સામાન્ય શરદી પણ મને અઠવાડિયું હેરાન કરે છે જ્યારે આ તો ભયાનક શરદી હતી. મને જિંદગીમાં કદી ન થઈ હોય તેવી શરદી ગઈ કાલે એકાએક ચાલી ગઈ. હું તને કહું છું કે આ એક અજબ દિવ્ય દેશ છે. મારી ખાતરી થઈ ગઈ છે કે જ્યારે મને અહીં આવતાં જ આવો અનુભવ થયો ત્યારે તું ગાંડી નથી કે અહીં રહે છે.

તે સાંજે હું તેને ગુરુદેવ પાસે લઈ ગઈ અને તે અત્યંત પ્રભાવિત થઈ હતી.

તે બોલી: "તેમના હાથ, નીલા! તેમના હાથ. તેમનાં આંગળાંઓ, જો, કેવાં મૃદુ અને શહેનશાહી છે! માનવોના રાજા–મહામાનવ!" એટલો જ શબ્દ તેને ગુરુદેવ માટે જડ્યો.

મિસિસ ફરગ્યુસન તદ્દન નાસ્તિક જ હતી. તે ખ્રિસ્તી કે કોઈ ધર્મને માનતી ન હતી. તે માત્ર સોસાઇટી વુમન જ હતી અને કંઈકના ખિસ્સાં ખાલી કરાવેલાં. તેને ક્યાંય કોઈ પ્રકારનું બંધન ન હતું.

ગુરુદેવે તેને ઉદ્દેશીને જે પહેલા જ શબ્દો કહ્યા તે ચંદરમલજીએ મિસિસ ફરગ્યુસનને કહેતાં જ તે ચમકી ઊઠી. ગુરુદેવે કહેલું: "ૐ શાંતિ! બહેન! તારાઓનો વ્યૂ બંધ કરવા છાપરું શા માટે જોઈએ?"

"નીલા, તેં તેમને કહ્યું હતું?" તેણીએ મને પૂછ્યું.

"નહીં, તું આખો દિવસ મારી સાથે જ હતી અને અહીં આવી ત્યારની કાંઈ બોલી જ નથી. મેં તેમને કાંઈ કહ્યું જ નથી."

ગુરુદેવે આગળ કહ્યું: "બેંક, ફર્નિચર, સ્ટોક મારકેટ અને બીજાઓની પરેશાનીનું છાપરું બન્યું છે. નજીવી બાબતોમાં સમય બગાડવાનો છોડી દો. છાપરું તમે જ બનાવ્યું છે અને તારાનો વ્યૂ પણ તમે જ બંધ કર્યો છે."

વિશ્વની દૂર દૂરની જગ્યા બેંક અને પરેશાની છોડવાની.... આ ઠંડી આરસની કોરીડોર ટેમ્પલ ઓફ ડવ્ઝ – કબૂતરોનું મંદિર.... અહીં સદા એકાંતમાં એકલી હોવા છતાં કબૂતરોના અવાજથી પણ ૐ શાંતિ દેખાય છે.

આરતીનો ઘંટ, નગારાં અને જ્યોત સાથે નાચ વગેરે નીચેના મંદિરમાં દેખાતાં હતાં.

ઉપલા મંદિરમાં જનસમૂહ નગારાં, ઘંટ અને જ્યોત સાથે માત્ર એક ક્ષણ માટે જ આવ્યો.

મંદિર એવી રીતે બનાવેલું કે પ્લેસીડીસ મધ્ય શિખર ઉપર ઊભું થયું અને ઓલ્ટર ઉપર ત્રિનેત્ર ભગવાન ડાયાડેમની જેમ ચળક્યું.

એક રાત્રીએ જ્યારે ગુરુદેવ પ્રેમની વાતો સમજાવતા હતા, ત્યારે મેં કબૂતરોને તેમના સ્વપ્નામાંથી જાગ્રત થઈ ચાંદનીમાં ઊડી—અમારા ઉપર ત્રણચાર ચક્કર લગાવી એકબીજા સાથે પ્રેમથી વાતો કરતાં હોય તેવું જણાયું.

[૧૪]

# શાંતિની શોધમાં

[ગુરુદેવના શ્રીમુખથી પ્રવચન]

પ્રેમાળ આત્મસ્વરૂપો!

આપને શાંતિ હો, આનંદ હો, સકળ વિશ્વનું કલ્યાણ હો. પ્રિય, આવો અને બેસો, જરા વિશ્રાંતિ લઈ કહો, એવી કઈ ચીજ છે કે જેની પાછળ સૌ કોઈને રાત-દિવસ ચિંતામાં વિતાવવાં પડે છે? તમારા અંતરમાંથી તેનો સ્પષ્ટ ઉત્તર ન મળી શકે તો કહું કે તે સુખ અને શાંતિની શોધ છે. અનંત કાળથી સારી યે માનવજાત એ બંને ચીજો માટે તરફડિયાં મારે છે, જ્યાંત્યાં રખડે છે, અને એ જ તરફડાટમાં જ જીવન પૂરું કરે છે.

યોગી હો કે યોદ્ધો, સાધુ હો યા સંન્યાસી, ગમે તે હો. તેઓ કહે યા ના કહે, માને કે ના માને, પણ એક વાત તો દીવા જેવી સાવ સ્પષ્ટ છે કે તેમની સર્વ પ્રગટ ને અપ્રગટ પ્રવૃત્તિઓનું અંતિમ લક્ષ્ય એક જ હોય છે, ને તે સુખ અને શાંતિની પ્રાપ્તિ. પછી ભલેને તે પ્રવૃત્તિઓ સુખના માર્ગેથી વહેતી હોય કે દુઃખના માર્ગેથી, પરંતુ સર્વ પ્રવૃત્તિઓનું ધ્યેય માત્ર સુખ અને શાંતિ સિવાય બીજું શું છે? જનસમાજનું હૃદય તપાસતાં જણાઈ આવશે કે જેને માટે આજે તેઓ બધા સીધી કે આડકતરી રીતે જગતમાં જે કંઈ પ્રયાસ કરી રહ્યા છે તે મહામૂલા પદાર્થનું નામ "સુખ" છે. અંતિમ ધ્યેય સુખ દ્વારા શાંતિ જ મેળવવાનું છે.

હા, હા, સુખશાંતિ માટે લોકો ઝંખે છે એ વાત સાચી, પણ વચમાં પ્રશ્ન ઊઠે છે કે શું ખરેખર માનવજાત, સાચા–ઊંચા–પરમસુખ અને સાચી શાંતિ માટે વલખાં મારે છે કે સુખશાંતિના ઠગારા પડછાયા પાછળ ભમે છે? જગતના આ બધા જીવો સાચાં સુખશાંતિની આરાધના કરે છે કે કેવળ સુખશાંતિના કલ્પેલા મૃગજળ પાછળ માથાં ફોડે છે? ઉત્તર આપણે શોધીએ.

જરા ઊંડા ઊતરીએ. લોકો ગમે તેવાં કલ્પિત સુખશાંતિ માટે પ્રયત્નો કરે જ છે, એ ચોક્કસ વાત છે, ત્યારે આટઆટલા પ્રયત્નો ને પ્રવૃત્તિઓ કરવા છતાં એ સુખ ને શાંતિ માનવ-સમાજને કેમ મળી શકતાં નથી? આટઆટલા જીવનભરના ધમપછાડા અને મહેનત પછી પણ સાચાં સુખશાંતિનાં દર્શન કેમ દુર્લભ થઈ પડ્યાં હશે? ઊંડા ઊતરી એનું કારણ વિચારીએ તો દેખાઈ આવશે કે જ્યાં સુખ નથી પણ માત્ર સુખાભાસ છે–જ્યાં શાંતિ નથી પણ શાંતિને નામે ચરતી ઠગારી માયા છે, ત્યાં જ જગતના લોકો સુખશાંતિને શોધવા મથી રહ્યા છે. અહો! આ કેવું વિચિત્ર અને કેટલું દયાજનક? જ્યાં વસ્તુ નથી ત્યાં વસ્તુને શોધવી તેનો અર્થ શો? એટલે કે સુખ–શાંતિનાં સાચાં ધામ છોડી ગમે તે અવળી દિશામાં સુખશાંતિ માટે દોડવાથી, તરફડવાથી, સુખશાંતિ કોઈને ક્યારે ય સાંપડી શક્યાં નથી, ને સાંપડી શકે જ નહીં.

પાણી વલોવવાથી માખણ નીકળ્યાનું ભલા કોઈએ સાંભળ્યું છે? ત્યારે કોઈ પૂછશેઃ "સાચાં સુખશાંતિનું ખરું નિવાસસ્થાન ક્યાં છે?" રખડી રખડીને થાક્યા, રાતદિનના ઉજાગરા કર્યા, દુનિયા આપી ફેંદી વળ્યા, ક્યાંય શાંતિ કે સુખનો પત્તો જ ના લાગ્યો, કહો ત્યારે એ ક્યાં છુપાયાં છે? સાચાં સુખશાંતિનું રહેઠાણ ક્યાં છે?

હા ભાઈ, સાંભળ, તે ત્યાં છે કે જ્યાં તેં નજર પણ નાખી નથી, એટલે જ તારી આ આજ સુધીની મહેનત બધી ધૂળધાણી થઈ છે. આ દેખાતી બહારની દુનિયામાં ઊંધું ઘાલીને તેં સુખશાંતિ માટે પ્રયાસ કર્યો છે પણ તેં એક બીજી જ દુનિયા — જેને અધ્યાત્મીઓ અંદરની દુનિયા કહે છે, ત્યાં નજર નાખવા – સહેજ તપાસવા જેટલી ય તકલીફ નથી ઉઠાવી: એ જ દુનિયામાં સુખનું, શાંતિનું મહાન સામ્રાજ્ય સ્થપાયેલું છે, ત્યાં જા અને જો, સુખ અને શાંતિ તારી જ રાહ જુએ છે, અંદર ડૂબકી મારે છે, તેને જ તે મળે છે; ભીતરના ભોંયરામાં પેસીને જે શોધે છે તેને જ સુખશાંતિનાં સાચાં રત્નો સાંપડે છે.

એક માણસને અમુક વસ્તુમાં ગુણ દેખાય છે, ત્યારે તે જ પળે બીજો માણસ તે વસ્તુમાં દુઃખ નિહાળી તેનાથી નાસે છે, તેમ જ એક ક્ષણે આ વસ્તુમાં દુઃખ તો બીજી જ ક્ષણે બીજી વસ્તુમાં સુખ દેખાય છે, વળી ત્રીજી ક્ષણે ત્રીજી વસ્તુમાં સુખ ભાળી તેના તરફ દોરાય છે, અને તે મેળવવા યત્ન કરે છે, એટલે એક સમયે જે ચીજ બહુ જ સુખદાયક લાગતી હતી તે જ ચીજ સમય બદલાતાં અત્યંત દુઃખદાયક લાગે છે, આનું કારણ શું? શું કાંઈ વસ્તુઓ જ આપણને સુખદુઃખ ઉપજાવે છે? ના, ના હરગિજ નહિ.

એક સમયનો દિલોજાન દોસ્ત કે જેને દિવસમાં ચાર વાર મળ્યા વગર ચેન નહોતું પડતું, તે જ મિત્રનું મુખ જોવાના પણ બીજા સમયે કસમ લેવા પડે, તેમાં સુખદુઃખ પ્રેરક વસ્તુ તો એક જ છે ને? છતાં આમ કેમ બને છે? વાસ્તવિક રીતે જોતાં મૂળ ચોક્કસ કંઈક સુખ કે દુઃખ પ્રેરક કે પ્રિય–અપ્રિય નથી પરંતુ વસ્તુના સ્વીકાર અને અસ્વીકારમાં રમતી મનની વૃત્તિઓ જ સુખ કે દુઃખના તરંગો પેદા કરે છે, મનના વિચારોની લહરીઓ જ માનવીની આસપાસ સુખદુઃખની મૂર્તિઓ ઊભી કરી તેના સામે જોઈ હસાવે છે કે રડાવે છે એટલે કે – વસ્તુઓ

પ્રત્યે બદલાતી આપણા મનની ભાવનાઓ જ સુખદુઃખનું વર્તુળ રચે છે, ત્યારે એ કહેવું સાવ સાચું છે કે જ્યાં મન છે, મનના અનુકૂળ વ્યાપારો છે ત્યાં જ સુખ છે, ત્યાં આનંદ છે અને જ્યાં એ નથી ત્યાં અશાંતિ છે, ગ્લાની છે. ખરેખર જે વસ્તુમાં મન અનુકૂળ બની રહે તેમાં જ માણસને સુખ દેખાય છે, અને પ્રતિકૂળ બને ત્યાં દુઃખ લાગે છે. આપણી મનોવૃત્તિઓને સાનુકૂળ અવસ્થા આવી મળે તેને સુખના સંબોધનથી સંબોધીએ છીએ, ને પ્રતિકૂળ રહે ત્યાં દુઃખ-માની દુઃખી થઈએ છીએ. આ આપણી સાચી સ્થિતિ છે. તેથી સુખદુઃખનું મૂળ પણ એ જ મન છે, એટલે વિજ્ઞાનીના સિદ્ધ પ્રયોગોની સચ્ચાઈની માફક એમ કહેવામાં જરા ય સંકોચ નથી કે ખરું સુખ નથી કોઈ પૃથ્વીમાં કે પૃથ્વીની કોઈ ખાસ વસ્તુમાં, પરંતુ મનની વૃત્તિઓ એટલે જ્યાં મન આનંદે છે, જ્યાં આનંદથી મન ખેલે છે ત્યાં સુખ અને જ્યાં રમતનો ભંગ ત્યાં દુઃખ છે. વસ્તુઓ તો એકની એક જ છે, માત્ર વસ્તુ પ્રત્યે બદલાતા મનના ભાવો જ સુખદુઃખ પ્રેરે છે.

આપણી મનોવૃત્તિઓ જે વસ્તુ કે વિષયમાં તલ્લીન બને છે કે ચોંટે છે ત્યાંથી જ સુખનો સ્વાદ ચાખી શકાય છે એટલે સુખના ઇચ્છુકને જ, પોતાના પરમસુખ અને શાંતિ માટે કે જે સુખ અને શાંતિ આપણા સદાયનાં બની રહે તે માટે કોઈ ઉચ્ચ વસ્તુ, ઉચ્ચ લક્ષ્ય કે ઉચ્ચ આનંદપ્રેરક વિષય પર પોતાનું ચિત્ત ચોંટાડવા, મનોવૃત્તિની એકાગ્રતા સાધતાં શીખી લેવું આવશ્યક છે. એ એકાગ્રતા સધાઈ જાય એટલે સમજી લેવું કે તે પરમસુખની શાંતિની અખૂટ સરિતામાં આગળ અને આગળ વધ્યે જ જવાનો.

સુખ બે પ્રકારનાં છે: ક્ષણિક અને સ્થાયી. એક પરપોટા જેવું છે, બીજું સમુદ્ર જેવું છે; એક ક્ષુદ્ર છે, બીજું દિવ્ય છે; એક ઠગારું છે બીજું આશીર્વાદરૂપ છે. કોની પસંદગી કરવી એમાં જ આપણી ચતુરાઈ છે.

આ દેખાતાં દુનિયાનાં ધુમ્મસ જેવાં ક્ષણિક સુખો, મોહક વિલાસી અને તુચ્છ વૈભવો મહાલવા પાછળ દોટ મૂકવી એને સાચી સુખની ભૂખ ન કહેવાય અને ભલા, કહો એ કહેવાતી ભૂખ કોની ભાંગી છે? તેથી વિકાસ-ઇચ્છુક જીવાત્માનો પંથ ક્ષણિક સુખો તરફ ન જ લંબાય.

નિત્ય કે અનિત્ય સુખશાંતિનો વિવેક સમજીને સાચા લાભની દૃષ્ટિએ તેને ગ્રહવા દોડવું જોઈએ તેમાં જ કલ્યાણ છે અને એ જ સાચું સુખ મેળવવાની ખાસ ચાવી છે. સાચાં સુખશાંતિ તો એ છે કે જેનો પ્રવાહ અખંડ હોય, કદાપિ ન સુકાય કે ન સિજાય અને જે સુખો પળે પળે વિસ્તાર પામી અમરતાના ગાન સાથે જીવનને વિકસાવતાં સદા આગળ આગળ વહ્યા કરે, એવાં સુખશાંતિના અખંડ પ્રવાહમાં પડેલા જીવાત્માને પોતાના આનંદ "નાચ"માં જ કિંચિત પણ દુઃખનું કે અશાંતિનું આછુંપાતળું સ્વપ્નું ય શાનું આવે? એ તો સદાય પોતાના ઉન્નત તાનમાં ગુલ્તાન હોય.

એવા પ્રકારના ઉચ્ચ સ્થાયી સુખ માટે જીવવું અને મરવું અને એવી જ અચળ શાંતિ પાછળ દોડવું, તે મેળવવા મથવું એ જ માનવજીવનનો સાર છે. અહો, એમ જ સમજો કે તેમાં જ આપણી મનોવૃત્તિઓનો કલ્યાણવિહાર છે.

મૃગજળ શાં ઠગારાં સુખો કે શાંતિના આભાસથી ચેતતા રહી સાચું સુખ શામાં છે, સાચી શાંતિ ક્યાં છે અને તે મેળવવા ક્યા ક્યા પ્રયત્નો આવશ્યક છે તે જાણી આચરણમાં મૂકવા તે જ આ જીવનની મહા કળા છે. આ કળામાં કુશળ થઇએ તો વગર વિચાર્યે મોહાંધતાથી ક્ષણિક દેખાતાં સુખો કે ઠગારી શાંતિની માયા પાછળ મનોવૃત્તિઓને જેમતેમ રખડવા દેવાની ટેવથી બચાવી શકીએ ને તે દ્વારા આપણી ખુવારી થતી અટકાવીએ.

સુખશાંતિ માટે માનવસમૂહને લાગેલી તૃષા છીપી શકતી નથી તેનું કારણ ક્ષણિક સુખો પાછળ દોટ અને સ્થાયી સુખો પાછળ ઉપેક્ષાવૃત્તિ જ માત્ર છે, તેથી સાચા સુખને સમજવા આપણે ખૂબ પ્રયત્નો કરવા જોઈએ.

આ સુખ—સાચું સુખ બીજે ક્યાંય નહીં પણ આપણા અંતરમાં જ છે. હૃદયમાં તેનાં બી ક્યારનાં ય રોપાઈ ચૂક્યાં છે, હવે માત્ર મીઠા જળના સિંચનની જ જરૂર છે, થોડું થોડું જરા સિંચવા લાગો તો પ્રતિ પળે તમે અનુભવી શકશો કે એ સુખનો છોડવો અંદરથી ફાલી રહ્યો છે, અંદરથી મીઠો અવાજ સાંભળી શકશોઃ "હું ખીલું છું. હૃદયમાંથી ખીલતાં ખીલતાં આખા શરીરમાં વિસ્તરવા મથું છું ને પછી શરીરની આસપાસ સુખનાં જ આત્મગાન સંભળાવવા ઇચ્છું છું, જલદી સીંચો." આ અંતર-અવાજ સાંભળો અને ઝીલો.

સ્થાયી સુખ માટે બીજે કોઈ સ્થળે ફાંફાં મારવાં છોડી દઈને આપણે આપણા અંતરમાં જ શોધીએ તો કેવું સારું! આટલી બધી શક્તિઓનો નકામો ક્ષય જે ક્ષણિક સુખો ને શાંતિની શોધમાં થઈ રહ્યો છે તેનાથી અર્ધી શક્તિ પણ જો આ સાચા આંતર સુખને પ્રગટાવવા ખીલવવા પાછળ ખરચવામાં આવે તો સારી સૃષ્ટિ સુખશાંતિમાં જરૂર તરતી થાય.

એ સાચું સુખ અને શાંતિ દરેકના અંતરમાં છે, શુદ્ધ અને સનાતન સુખનો સાગર ત્યાં જ ગરજી રહ્યો છે. એનો અવાજ ધ્યાન દઈને સાંભળીએ તો આપણા આનંદનો પાર ન રહે, ભૂલેલા માર્ગ માટે આપણને પશ્ચાત્તાપ થાય અને પોકારી ઊઠીએ કે અરેરે આજ સુધી ભૂલ્યો. સુખ માટે આ બહારની ચીજોમાં મેં નકામાં વલખાં માર્યાં, સાચું સુખ તો બીજે ક્યાં ય નથી પણ અહીં આ અંતરમાં છે, ત્યાં જ આત્મા અને પરમાત્માની જ્યોતિ ઝગમગે છે. અહોહો, આ સુખની આગળ દુનિયાના ક્ષણિક સુખની કંઈ જ ગણતરી નથી.

ભાનભૂલ્યું કસ્તૂરીમૃગ જેમ પોતાની ડૂંટીમાં જ કસ્તૂરી છુપાયેલ હોવા છતાં અજ્ઞાનવશ એ કસ્તૂરીને સૂંઘવા જંગલમાં આમતેમ નાક રાખી દોડે છે છતાં સ્થૂળ કસ્તૂરી તો બીચારાને લાધતી જ નથી ને કસ્તૂરીનું સાચું સ્થાન ક્યાં છે તેની પણ સમજ મેળવતું નથી, તેમ જ આપણે પણ સુખ માટે આ બહારની દુનિયામાં જ્યાંત્યાં શાને માથું પટકીએ? અને એમ પટકવાથી સુખશાંતિ ક્યાં મળે છે? તેથી જ્યાં તે છે એવા અંદરના સ્થાનમાં જ તેને શોધીએ ને મેળવીએ એ જ ડહાપણ છે, એમાં જ જીવનની ચાતુરી અને સિદ્ધિ છે. આપણા અંતરમાં અને માત્ર અંતરમાં જ સાચું સુખ છે. પરમ ઐશ્વર્ય અને સામર્થ્યનો ખજાનો ત્યાં જ ભર્યો છે, આનંદ અને સુખશાંતિનો ફુવારો ત્યાં જ છે, બધાં ઉચ્ચ તત્ત્વો અને પરમ કલ્યાણનું એ ધામ છે, તો પછી બહાર શાને ફાંફાં મારવાં? તમે જ ખુદ ચક્રવર્તી હો તો પછી નાના ઠાકરડાની ખુશામત તમારે શાને કરવી પડે? તેથી તમારી અંદર જ બધો દિવ્ય ખજાનો ભર્યો પડ્યો છે, એ વસ્તુને બરાબર હૃદયમાં ઘૂંટી ઘૂંટીને સમજી લ્યો તો એ સુખનો અનુભવ આહ્‌લાદપૂર્વક તમે કરી શકશો.

અંદરના સુગંધી બગીચા – પરમ સુખના બગીચાના તમે પોતે માલિક છો તો પછી બહારના બાવળિયામાં ભોંકાવાની કાંઈ જ જરૂર નથી, તમે ખુદ ગુલાબનું ફૂલ હો તો પછી તમારે કાગળના બનાવટી ગુલાબની મોહિનીમાં ઠગાવાની – અરે સોયે સો ટકા ઠગાવાની સ્થિતિમાં પોતાની જાતને મૂકવાની શી જરૂર છે? સુખના તમે જ સ્વયં સૃષ્ટા હો તો પછી બહારની ચીજો તમને સુખ આપવાની લાલચમાં ફસાવવા માંડે તો તમે કેમ પસંદ કરો? ખુદ તમે જ સુખસ્વરૂપ હો – શાંતિસ્વરૂપ હો તો પછી તમે બીજા બહારના ઠગારા વિષયોના કહેવાતા સુખનો ફોગટ ભાર વહન કરવાનું કેમ જ માન્ય રાખી શકો? તેથી જ તમે સમજી લ્યો કે તમે જ બાદશાહ છો, સુખસમૃદ્ધિ, શાંતિ

ને આનંદનો મીઠો ઝરો તમારી અંદરની ગુફામાં લખલખ વહે જાય છે, એકાંતમાં જશો તો એ મધુર નાદ સંભળાશે, જે સાંભળી તમે આનંદથી નાચી ઊઠશો.

હૃદયની ઊંડી ગુફામાં શ્રદ્ધા અને ધીરજપૂર્વક ખોજ કરશો તો આસ્તે આસ્તે તમારા અવર્ણનીય આશ્ચર્ય વચ્ચે એ સત્યનો સાક્ષાત્કાર થશે જ કે જે જે કાલ્પનિક સુખોની ઝંખનામાં બહારની દુનિયામાં આપણે ભટકીએ છીએ તે બધી ખરી વસ્તુઓ ઉપરાંત અનેકગણો કિંમતી સુખનો અને શાંતિનો ખજાનો "અંદર" ભરેલો છે, જે શાશ્વત છે, અનંત છે, અખૂટ છે, તેને કોઈ લૂંટી કે ખેંચી શકે જ નહીં. એ જ આપણી સાચી દોલત છે, જ્યારે આ કહેવાતાં બહારનાં સુખો તો ક્ષણે ક્ષણે પોતાના વેશ બદલે છે, પળે પળે પલટો લે છે, અને તેના મોહમાં ફસાનારને દગો જ દે છે.

કોઈ મહેલમાં મોહાય છે તો કોઈ ઝૂંપડીમાં મોહાય છે, કોઈ વૈભવમાં તો કોઈ ત્યાગમાં, એટલે તેનો અર્થ એક જ છે કે કાંઈ મહેલ કે ઝૂંપડું સુખને ખાતર સ્વયં સુખ નથી, વૈભવ કે ત્યાગ એ પોતે જ સુખને ખાતર સુખ નથી, પણ એ તો બધા અંદરની પસંદગીના કે નાપસંદગીના સુખદુઃખપ્રેરક નિમિત્ત માત્ર છે. એ બધું "આપણે પોતાને ખાતર"જ પ્રિય–અપ્રિય છે, ખરેખર સુખનું મૂળ આપણા પોતાનામાં જ છે તેથી સાચા સુખના પિપાસુઓએ પોતાના દિલમાં એ વાત હવે બરાબર ઠસાવી લેવી જોઈએ કે બધાં સુખશાંતિ "અંદર"થી જ આવે છે, "બહાર"થી નહીં. અંદરનો જ સૂર્ય પોતાનાં કિરણો બહાર ફેંકે છે, ને વસ્તુને રૂપ આપે છે.

અંદરનો જ ઝરો પોતાનાં જળ બહાર વહાવે છે અને તે જ ઝરામાં માનવી પળે પળે સ્નાન કરે છે, ને ઝરણાં સાથે આનંદમસ્તીમાં ગેલ કરતાં પોતાનું જીવન વિશુદ્ધ બનાવ્યે જાય છે, જેથી પોતાની આસપાસ સુખનું વિસ્તરતું વર્તુળ

પ્રતિપળે આપણાથી અનુભવાય છે. આ વાત સુખપિપાસુઓના અણુયે અણુમાં શ્રદ્ધાપૂર્વક વણાઈ જવી ઘટે.

એક વાર આ વસ્તુ (ફેક્ટ) આપણા બાહ્યમન (સબ-કોન્સીયસ માઈન્ડ) પર તેનું જોરથી વક્રીભવન થવા પામે, એટલે વધારે સાદી ભાષામાં કહો તો એ કે જો આપણા આંતરમન (જે મન, ઉપરના મનની નીચેના ભાગમાં સુક્ષ્મ રીતે રહેલું છે તે)ના તળિયામાં આ જ્ઞાન સંઘરાઈ જાય તો તે જ ક્ષણોથી દુઃખોની લહેરીઓ આસપાસ ફરતી બંધ થાય ને તે જ ક્ષણોથી સુખનો ચંદ્રમા બીજની માફક હૃદયાકાશની અંદર ખીલવા માંડે છે. તે પછી ક્રમશઃ સુખની ભાવનાઓની ટોચે પહોંચવા પૂનમના ચાંદની સંપૂર્ણતા ને શીતળતા આપણે અનુભવીએ છીએ. આ આંતરમન એ કુદરતી મન છે. એના ઉપર જે ફોટો સચોટ રીતે નાખવામાં આવે છે તેવું પરિણામ તે લાવે છે. મનુષ્યોનો એ જ મહાન મિત્ર છે, જીવનનું સુંદર મંદિર એ જ ચણે છે, એ જ સુખશાંતિના ધામમાં લઈ જનારો દૂત છે. તેથી બાહ્યમનના દ્વારમાં પેસી આંતરમન પર જેવી રોશની આપણાથી ફેંકાશે તેવો જ પ્રકાશ આપણી આસપાસ પથરાશે. હવે એ પ્રશ્ન ઊઠે છે કે સુખ બધાં અંદર ભર્યાં છે એ વાત સાચી પણ એ સુખશાંતિને મેળવવા સુખોને સુખરૂપે માણવાની ને તેમાંથી દિવ્ય આનંદ લૂંટવાની કળા ન આવડે તો એ સુખો બધાં શા કામનાં? કંજૂસની મૂડી શી કિંમતની?

હા, પ્રશ્નનો ઉત્તર તૈયાર છે, પરંતુ પ્રશ્નકારને જો એ ઉત્તર મેળવી સાચાં સુખો શોધવાની ખરી 'ગરજ'માં સંપૂર્ણ તાલાવેલી હોય તો જ તેને તે મળી શકશે, ફળી શકશે, તો જ તે અનુભવી શકશે.

જેને આપણે 'આત્મા–આત્મા' કહીએ છીએ એ ક્યાં રહે છે એ જ આપણે સમજવું જોઈએ, કારણકે સંસારનાં સુખ-દુઃખને ધારનારું એ જ મહાપાત્ર છે, તેથી એનો સુક્ષ્મતાથી

વિચાર કરીએ. સામાન્ય લોકો માને છે કે આત્મા શરીરમાં વસે છે, અને શરીરને દુઃખ લાગતાં આત્મા દુઃખાય છે. ના, પણ તેમ નથી; આત્મા શરીરમાં વસતો નથી કે વસ્તુતઃ શરીરના દુઃખે એ દુખી થતો નથી, પરંતુ આત્માનું સાચું નિવાસસ્થાન તો "વિચાર" છે. વિચારમાં જ આત્મા વસે છે, અને વિચારના સરોવર વચ્ચે તે કમળ સમ ખીલે છે અગર કરમાય છે.

વિચાર એ આત્માનું મંદિર છે, અને આત્મા એ મંદિરમાં બિરાજતો દેવ છે. આત્મા રાજા છે, વિચાર મંત્રી છે, મંદિરમાં અપવિત્ર હોય તો દેવ પર તેની છાયા પડે છે અને સલાહકારના બદલે મંત્રી શાસક બને તો રાજાનું તેજ નબળું પડે છે, તેમજ મંદિરની—વિચારોની પવિત્રતાથી આત્મા—દેવ પવિત્ર બને છે, અને મંત્રીની સુસલાહથી જ રાજાનું શાસન દીપી ઊઠે છે.

તે વિચારોની લહેરો જ્યાંથી પેદા થાય છે તે સ્થાનને મન કહેવાય છે, વિચારોનો ઝરો જ્યાંથી ફૂટે છે તે સ્થાનનું નામ મન છે. એ મન ઉપર આખા જીવનનો—આત્માનો આધાર છે કેમકે મન જેવા તરંગો પેદા કરે છે અને જેવા વિચારોની વીજળી અંદરથી દોડે છે—સુખ કે દુખ મનાવે છે, આનંદ કે શોક પ્રેરે છે, તેથી મનનું વિજ્ઞાન (સાયન્સ) જાણી લઈએ તો અને મનના અવળચંડાપણાને કાબૂમાં લઈએ તો ધાર્યું ફળ કે ધારેલી સિદ્ધિ આત્મા પામી શકે છે અને મનુષ્યજન્મ પણ સફળ થાય છે.

મનુષ્ય એ શું છે? ઘણી વાર પ્રશ્ન થાય છે કે શા માટે પશુપંખીઓ કરતાં તેની વધારે કિંમત હશે, કારણ બીજું કાંઈ જ નથી પણ તેનામાં વિચારશક્તિ પ્રબળ છે અને બીજી અનેક પ્રકારની ગુપ્ત શક્તિઓનો એ ભર્યો ભંડાર છે. મનુષ્યમાં છુપાયેલાં ગુપ્ત બળો (હિડન ફોર્સીસ) જો સંપૂર્ણપણે ખીલી શકે

અને પ્રકાશમાં આવે તો તે દેવનો પણ દેવ બની શકવાને સમર્થ છે, આથી મનુષ્ય મહાન છે.

આ ગુપ્ત શક્તિઓનું કેન્દ્રસ્થાન શોધવા મથીએ તો આપણને બરોબર જડી આવશે, કે તે સ્થાનનું નામ મન જ છે, માનવજીવનનું સંચાલન કરનારી એ જ સાર્વભૌમ સત્તા છે, જીવનનાવનું એ જ સુકાન છે, તે ધારે તો તારી શકે અને ધારે તો બુડાડી શકે છે. જિંદગીનાં સર્વ સુખદુઃખની લાગણીઓનું મૂળ, આત્માના આનંદ કે શોકનું કારણ અને ઉન્નતિ કે અવનતિના આરે ઘસડી જઈ વિજયી કે પરાજયી જીવન જિવાડવામાં જે પોતાની કુલ સત્તા અને પ્રભાવ જમાવે છે તે બસ આપણું મન છે; માઈન્ડ છે, સબકોન્સીયસ છે.

મનઃ એવં મનુષ્યાણાં કારણં બંધ મોક્ષયો।

જિંદગીમાં સુખદુઃખની ભલીબૂરી લહેરીઓ ઉત્પન્ન કરનારું યંત્ર એ મન જ છે, એ મનરૂપી ડાયનેમો (વીજળી-યંત્ર)માંથી સઘળા વિચારોનાં કિરણો ફૂટે છે અને એ કિરણોમાં પોતાના સ્વભાવનો તાપ હોય છે, જેથી એ તાપની ગરમીથી ઘરોમાં ફૂળ ઉગાડી શકાય છે.

જરા વિચારો, સંસારમાં આજ સુધી થઈ ગયેલા અને થનારા સારામાઠા બનાવોનું મૂળ જો કોઈ હોય તો તે મન સિવાય બીજું શું છે? મને જ અનેક યુદ્ધો કરાવ્યાં ને સુલેહો પણ સ્થાપી છે, મને જ અનેકોને હરાવ્યા ને અનેકને જિવાડ્યા છે. આમ માનવજાતની મુક્તિ કે બંધન એ બધાં મનનાં જ ફળો છે.

આ મન એક એવું યંત્ર છે કે જેમાંથી પ્રતિક્ષણ નવનવા વિચારોની લહેરીઓ પેદા થાય છે. એ વિચારોમાં એટલી અદ્‌ભુત શક્તિ હોય છે કે તેનું વર્ણન કરવું અશક્ય છે. એક પળ પણ એવી ખાલી નથી જતી કે જેમાં મને કંઈક ને કંઈક વિચારની લહરી પેદા ન કરી હોય. ડાયનેમાની માફક તે

પોતામાંથી વિચારની વીજળી પ્રતિક્ષણે ફેંકયે જ જાય છે, જેથી તે વિચારો કુદરતના ચૈતન્યની સાથે મળી જઈ તેમાંથી પોતાનાં સજાતીય તત્ત્વોને ખેંચી લઈ જેટલા જોરથી છૂટયાં હોય તેટલા જ જોરથી પાછાં આવી બેસે છે, અને આસપાસ એવાં જ તત્ત્વોનું સામ્રાજ્ય જમાવે છે. આ છે વિચારોનું કાર્ય.

મનુષ્યનું શરીર અને તેની અનેક ગતિ વિચારને તાબે છે, વિચાર જ દેહનો અને દુનિયાનો સર્વોપરી રાજકર્તા છે. વિચારો જ અનેકનાં પતન કરે છે, અનેકનાં ઉત્થાન આદરે છે, એના ફોર્સ-બળમાં એવું અજબ જાદુ છે કે જે વસ્તુ ધારે તે મેળવી શકે છે. એની અદ્‌ભુત શક્તિ (લેટન્ટ પાવર)થી કેટલા યોગી અને પ્રબળ પ્રકૃતિના પુરુષોએ દુનિયા ઉપર મોટા મોટા ફેરફાર કર્યા છે.

માઇન્ડ ઇઝ નોન ટુ બી એ પાવર એરીયલ ફોર્સ એન્ડ એવરી વન મસ્ટ ફર્સ્ટ સીક ધીસ ટ્રુથ રાઇટ-ઇનટુ ધી માઇન્ડ ધેટ ઇઝ, ધેટ માઇન્ડ ઇઝ એ રીયલ ફોર્સ.

ધેન ગો એ ફરધર એન્ડ યુ વીલ ફાઇન્ડ ધેટ, માઇન્ડ ઇઝ ધી ઓનલી ફોર્સ, ધેટ ઓલ એલ્સ ઇઝ ધી ક્રીએશન ઓફ ધી માઇન્ડ, ધેટ માઇન્ડ સ્ટેન્ડઝ બેક ઓફ ઓલ ક્રીએશન, ધેટ નથીંગ એવર એકઝીસ્ટેડ બીફોર માઇન્ડ. ઇટ ઇઝ ધી ઓનલી ફોર્સ એવર નોન.

આ માઇન્ડ (મન)ની જે પેદાશ છે તેનું નામ થોટ્સ (વિચારો) છે. એ વિચાર એક પદાર્થ છે. પ્રતિક્ષણે મનુષ્યના મનમાંથી વિચારનો પ્રવાહ નીકળતો જ હોય છે, નિરંતર વિચારના તરંગો આપણી અંદરથી નીકળ્યા જ કરે છે, આપણે જાણીએ કે ન જાણીએ પણ આપણી અંદરથી વિચારો નીકળીને વાદળાની માફક વાતાવરણમાં ઘૂમ્યા જ કરે છે ને આકર્ષણના નિયમ પ્રમાણે જેવા "ગુણધર્મયુક્ત" બીજા વિચારતરંગો કે તત્ત્વોને પોતાની તરફ ખેંચે છે, કુદરતના અખૂટ ચૈતન્યમાં જે

શક્તિ છે તે જ શક્તિ વિચારોમાં છે તેથી વિચારોમાં કુદરતની મહાશક્તિ ઊતરે છે.

ભાવનાબળે ખુદ દેવતાઓ મૂર્તિમંત હાજર થાય છે તો જગતનાં કાર્યોનું તો પૂછવું જ શું ?

વિચારબળ ( થોટ ફોર્સ ) એ સમગ્ર જગતમાં સૌથી બળવાનમાં બળવાન શક્તિ છે. એ સર્વોપરી ફોર્સ છે, એ જ મહાન ચૈતન્ય છે, તેની દ્વારા જ આત્માનું, જિંદગીનું ને જગતનું સુંદર સર્જન થાય છે. તેણે મોટાં મોટાં સામ્રાજ્યોને ધ્રુજાવ્યાં છે, કંઈકને ચડાવ્યાં છે ને પછાડ્યાં છે. એની શક્તિનો મહિમા અપાર છે.

આજનું મદમાતું વિજ્ઞાન ( સાયન્સ ) પણ એ વિચારબળો સામે માથું ઝુકાવે છે, જેથી જે મનોબળ કેળવશે, મનને પોતાના નક્કી કરેલા વિચારો કરવા જેટલું કાબૂમાં જે લાવી મૂકશે, મનરૂપી ચક્રવર્તીને ય સુંદર વિચારો, સશક્ત ભાવનાઓ અને ક્રિયાત્મક જીવન વિતાવવાનો આદેશ આપી, પોતાની મરજી મુજબ તંત્ર ચલાવવા મનને હાથમાં રાખશે તે જ માનવાત્મા જગતમાં જીતશે, જીવશે તે વિજયી–અજેય જીવન વિતાવશે ને સર્વ સિદ્ધિની વરમાળ વરવાને તે જ ભાગ્યશાળી થશે.

પૂર્વના યોગીઓ, તત્ત્વચિંતકો અને આજના વૈજ્ઞાનિકો એકી અવાજે બોલી રહ્યા છે કે જેટલી શક્તિઓ આપણા વિચારોમાં છે તેટલી બીજી કોઈ ચીજમાં નથી. સંસારની–વિશ્વની કોઈ ચીજ એના પ્રવાહને રોકી શકવાને અસમર્થ છે એવી એ પ્રબળ શક્તિ છે, એ જ અનુભવ સામાન્ય જનોને ય કંઈ કંઈ વાર થાય છે.

મન એ સૂર્ય છે અને વિચારો એ તેનાં કિરણો છે. જેવો કિરણોનો રંગ હોય તેવો જ સામે પ્રકાશ સુક્ષ્મ કે સ્થૂળ રૂપે પથરાય છે, અર્થાત જેવું અંદરનું માનસિક વાતાવરણ તેવો જ

વિચારનો પ્રવાહ અંદરથી બહાર વહે છે, ને પોતાનો પ્રભાવ સર્વ ચીજો પર અજમાવે છે. દાખલારૂપે સુખી મનોદશામાં સ્ફુરેલા સુખમય વિચારો જ્યારે મનરૂપી મહેલમાંથી છૂટે છે ત્યારે દુઃખનું ભાન પણ ભૂલી જવાય છે, જાણે દુનિયા પર દુખનું નામનિશાન જ ન હોય એવું સુખ અનુભવાય છે તેમજ દુઃખી મનોદશામાંથી સ્ફુરેલાં દુઃખી વિચાર–કિરણો સુખની સ્મૃતિઓને પણ નસાડે છે. આમ જોતાં જણાઈ આવશે કે વિચારનાં મોજાંઓ જ કે જે મનરૂપી સમુદ્રમાં ઊછળે છે તે જ મૂળ જેવાં ભીંજાયેલાં હોય તેવી સૃષ્ટિઓ રચે છે ને પોતાના પ્રવાહમાં આવવાને ખેંચે છે.

વસ્તુતઃ સુખદુઃખ જેવી કોઈ ભિન્ન ચીજ જ નથી, છે તે માત્ર વિચારના તરંગો છે, માત્ર મનના મોકલેલા વિચારદૂતના સ્વાંગો.

આપણે જેવા વિચારો કરીએ છીએ તેવી જ લાગણીનો સ્પર્શ આપણને અંદર થાય છે. જેવું મનનું વલણ હોય છે તેવી જ અસરો આપણે અનુભવીએ છીએ, તેથી જેવી ભાવના–વિચારો થાય તેવા જ સુખી કે દુઃખી, ઉન્નત કે અવનત, વીર કે કાયર, દેવ કે દાનવ બની શકીએ. જેવી પસંદગી તેવી સિદ્ધિ. કહો, કેવા વિચારો પસંદ કરશો? વિચારોની શક્તિ સ્વીકાર્યા પછી 'જેવું વાવશો તેવું જ લણશો' એ સિદ્ધાંત તરફ આવીએ.

"જેવાં વિચારો કરશું તેવાં જ ફળો પામીશું" આ પણ વિચારનો એક સિદ્ધ પ્રયોગ છે. ઉચ્ચ, પવિત્ર અને કલ્યાણકારી વિચારોનું સેવન કરનાર, આકર્ષણના નિયમ પ્રમાણે પોતાના જેવા જ ગુણધર્મવાળા ઉચ્ચ વિચારોને જ આકર્ષે છે અને વિચારકની આસપાસ શુભ વિચારના પ્રવાહનું એક પ્રકારનું ગાઢું કવચ રચાય છે, જે કવચ બીજાના અનેક અશુભ વિચારોના પ્રભાવથી ય બચાવે છે, આટલું જ નહીં પણ શુભ વિચારોવાળા માણસોને ય, શુભ વિચારો પોતાની તરફ આકર્ષી લે છે તેમ જ

પોતાના વિચારો જેવા જ પોતાની આસપાસના સંજોગો માણસ ઘડી શકે છે.

આજનો માણસ જે દેખાય છે તે ગઈ કાલના વિચારોના જ ફળનું સ્વરૂપ છે અને આવતી કાલે જેવો તે ઘડાશે એ આજના વિચારોનું પરિણામ હશે, તેથી વિચારો એવા કરવા જોઈએ કે જે સ્થિતિ આપણે ખરેખર ચાહતા હોઈએ.

મંદિરના ઘુમ્મટમાં જઈ અવાજ કરીએ છીએ ત્યારે અવાજ કેવો ઉપર ઘૂમીને પાછો પડઘારૂપે આવે છે? તેવી જ રીતે આ આકાશરૂપી ઘુમ્મટ નીચે આપણા જ વિચારો ચોતરફ ઘૂમીને પાછા આવે છે અને આપણા પર તે અસર કરે છે તેથી સુખના–સાચા સુખના અને શાંતિના ઉપાસકે પોતાના મનમાંથી ઉત્પન્ન થતી વિચાર–લહેરીઓમાં એવું કોઈ જ તત્ત્વ પ્રવેશવા ન દેવું જોઈએ કે જે લહેરીઓ–જે વિચારનાં મોજાંઓ દુનિયા પર ફરી પાછાં આપણી તરફ આવતાં આપણને લેશમાત્ર દુઃખ, ક્લેશ, કે અશાંતિકારક નીવડે નહીં. આપણા સુંદર તત્ત્વને અને સુખના કે શાંતિના મનોહર સ્વપ્નને ના બગાડી મૂકે તે સારુ વિચારોમાં કાળજી વધુ લેવી જોઈએ. એ કાળજી કઈ રીતે લઈ શકાય?

તમારી મનોભૂમિને એવી શુદ્ધ, પવિત્ર રાખો કે તેમાંથી સદાય સુંદર, પવિત્ર ને વિશુદ્ધ, શુભ સંસ્કાર, અડગ પુરુષાર્થ, પવિત્ર ભાવના, અદ્‌ભુત હિંમત, અખૂટ આત્મવિશ્વાસ, સમતા, સમાનતા, વિશ્વપ્રેમભાવના, પ્રબળ મહત્ત્વાકાંક્ષા, પ્રામાણિકતા, અને ધીરજનાં બી એ ભૂમિમાં ઊંડાં ઊંડાં રોપતા જવું જોઈએ, કારણકે જેવા મનના સંસ્કારો હશે તેવો જ મનમાંથી વિચારોનો મોલ ઊતરશે, જેવી ભાવના હશે તેવી જ સિદ્ધિ થશે.

આથી ઊલટું ઈર્ષા કે દ્વેષના વિચારો અને ક્રોધ કે તિરસ્કારની તામસી ભાવનાઓથી માણસ, ઈર્ષા કે દ્વેષના દાવાનળ તરફ જ ધકેલાય છે, સામાને બાળવા પહેલાં, પહેલો તે જ બળે છે

એવા વિચારોથી ક્રોધ, તિરસ્કાર અને અશાંતિની આગમાં એ પોતે જ સદા શેકાયા કરે છે, તે કોઈ એવા દુષ્ટ વિચારોની પોતાને જ કાંઈ ઓછી શિક્ષા નથી : તેથી ભલા, આવા વિચારો કયા ઉન્નત પથગામી સુખશાંતિના સાચા ઉપાસકને કરવા પાલવે? ખરાબ વિચારોમાં રખડીને કોઈ ચતુર પુરુષ શું પોતાનું ભાવિ કાળું બનાવશે?

વિચારના વિસ્તારનો સ્વામી મન છે, ને માનવીના ભાવિનો સર્જનહાર વિચાર જ છે, જેથી હરહંમેશ કલ્યાણકારી સુખનાં સપનાં, આનંદના ખુશમિજાજીપણાના, ઉદારતાના, સંતોષના અને પ્રેમના જ વિચારો કરવા ઘટે.

કારણ, એક બીજી પણ વાત છે કે ઉચ્ચ પ્રેમાળ અને પવિત્ર વિચારોમાં વધારે બળ હોય છે, ભલે ને તેવા વિચારો કરવાનું મનોબળ સામાન્ય કે નિર્બળ હોય તોપણ ઘણામાં ઘણાં બળવાન, સ્વાર્થી અને અપવિત્ર મનવાળા દ્વેષી માણસના વિચારો કરતાં તેનામાં અનેકગણું બળ રહેલું છે.

મનરૂપી ઝરામાંથી દિવ્ય, મીઠાં, પવિત્ર ને નિર્મળ જળ જ વહેવા દેજો. જો તમારામાંથી અમૃતનો ઝરો જ બહાર વહેશે તો આસપાસના ઝેરને ય અમૃત બનાવશે. એ કદાપી ન ભુલાવું જોઈએ કે "થોટસ આર થીંગ્ઝ" – વિચારો એ કોઈ દિવસ કાંઈ નકામી વસ્તુ નથી પણ જે જે કાંઈ સુક્ષ્મથી ય સુક્ષ્મ વિચાર આપણે કરીએ છીએ તેથી તેના જેવો જ આકાર રચાય છે, હવામાં તેની સ્થૂળ મૂર્તિઓ ઘડાય છે ને તે જ પ્રમાણે કાર્યો બને છે. આ એક મોટું વિજ્ઞાન છે.

મનુષ્ય જેવો વિચાર કરે છે તેવું જ તે પોતાનું નસીબ ઘડે છે, સુખના વિચારે સુખની જ સૃષ્ટિ રચે છે અને દુઃખના વિચારે દુઃખની જ દુનિયા બનાવે છે. પ્રેમના વિચારે એ ચોમેર પ્રેમ, પ્રેમ અને પ્રેમના જ બગીચા ખીલવે છે અને દ્વેષના

વિચારે ચોતરફ દ્વેષરૂપી જ્વાળામુખીની આગ જ અનુભવે છે, ધર્મના વિચારે ત્યાગ, ઉદારતાના વિચારે સમૃદ્ધિ, શૌર્યના વિચારે શક્તિ અને પવિત્રતાના વિચારે પવિત્ર જીવનનો સાક્ષાત અનુભવ કરે છે, અને આથી ઊલટા વિચારે હલકો વિલાસ, કંગાલિયત, અશક્તિ ને અપવિત્રતા તરફ માનવજાત જાણ્યે-અજાણ્યે ઘસડાય છે.

જીવનની પળે પળે માણસ પોતાનું ભવિષ્ય ઘડે છે ને વિચારો એ જ તેના ઘડનારા હથોડા છે.

જરા જગત પર નજર નાખો, લક્ષાધિપતિ માણસ પાસે નોકર, ચાકર, પૈસો, સગવડ, બાગબગીચા, બંગલા અને ગાડી-મોટરો હોય છે. આ બધાં સાધનો શેઠજીને સુખ આપવા ખૂબ પ્રયત્નો કરે છે, છતાં પ્રાયઃ દુઃખી જ શાને રહે છે? અને બીજો માણસ ઝૂંપડામાં રહેવા છતાં સુખી છે: કારણ સ્પષ્ટ છે: કુદરત માણસને દોલત, શક્તિ, સાહેબી, સાધનો ને લાંબી જિંદગી આપી શકે છે પણ તે બધું તેને સુખી કરવાને અશક્ત છે. સુખ તો માણસે પોતે જ પોતાની અંદરથી ઉત્પન્ન કરવું જોઈએ: ધનદોલતની આબાદી સાથે સુખને કાંઈ દોસ્તી હોય તેવો નિયમ નથી, તેથી સુખી થવા માટે તો "સુખી મન" સાધવું ઘટે છે.

પૈસેટકે સુખી હોઈએ એ સાચું સુખ નથી, પણ મનનું સુખ એ જ મોટું સુખ છે. પૈસો હોવા છતાં ય જો માણસ પાસે તેના મનમાં સાચા સુખી થવાનાં તત્ત્વો જ ન હોય તો બીજા બધા પ્રકારના બાહ્ય આનંદો સાવ કિંમત વગરના છે કારણકે તે સાચું સુખ અનુભવવાને અસમર્થ છે. તેને માટે તો સુખી મન અને તેનાં કિરણોરૂપી પ્રફુલ્લતાના વિચારો જ કાર્ય-સાધક બને છે.

એટીટચુડ ઓફ હેપી માઇન્ડ ઓનલી કેન ક્રીએઇટ હેપીનેસ, એન્ડ હેપીનેસ ઓફ થેટ ઇઝ ઓલવેઇઝ ટુ બી પ્રેકટીસ્ડ લાઇક વાયોલીન

પણ આ કરતાં પહેલાં ખ્યાલ રાખો કે આપણાં હૃદય સાફ થવાં જોઈએ, કારણકે તે વિના બધું નકામું છે, તેથી આપણા હૃદયમાં પ્રત્યેક જીવાત્મા માટે પૂર્ણ પ્રેમનો અગ્નિ ધખાવવો જોઈએ, કારણકે જેઓ પ્રેમની સર્વવ્યાપક એકતાનો સાક્ષાત્કાર કરે છે, તેઓ જ માત્ર જીવનનો ખરો આનંદ– ખરું સુખ ને સાચી શાંતિ અનુભવે છે, અને તે જ મનને સમતોલ બનાવી શકે છે, તેથી પ્રેમના પવિત્ર કુંડમાં જે કંઈ વિરોધતા અને દ્વેષબુદ્ધિ હોય તેને ડુબાડી દઈ તેને સ્થાને મધુરતા ને પ્રેમના તત્ત્વને કામે લગાડવું જોઈએ.

અને પછી જુઓ પ્રેમની શક્તિ કેવી ગજબની છે! એણે અનેક દુશ્મનોને વિના પ્રયત્ને દોસ્તો બનાવ્યા છે—વેરીમાંથી મિત્રો સર્જ્યા છે, વેર પર વેર લેવાની એ જ મહાન અકસીર ઔષધિ છે, કારણકે દ્વેષનું નિવારણ દ્વેષ કોઈ કાળે હોઈ શકે જ નહીં, પણ પ્રેમ–પ્રેમનું અમૃત જ દ્વેષાગ્નિને શાંત કરી શકે છે, તેથી પરમ સુખના ઇચ્છનાર પ્રત્યેક જીવ સાથે પ્રેમનું જોડાણ આદરવું એ હૃદય સાફ કરવાની પ્રથમ ચાવી છે.

પછી તો આવા મનોહર પ્રેમી હૃદયનો સુંદર ફોટો મન પર પડે છે, જેથી મન સ્વયં સમજી લઈને પ્રેમીની જ ભ્રાતૃભાવની મીઠી વિચાર–લહેરીઓ પેદા કરે છે અને તેમાં જ માનવીને તરબોળ કરી સુખશાંતિના ઉત્થાન તરફ હરતાંફરતાં હસતાં હસતાં દોરી જાય છે.

મનમાં કદાપી વ્યર્થ ફિકર, ચિંતાના વિચારો, કંગાલિયત, દુઃખ, દરદ, પાપ, હતાશા, ઈર્ષા, પ્રપંચ કે દુનિયાના મુખ્ય મુખ્ય અસુખનાં મૂળ કારણોવાળા વિચારોને સ્થાન ન જ આપવું જોઈએ, નહીંતર એ વિચારનાં સ્પંદન (વાઇબ્રેશન્સ) પોતાની જેવા જ અણુઓ વાતાવરણમાંથી ખેંચી આપણા સુખી પ્રવાહમાં ખલેલ પહોંચાડશે–આપણને હેરાન કરશે, આપણા દિવ્ય પંથમાં પથરા ગોઠવશે, આપણને ઉપર ચડતાં ગબડાવશે ને પતન તરફ

વાળી દેશે, તેથી કોઈપણ અશુભ નિરાશાજનક, નિરુત્સાહપ્રેરક અને દુષ્ટ વિચારોના છાંયડે આવતાં ય દૂર રહેવું પરમ હિતકર છે. વિચારોની જેટલી ઉચ્ચતા, પ્રેમાળતા, ભવ્યતા ને શુદ્ધિ હશે તેટલો વિચારોનો વેગ વધારે તેજસ્વી ને સાફ બને છે.

સક્રિય શાંતિ કે સુખને માટે આપણે આપણા મનને આનંદી વિચારોનો માળો બનાવવો જોઈએ. પછી જોયા કરો કે એ સુંદર તેજસ્વી વિચારો દ્વારા જીવનનું કેવું મનોહર બીલ્ડીંગ બનાવી શકાય છે! એક વાર મજબૂતાઈથી જીવનના પાયામાં ભવ્ય વિચારોની પૂરણી કરી લીધા પછી ગમે તેવાં ભયંકર વાવાઝોડાં પણ એને હલાવવા અસમર્થ નીવડે છે, ને ગમે તેવાં ભારે દુઃખો કે અશાંતિનાં મોજાં પણ આપણા આશ્ચર્ય વચ્ચે સુખશાંતિમાં ફેરવાઈ જાય છે.

મનુષ્યોના દુઃખમય જીવનનું મુખ્ય કારણ એ છે કે ૧૦૦ માંથી ૯૦ માણસો એવા હોય છે કે જેઓ પોતાની ચારે બાજુ સર્વ પ્રકારની પ્રતિકુળ માનસિક લહેરો કે તરંગો પેદા કરી તેની જ વચ્ચે વસે છે તેથી સ્વાભાવિક રીતે તેમની આસપાસ સદા ય દુઃખનું જ વર્તુળ ઊભું થાય છે. દુઃખ, દુઃખ, ભયંકર દુઃખનાં જ માનસિક સ્વપ્નાંઓથી સદા ય દુઃખના પડઘા તેમના અંતરમાં પડે છે, ને એવા ઊભા કરેલા દુઃખમાં જ પોતાની જાતને પોતે હોમે છે. અરે કેવું આશ્ચર્ય! જેમ કરોળિયો પોતાની જ જાળ રચી અંદર સપડાય છે તેમજ કાલ્પનિક દુઃખોની બેડીઓમાં માણસ પોતાને જકડાવી રિબાવે છે, આથી ઊલટું એક મજબૂત મનનો પ્રબળ વિચારક સુખી થવા સદા ય મનમાં સુખના તરંગો ઊભા કરે છે, સુખ, સુખ અને સુખની જ માનસિક લહેરોમાં ફરી માનસિક શક્તિથી સુખો અનુભવે છે, જેવી ભાવના કે જેવો વિચાર તેવી સિદ્ધિ. ઉન્નત વિચાર જીવનને ઉન્નત દિશામાન કરાવે છે, જ્યારે અવનત વિચાર અવનતિ તરફ જ દોરે છે. હવે કહો, ખરાબ વિચાર સેવવા

અને ઊંચા થવું એ તો કેમ જ બની શકે? કારણકે કુદરતનો કાયદો કોઈથી પલટાવી શકાય તેમ નથી, ત્યાં તો જેવું વાવવું તેવું જ લણવાની તૈયારી કરવી જોઈએ. સદ્‌ભાવના અને સદ્‌વિચારનાં બીજ રોપનાર જ સુખ ને શાંતિ લણે છે, ચોમેર હરિયાળા બગીચાનું સૌંદર્ય તે જ માણે છે, જ્યારે ખરાબ વિચાર કે ખરાબ ભાવના સુખશાંતિનો નાશ કરી જગતને ઉકરડો બનાવે છે, અને પોતાની આસપાસ એવી જ દુર્ગંધીઓ માણસ ઊભી કરે છે; માટે ચેતવું ઘટે.

જે સમયે કંઈ ખરાબ વિચાર આવે છે ત્યારે જો વિજ્ઞાનીની માફક આપણા અંતઃકરણની દશા તપાસીએ તો જણાઈ આવશે કે પહેલી જ તકે ખરાબ વિચાર હૃદયમાં ચટકા ભરે છે, બીજાને બાળતાં પહેલાં તો આપણે જ અંતરમાં ભડભડ બળીએ છીએ, ખરાબ વિચાર વસ્તુતઃ ખરાબ છે એવું ભાન આપણને થાય છે જ, એવા વિચારો ન કરવા એવી કંઈક પ્રેરણા પણ ભીતરના ભોંયરામાં થાય છે પણ એ પ્રેરણા પાછળ બળ ન હોવાથી સ્વાર્થ કે તુચ્છતાના ઘેનમાં સૂતેલા માણસને વધારે નીચે પાડવા એ ખરાબ વિચારો સ્વચ્છંદપણે પોતાનો પ્રવાસ આગળ ધપાવ્યે જાય છે. પછી તો ક્રમશઃ આપણા શરીરના, મનના ને આત્માના પરમાણુઓ મેલા કરે છે, અમૃતને સ્થાને ઝેરનું સિંચન કરે છે અને આમ જ માણસજાત બીચારી ઊંઘમાં—અજ્ઞાનતામાં પોતે પણ ન જાણે તેમ અધોમુખ બની બગડે છે. આથી બચવા માટે આપણે આપણા મનમાંથી પવિત્ર વિચારોનું જ કેવળ સ્ફુરણ થવા દેવું જોઈએ, અને વળી જુઓ તો ખરા, સૌ જાણે છે કે કોઈ પવિત્ર વિચાર મનમાં જ્યારે જ્યારે આવે છે ત્યારે માણસ કેવો અનેરો દૈવી આનંદ અનુભવે છે! બીજાને સુખી કરવા જતાં યા પવિત્ર ભાવનાઓ ભાવતાં પહેલાં ભાવુક પોતે જ એ સુખના મીઠા સ્વાદ ચાખવા કેટલો બધો ભાગ્યશાળી બને છે! પોતાની આસપાસ ઠંડક, આનંદ, પ્રેમ અને મીઠાશનું જ 'સામ્રાજ્ય વિસ્તરેલું'-એ અનુભવે છે.

અહો, એવાં સુંદર મધુરાં ફળો ચાખવા આપણે સુંદર અને ઉચ્ચ વિચારોને જ આપણી સેવામાં હાજર રાખીએ તો કેવું સરસ!

કોઈ, કોઈનું બૂરું કરી શકે તે પહેલાં કરનારને જ બૂરાઈના બૂરા સ્વાદ ચાખવા પડે છે એ બૂરાઈ કરનારને કંઈ ઓછી શિક્ષા નથી, તેમ જ ભલું સુંદર કાર્ય કરનારને જ કરતી વખતે સ્વર્ગીય આનંદ આવી મળે છે, તે પણ તેની ભલાઈની કંઈ ઓછી કદર નથી. આ પ્રમાણે સુખદુઃખનાં કારણો એ વિચારોનો જ માત્ર પ્રભાવ છે અને એ વાત સાફ છે કે વાયરલેસ (બિનતારી સંદેશ) માફક વિચારો પોતાના સમાન ગુણધર્મી વિચારો સાથે વાતો કરે છે. હદ વગરની શક્તિ ધરાવનાર ચુંબકત્વ તેમાં હોવાથી એકબીજા પરસ્પરને ખેંચે છે, તેમાં જે વિચાર વધારે દૃઢ હોય એટલે મનની એકાગ્રતાથી છોડવામાં આવ્યો હોય તો તે બળવાન ગણાય છે એથી તે નબળા વિચારને પોતાના તરફ ખેંચે છે, નમાવે છે, ને શક્તિની લેણદેણ કરે છે, બીજી બાજુ શુભ વિચાર, હલકા વિચારોને દબાવે છે તેના પર શાસન કરે છે ને તેને સુધારે પણ છે.

હવે આ વિચારોમાં એકાગ્રતા (કોન્સનટ્રેશન) અને દૃઢતા એ તેની શક્તિનાં મુખ્ય અંગો છે, તેથી જે જે વિચાર આપણી અંદરથી બહાર પડે તેમાં દૃઢતા અને એકાગ્રતાનું તત્ત્વ ખૂબ હોય તો તે જલદી અસર કરે છે.

વિચારની લહેરીઓ એકવાર ઊભી થાય એટલે પળે પળે તે વિસ્તરે છે, સારા કે માઠા બંને પ્રકારના વિચારો જેટલા જોશપૂર્વક કર્યા હોય, જેટલા મનમાં ઘૂંટી ઘૂંટીને કર્યા હોય તેટલા તેટલા વધારે ત્વરાથી વિસ્તરી સારું કે માઠું પરિણામ તે લાવી મૂકે છે, તેથી સમજી શકાશે કે માઠા વિચારોમાં વિચારકનો જ ખુદ ઘાત થાય છે અને શુભ વિચારોમાં વિચારકનો વિકાસ થાય છે, પરંતુ વિચારોમાં દૃઢતા જેટલી વધારે, તેટલી વહેલી સિદ્ધિ સમજવી.

---

આપણે જે કંઈ શબ્દો ઉચ્ચારીએ કે વિચારીએ છીએ તે શબ્દોના બોલેબોલનાં તથા તેના જાડાપાતળા અવાજનાં સ્પંદન (વાઇબ્રેશન) થાય છે કે જે સ્પંદન બીજી ચીજો તરફ તે અવાજને સુક્ષ્માતિસુક્ષ્મ વિચારને તથા તેની નાનામાં નાની અસર ને લઈ જઈ સ્પંદન પેદા કરનાર વિચારકની ઇચ્છા (વિલ પાવર) મુજબ કાર્યસિદ્ધિ કરે છે. આ હકીકતનો સંપૂર્ણ વિશ્વાસ (ઇનટેલેકચ્યુઅલ બીલીફ) રાખવો જોઈએ.

હૃદયના ઊંડાણમાંથી નીકળતું નાદભર્યું સંગીત સાંભળી કોણ નથી મોહાયું ? મેઘ મલ્હાર રાગ ગાતાં વરસાદ અને દીપક રાગ ગાતાં દીવાઓ પ્રગટે છે. આ બધું શું છે ? વિચાર અને નાદનું શક્તિવિજ્ઞાન નહીં તો બીજું શું છે ? શબ્દોમાં ચુંબક શક્તિ તો છે જ. હા, સંગીત તાલબદ્ધ ગવાય છે તેમ વિચારો પણ મનમાંથી જો તાલબદ્ધ નીકળે તો આ બંને સરખું બને છે. તેથી બંનેની અસર સમાન છે: એકમાં વધારે શક્તિ તેની એકાગ્રતાને લીધે છે, તો બીજામાં એકાગ્રતા આવતાં તે પ્રમાણમાં તે પણ તેવી જ શક્તિ મેળવે છે. વિચારો આમ જ માણસને, માણસના વિચારોને, કાર્યોને, ભાવનાઓને અને કુદરતી ચૈતન્યને આકર્ષે છે.

એટલે "પ્રબળ ઇચ્છાશક્તિ"પૂર્વક કરેલા વિચારો જ, પછી ભલેને તે એકાદ વ્યક્તિના જ કેમ ન હોય, પરંતુ તે ધારે તો આખા વાતાવરણમાં નવી ભાત પાડે છે, જૂની સૃષ્ટિ વચ્ચે તદ્દન નવી જ સૃષ્ટિ ખડી કરે છે.

સુંદર અને ઉચ્ચ લાગણીઓ આપણા મનરૂપી "વાયોલિનના" તારને જો ઝણઝણાવી મૂકે અને અંદરથી તાલબદ્ધ સૂર નીકળે તો એ અદ્ભુત કાર્ય કરી શકે છે, કારણકે આવી રીતે પ્રેરાયેલો સૂર જ્યારે મગજમાંથી બહાર જાય છે ત્યારે સાથે સાથે આપણો થોડો પ્રાણ પણ લેતો જાય છે, જે પ્રાણ વિચારની

શક્તિને અતિ ઉપયોગી અને સહાયક નીવડે છે ને તે અદ્ભુત કાર્ય કરી શકે છે.

આવી લાગણીઓ પેદા કરવા સારુ કોઈ પણ વિષયનું પૂરું જ્ઞાન સમજી લેવું જોઈએ, જેથી આપણી સંકલ્પશક્તિ સહેજ થશે, તે લાગણીને પ્રેરશે, લાગણી મનરૂપી "વાયોલિન" પર જઈ પછાડો મારશે, મન વિચારોની ઝણઝણાટી પેદા કરશે ને પરિણામે તેમાંથી એક સૂર નીકળશે, એક તાલ નીકળશે જે સૂર ને તાલ જ બધાં કાર્યોનું–સિદ્ધિનું બીજ છે.

લાઇક એટ્રેક્સ લાઇક એટલે હવે વિચારોને શુદ્ધ રાખવા, મજબૂત કરવા, દૃઢ અને એકાગ્ર બનાવવા, અને તેને કોઈ ચોક્કસ ભાવનામાં સ્થિર કરવા, એમાં જ વિચારોનો સદ્-ઉપયોગ કર્યો કહેવાય.

સદા ય યાદ રાખવું જોઈએ કે મનની વૃત્તિઓને ગમે ત્યાં ને ગમે તેમ રખડવા દેવાથી કાંઈ જ ફાયદો નથી, તેમજ ચોક્કસ લક્ષ વગરના કરેલા વિચારોની અમોલી તરંગશક્તિનો દુર્વ્યય થવા દેવો કોઈ રીતે ઇષ્ટ નથી. તેથી મનમાંથી બહાર ભટકી રહેલી વિવિધ વૃત્તિઓને કાબૂમાં રાખવી એ સુખશાંતિને શોધવાની મોટામાં મોટી ચાવી છે, અને તેથી બહારની વસ્તુઓમાંથી તથા બીજા અનેક આડાઅવળા વિચારોમાંથી તમારા મનને મુક્ત–ખાલી–કોરું રાખવાની, કરવાની ખાસ જરૂર છે. કારણકે નકામાં વિચારોના વમળમાં ગૂંચવાયેલા રહેતા મગજમાં માનસિક બળ ક્ષીણ થતું જાય છે, તેના તરંગોની શક્તિ ઓછી થાય છે, તેની વીજળી ઠંડી પડવા લાગે છે, તેથી દરેક વિચારની પાછળ તેનો ચોક્કસ આદર્શ નક્કી કરવો જોઈએ, અને તે આદર્શને હું સિદ્ધ કરીશ જ એવું ઉચ્ચ કોટીનું હૃદયમાં શ્રદ્ધાબળ હોવું જોઈએ, પછી બસ, મન પર આદેશ ચલાવો, મન સિદ્ધિ આપશે.

પણ અહો, મન તો માંકડા જેવું છે ને? ન ઇચ્છીએ તેવા વિચારો તે કરે છે અને ઇચ્છીએ તે વિચારોથી દૂર ફરે છે. વાહ, તેનો ખેલ અજબરંગી છે! ખરેખર મનમાંકડાને વશ કરવા ખૂબ સામર્થ્યની જરૂર છે.

એ મન-મર્કટ બહુ જ અટકચાળું છે. એના નાચો 'કૈં કૈં' વિચિત્ર હોય છે: એક પળે આકાશમાં ઊડે છે તો બીજી પળે તે પાતાળમાં ગમે ત્યાં રખડતું હોય છે, તેથી જેણે મનને પોતાના ઇશારા માફક જ ઊડવા દેવા કમર કસી છે તે જ તેની મહાન શક્તિઓને પોતાનું ઉન્નત જીવન જીવવામાં મદદગાર બનાવી શકે છે.

મનને કેળવતાં જોકે પ્રારંભમાં મુશ્કેલીઓ આવશે કારણકે એ બહુ અટકચાળું છે. એક જ વખતે તે હજાર ચીજોમાં ફરે છે, ક્ષણે ક્ષણે નવીન સૃષ્ટિઓ રચતું ને નાશ કરતું એવું આ મન બહુ જ ચંચળ છે, પરંતુ પ્રયત્ને, દૃઢ પ્રયત્ને તે કાબૂમાં આવશે. એને કામ આપો. કોઈ પણ શુભ પ્રવૃત્તિમાં રોકો તો જ તે બંધાય, અને તો જ તે શ્રેયકર્તા છે, નહીંતર તે જીવનની ખુવારી કરી નાખે છે. તેથી આપણા મનમંદિરમાં જ્યારે જ્યારે અજ્ઞાનતા, નિર્બળતા, સ્વાર્થભાવના કે અહંભાવને લીધે જે જે વૃત્તિઓ નકામી ઊભી થાય તેને મજબૂત આત્મબળથી દબાવી દેવી જોઈએ. જે જે આડાઅવળા વિચારો ઊભા થાય તે તે વિચારને પકડી તેનું એવા પ્રકારે નિરાકરણ કરો કે જડમૂળથી તે ઊખડી જાય, રોજ અનેક દુષ્ટ વૃત્તિઓને દબાવી દેશો તો ક્રમશઃ મનનું વલણ અમુક સમયે મજબૂત થશે. પણ જોજો, એના હાથે હાર ખાઈને હતાશ થયા તો બધું જ ગુમાવશો, રે... સારુંય જીવન બરબાદ થશે.

આ મનને સાધવા માટે આપણી અંદર એક બીજી મહાન શક્તિ છે, જે મન કરતાંય મોટી છે, છતાં તે શક્તિને મન

પાસેથી જ કામ લેવું પડે છે. તે શક્તિનું નામ છે આત્મબળ (સ્પીરીચ્યુઅલ ફોર્સ).

આત્મબળ, ગજબની શક્તિ, એક વાર એ આત્માનું બળ "મન" પર અચૂક સ્થાપી દઈએ એટલે મન બિચારું આત્માને આજ્ઞાંકિત રહી પોતાનું કામ બજાવ્યે જાય છે. પૂર્વકાળના ઋષિમુનિઓ, યોગીઓ ને સંસારભરના વિજેતાઓ એ આત્મબળથી જ "મન"ને સાધી શક્યા હતા અને તેથી જ તેઓ વિજયી જીવન જીવી શક્યા.... એવું જ બળ આજે પણ—અને ભાવિમાં પણ — આપણે ધરાવીએ છીએ — અખૂટ આત્મસામર્થ્યનો ખજાનો—પ્રત્યેક માનવીમાં ભર્યો છે, માત્ર એ ખજાનો ખીલવવો બાકી છે. આપણી ભીતરમાં સૂતેલી શક્તિને ઢંઢોળી જાગ્રત કરવાની છે, પછી તો મન બીચારું બકરી જેવું બની જશે ને આપણને મનધાર્યું કામ આપશે.

આત્મબળ એટલે બીજા શબ્દોમાં આત્માનું નિશ્ચયબળ... જ્યાં એવા નિશ્ચયની ખુમારી છે ત્યાં કોણ શીર ઊંચું લઈ ફરકી શકે તેમ છે? નિશ્ચય, નિશ્ચય, હા, એક વાર બુદ્ધિપૂર્વક અમુક નિશ્ચય કરી તેને પાર પાડવા મનને અમુક જ વિચારોનાં આંદોલન ફેલાવવાની આજ્ઞા આપવા મનરૂપી મહેલ પર હલ્લો લઈ જઈએ અને તેને નિશ્ચયબળથી નમાવી તાબેદાર બનાવીએ તો બસ, પછી જીત, જીત, જીવનમાં જયના ડંકા વાગે છે. પછી તો આપણા નાખેલા પાટા પર જ મન પોતાનું એન્જીન ચલાવે છે, આપણી હકૂમત પ્રમાણે જ તે દોડે અને થંભે છે. અહા, આ કાંઈ ઓછી સિદ્ધિ છે? સુખ, શાંતિ, આનંદ, કલ્યાણ ને પવિત્રતાના ઉત્તમ વિચારોથી ઉન્નત થવાને માટે મન પાસે ધારેલા પાસા પડાવી શકીએ એ કાંઈ કોઈ રીતે ઓછું નથી. આમ સદ્ભાગ્યે મનરૂપી ચક્રવર્તીને ય સાધી શક્યા એ આપણી જિંદગીની કંઈ જેવીતેવી જીત નથી. કારણકે એ એક જ જીતના ગર્ભમાંથી બીજી અનેક જીતો જન્મે છે ને જીવન સફળ બને છે.

હવે મનનો વિકાસ કરવાના રસ્તાઓ પકડી તેની દ્વારા જીવનનો વિકાસ ને સુખશાંતિ સાધવાનું વિચારીએ.

દરેક મનુષ્યે "પોતાના આત્મામાં કષાયની ખોટ નથી" એમ માની, બીજા નબળા વિચારોથી ભરેલા મનને ખાલી કરી સાવ કોરા મગજે માત્ર એ જ વિચારોનો પ્રવાહ સદાય વહેતો રાખવો જોઈએ કે સર્વ પ્રકારની શક્તિઓ અને સિદ્ધિઓ મનુષ્યની અંદરથી જ પ્રગટવા પામે છે, અંદરના ઝરામાંથી જ શક્તિનું સંગીત સંભળાય છે, પ્રત્યેક સ્ત્રી અને પુરુષ એક મહાન શક્તિના અવતારરૂપ જ છે. તેની બહારના બાવળિયામાં કાંટા ભોંકાવાને બદલે અંદરની વીજળી—અખૂટ આત્મતેજ મેળવવાથી સર્વ પ્રકારની સિદ્ધિઓને વરી શકાય છે, એવી વિચારણાનું અખંડ વહેણ આપણા મનમાં ચાલુ રાખવા યત્ન કરવો જોઈએ.

આપણે પોતે સદા ય એવું જ ચિંતન રાખીએ કે "હું બળવાન છું, આરોગ્યવાન છું, પ્રતિભાશાળી છું, હું દિવ્યતાનો અધિકારી છું, ઉચ્ચ જીવનસમુદ્રની લહેરીઓ મારામાં લહેરાઈ રહી છે, હું ઊછળું છું, આનંદમાં ગાજું છું, મારો વિકાસ થાય છે, હું ખીલું છું, પ્રતિદિન વિકસી રહ્યો છું, હું જ સુખશાંતિનો મહાસાગર છું. અહો, હું મારા વિચારોથી, ભાવનાઓથી મારું ભવિષ્ય રચી રહ્યો છું. હું પૂર્ણ છું, પૂર્ણતા સિદ્ધ કરવા મથું છું, હું મનનો માલિક છું, વિચારો ઉપર મારું શાસન છે, હું અજેય છું અને હું સૌનો પ્રેમી છું, આનંદી છું—બસ ખીલું છું, ખીલું છું."

વળી આ ભાવનાનું સતત ચિંતવન થવું ઘટે કે: "હું સૌનો પ્રેમી છું, તેથી મને કોઈ હાની પહોંચાડી શકે તેમ નથી. હું આનંદસ્વરૂપ છું, એટલે મને શોકનો સ્પર્શ માત્ર થઈ શકે નહીં. હું પ્રચંડ સંકલ્પશક્તિનો ભંડાર છું તેથી દરેક શક્તિને સાક્ષાત સ્વરૂપે મારામાં પ્રત્યક્ષ કરી શકું છું."

એવી ભાવનાથી મન કેળવાય છે, ઉચ્ચ સંસ્કારથી તેનામાં સુંદરતા આવે છે અને ઊંડા અર્થ સાથે—મજબૂત વિચારના વેગથી સમજીને આ પ્રમાણે ભાવના ભાવીએ તો એ ભાવના-માંથી ઊઠતા તરંગો કે લહેરીઓમાં વીજળીના ચમકારા કરતાં ય કંઈક ગણી તેજસ્વિતા. તીવ્રતા, વેગ ને પ્રબળતા જાગી પોતાના પ્રકાશ વડે વિરોધી તત્ત્વોને નસાડે છે, ને પોતાના સજાતીય તત્ત્વનું સ્થાપન કરે છે.

ભાવના એ કાંઈ માત્ર યોગનો જ વિષય નથી, પરંતુ જગત-વ્યવહારમાં ડગલે ને પગલે કામ લાગી શકે તેવું એ ઉત્તમ તત્ત્વ છે. એ ભાવનાના બળે જ ગઈ કાલની મુફલિસી આજે ચક્રવર્તી બન્યાનાં હજારો દૃષ્ટાંત આપણી સામે છે. એમાંના આપણે પણ એક છીએ—બનીશું તેવી આતંરી રાખીએ.

હવે કાબૂમાં આવેલી મનોવૃત્તિઓને ચોક્કચ—ચીજ "ધ્યેય" પર કોઈ ઉચ્ચ આદર્શ તરફ સ્થિર કરીને એકાગ્રતાથી પરમસુખ અને શાંતિનાં સ્વપ્નાં સેવતાં સિદ્ધિ મેળવી શકાય, મન ભટકે છે કારણ તેને યોગ્ય કેળવણી કે સંસ્કાર મળ્યાં નથી, તેમ જ તેની સામે અમુક ક્ષેત્રમાં જ વસવાનો કોઈ આદર્શ નથી હોતો તેથી તે બીચારું જ્યાંત્યાં ભટકે છે. હવે તેને આપણે વધારે વખત ભટકવા દેવું ન હોય તો આસપાસનાં ઝાડી—ઝાંખરાંમાં તેને ભટકતું અટકાવી તેને એક શુભ ધ્યાનમાં, કોઈ ચોક્કસ લક્ષ પર લગાડી દેવું સૌથી વધારે ઇષ્ટ છે. જોકે એક વસ્તુમાં ચોંટી રહેવાનો મનને આદેશ આપવા છતાં પ્રારંભમાં તે પોતાની જૂની ટેવને વશ થશે, જેથી તે જ સમયે મનમાં અનેક વિચારો જાગશે, મનને ચળાવવા તેઓ ખૂબ પ્રયત્ન કરશે જ, પરંતુ સ્વસ્થ મનથી, નિશ્ચયબળથી તે બધાંને મનમાંથી કાઢી "ચાલ્યા જવાનો" મજબૂત ઓર્ડર આપતાં ક્રમશઃ તેઓ પલાયન થઈ જ જશે, એટલે મન એ ચોક્કસ વસ્તુમાં અમુક સમયે સ્થિર થશે.

માનસશાસ્ત્રની દૃષ્ટિએ જોતાં મનના વિચારોને સ્થિર કરવા માટે ચોક્કસ વસ્તુ પર તેને ચોંટાડવું જોઈએ, અને તે સારુ તેને અનુકૂળ ચિન્હની મહાન આવશ્યકતા રહે છે, કારણકે જ્યાં-ત્યાં ભટકતા મનને કાબૂમાં લેવા સારુ તેની સામે બીજું કોઈ ક્ષેત્ર તૈયાર હોવું જોઈએ, કોઈ ચોક્કસ એક જ ચીજ પર મનને વળગાડતાં મન એ જ વિચારોથી પરિપૂર્ણ રીતે ગ્રસ્ત થાય છે, જૂનું એ ભૂલે છે અને નવામાં ચોટે છે ને પરિણામે આસ્તે આસ્તે એ જ વિચારમાં કેવળ તલ્લીન થાય છે, જેથી વિચારો, એ મન-ના રાજા નહીં પણ મનની આજ્ઞા પ્રમાણે વશ વર્તીને ચાલનારા સેવકો બને છે, મનના અણુએ અણુમાં એ વ્યાપી જાય છે, એટલું જ નહીં પણ સારા યે માણસના રોમેરોમમાં તેનો પ્રવાહ ચાલે છે. મન એક જ વિચારમાં આમ જ્યારે તલ્લીન થાય છે ત્યારે તો ઘણી વાર આપણને પોતાને પોતાનું ભાન પણ નથી રહેવા પામતું કારણકે એક જ વિચારમાં આપણે લીન થઈએ છીએ— એમાં જ ડૂબીએ અને એમાં જ ડૂબકી મારીને અંદરથી રત્નો મેળવવા મથીએ છીએ તેથી મનને ચોક્કસ સ્થાન પર લગાડવું જોઈએ.

આથી હવે મનને કયા વિચારક્ષેત્રમાં રોકીશું એ પ્રશ્નનો જવાબ છે “ૐ અર્હમ મંત્રનો જાપ અને ધ્યાન.”

[૧૫]

## ૐ અર્હમ્ નમઃ

મનની મહત્તા મહાન છે, અવર્ણનીય છે. એની શક્તિઓ અમર્યાદિત છે. સ્વર્ગ કે નર્કનો ફેંસલો એની કચેરીમાં જ લખાય છે, સુખ કે દુઃખ એ મનનું જ પરિણામ છે. આવી મહાન શક્તિશાળી ચીજનો જેટલો બને તેટલો ઉચ્ચ અને સુંદર ઉપયોગ કરવો ઘટે છે. તેથી જ તેને કોઈ તુચ્છ ચીજો પાછળ રખડતું મૂકવા કરતાં—દુનિયા અને દુનિયા પારની ઊંચામાં ઊંચી ચીજ—પવિત્રમાં પવિત્ર વસ્તુ અને પરમ શક્તિશાળી તત્ત્વો સાથે જ મૈત્રી કરાવી લેવી ઇષ્ટ છે.

જે મૈત્રી ઊંચામાં ઊંચું સુખ, ઊંચામાં ઊંચી શાંતિ ને ઉત્કૃષ્ટ કોટીનાં ફળો લાવી શકે તેજ મૈત્રી ધન્ય છે.

એવી મૈત્રી બાંધવાનું સુંદર પાત્ર કહો કે, પરમ શાંતિનું કેન્દ્ર કહો! તેનું નામ "ૐ અર્હમ્" છે.

મનને આદેશ મળે છે કે તારાં વિચારોના ખજાનાને આ કોઈ દિવ્ય – દિવ્ય ધ્યાનમાં "ૐ અર્હમ્"ના ધ્યાનમાં ડુબાડી દે અને સકળ વિશ્વની રિદ્ધિસિદ્ધિનો અનુભવ કર! પણ હાં, મન પૂછે છે : ૐ કાર એ શું છે? હાં, સુણોજી : "ઓમ ઇઝ ધી વોઇસ ઓફ સાઇલન્સ"—ૐ એ અગાધ શાંતિના સામ્રાજ્યમાંથી ચાલ્યો આવતો એક સુંદર–મનોહર સૂર છે. એ સૂરને જે ભજે છે તે શાંતિને પામે છે.

ૐકાર એ પરમ મંત્ર છે. બધા નાનામોટા મંત્રોનો એ મેરુ છે. બધી શક્તિઓનો એ સરદાર છે. ૐ એ જ બ્રહ્માનું

બીજું નામ છે. પરમાત્માનું એ સાચું સ્વરૂપ છે. ૐ એ પ્રણવમંત્ર છે. સર્વ જ્ઞાનનું એ મૂળ છે. આખું જગત અને જગતપારની સર્વ ઉત્તમ ચીજો એ એક જ શબ્દમાં સમાએલી છે. પ્રત્યેક શબ્દ, ભાવ, ભાવના, ને ઉચ્ચતાના ઝરણાનું મુખ છે. અને પરમ શક્તિ સાથે એકત્વ સાધી આપનારું એ દિવ્ય તત્વ છે. વિશ્વવ્યાપી જ્ઞાનનું કુદરતી સ્વરૂપ તે ૐ છે, ૐ છે!

ૐ ૐ ૐ ।।। જગત અને જગતની પાર જ્યાં નજર નાખી ત્યાં તમને ૐકારનો મીઠો ધ્વનિ સંભળાશે.

ૐમાં વસ્તુતઃ પાંચ અક્ષરો છે: અ, અ, આ, ઉ, મ. આના સંયોજનથી ૐ પ્રણવાક્ષરનું સ્વરૂપ બને છે.

અ = અરિહંત, અ = અશરીરી સિદ્ધિ, આ = આચાર્ય, ઉ = ઉપાધ્યાય, મ = મુનિ સાધુ. આ ૐની આકૃતિમાં પાંચ અંકો છે, તે પાંચે અંકો પંચ પરમેષ્ઠિનાં સ્થાનોનાં સૂચક છે.

(૧) ચન્દ્રલેખાંક પરનો અંક એ અશરીરી સિદ્ધોનું સ્થાન છે. (૨) ચન્દ્રકલાગત અંક તે અરિહંતનું સ્થાન છે. (૩) મધ્ય અંકમાં આચાર્યનું સ્થાન છે. (૪) તે પછીનો અંક ઉપાધ્યાયનો સૂચક છે. (૫) સૌથી નીચેના અંકમાં સાધુઓનું સ્થાન છે.

નમસ્કાર મંત્રનો આ જ સાર છે.

સિદ્ધ એટલે જેણે આત્માની મુક્તિ સાધી લીધી છે તેવા અશરીરી આત્મતેજથી ઓળખાતા જીવો સંસારના (વિશ્વના) એ સર્વોચ્ચ સ્થાનરૂપ પરમશૂન્યમાં વિલીન થયા છે એટલે સિદ્ધ શિલા પર તેજમાં તેજરૂપે મળી ગયા છે.

અરિહંત : એટલે રાગ અને દ્વેષરૂપી યુદ્ધથી જે પર થયા છે, એવા સંસારથી અલિપ્ત જીવાત્માઓ આધ્યાત્મિક આકાશમાં ( ˘ ) બિરાજી ત્યાંથી જગત પર પોતાની પ્રભા પાથરે છે અને જ્ઞાનામૃતનાં શીતલ કિરણોથી સર્વત્ર શાંતિનું સિંચન કરે છે.

આચાર્ય : પોતાના આદર્શ આચાર અને વિચારોથી પૃથ્વી પરની જનતાને સન્માર્ગે દોરવા સદા ઉદ્યમી રહે છે તેવા સદાચારના ઉપદેશક આચાર્ય લોકોની વચ્ચે ઊંચું સ્થાન પામે છે.

ઉપાધ્યાય : સત્યના માર્ગે દોરી જાય તેવા જ્ઞાનનું અક્ષયદાન નિષ્કામભાવે જગતને જે અર્પણ કરે છે તેવા પુરુષો મધ્યમાં વસે છે.

સાધુપુરુષ : પોતાને અને સંસારના જીવોને ઊંચે લઈ જવા માટે જેઓ પોતાના સાધુ–સમતાભાવમાં–સ્વસ્વભાવમાં રહીને પ્રેરણા કરે છે ને પામે છે તેનું સ્થાન ૐમાં સૌથી નીચે છે.

એટલે જે ઉત્ક્રાંતિના ક્રમ પ્રમાણે મુક્તિના ઇચ્છુકે પહેલાં (ભાવ) સાધુ યાને સાધક બનવું ઘટે, પછી વિશ્વના કલ્યાણ માટે ઉપદેશક બનવું ઘટે, પછી પોતાના આચારથી જ જગતને ઊંચે લઈ જવું પડે–અને પછી આચારશુદ્ધિની પરાકાષ્ઠા થતાં અર્હમ્ યાને જગતપૂજ્યપદ પર જવાય. અને પછી અંતમાં પરમાત્મસ્વરૂપ અથવા સિદ્ધ થવાય.

આ બધો ભાવાર્થ ૐમાં ગુપ્તપણે છુપાએલો છે, જે જાણવાથી માણસ મુક્તિના એકેક પગથિયે ચડતાં એક દિન મુક્તિમંદિરમાં પ્રવેશે છે કે જ્યાં ઊંચામાં ઊંચા પ્રકારના સુખ અને શાંતિનું સામ્રાજ્ય છે.

ૐકાર બધા મંગળોમાં પ્રથમ મંગળ છે.

બ્રહ્મા, વિષ્ણુ, મહેશ એ ત્રણેનું એક નામસૂચક પદ ૐ છે.

જે હતું, છે અને થશે ઉપરાંત જે કાંઈ પણ “નથી” એવું “નથી” અને “બધું જ” ૐકાર સ્વરૂપ છે. આ શબ્દને પ્રણવ કહે છે. એટલે કે પ્રત્યેકના જીવનમાં તે વ્યાપી રહ્યો છે. દરેકના પ્રાણમાં તે વહી રહ્યો છે. શ્વાસોશ્વાસમાં પણ એનું જ રટણ થઈ રહ્યું છે. તે સર્વ ઉત્તમ વિચાર અને દિવ્ય જગતનો પ્રતિનિધિ છે.

તેથી ૐ ઈઝ ધી એસેન્સ ઓફ એવરીથીંગ.

ૐકારનો મહિમા અપાર છે. જે જે તેને ભજે છે, સ્મરે છે, તલ્લીનતાપૂર્વક ઝંખે છે—મનન કરે છે, ચિન્તવે છે અને જે જે જીવાત્માઓ ૐના સ્મરણમાં—ધ્યાનમાં ડૂબે છે તે તે ૐકારમય બને છે—પ્રભુસ્વરૂપ બને છે. એનું ધ્યાન ધરતાં પરબ્રહ્મ થવાય છે, બ્રહ્મસ્વરૂપ બનાય છે.

મનુષ્યાત્મા એ જીવાત્મા, ને, વિશ્વાત્માને પરમાત્મા એટલે વ્યક્તિભાવમાંથી સમષ્ટિભાવમાં—વિશ્વભાવનાં પ્રવેશવું તેનું જ નામ આત્માને પરમાત્મા બનાવવાને મથવા સમું છે. આ મંથન ૐના સાધનથી થઈ શકે છે. કારણકે ૐ એ જ આત્માને પરમાત્મ–દશામાં પરિણિત કરનારું એક મહાસાધન છે.

ૐ એ કોઈ અમુક ભાષાનો કે અમુક ધર્મનો "રીઝર્વ્ડ" શબ્દ નથી. પરંતુ દરેક ધર્મના લોકો—ૐની સમાન પ્રેમે પૂજા કરે છે. કદાચ એ બોલાતા—ઉચ્ચારાતા શબ્દોમાં કિંચિત ફેરફાર નજરે દેખાય, છતાં વસ્તુતઃ આખરમાં બધાયના ભાવો અને ભૂમિકા એક જ ૐકારમય હોય છે. હિન્દુ, મુસ્લિમ, જૈન, પારસી, ખ્રિસ્તી કે બીજી કોઈ પણ પ્રજા એક નહિ તો બીજી રીતે ૐને જ ભજે છે—ૐને જ નમે છે.

ૐકારનો પ્રણવનાદ આપણામાં મહાજીવન રેડનારું રસાયણ છે. તેના ઉચ્ચારણની સાથે વાતાવરણમાં અવનવા ફેરફારો થાય છે. બોલનારની આસપાસ ૐનું વતાાવરણ ઊભું થાય છે અને જેમ જેમ એ વાતાવરણમાં સ્થિર રહી ૐના શ્વાસ લેતા જઈએ તેમ તેમ વધારે શુદ્ધ, પવિત્ર અને તેજસ્વી થવાય છે. જેમ હિનાના અત્તરનું એક પૂમડું આપણી આસપાસ સુગંધ ફેલાવી મગજને તર બનાવે છે તેમ જ આ ૐનું મહાન પવિત્ર સુગંધી અત્તર તેના સૂંઘનારને પવિત્ર અને મહાશક્તિશાળી બનાવે છે અને આપણે પોતે પણ ન જણાય તેવી રીતે ઘણી વાર આપણા

વિચારોમાં ગંભીર પરિવર્તન લાવે છે. ને ઉચ્ચતાને માર્ગે આપણને આબાદ રીતે મૂકી દે છે. એના સ્મરણથી આત્મા નિર્મળ બને છે.

ૐના ધ્યાનમાં જેઓ રચ્યાપચ્યા રહે છે તેઓ જ જીવનની મીઠાશ અને આત્માની પ્રચંડ શક્તિઓનો પરિચય પામી શકે છે. પ્રતિપળે દૈવી અસર તળે રહી જેઓ ૐના ધ્યાનમાં મસ્ત રહે છે તેઓ જ જિંદગીનો સાચો આનંદ અનુભવે છે. ને તેઓ જ પોતાની આસપાસની દુનિયામાં આનંદના ફુવારા ઉડાડવા ભાગ્યશાળી થાય છે.

ૐના મીઠા ઉચ્ચારમાં કોઈ અપૂર્વ ચૈતન્ય ભર્યું છે. ન કલ્પી શકાય તેવી ગુપ્ત શક્તિઓના એ ભંડાર છે. સર્વ પ્રકારની દૈવી રિદ્ધિસિદ્ધિનાં દ્વારો ખોલનારી એ ચાવી છે. અહો! એ ૐકારમાં સુખનું શાશ્વત સામ્રાજ્ય ભર્યું છે. એના સુંદર ગાનથી મન સ્થિર બને છે. સર્વ વિચારો અને લાગણીઓ સમતોલ બને છે. આત્મામાં મધુરી શાંતિ રેડાય છે. કહો! પછી બીજું વધારે શું જોઈએ?

ઘોર જંગલમાં સિંહની ગર્જનાથી મૃગલાંઓ જેમ થરથરીને નાસી જાય છે તેમ જ આ જીવન–અટવીમાં ૐની પ્રચંડ ગર્જનાથી, અંતરના ઊંડાણમાંથી શ્રદ્ધા અને પ્રેમના વેગીલા આવેશોથી ઉચ્ચારેલ ૐકારની હાકલથી – અંતરનાં દુઃખો, રોગો, દુષ્ટ વિચારો, દુન્યવી ચિંતાઓ, આધિ, વ્યાધિ અને ઉપાધિઓ કંપી ઊઠીને એકાએક દૂર દૂર ચાલ્યાં જશે. એની પ્રચંડ હાકલથી – તેના અનુપમ તેજથી આ બધાં અંધારાં સમાં દુઃખો અલોપ થઈ જશે – જશે જ!

સત્, ચિત્ત, આનંદ – સચ્ચિદાનંદસ્વરૂપ એ કાંઈ ભાષાનો અલંકાર નથી, પણ આત્માની અસલ વસ્તુ છે–આત્માનું મૂળ સ્વરૂપ છે. એ સ્વરૂપ બધાયમાં બિરાજમાન છે પરંતુ માત્ર

તેની આસપાસ અસત્‌નાં વાદળાંની અંધારી આવી વસે ત્યારે એ ઢંકાઈ જાય છે—મૂળ વસ્તુની અપેક્ષાએ આત્મા સૂતો નથી, મરતો નથી, ઘોરતો નથી કે જાગતો નથી પણ તેની આસપાસ આછાં, પાતળાં, કાળાં, ભૂરાં વાદળાંના થરો જામે છે, તેને આપણે જાગ્રત કે નિંદ્રાની દશા—વ્યાવહારિક ભાષામાં—માનીએ છીએ. ત્યારે આત્માની મૂળ વસ્તુ તો વસ્તુતઃ જે છે તે છે. જાતે પૂર્ણ પ્રકાશમાન છે, પણ વાદળાંનાં આવરણ જ્યારે-ત્યારે આવી રહે છે. આ આવરણોનાં જાળાંઓને દૂર કરનાર પાવડો તે ૐકાર મંત્ર છે. એનો ઉપયોગ આપણે અહર્નિશ કરીએ.

ૐકાર એ બાઉ—કામઠું છે. આત્મા તે એરો—તીર છે. જેટલા જોરથી—સબકૉન્સીયસથી દોરી ખેંચાશે, જેટલા હૃદયના સ્થિરભાવપૂર્વક આત્મારૂપી તારને લક્ષ તરફ છોડાશે, તેટલી જ જલદી અને સુંદર સફળતા મળે છે. જે લક્ષ્ય તરફ જેટલા જોરપૂર્વક તીર છૂટશે તેટલી જ ત્વરાથી તીર લક્ષ્યને પામશે.

ૐકાર એ પરબ્રહ્મનું, પરમાત્માનું વિશુદ્ધ સ્વરૂપ છે તેથી ૐકારને ભજવો એ પરમાત્માને ભજવા સમું છે, અર્થાત પરમાત્મસ્વરૂપ બનવા જેવું છે. પણ તે હૃદયના પૂરા પ્રેમ અને છલોછલ શ્રદ્ધાથી ભજવું જોઈએ—એક જ શ્રદ્ધાથી, કે ૐ એ જ તારણહાર મંત્ર છે, એ જ પરમ શક્તિ છે, એ જ મહા તપશ્ચર્યા છે અને ૐ એ જ સર્વસ્વ છે. આટલી શ્રદ્ધાપૂર્વક ગમે તેટલાં કારણો ડગાવી નાખવા દોડે છતાં મનમાં અચળ રહી, હૃદયના દૃઢ ભાવપૂર્વક ૐકારને હૃદયના તાલપૂર્વક ઉપરાઉપરી, સ્થિરતાથી—રીપીટ ઉચ્ચારવામાં આવે, એના જ ઉચ્ચારમાં ખેલવામાં આવે—અને એની જ ધૂનમાં મસ્ત બનીએ તો જગતે કદી ન માનેલાં એવાં આશ્ચર્યકારક પરિણામો પેદા થાય છે.

જગતમાં ચમત્કાર જેવું કાંઈ જ નથી. પણ ચમત્કાર જેવું દેખાતું હોય તો તે માત્ર શ્રદ્ધાનું–તપશ્ચર્યાનું–સાધનાનું ફળ માત્ર છે.

ૐકાર એ અમૃતજળ છે. એના છટકાવથી જ્યાં જ્યાં જડતા પથરાયેલી હશે, અંધારું હશે, અપ્રેમ હશે, દુઃખ-દાવાનળ સળગતા હશે ત્યાં ત્યાં તે બધું શાંત થઈ જશે. હૃદય-સરોવરમાંથી કચરો દૂર કરી શુદ્ધ બનાવશે. વિકાર અને વાસનાની મલિનતા દૂર થશે. અંતરમાં અસીમ શાંતિનું–પ્રેમનું–પ્રભુતાનું–સમ્રાજ્ય સ્થપાશે. જીવનમાં કોઈ અજબ પ્રકારની ચમક લાવી આત્મામાં અપૂર્વ આનંદ ઊભરાવશે. આ ૐકારને જ્યાં હો ત્યાં, ગમે તે સ્થિતિમાં ગમે તે સ્થાનમાં જપ્યા કરો : એનું જ રટન કરો! એ ૐકાર મંત્રને જીવનમાં એક ઉત્તમ ભાષા તરીકે—જેટલી વાર હૃદયપૂર્વક ઉચ્ચારી શકાય, તેટલી વાર ઉચ્ચારી, સમૃદ્ધ બનો. કારણકે એ જ જિંદગીની સાચી મૂડી છે, તેમાં જ સુખ અને શાંતિનો ખજાનો ભર્યો છે.

આપણાં અંતરચક્ષુઓ સામે ૐની મૂર્તિને સદાય રમતી રાખો, એના શીતલ અને પ્રતાપી સ્પર્શનો જીવનમાં અનુભવ કરો, એનાં દર્શનથી અંતરમાં ઓજસ ભરી આંખોમાં ૐને આંજી લ્યો. કાનમાં ૐને સાંભળો. હૃદયના તંતુએ તંતુમાં ૐને ઘૂંટી દ્યો! અને રોમેરોમમાં–નસેનસમાં ૐનું મધુર સંગીત ભરી લ્યો. સ્થિરતા–પૂર્વક બીજી બધી માનસિક દુર્બળતાને કચરી નાખી ૐનો ઉચ્ચાર કરો. તે વખતે તન-મનથી તેમાં જ ડૂબી જાવ. તમારા આત્મામાં ઓતપ્રોત થઈ જાવ! મનસા, વાચા, ને કર્મણા તેનો ઉચ્ચાર કરો, રગેરગમાં એ મંત્રનો ધ્વનિ જાગ્રત કરો! હૃદયમાં ૐનો ધબકાર થવા દ્યો, અને તમારા લોહીના ટીપેટીપામાં આ મંત્રનો મધુર રસ રેડો અને પછી જુઓ, તમે પોતે સાક્ષાત ચૈતન્યમૂર્તિ બની જાઓ. માનવતાના પાટલેથી દેવત્વના ઊંચા સિંહાસન પર ચડવા લાગશો.

ૐના ધ્યાનમાં ડૂબી જવાથી દ્રષ્ટા ને દ્રશ્ય આખરે એક થવાથી અંતરમાં અંજવાળું થશે, જેમાંથી બધી વસ્તુઓનું પ્રતિબિંબ તુરત જોઈ શકાય છે, અને આપણા અંતરના નવનવાં ચિત્રો જગત ઉપર પાડી શકાય છે.

'ૐકારનું સ્મરણ કરીએ એટલે પળેપળે આપણા હૃદયમાંથી ૐકારમય શક્તિશાળી સુંદર વિચારોની લહેરીઓ પેદા થાય છે. એકમાંથી બીજું, બીજામાંથી ત્રીજું—એક લહેરીઓનું વર્તુળ—(પાણીથી ભરેલા તળાવમાં કાંકરો નાખતાં જેમ વર્તુળ થાય અને વધતાં વધતાં છેક કિનારા સુધી પહોંચે તેમ સર્કલ) વધતું જાય. આપણી આસપાસ એ લહેરીઓનું રાજ્ય સ્થપાય—અને પછી હવે ક્યાં અજાણ્યું છે કે વિચારોમાં પ્રબળમાં પ્રબળ શક્તિ છે. એના જોશથી ત્રિભુવન ગજાવી શકાય છે. એકાગ્રતાથી સંચય કરેલા વિચારોના ઘસારાથી ચૌદ રાજ્યલોક ધ્રુજાવી શકાય છે. એનો વેગ મહાન છે, તીવ્રાતીવ છે, વીજળી અને પ્રકાશની ગતિ કરતાંય અનેકગણો વેગ છે.

પ્રકાશ કે વિદ્યુતનો પ્રવાહ એક સેકન્ડમાં ઈથર (આકાશી તત્ત્વ) દ્વારા ૧,૮૬,૦૦૦ માઈલ પહોંચી શકે છે. જ્યારે વિચારશક્તિનો પ્રવાહ એક સેકન્ડમાં ચાર હજારથી લઈને આઠ પદ્મ માઈલ (કે જે કેટલાય અબજ માઈલ થાય) સુધી જઈ શકે છે.

સાચા વિકાસમાર્ગના પંથીઓ સદાય ૐકારરૂપી ઉચ્ચ તત્ત્વમાં ઓતપ્રોત થઈને પોતાના શુભ વિચારોની લહરીઓ એક સ્થાનેથી બીજા સ્થાને સૂક્ષ્મતત્ત્વ ઈથર દ્વારા મોકલી સર્વ પ્રદેશને ૐકારમય બનાવી પોતાનું અને વિશ્વનું કલ્યાણ કરે છે, પરંતુ દરેક વિચાર કરતાં લક્ષમાં લેવા જેવું છે કે પ્રત્યેક વિચારની પાછળ પ્રબળ કલ્પનાશક્તિ, એકાગ્રતા અને સ્ટ્રોંગ વીલ પાવર—મજબૂત ઇચ્છાશક્તિની ખાસ જરૂર છે—કારણકે વિચારની ગતિનો પ્રવાહ તેના ઉપર જ નિર્ભર છે. એના વિના વિચારોમાં વાઈબ્રેશન–કંપન–ધ્રુજારી આવી જાય છે—એના વિના વિચારો

બિચારા લંગડા બની નિષ્ફળ નીવડે છે — અર્થાત જ્યાંત્યાં રેલાઈ જાય છે તેથી ૐકારના સ્મરણ પાછળ સબળ કલ્પના, દૃઢ એકાગ્રતા અને મજબૂત ઇચ્છાશક્તિને સદાય કામે લગાડવી પરમ આવશ્યક છે.

મગજમાં જેટલી શક્તિ અને હૃદયમાં જેટલું બળ-આકર્ષણ હશે અને જેટલા વેગ ને સચોટતાથી ૐકારનાં વિચાર-આંદોલન ઊભાં કર્યાં હશે તે પ્રમાણે જ વિચારોનાં કિરણો દૂર દૂર પહોંચી તેટલી જ ઝડપથી પોતાનું કાર્ય પૂરું કરશે. વિચારોનું ક્ષેત્ર જેટલું વિશાળ હશે તેટલું જ તેનું કાર્ય વિસ્તૃત રૂપ પકડશે ને તેટલું જ તે ચિરસ્થાયી નીવડશે. માટે વિચારો પાછળ દૃઢ ઇચ્છાબળ રાખવું ખાસ જરૂરી છે.

ૐકારના સતત વિચારથી—અને ૐના ધ્યાનથી માનવ-જાત પોતાના ગર્ભમાં પ્રવેશે છે ને તે ગર્ભમાં સૂતેલી શક્તિ કે ઢાંકેલા પ્રકાશને જાગૃત–સતેજ કરે છે. અર્થાત પોતાના સ્વરૂપમાં – પ્રકાશમાં ખેલી સાધક સ્વયં જ્યોતિસ્વરૂપ બની રહે છે.

ૐકારનું નિત્ય સ્મરણ કરવું એ, આપણી આસપાસ એક પ્રકારનો મજબૂત ફોર્ટ (કિલ્લો) રચવા સમાન છે કારણકે એના જાપથી આપણે અંદર અને બહારથી આખા બદલાઈ જઈએ છીએ, આપણા હૃદયમાં કોઈ મહાન શક્તિનો સંચાર થાય છે. આપણા અંતરમાં ઉજ્જવલતાના, પવિત્રતાના ને નિર્ભયતાના ઓઘ ઊછળે છે. પ્રેમથી આપણું હૃદયસરોવર છલકાઈ ગયું હોય છે. આપણા ચહેરા ઉપર એક પ્રકારનો-આદર્શ ઓજ – આભારૂપ દિવ્યપ્રકાશ પથરાય છે. આપણી ચક્ષુમાં અલૌકિક તેજ આવે છે. આપણા હલનચલનમાં ને ઉચ્ચારમાં પૂરતો સંયમ અને તાલબદ્ધતા સ્વાભાવિક ઊતરે છે. આપણા રોમરોમ શ્વાસો-શ્વાસમાં તેનું સંગીત સંભળાય છે, તેથી આપણી આસપાસ

આકર્ષણશક્તિનું સામ્રાજ્ય પ્રવર્તે છે. કહો ! પછી તમને કોણ હેરાન કરી શકે ? પછી તમારો કોણ દુશ્મન હોય ?

પ્રેમની સામે દુશ્મનાવટ કે અશાંતિ ટકી શકતી નથી. તો તમે તો ૐકારના જાપથી પૂર્ણ પ્રેમસ્વરૂપ બની જવાના તથા આખી દુનિયા અને દુનિયા પારની વસ્તુઓ તમારા જ પ્રેમની આજ્ઞા નીચે આવશે. પૃથ્વીનું એક અણુ કે પરમાણુ પણ તમારી આજ્ઞા વિરુદ્ધ વર્તી શકશે નહિ. આ બધો પ્રતાપ શુદ્ધ હૃદયથી કરેલ ૐકારના ઉચ્ચારણનો છે. ૐના જાપથી મન એવી સૂક્ષ્મ ભૂમિકામાં પહોંચી જાય છે કે જ્યાં સદાસર્વદા શાંતિ અને પ્રસન્નતા જ વ્યાપિ રહ્યાં હોય છે. બીક, ચિંતા, વ્યગ્રતા, નિર્બળતા અને એવા બીજા કુસંસ્કારો બધા મગજમાંથી ચાલ્યા જતાં તેને સ્થાને પ્રેમ, પ્રભુતા, પ્રબળતા, નીડરતા ને મધુરતા સ્થપાય છે; વિશ્વનો પ્રકાશ પોતામાં વિલસી રહ્યો હોય તેવું ભાન થાય છે, જે જે મનોવૃત્તિઓ બહિર્મુખ હશે તે પણ અંતર્મુખ બની જતાં આસ્તે આસ્તે આત્માનો ઝીણો અવાજ સંભળાશે. ધીમે ધીમે આધ્યાત્મિક મનની પાંખડીઓ ખૂલવા લાગશે. અને તેથી તેમાં રહેલાં અનેક કિંમતી સત્યો, તમારા જ્ઞાનપ્રદેશમાં આપોઆપ ચાલ્યાં આવશે, તમને વચનસિદ્ધિ અને ભાવનાસિદ્ધિની સુંદર ભેટ મળશે ! અહો ! કેવું સુંદર !

ૐનો આરાધક પ્રતિક્ષણે વિકાસમાર્ગમાં કૂચ કર્યે જ જાય છે. જેથી તેનામાં ઊંચા વિચારો, પવિત્ર ભાવનાઓ અને ઉન્નત અભિલાષાઓ સ્વતઃ જાગે છે. મનની સમતા, પ્રસન્નતા, સમતોલ વૃત્તિ અને એક પ્રકારની ન કલ્પી શકાય તેવી દિવ્ય માનસિક વિશ્રાંતિની સ્થિતિ પ્રાપ્ત થાય છે, તે હંમેશાં ક્ષોભહીન, ને શાંત અવસ્થામાં રહે છે, ને તે પોતે શક્તિ અને પ્રતિભાની મૂર્તિરૂપ સૌને દેખાય છે.

ૐની પાછળ લગાડેલી એકાગ્રતાને લીધે મનને જ્યારે એક પ્રકારની મધુર સમાધી ચઢી જાય છે ત્યારે તેનામાં

અદ્ભુત પ્રકાશ પડે છે. સત્યનાં, જ્ઞાનનાં ને ચૈતન્યનાં ગુહ્ય તત્ત્વો આપોઆપ સમજાવા લાગે છે. અને પછી તેની જિંદગીના ઉચ્ચ ને ઇષ્ટ ઉદ્દેશો સ્વતઃ સફળ થાય છે.

ૐનું નિરંતર ધ્યાન આપણને રહે છે અને જ્યારે આપણી રગેરગમાં રૂંવાડેરૂંવાડામાં બસ ૐનો જ વિચાર હોય છે ત્યારે આપણા પ્રત્યેક છીદ્રમાંથી ૐ, ૐ અને ૐનો જ પ્રકાશ નીકળતો જણાય છે. આપણા હલનચલનમાંથી પણ ૐનો મધુર ધ્વનિ સંભળાય છે.

ૐના સતત સ્મરણથી માણસ ધીમે ધીમે સમુદ્ર જેવો ગંભીર, આનંદી, પ્રશાંત ને નિર્વિકલ્પ બની જશે. એ જ પોતાના આનંદનો સૃષ્ટા બનશે. એના હૃદયનાં દ્વારો ખૂલી જતાં તેનામાં ક્લેરોયન્સ–વિશ્વદૃષ્ટિનું તેજ ઊતરશે. એટલે આખી દુનિયા તેને મન હસ્તકમલવત્ બની જશે.

અગર જો ૐના ધ્યાનમાં જીવાત્મા ડૂબી જાય તો તેને આખરે વિશ્વદર્શન અને આત્મદર્શન થાય છે. અને આખા જગતના વિચારપ્રવાહ પર તેના જ વિચારોનું સામ્રાજ્ય ફેલાય છે. નીચેની ભૂમિકાનાં હલકાં આંદોલનો તેને સ્પર્શવાની કે સ્વપ્નમાં પણ તેની પાસે આવવાની હિંમત કરી શકતાં નથી. ૐના આરાધક આત્માના સ્પષ્ટ નાદને સાંભળે છે, અને પછી તો રાગદ્વેષાદિ જોડકાંથી પર થતાં તેનામાં સંપૂર્ણ અદ્વૈતભાવની રોશની પ્રગટે છે. તમામ ધર્મોની એકતા – ઉચ્ચનીચના ભેદ વગરની – તેને સમજાય છે. ભયંકર કોલાહલની વચ્ચે પણ એ ખડકની માફક અચળ ઊભો રહે છે. તેનો પ્રત્યેક શબ્દ, તે જડ અને ચેતન બંને માટે "આજ્ઞા"રૂપ નીવડે છે. તે જગતના ગુપ્ત ભેદનું રહસ્ય ઉકેલી શકે છે, જિંદગીના સાચા લ્હાવાઓ એ માણી શકે છે અને અંદરના બધા ય "બેતાલ" ઘોંઘાટોના અસ્તિત્વની પણ તેને ખબર નહિ હોય! તે આખી દુનિયામાંથી મધુર સંગીતના તાલબદ્ધ સૂરો સાંભળશે. જીવનનાં તમામ

પડોને વીંધીને વહેતો એક છૂપો અંતરનો ઝરો શોધીને તેના અખૂટ જળમાં તે વહ્યા જ કરશે. આગળ અને આગળ એ ઝરામાં અજબ ખેલ કરતાં તે વહ્યા જ કરશે. અને આખરે તે પોતાની આસપાસના તમામ જીવોને વિરાટના અંશો માની પોતાને પણ તેવો જ એક મહાન અંશ સમજી પોતાનું તેજ પ્રસારતાં પ્રસારતાં સૌના તેજમાં પોતે ભળી જશે.

આખરે ૐના જળમાં પડેલાં અને સતત ૐના સ્મરણમાં જ રમતાં માનવીની જિંદગીને ખુદ વાચા આવશે, તેને મૂંગાઓ ગોખશે, બહેરાઓ સાંભળશે, આંધળાઓ જોશે, પશુપંખીઓ, વૃક્ષો ને સરિતાઓ તેનાં ગાન ગાશે. પ્રચંડ તોફાન પછીનું ગાઢ શાંતિ સમું તેનું મૂંગું જીવન પણ સારાય વિશ્વને માટે એક આશીર્વાદરૂપ નીવડશે. કારણકે તેના પ્રત્યેક શ્વાસમાંથી પુણ્યભાવનાનાં જે જે આંદોલનો રચાય છે, અને વિશ્વકલ્યાણની જે જે કિંમતી વિચાર–લહરીઓથી ઉત્પન્ન થાય છે તે આખા જગતનું ભાવી ઘડવાને માટે સંપૂર્ણ શક્તિ ધરાવે છે.

આવી ઉજ્જવળ અને પ્રતાપી શક્તિના ભંડારરૂપ ૐકારને ભજવું—ૐકારમય બનવું એ માનવજીવનની પરમોત્કૃષ્ટ સિદ્ધિ છે, એ જ સાચી શાંતિ અને સુખનું ધામ છે.

સૌ કોઈ ભજો ને સિદ્ધિ વરો એ અભિલાષા।

ૐ અર્હમ્ મંત્રપદમાં પ્રથમ "ૐ"નું મહત્ત્વ જાણ્યા પછી બીજા "અર્હમ્" શબ્દનું મહત્ત્વ સમજવું જોઈએ.

### ૐ અર્હમ એ મૂળ મંત્ર છે :

આ પરમ મંત્રના પ્રથમ પદ ૐનો મહિમા સારી પેઠે જાણ્યા પછી હવે અર્હમ્ પદનું સ્વરૂપ, સ્થાન, અને શક્તિ વિચારીએ.

ૐમાં જે મહાન શક્તિ છે ને સામર્થ્ય છે તે જ શક્તિ અને સામર્થ્યનો ખજાનો અર્હમ્ મંત્રાક્ષરમાં ભર્યો છે. સોનું

અને સુગંધનો મેળાપ, તેમજ "ॐ અને અર્હમ્" મંત્રોનો વિરલ સંયોગ એક નૂતન શક્તિ ને નૂતન તત્ત્વરૂપે પ્રગટે છે. દૂધ અને સાકરના યોગથી જેમ બંનેના સ્વાદમાં ઓર મીઠાશ આવે છે તેમ ॐ અને અર્હમ્‌નો સંબંધ સમજવો જોઈએ.

બંનેની શક્તિઓ મહાન છે, અવર્ણનીય છે, અવાચ્ય છે.

> અકારેણોચ્યતે વિષ્ણુ, રેફે બ્રહ્મા વ્યવસ્થિતઃ ।
> હકારેણ હરઃ પ્રોક્તસ્તદન્તે પરમં પદં ॥

"અ" અક્ષર એ જ વિષ્ણુનો વાચક છે, "રેફ" યાને "ર" અક્ષરમાં બ્રહ્માની સ્થિતિ છે, અને "હ" અક્ષરમાં હર અર્થાત શંકર–મહાદેવ છે. અને અંતમાં જે આવી ँ ચન્દ્રકળા છે તે પરમપદ અર્થાત મુક્તિ યાને સિદ્ધશિલાનો સૂચક છે.

> આકારાદિ હકારન્તં રેફ મધ્યં સ બિન્દુયમ્ ।
> તદેવ પરમં તત્ત્વં યો જાનાતિ સ તત્ત્વવિત્ ॥
> મહાતત્ત્વમિદં યોગી સદેવ ધ્યાયતિ સ્થિરઃ ।
> તદવાપ્ન સપદ્લુર્મુક્તિં રૂપ તિષ્ઠતે ॥

અર્થાત્ "અ" જેના આરંભમાં છે ને "હ" જેના અંતમાં છે તથા બિન્દુ સહિત "રેફ" જેની મધ્યમાં છે એવા અર્હમ્ નામક મંત્રપદ જ પરમતત્ત્વ છે. તેને જે ભજે છે અને જાણે છે, તે જ સાચો તત્ત્વજ્ઞ છે. યોગીલોક જ્યારે આ મહાન તત્ત્વનું સ્થિરચિત્ત ધ્યાન કરે છે ત્યારે આનંદસ્વરૂપ મોક્ષલક્ષ્મીને પામે છે.

**અર્હમ્ (૧-૧-૨)**

"અર્હમિત્યેતદક્ષરં પરમેશ્વરસ્ય પરમેષ્ઠિનો વાચકં સિદ્ધચક્રસ્યાદિબીજં સકલાગમોપનિષદભૂતમશેષ વિઘ્ન વિઘાતનિઘ્નમ ખિલદૃષ્ટાદૃષ્ટફલસંકલ્પકલ્પદ્રુમો પમં શાસ્ત્રાધ્યયનાધ્યાપનાવધિ પ્રણિધેયમ્ ॥

પડોને વીંધીને વહેતો એક છૂપો અંતરનો ઝરો શોધીને તેના અખૂટ જળમાં તે વહ્યા જ કરશે. આગળ અને આગળ એ ઝરામાં અજબ ખેલ કરતાં તે વહ્યા જ કરશે. અને આખરે તે પોતાની આસપાસના તમામ જીવોને વિરાટના અંશો માની પોતાને પણ તેવો જ એક મહાન અંશ સમજી પોતાનું તેજ પ્રસારતાં પ્રસારતાં સૌના તેજમાં પોતે ભળી જશે.

આખરે ૐના જળમાં પડેલાં અને સતત ૐના સ્મરણમાં જ રમતાં માનવીની જિંદગીને ખુદ વાચા આવશે, તેને મૂંગાઓ ગોખશે, બહેરાઓ સાંભળશે, આંધળાઓ જોશે, પશુપંખીઓ, વૃક્ષો ને સરિતાઓ તેનાં ગાન ગાશે. પ્રચંડ તોફાન પછીનું ગાઢ શાંતિ સમું તેનું મૂંગું જીવન પણ સારાય વિશ્વને માટે એક આશીર્વાદરૂપ નીવડશે. કારણકે તેના પ્રત્યેક શ્વાસમાંથી પુણ્યભાવનાનાં જે જે આંદોલનો રચાય છે, અને વિશ્વકલ્યાણની જે જે કિંમતી વિચાર-લહરીઓથી ઉત્પન્ન થાય છે તે આખા જગતનું ભાવી ઘડવાને માટે સંપૂર્ણ શક્તિ ધરાવે છે.

આવી ઉજ્જવળ અને પ્રતાપી શક્તિના ભંડારરૂપ ૐકારને ભજવું—ૐકારમય બનવું એ માનવજીવનની પરમોત્કૃષ્ટ સિદ્ધિ છે, એ જ સાચી શાંતિ અને સુખનું ધામ છે.

સૌ કોઈ ભજો ને સિદ્ધિ વરો એ અભિલાષા।

ૐ અર્હમ્ મંત્રપદમાં પ્રથમ "ૐ"નું મહત્ત્વ જાણ્યા પછી બીજા "અર્હમ્" શબ્દનું મહત્ત્વ સમજવું જોઈએ.

**ૐ અર્હમ્ એ મૂળ મંત્ર છે :**

આ પરમ મંત્રના પ્રથમ પદ ૐનો મહિમા સારી પેઠે જાણ્યા પછી હવે અર્હમ્ પદનું સ્વરૂપ, સ્થાન, અને શક્તિ વિચારીએ.

ૐમાં જે મહાન શક્તિ છે ને સામર્થ્ય છે તે જ શક્તિ અને સામર્થ્યનો ખજાનો અર્હમ્ મંત્રાક્ષરમાં ભર્યો છે. સોનું

અને સુગંધનો મેળાપ, તેમજ "ॐ અને અર્હમ્" મંત્રોનો વિરલ સંયોગ એક નૂતન શક્તિ ને નૂતન તત્ત્વરૂપે પ્રગટે છે. દૂધ અને સાકરના યોગથી જેમ બંનેના સ્વાદમાં ઓર મીઠાશ આવે છે તેમ ॐ અને અર્હમ્નો સંબંધ સમજવો જોઈએ.

બંનેની શક્તિઓ મહાન છે, અવર્ણનીય છે, અવાચ્ય છે.

અકારેણોચ્યતે વિષ્ણુ, રેફે બ્રહ્મા વ્યવસ્થિતઃ ।
હકારેણ હરઃ પ્રોક્તસ્તદન્તે પરમં પદં ॥

"અ" અક્ષર એ જ વિષ્ણુનો વાચક છે, "રેફ" યાને "ર" અક્ષરમાં બ્રહ્માની સ્થિતિ છે, અને "હ" અક્ષરમાં હર અર્થાત શંકર–મહાદેવ છે. અને અંતમાં જે આવી ँ ચન્દ્રકળા છે તે પરમપદ અર્થાત મુક્તિ યાને સિદ્ધશિલાનો સૂચક છે.

આકારાદિ હકારન્તં રેફ મધ્યં સ બિન્દુયમ્ ।
તદેવ પરમં તત્ત્વં યો જાનાતિ સ તત્ત્વવિત્ ॥
મહાતત્ત્વમિદં યોગી સદેવ ધ્યાયતિ સ્થિરઃ ।
તદવાન્ન સપદ્ભુમુક્તિં રૂપ તિષ્ઠતે ॥

અર્થાત્ "અ" જેના આરંભમાં છે ને "હ" જેના અંતમાં છે તથા બિન્દુ સહિત "રેફ" જેની મધ્યમાં છે એવા અર્હમ્ નામક મંત્રપદ જ પરમતત્ત્વ છે. તેને જે ભજે છે અને જાણે છે, તે જ સાચો તત્ત્વજ્ઞ છે. યોગીલોક જ્યારે આ મહાન તત્ત્વનું સ્થિરચિત્ત ધ્યાન કરે છે ત્યારે આનંદસ્વરૂપ મોક્ષલક્ષ્મીને પામે છે.

અર્હમ્ (૧-૧-૨)

"અર્હમિત્યેતદક્ષરં પરમેશ્વરસ્ય પરમેષ્ઠિનો વાચકં સિદ્ધચક્રસ્યાદિબીજં સકલાગમોપનિષદભૂતમશેષ વિઘ્ન વિઘાતનિ ઘ્નમ ખિલદષ્ટાદષ્ટફલસંકલ્પકલ્પદ્રુમો પમં શાસ્ત્રાધ્યયનાધ્યાપના-વધિ પ્રણિધેયમ્ ॥

અર્થાત્ અર્હમ્ અક્ષર પરમાત્માનું સ્વરૂપ – પરમેષ્ઠિનો વાચક છે, સિદ્ધપુરુષોના સમૂહરૂપ – સિદ્ધચક્રના આદિબીજ છે– સકળ આગમો અને સકળ શાસ્ત્રનું રહસ્ય છે. લૌકિક અને પારલૌકિક સુખ આપનારું તત્ત્વ છે. બધાં વિઘ્નોનો નાશ કરી કલ્પવૃક્ષની માફક મનોવાંછિતને પૂર્ણ કરનાર મહા પવિત્ર મંત્ર છે.

અર્હમ્ એટલે લાયક, વિશ્વમાં લાયકમાં લાયક અને પૂજવાને યોગ્ય, ઉત્કૃષ્ઠમાં ઉત્કૃષ્ઠ તત્ત્વ જે છે તે અર્હમ્ છે.

સિદ્ધચક્રનો એ બીજમંત્ર છે. બીજ એટલે બીજ. સાચી વિધિપૂર્વક જો એ મંત્રનાં બિયાં આપણી આત્મભૂમિકામાં રોપાય તો પુણ્યરૂપી અંકુરો ફૂટતાં આખરે કર્મનો ક્ષય થતાં સિદ્ધિ-પદને વરી શકાય છે. આલોક ને પરલોકનું કલ્યાણ થાય છે.

અર્હમને ભજવો એટલે જેણે રાગ અને દ્વેષ; મોહ ને માયા, લોભ ને તૃષ્ણા, આદિ જીવમાત્રના દુશ્મન સમા ગણાતા દુર્ગુણોને હણ્યા છે અને જેમણે પોતાનું પ્રભુત્વ તેમના પર સ્થાપી મહત્તા મેળવી છે એવા એક ઉચ્ચ પરમાત્માને હું ભજું છું, એવી એક ઉચ્ચ મહાશક્તિનો હું આરાધક છું. આવા એક પરમ મંત્ર: ૐ અર્હમ્નું શ્રદ્ધા અને વિવેકથી ધ્યાન કરવામાં આવે અને તેના ચિંતન અને મનનમાં મગ્ન બની જવાય તો સાધકનાં ચરણો આગળ અનેક પ્રકારની સિદ્ધિઓ ઝૂકી પડશે એ નિશ્ચિત વાત છે.

અહા! આનંદ છે! ૐ અર્હમમાં પરમ સુખ છે. શાશ્વત સુખનો એ ખજાનો છે.

ભાંગ પીધેલા મનુષ્યને જેમ છાસ પીતાં નશો ઊતરે છે તેમ સંસારની કલુષિત ભાવનાથી ખરડાયેલા આત્માને શુદ્ધ કરવા અને સાચું સુખ મેળવવા ૐ અર્હમ્ મંત્રના જાપની જરૂર છે.

ૐ અર્હમ્ ૐ અર્હમ્ ૐ અર્હમ્‌ના નાદથી આત્માને પખાળો અને રોમેરોમે ૐ અર્હમ્‌નું સંગીત રેલાવી મૂકો. બસ! એ જ જીવન સિદ્ધિ છે.

ૐથી આત્માનું વાતાવરણ શુદ્ધ થાય છે. પવિત્રતાના ચોમેર છંટકાવ થાય છે ને દિવ્યતાના બગીચાઓ સાધકની જીવનસૃષ્ટિમાં આપોઆપ ખીલી ઊઠે છે.

ઓ પ્રિય સૌ જીવાત્માઓ! આત્માને શુદ્ધ કરવા મથજો! ઓમ ઓમ ઓમ પ્રતિ રોમમાં બસ ૐ હો. સારા વિશ્વનું કલ્યાણ થાવ. ૐ શાંતિ! એ જ આપણી નિરંતર ભાવના હો!

**ધ્યાન માટે ચિત્તને શાંત કેમ કરશો?**

પ્રિય સાધક,

ૐ અર્હમ્ એ આપણા ધ્યાનનો પરમ મંત્ર છે. પરંતુ એ મંત્રને જીવનમાં વણી દેવા માટે પ્રથમ આપણા ચિત્તની શાંતિ જરૂરી છે. કોઈ પણ પ્રકારના ધ્યાનના આનંદમાં ડૂબવા માટે સૌથી અગત્યની વસ્તુ એ છે કેઃ સાધકે પોતાના ચિત્તને અત્યંત શાંત-પ્રશાંત બનાવવું જોઈએ. કારણકે ચિત્તની શાંતિ એ જ એક પ્રકારની મસ્ત સમાધિ છે. એ સમાધિ જ્યાં સુધી પ્રાપ્ત ન થાય ત્યાં સુધી આપણી અંદરના ગ્રેટ હિડન ફોર્સીસ (મહાન ગુપ્ત બળો)ને ખીલવાનો અવકાશ ઓછો મળે છે. તેથી સૌ પ્રથમ આપણા મગજમાં ઊઠતી લાગણીઓ, વ્યર્થ ઉછાળાઓ, આડાઅવળા તરંગોને કાબૂમાં લેવા માટે આપણે તેમના પર સખત ચોકી રાખવી ખાસ જરૂરી છે.

"એ કામ માઇન્ડ ઇઝ ધી એબસોલ્યુટ નેસેસીટી." ડહોળાએલા પાણીમાં જેમ પ્રતિબિંબ પડી શકતું નથી તેમ જ, આડીઅવળી વ્યર્થ ઉપાધિઓથી ડહોળાઈ રહેલા ચિત્તમાં કોઈ સુંદર વસ્તુ ટકી શકતી નથી. જેથી મનની એવા પ્રકારની શાંત સ્થિતિ બનાવવી જોઈએ કે જેમાં આત્માનું પ્રતિબિંબ પડે.

જેવી રીતે તરંગરહિત સરોવરમાં જ સૂર્યનું સ્પષ્ટ પ્રતિબિંબ પડે છે તેવી જ રીતે શાંત, નિર્વિકારી ને તરંગરહિત મનમાં જ આત્માનું અર્થાત આદર્શનું પ્રતિબિંબ પડે છે.

"એ કામ માઇન્ડ ઇઝ એ સક્સેસફુલ માઇન્ડ ઈફ કામનેસ ઇઝ વન ઑફ ધી સ્ટ્રેંગ્થ, નોટ–એક્ઝોશન." (એ ચિત્તની શાંતિ એ કોઈ પણ પ્રકારના થાકની નહિ પણ "પ્રબળ શક્તિ" રૂપે જ પ્રગટાવવી કામની છે.)

મનમાં ઊઠતી આડીઅવળી લાગણીઓને, ચિત્તની બહાર કાઢી મૂકવી એ એક પ્રકારની શક્તિનું સુંદર સ્ફુરણ છે. તેથી (સેપરેઇટ ધી ઇમોશન્સ ફ્રોમ ધી માઇન્ડ) મન અને ઉછાળાઓને કાંઈ સંબંધ જ ન હોય તેવું માનસિક પૃથક્કરણ કરવાથી લાગણીઓ ઉપર આપણો કાબૂ ક્રમશઃ આવી શકશે અને આવો કાબૂ મેળવવા માટે પ્રારંભમાં કેટલીક "ટેક્ટ" (ચતુરાઈઓ)નો ઉપયોગ કરવાથી "મંથન"માં તે બહુ જ મદદગાર નીવડશે.

આવી ચતુરાઈઓ - દરેક મનુષ્યે શીખી લેવી ઘટે છે. સદાય સાદા, ચોકખા અને સ્પષ્ટ રહો! આનંદી અને હસમુખા રહો! એવી જ રીતભાત રાખો! બની શકે તેટલા નમ્ર બનવા કોશિશ કરો કારણકે નમ્રતા જ બધાને નમાવે છે.

હુંપદ કે તુચ્છ "ઘમંડ"નો સ્પર્શ સરખો ય તમારા ઉચ્ચ આત્માને ના થવા દેશો. ગુસ્સો, ચિંતા, ભય અને થાકની લાગણીઓનો નાશ કરો. કદાપી વાણી કે વર્તનથી મગજ પરનો કાબૂ–મિજાજ ખોશો નહીં. સહૃદય અને ઉપકાર કરવાની વૃત્તિ-વાળા બનો. અને પોતાને, હૃદયને અથવા આદર્શને સંપૂર્ણ વફાદાર રહી જે વસ્તુ તરફ તમે પ્રેમ ધરાવો ત્યાં ખૂબ શ્રદ્ધા— અંતરની છલોછલ શ્રદ્ધાથી ઝૂકી પડો. ચિત્તને પ્રશાંત કરવાની આ ચાવીઓ છે.

આ બધી "ચાતુરીઓ" ધીરજ અને સ્વસ્થતાથી સહેજે પ્રાપ્ત થશે.

આ "ચાતુરીઓ" દેખાય છે સાદી, પણ જે તેને મેળવે છે તે સ્વાભાવિક રીતે જ મન ઉપર પોતાના આત્માનું આધિપત્ય બરાબર જામી ગયા પછી મગદૂર નથી કોઈ વિચારની કે જે વિચારને તમે અંતઃકરણથી નાપસંદ કરતા હો, દૂર કરવા ચાહતા હો, તે જ વિચાર તમારા મનોરાજ્યમાં આવવાની કે પાસેથી ય પસાર થઈ જવાની હિંમત કરે.

"સહનશીલતા" એ ચતુરાઈનું મૂળ છે તેથી જેણે પોતાની આદર્શ સિદ્ધિ માટે "સહનશીલતા"ને પરમ ગુણ માની પૂજ્યો છે, તેને જ સિદ્ધિ અને શાંતિ મળી શકે છે. તેથી સહનશીલતાને એક ટેવની માફક કેળવવી જોઈએ. આ ટેવથી મનની શાંતિ સ્વયં વધતી જાય છે.

બાળક જેવાં નિર્દોષ અને કોમળ હૃદય જ્યાં હોય છે અગર ઘડવામાં આવે છે ત્યાં જ શાંત મનનો સ્વાભાવિક વાસ હોય છે અને શાંત મન એટલે ધ્યાનની ફળદ્રુપ ભૂમિકા.

"વી મસ્ટ થેન્ક ઓલવેઝ ધેટ વી આર ગ્રેસફુલ, ઈનોસન્ટ એન્ડ એવરી મુવમેન્ટ ઓફ અવર્સ હેઝ એ હારમોનિક પોઈઝ."

જેમ જેમ નિર્દોષતારૂપી ભાવનાઓ ભાવતાં જઈશું તેમ તેમ આપણાં કાર્યોમાં અને વર્તનમાં નિર્દોષતા સહેજે આવતાં આપણે ખુદ નિર્દોષ બની જઈશું. ગૌરવવંતા અને આનંદી બની જઈશું.

પ્રતિપળે માત્ર શુભનું જ ચિંતવન કરો. શુભ, શુભ અને સુંદર વસ્તુના જ તમે દ્રષ્ટા છો એ વાતને હૃદયના તંતુએ તંતુમાં વણી દ્યો. કદાપિ કોઈ અશુભ ભાવના કે અશુભ વિચારને તમારા મનમાં ને દૃષ્ટિમાંય પ્રવેશવા દ્યો નહીં; જેથી પરિણામે તમારી સામે અશુભના ઉકરડાઓ પણ શુભરૂપ બની જશે, ને શુભ, શુભનું જ તમને મંગલકારી પ્રિય દર્શન થશે.

પવિત્રતા તનની અને મનની ને ભાવનાની પવિત્રતા એ ધ્યાનની ભૂમિકા છે. તેથી શરીર ચોકખાં રાખો, મનને પવિત્ર રાખો ને ભાવનાનેય ઉચ્ચ પવિત્ર રાખો તો સિદ્ધિ જરૂર તમારી છે.

"વિવેકબુદ્ધિ" : તુચ્છ વિલાસો પ્રતિ વૈરાગ્ય, વિચારોનું નિયમન, રીતભાતમાં સંયમ, ધીરજ, સહનશીલતા, સંતોષ, પ્રેમભાવ, શ્રદ્ધા, સમતોલવૃત્તિ, અને આત્માની સ્વતંત્રતા અનુભવવાની પ્રબળ લાલસા, આ બધા સુંદર ગુણો જેમ જેમ આપણામાં વધારે વધારે ખીલવતા જઈએ તેમ તેમ સાધનાનું લક્ષ નજીક નજીક ચાલ્યું આવે છે—અર્થાત સાધક વેગભર્યો લક્ષને વરે છે.

પ્રવૃત્તિ વચ્ચે પણ નિવૃત્તિ—અખંડ નિવૃત્તિ સાધી શકે તેવા ચિત્તની, ધ્યાનમાં બહુ જરૂર છે, કારણકે તેવા એકાંત મનોહર કુરસદિયા મનમાં જ ધ્યાનનાં બિયાં રોપાઈ શકે છે. એકાંતમાં જ આંતરમન કે જ્યાંથી બધી શક્તિના ઝરાઓ વહે છે તેને સર્જનાત્મક શક્તિઓનો સ્પર્શ થવા પામે છે. જેથી મનની દશા—એટિટ્યુડ—એવી બનાવો, બનાવવા ખૂબ પ્રયત્ન કરો કે જે સ્થિતિ એ ચાહતું હોય—હતું તેને માટે ક્રિયાત્મક ઉત્સુકતા દર્શાવી શકે ને તેમાં જ વહી શકે! આ માટે મનને કોલાહલમય બનાવી મૂકે તેવાં તેવાં કારણોથી મનને સદાય દૂર રાખવું ઘટે.

આંતરમનરૂપી સફેદ પડદા પર આપણા પ્રિય આદર્શોની મજબૂત ને પાકી છાપ મારવામાં આવે તો તે કદાપી ભૂંસાઈ શકતી નથી, કારણકે કેમેરાની ફિલ્મ માફક એ બહુ જ સેન્સી-ટીવ—ચપળતાથી પકડી શકે તેવી હોય છે. તેથી માત્ર બાહ્ય મનરૂપી વનમાં રહેલા ચોકીદારોને સાધી લેવા ખાસ જરૂરી છે.

બાહ્યમનને વીંધીને આંતરમન પર વસ્તુનું સીધું "ફોકસ" નાખવા જો આપણામાં "નેચરલ પાવર"—કુદરતી શક્તિઓ

ન હોય તો "કલ્ટીવેટેડ પાવર"—નવી શક્તિ ઉત્પન્ન કરીને તેને કાર્યમાં મૂકવી જોઈએ. જે પાવર – શક્તિ પછી પોતાના આંતરમન સુધી "સજેસન" (સૂચના)ને પહોંચાડવામાં ખૂબ જોરથી આગળ વધતાં ફતેહ પામી શકે છે, ને ધારેલી 'વસ્તુ' હોય ત્યાં મૂકી દે છે.

ધીરજ અને ખંત પહાડોને પણ તોડી શકે છે. તેથી આપણા ધ્યાનમાં આ બે વસ્તુને કદાપી લક્ષ બહાર ન રહેવા દેવી ઘટે.

આપણામાં "વીલ અને કોન્ફીડન્સ" (મજબૂત ઇચ્છા અને અચળ શ્રદ્ધા) હોવી એ આપણા કાર્યની શરૂઆતની અડધી ફતેહ છે. તેથી ભલેને હિમાલય ડગી જાય પરંતુ શ્રદ્ધાને ચળવા ન દેવી જોઈએ. ને તે દ્વારા જ "વીલ"–ઇચ્છાશક્તિની વીજળીને પોતાનું કાર્ય સ્વતંત્રપણે અંદર કરવાની છૂટ મળી શકે છે.

ધ્યાનમાં એ વાતનો ખ્યાલ સદાય રાખજો કે એક વસ્તુમાં સ્થિર થયા પછી – એક પગલું નિશ્ચિત ભર્યા પછી જ બીજું પગલું આગળ ભરો! કદાપિ ઉતાવળ કે ધાંધલમાં વસ્તુને ગૂંગળાવવાની મનોદશા ના સેવશો! પોતાની આત્મિક અને માનસિક મહાન શક્તિઓમાં સંપૂર્ણ વિશ્વાસ – કોનફીડન્સ – રાખો અને આટલું થતાં તમારામાં – તમે પોતે પણ ન જાણો તેવી નવી નવી શક્તિઓ અંદરથી જાગશે. અવનવીન શક્તિઓનો સંચાર થશે. તમને પ્રગતિ કરવા અત્યંત સ્ફુરણા થશે. પ્રફુલ્લતાનો ઝરો અંદરથી વહીને તમારા બધા આત્મ-પ્રદેશને પ્રફુલ્લતાથી ભીંજવી દેશે! અને એક દિન એવો આવશે કે જ્યારે તમે "શક્તિ અને પોતાને" ભિન્ન માનતા હતા તેને સ્થાને પોતે જ શક્તિરૂપે યા શક્તિ જ પોતારૂપે પ્રગટેલી તમારામાં અનુભવશો.

સંજોગવશાત કંઈક નબળાઈઓથી સફળ થવામાં વાર લાગે તો હતાશ થવામાં સાર નથી–કીપ ઓન ટ્રાઇંગ–ઉપરા-ઉપરી પ્રયત્ન ચાલુ રાખો. ઉત્સાહથી આગળ ધપો તો જરૂર નબળાઈઓના પડદા ચિરાઈ જતાં તમારી સફળતાનું તમને મંગલ દર્શન થશે જ થશે.

નબળાઇઓ ચાલી જશે, ને તમારી "વીલ"–ઇચ્છાશક્તિ ઠેકડા મારશે. એટલે હરહંમેશ એ–વીલ–ઇચ્છાશક્તિને સતેજ બનાવવા તમારે અનુકૂળ ભાવનાઓ ભાવવી જોઈએ. જેવી રીતે કે:

માય વીલ ઇઝ સ્ટ્રૉંગ. નો બડી કેન રેઝીસ્ટ એ સ્ટ્રૉંગ વીલ. આઇ હેવ એ સ્ટ્રૉંગ વીલ.

(જે દ્વારા હું પોતે કાંઈ પણ કાર્ય કરવા માગું છું તે મારી ઇચ્છાશક્તિ મજબૂત છે. કોઈ તેને રોકી શકે નહિ. મને મજબૂત મનની બક્ષિસ થયેલી છે.)

આઇ એમ પાવર. આઇ એડમિટ નો લિમિટેશન. થીંગ્ઝ મસ્ટ ગો એઝ આઇ વીલ.

(હું સ્વયં શક્તિ છું. મારી શક્તિ અમર્યાદિત છે. તેથી હું ધારું તે થવાનું જ છે.)

આઇ ક્લેઇમ ઓલ ફ્રોમ ઇનફીનીટ સબસ્ટન્સ, આઇ ડીમાન્ડ એન્ડ ઓલ થીંગ્સ કમ ટુ મી, એટ માઇ વીલ ફોર આઇ હેવ એન ઇનડોમીટેબલ વીલ.

(અંતરના દિવ્ય ખજાનાનો હું માલિક છું. મારી ઇચ્છા મુજબ બધી ચીજો ખેંચાઈને ચાલી આવે છે. કારણ કે અજેય અને અભેદ્ય એવી ઇચ્છાશક્તિનો હું માલિક છું.)

આ ભાવના નિરંતર ભાવવાથી સૂતેલી ઇચ્છાશક્તિ જાગી ઊઠે છે—પોટેન્શીઅલ તે કાઇનેટિક બની જાય છે, તો અર્ધ-જાગૃત ઇચ્છાશક્તિનું તો પૂછવું જ શું? તેની શક્તિ પ્રતિપળે વધતી જ ચાલે છે.

આવી ભાવનાઓ પણ અમુક સમય અમુક સંજોગોમાં સ્ફુરે છે. તેથી પોતાની આસપાસના સંયોગોને જ એવા સુંદર અને સ્પષ્ટ બનાવી લો કે તેમાંથી આપોઆપ આવું સ્ફુરણ થવા પામે. તે માટે સાદું છતાં પ્રાણદાયક ભોજન, યોગ્ય આરામ, નિર્દંભી રહેણીકહેણી અને ઉચ્ચ વિચારોનું વાતાવરણ સર્જવું જોઈએ. બૂરામાંથી પણ "ભલું" શોધી લેવા જેવી મનોવૃત્તિ કેળવવી જોઈએ. જરૂર પૂરતી નિંદ્રા, સ્વચ્છ હવા અને મનની સમતોલવૃત્તિ જાળવવા મથવું જોઈએ. ટૂંકમાં ચિત્તરૂપી સરોવરમાં કંઈયે ખળભળાટ થાય તેનાં કારણોનો નાશ કરવો ઘટે.

વોટએવર પાવર્સ વી હેવ એન્ડ વોટએવર પાવર્સ વી કલ્ટીવેઇટ, વી કેનનોટ બીકમ ગ્રેઇટ અનલેસ વી હેવ ધી પાવર્સ ટુ કન્ટ્રોલ અવરસેલ્વ્ઝ.

(કેવળ શક્તિઓ હોવી કે શક્તિઓ કેળવવી એટલા માત્રથી મહાન બની જવાતું નથી. પરંતુ મહાન થવા માટે તો આપણી પોતા પર રાજ્ય કરે તેવી શક્તિઓ હોવી જોઈએ.)

વન કેનનોટ કોન્સનટ્રેઇટ અપોન એ સર્ટન સબજેક્ટ અનલેસ હી હેઝ એ પાવર ટુ મેઇક હીઝ ઓવ્ન ઓબજેક્ટીવ માઇન્ડ ક્વીસેન્ટ, વ્હાઇલ ધી પાવર ઓફ કોન્સેન્ટ્રેશન ઇઝ પુટ ઇનટુ એક્શન.

(જ્યાં સુધી તમારા બાહ્યમનને એક જ વસ્તુ પર ધ્યાન લગાડી રાખવાનું બળ જ તમારી પાસે ન હોય, ત્યાં સુધી તમે કોઈ ચીજ પ્રત્યે ચોટી શકો જ નહિ. આથી "ધ્યાન" લગાવવાનું કાર્ય જ્યારે ક્રિયામાં મુકાય ત્યારે તે ધ્યાન મજબૂત અને અતૂટ બને તે સારુ તમારે તમારી બધી શક્તિઓનો સંચય કરીને–બાહ્યમનને કાબૂમાં લઈ–તે દિશા તરફ દોરવવો જોઈએ.)

બાહ્યમન બહુ જ અવળચંડું છે. તેનાં તોફાનો ભયંકર હોય છે તેથી તે ઘણી યે વાર આંતરમન–સબજેક્ટીવ માઇન્ડના નિશ્ચયોને પણ ડગાવી નાખે છે. તેથી સૌથી પ્રથમ બાહ્યમનને

તાબે રાખી શકે તેવો પ્રભાવ ને શક્તિ આંતરમનમાં જગાડવાની અત્યંત જરૂર છે.

સાધક! માઇન્ડ વેલ, યુ કેન નેવર રીચ ધી પ્લેઇસ ઓફ પીસ (વ્હેઅર યુ વોન્ટ ટુ ગો) અનટીલ ધી કોન્કવેસ્ટ ઓફ સેલ્ફ ઇઝ મેઇડ. ટેકનીકલી સ્પીકીંગ સેલ્ફ કન્ટ્રોલ ઇઝ ધી કન્ટ્રોલ ઓફ ધી ઓબજેક્ટીવ માઇન્ડ બાય ધી સબજેક્ટીવ માઇન્ડ; ઓર ઇન અધર વર્ડ્ઝ ધી કન્ટ્રોલ ઓફ ધી ઇમોશન્સ બાય ધી હાયર માઇન્ડ. વન્સ યુ હેવ કોન્કર્ડ યોર ઇમોશન્સ ઓર ધી ઓબજેક્ટીવ માઇન્ડ યોર સેલ્ફ માસ્ટરી ઇઝ એસ્યોર્ડ.

(શાંતિના ધામમાં પ્રવેશવા માટે આત્મવિજય યાને 'બાહ્યમન' પર થતા લાગણીઓના ટકોરા પર આંતરમનનું પ્રભુત્વ જમાવવું જોઈએ છે. આ પ્રભુત્વ જમાવવા માટે નિશ્ચય અને નિર્ભયતારૂપી ગુણને ખૂબ કેળવવા જોઈએ. કારણકે સંશય અને ભય એ જ મનુષ્યના મગજમાં ખળભળાટ મચાવનારાં મહાન તત્ત્વો છે. એ અને બીજાં એવાં અનેક વિનાશક તત્ત્વો પર વિજય મેળવો. તમારા ધ્યાનની જરૂર ફતેહ છે.)

"ડર!" પ્રગતિનો મહાન વિરોધી છે તેથી પ્રગતિ–ઇચ્છુક સાધકે પોતાના મનોમંદિરમાં સદાય ગર્જના કરવી જોઈએ કેઃ

(૧) "આઈ એમ ફીયરલેસ. આઈ વીલ નોટ ફીઅર એટ એની ટાઇમ." (હું નિર્ભય છું, નીડર છું, મને કશાકનો ક્યારેય ડર નથી.)

(૨) "આઈ એમ એ પાર્ટ ઓફ ડિવાઈન સેલ્ફ. નો બડી શેલ હર્ટ મી, ધેઅરફોર ધેઅર ઇઝ નો ફીઅર ફ્રોમ એની." (હું દિવ્યતાનો મહાન અંશ છું. મને કોઈ ઈજા કરી શકે નહિ. એટલે મને કોઈનો ડર નથી.)

(૩) "આઈ શેલ નોટ ફીઅર. આઈ એમ કમ્પ્લીટલી એટ હોમ ઓલવેઈઝ." (હું સદા શાંતિમાં જ છું એટલે હું કોઈથી ડરીશ નહિ.

(૪) આઈ એમ નોટ અફ્રેઈડ ઓફ ધી ક્રીટીસીઝમ ઓફ એની. આઈ એમ ડીપેન્ડેન્ટ ઓફ માય ઓવ્ન સેલ્ફ. ધી એપ્રુવલ એન્ડ ડિસએપ્રુવલ ઓફ અધર પર્સન્સ આર એલાઈકિ ટુ મી." (હું મારા પોતાના જ આત્મા ઉપર નિર્ભર છું. મને કોઈની ટીકા કે પ્રશંસાની પરવા નથી. હું બંનેને સમાન ગણું છું.)

આ ભાવનાથી માણસ સાવ નિર્ભય બની જતાં તેના બાહ્યમન પર અસર કરનારું એક એ તત્ત્વ નાબૂદ થાય છે.

બૂરી વાસનાઓ અને વિકારોને તો કોઈ પણ પવિત્ર કાર્યમાં સ્થાન જ ન હોય. તેથી તેનો નાશ ભાવનાબળથી કરવો ઘટે.

હવે ચતુર્થ તત્ત્વ "અહં!" આ અહંરૂપી શિલા માણસના સાચા પ્રકાશને બહાર આવતાં રોકે છે. આમાંથી અજાણતાં પણ બીજા પ્રત્યે તિરસ્કાર ઝરે છે, તેથી સાધકે કદાપિ કોઈ જાતના એવા તુચ્છ અભિમાનની છાયા નીચે ન આવતાં :

"આઈ એમ વન વીથ ઓલ. ઓલ આર વન વીથ મી." (હું બધાંમાં છું ને બધાં મારામાં છે.) એમ જ પોતાનું દર્શન શોધવું. બધા મનુષ્યો ને જીવો સાથે એકત્વભાવ સાધવો જોઈએ.

સાધક એક વાત સ્વપ્નમાં પણ કદાપિ ન ભૂલે કે,— માત્ર સાધનાના સમય પૂરતું જ મન સ્વચ્છ રાખવું ને બીજા સમયે ગમે ત્યાં કચરાપટ્ટીમાં રખડવા દેવું, તેનો અર્થ કાંઈ જ નથી. હરેક કાર્યમાં અને હરેક પળે તેનું જીવન સાચા સાધક જેવું પવિત્ર હોવું ઘટે. તે ગમે ત્યાં હો! પણ તેના પ્રત્યેક કાર્ય પાછળ આંતરમનનો પવિત્ર આદેશ હોવો જોઈએ. નહિતર સાધના, એ સ્વાભાવિક મટી જઈ કૃત્રિમ બનશે. નાટકના એકટરો માફક માત્ર ઘડીભરના તમાસા કરવા જેવું દેખાશે. ને આત્મસંતોષ જેવી વસ્તુ તો ભાગ્યે જ તેમને સાંપડશે.

ધી રાઈટ કન્ટ્રોલ ઓફ થોટસ એન્ડ ડિઝાયર્સ પ્રોમોટસ યોર પ્રેઝન્ટ એઝ વેલ એઝ યોર ફ્યુચર લાઈફ. ધેઅરફોર એજ્યુકેટ યોર માઈન્ડ એન્ડ વીલ થરલી, એન્ડ ફોલો ધી ડિક્ટેટસ ઓફ યોર કોનસીયસ—ધી રૂલર ઓફ ધી હાર્ટ.

(ઇચ્છાઓ અને વાસનાઓ ઉપર કરેલું સાચું નિયમન તમારા વર્તમાન અને ભાવી જીવન પર ખૂબ પ્રકાશ પાડે છે તેથી મનને ખૂબ સંસ્કાર આપવા જોઈએ. અને પછી અંતઃકરણ જે તરફ દોરી જાય તે તરફ શ્રદ્ધાપૂર્વક ગમન કરવામાં જ સફળતા છે.)

તેને માટે સત્યતા, માયાળુતા, નિશ્ચલતા, નિર્ભયતા અને સ્વતંત્રતા કેળવવી જરૂરી છે. નિત્ય જીવનમાં આ સદ્દગુણો-ને વણી દેવા જોઈએ. અને તો જ તેનો પ્રભાવ સાધક દશા પર આબાદ પડી શકે છે. એક સ્થળે દેવ અને બીજે સ્થળે દાનવવૃત્તિનો મેળ એક જીવનમાં કદાપિ ન જ બને—ને ના શોભે.

ક્ષમારૂપી મીઠા અમૃતને પીવાની ટેવ પાડશો તો દિલમાં કદાપિ વૈરવૃત્તિને જન્મવાનો અવકાશ જ નહિ રહે, કોઈ દુશ્મન રહેવા નહિ પામે. નબળાઈને સ્થાને સબળતા અને હિમ્મત આવશે. તિરસ્કારવૃત્તિને બદલે કરુણાભાવ ઊભરાશે. સંકુચિતતા-ને સ્થાને ઉદારતા અને ઉચ્ચતા સ્થપાશે. ખુલ્લા અને પવિત્ર દિલના બનશો. દુર્ગુણો પર તમે રાજ્ય કરશો. અને બધાના પ્રેમી—વિશ્વપ્રેમી સ્વાભાવિક રીતે જ બનવા પામશો! ગુસ્સાનું કે કચવાટનું સ્થાન જ તમારા દિલમાં ન રહેતાં આખું જગત તમને આત્મવત્ દેખાશે. એટલે જ્ઞાનનો સમુદ્ર તમારો જ—તમારો જ અને તમે જ્ઞાનના સૂર્ય તરીકે છલકી ઊઠશો.

ખોટી ખોટી શંકાઓથી સફળતા (સકસેસ) દૂર જાય છે. તેથી તમારા કાર્યની સફળતાનાં આશાજનક સ્વપ્નાંઓ સદાય જોયા કરો—અને ઉત્સાહથી મનમાં કહો—ભારપૂર્વક નિશ્ચિન્તતાથી બોલો કે :

(૧) આઈ એમ મેઈડ ઓફ સકસેસ. માય ગોલ ઈઝ સકસેસ : (હું ફત્તેહ કરવા જન્મ્યો છું.)

(૨) ઓલ સકસેસ. ધેઅર ઈઝ નો ફેઈલર વીથ મી. (નિષ્ફળતા જેવી કોઈ ચીજનું અસ્તિત્વ જ હું જાણતો નથી. હું સફળ થઈશ જ.)

(૩) આઈ વીલ હેવ સકસેસ ઈન ઓલ માય અન્ડરટેઈકીંગ્સ. આઈ નો નોટ ફેઈલર. આઈ કેન નોટ ફેઈલ. આઈ શેલ સકસીડ, આઈ વીલ સકસીડ.

આ ભાવનાથી આપણા આંતરમનમાં સફળતાનાં બિયાં સુંદર રીતે રોપાઈ જાય છે, જે સફળતાને જ ખેંચી લાવે છે.

ચિત્તને ગમે તેવા પ્રસંગ વખતે શાંત, આનંદી અને પ્રફુલ્લ રાખો.

ચિત્તને "ગ્લાનિ"માં સરકતું બચાવવા અને પ્રફુલ્લ રાખવા માટે મનમાં ભાવો કે :

આઈ એમ ઓલ જોય. નો એંકઝાયટી કેન ટચ મી, એન્ડ આઈ હેવ નો વરી. ઓલ ઇઝ હારમની, ઇન્ટેન્સ હારમની. આઈ એમ રેડિયેટીંગ હેપીનેસ, આઈ એમ કન્ટેન્ટ. ઓલ ઈઝ માઈન. આઈ એમ હેપીનેસ ઈટસેલ્ફ.

સુખની ભાવનાઓ જ માણસને સુખી બનાવે છે, કારણકે સુખદુઃખ જે કાંઈ છે તે વસ્તુમાં નથી, પણ વિચારમાં જ છે. તેથી પોતાને જ હું સુખી, સંતોષી, આનંદી ને બેફિકરો છું; હું પોતે જ સુખનું સ્વરૂપ છું એવું માનવું જરૂરી છે.

હવે સો વાતની એક વાત—

તમારા "પાવર હાઉસ"રૂપી મનને કદી ય નબળું પડવા દેશો નહિ. કારણકે તેની મક્કમતા ને સબળતા પર જ તમારી સફળતાનો મુખ્ય આધાર છે. તેથી તમારા પ્રત્યેક વિચારમાં

પ્રાણ રહેલો છે, ને તેના જોરે જ તમારી સાધનાનું કાર્ય આગળ ધપે છે. એ સત્ય કદાપિ ના ભૂલવું જોઈએ.

મેન ઈઝ વોટ હી થીંક્સ હી ઈઝ.

મનના વિચારો જ મૂર્તસ્વરૂપ પામે છે તેથી વિચારોને કેળવી સંસ્કાર આપો. પોતામાં અને પોતાની શક્તિમાં સંપૂર્ણ વિશ્વાસ રાખો. અને પોતે મહાન થવાને જ સર્જાયો છે એવી અચળ શ્રદ્ધાથી, પોતાના માનસિક વાતાવરણ ને અહર્નિશ ઉત્સાહભર્યું રાખો, ને તે માર્ગે સક્રિયતા સેવો, એટલે જરૂર તમારી ફતેહ છે.

આશાવાદ! આશાવાદ! પ્રચંડ આશા તમને વરો!
નિર્ભયતા! નિર્ભયતા! તમે સદા ય નિર્ભય રહો!
પ્રેમ! પ્રેમ! તમારા આત્મામાં પ્રેમની ગંગા વહો!
સુખશાંતિ! તમારા અંતઃકરણમાં તમને ખૂબ મળો!
મસ્તી! સ્વસ્વભાવમાં રમણ કરવાની તમારામાં મસ્તી પ્રગટો!
નૈતિક નિર્બળતા તમારાથી લાખો કોશ દૂર રહો!
પ્રસન્નતા! તમારા આત્માની પ્રસન્નતા ચિરકાળ ખીલતી રહો!
સત્ય! સત્યની શોધ માટે તમારું જીવન કુરબાન હો!
ગુણદૃષ્ટિ! તમારામાં પરાયા "દોષો"ને સ્થાને "ગુણો" શોધવાની સદ્‌વૃત્તિ વિકસો! જાગો! ખીલો!
એકાન્ત! એકાન્તમાં તમને "તમારું" સુંદર દર્શન હો!
સંતોષ! તમારા ઝૂંપડાની મૂડીમાં તમને સંતોષ હો!
સાત્ત્વિકતા! ઠંડી છતાં આનંદી ને ભવ્ય સાત્ત્વિકતા તમને વરો!
વ્યર્થ આવેશ ને લાગણીઓ તમારી શાંત હો! પ્રશાંત હો!

અને

શાંતિ! રસમય, ભવ્ય ને ચૈતન્યયુક્ત શાંતિ તમને મળો
અને તમારું ઉચ્ચ ને તેજીલું વીર્ય,
આત્માનો આનંદ—પરમાનંદ પ્રાપ્ત કરવા
અહોનિશ "શુભ ધ્યાન"માં ડોલતું હો! મગ્ન હો!

અહોહો!
એ નસ નસમાં દૈવતવાળા માનવપ્રાણુ!
તું ભવ્ય છો! મહાન છો! દિવ્ય છો!
આ "દિવ્યતા"નો ખજાનો તારો જ છે!
તેથી તારી સંપત્તિ! તને જ મળો!
એ શુભાભિલાષ! સફલ હો! સફલ હો!

સંક્ષેપમાં

એ મહામંત્ર ૐ અર્હંને સ્મરવા માટે તેના ધ્યાનમાં મસ્ત રહો! મસ્ત રહી જીવનસિદ્ધિ મેળવવા માટે કેટલીક વસ્તુઓ હજીયે ખાસ સમજી લેવી આવશ્યક છે. સાધક સાવચેતીપૂર્વક નોંધી લ્યે :

(૧) શ્રદ્ધા એ જ સફળતાની ચાવી છે. ને સામર્થ્ય... શક્તિની એ જ જનની છે.

(૨) સંસારમાં જે જે દુઃખડાંઓ, દરિદ્રતા, આધિવ્યાધિ, ઉપાધિ, રોગ, શોક, કલહ, સંતાપ, પરિતાપ, લડાઈ, ઝઘડા, કજિયા, સ્વાર્થાંધતા, હુંપદ, "અહં મમ" અને અશાંતિનું દુષિત વાયુમંડળ ફેલાયેલું હોય તેમાંથી પોતાને મુક્ત કરવા માટે સાધકે પહેલાં તેમાંથી પોતાની માનસિક મુક્તિની કલ્પનાઓ રચીને તેમાં વસવું જોઈએ.

(૩) એટલે સંસારમાં પોતાનાથી બને તેટલાં વિશેષ પ્રેમનાં, સુખનાં, શાંતિનાં, આરોગ્યતાનાં, આનંદનાં, સુલેહ-શાંતિનાં, નિઃસ્વાર્થતાનાં, અને ભ્રાતૃભાવનાનાં વિચાર–આંદોલનો ફેલાવવાં ઘટે.

(૪) કારણકે જેવા વિચારો પોતે ફેલાવશે, એવા જ વિચારોનો કે વાતાવરણનો પડઘો એ સૂક્ષ્મ વાયુમંડળમાંથી સાંભળશે....! જે ચીજ પોતે ઇચ્છતા જ નથી તેની કલ્પના સરખી મનમાં ન થવા દેવી. અને ઉચ્છિત વસ્તુ તરફ પૂર્ણ પ્રેમથી ચિત્તથી જોડવું.

(૫) પછી સ્થિરભાવે પવિત્ર મનોદશામાં રહી આપણા ચેતનને ૐ અર્હમ્ સમજીને તેનું ચિત્ર હૃદયમાં દોરવું અને મનના બધા "વ્યાપારો"ને હૃદયની બધી ભાવનાઓને તેના પર એકાગ્ર કરવી જોઈએ.

(૬) આ સમયે સાવ કોરા ખાલી મગજે બેસવું જોઈએ. બધા પ્રકારના દુષિત વિચારોથી અથવા વિરોધી વાતાવરણથી મનને ખાલી કરીને જ શુદ્ધિપૂર્વક મનોમંદિરમાં ૐકારની ગર્જના કરવી.

(૭) આથી હવામાં એવા જ સુંદર પુદ્ગલો રચાય છે. ૐના સ્મરણ, અને ૐમાં રમણ કરવાથી ૐકારમય બની જવાય છે. જેમ એક દિવસનો વિદ્યાર્થી મોપાટ લઈ લઈને લેતાં લેતાં હુશિયાર થઈને બીજે સમયે માસ્તર બને છે તેમ જ ૐ અર્હમ્‌ની મોપાટ લીધા કરવાથી આપણે એક દિન ૐકારમય બનીએ છીએ તેવી શ્રદ્ધા રાખવી.

(૮) એ પુદ્ગલો જે આપણી અંદર અને બહાર રચાય છે તેમાં મહાશક્તિ–વેધક શક્તિ હોય છે. જ્યાં જ્યાં તે જાય છે ત્યાં ત્યાં સફળતા જ પામે છે.

(૯) આ સ્મરણ વખતે સાધકે પોતાને "હું સત્યસ્વરૂપ છું, હું બળવાન છું, હું સર્વશક્તિમાન છું, શ્રદ્ધાપૂર્વક હું આગળ વધું છું, સુખશાન્તિ અને પ્રેમનો હું મહાસાગર છું અને હું વિશ્વનું સંચાલન કરનાર મહાન અંગ છું અને મારી સફળતા ચોક્કસ છે." આ ભાવનાનું જળ પોતાની આસપાસ છાંટવું જોઈએ. અર્થાત વિચારની પ્રત્યેક લહરીમાં એ ભાવના-ને વણી નાખવી જોઈએ. કારણકે જેની સતત વિચારણા અને ઝંખના થાય છે તે જ ઊગી નીકળે છે. એ વિજ્ઞાન પર અચળ વિશ્વાસ રાખવા ઘટે છે, ટૂંકમાં વ્યક્તિ મટી સમષ્ટિમય જીવન વિતાવવા માટે વિશ્વપ્રેમની સંગળગંગામાં પોતાને તરબોળ બનાવવા ઘટે.

(૧૦) પોતાની જાતનું ભાન ભૂલી, અરે! પોતાના અસ્તિત્વના વિચારોને ય દૂર કરો – અનસ્ટેડીનેસ ઓફ માઇન્ડ – ચિત્તની અસ્થિરતાને કાબૂમાં લેવી જોઈએ.

(૧૧) પછી પ્રસન્નતાપૂર્વક શરીરનું ભાન ભૂલી સ્વાભાવિક રીતે સીધા ટટ્ટાર બેસી ઇન્દ્રિયોના વિષયોનાં દ્વારો બંધ કરો. પ્રાણવાયુને મગજમાં અને મગજને હૃદયમાં સ્થાપી – સ્થિર કરી ૐ અર્હમ્‌નું મનોહર ચિત્ર કે જે હૃદયમાં દોરી રાખેલું હોય, તેની મનોહરતામાં – તેના સ્મરણમાં ગુલ્તાન થવું.

(૧૨) નાકેથી શ્વાસ લેવો. મુખને બંધ કરવું. સ્વાભાવિક રીતે છાતી બહાર કાઢી ચક્ષુઓ નાસિકા પર સ્થિર કરવી: —જોકે પછી તો આંતરચક્ષુઓને કપાળમાં સ્થિર કરવાની હોય છે. બસ! પછી ૐ અર્હમ્‌ના વિચાર સહિત શ્વાસ ખેંચવો. ફેફસાં શ્વાસથી ભરાય ત્યાં સુધી — વધુ અંદર ન જઈ શકે ત્યાં સુધી, ખેંચાયેલા પ્રાણને બની શકે ત્યાં સુધી – અંદર રોકવો – રોકી રાખવો. અને પછી ધીમે ધીમે બહાર કાઢવો આનું નામ એક પ્રાણાયામ, યા પ્રાથમિક જ્ઞાન માટે ૐ અર્હમ્‌નો પ્રથમ પાઠ. આ બધું ધીમે ધીમે ક્રમશઃ થવું ઘટે! પ્રારંભમાં ૐકારમાં રહેલા ત્રણ મુખ્ય શબ્દો આ–ઉ–મ ત્રણેને વારાફરતી વાપરીએ, એટલે શ્વાસ લેતી વખતે "આ", સ્થિર કરતાં "ઉ" અને છોડતી વખતે "મ"ના વિસ્તારથી આખા ૐનો ધ્વની મગજમાં પહોંચાડતા હોઈએ તેમ પૂરો કરવો. એટલે "ૐ અર્હમ્" મંત્રનો એક પ્રાણાયામ પૂરો થશે. અને તે પછી હૃદયમાં અર્હમ્‌નો પડઘો પાડવો. આ તો માત્ર પ્રારંભ કરનારને જ કામનું છે. સ્વાભાવિક રીતે બેઠાં બેઠાં ચિંતવન કરવામાં પણ વાંધો નથી. તેની પણ જબરી અસર થાય છે. પછીની ક્રિયા સ્વયં સમજાશે.

(૧૩) પ્રત્યેક વિચાર ક્રિયાના રૂપમાં પરિણમે છે. એ મનોવિજ્ઞાનનું સૂત્ર શ્રદ્ધાપૂર્વક હૃદયમાં ઠસાવી લેવું જોઈએ

(૧૪) જગતનો સર્વ વ્યવહાર અનવરત સ્ફૂરણા અથવા વાઈબ્રેશન–કંપ કે ધ્રુજારીને આધારે જ ચાલી રહ્યો છે. નાનામાં નાના પરમાણુઓમાંથી મોટામાં મોટા પહાડો અને તેથી ય મોટી વસ્તુઓ કંપમય અવસ્થામાં છે. અને તે બધી ચીજોને હલાવવા-ડોલાવવાની શક્તિ પોતાના વિચારમાં છે એવી માન્યતા દ્રઢતાપૂર્વક ધારીને પોતાના વિચારોને જેમ બને તેમ વધારે, મજબૂત તાલયુક્ત, કંપમય બનાવવા લક્ષ રાખવું.

(૧૫) શ્વાસ જેમ બને તેમ વધારે અંદર રોકવો (જેથી શ્વાસમાં જે વસ્તુ અને ભાવના અંદર ખેંચી ગયા હોઈએ તેને ત્યાં પોતાનું કાર્ય કરવાનો વધારે અવકાશ મળે) છતાં તે કરતાં વધારે ધ્યાન શ્વાસને વધારે તાલયુક્ત કરવા તરફ લક્ષ દેવું — ધીમે ધીમે પણ અચળ નિશ્ચયે પ્રયત્ન કરવો. થોડા જ અભ્યાસ અને ધૈર્યથી આ વાત કેળવાશે.

(૧૬) વિચારોનું મક્કમપણું જાળવી રાખશો. કદી ય અધીરા કે ઉતાવળા થાશો મા. કારણકે મહાન સિદ્ધિ માટે મહાન કેળવણીની આવશ્યકતા હોય છે. બીજી જે કંઈ ઇચ્છાઓ કે જુસ્સાઓ હોય તેને મગજની બહાર હાંકી મૂકશો; નહિતર – લૉ ઓફ એટ્રેકશન – ખેંચાણના નિયમમાં એ વિચારો બાધા નાખશે. સ્વભાવને શાંત અને "વીલ પાવર" – ઇચ્છાશક્તિનો અગ્નિ – સદાય સળગતો રાખજો. કોનસનટ્રેશન – એકાગ્રતા એ જ આ ધ્યાનનું મધ્યબિંદુ છે તે જાણજો. નાચી નાની લાલચો – માયા કે મોહમાં પડી, "ધ્યાન" ને ચિંતવનને ન ચૂકશો, અને આટલું કરશો એટલે તમે સ્વયં લોહચુંબક માફક બનશો —ને ૐને વરશો.

(૧૭) ઉચ્ચ ભાવનાઓમાં સતત રમણ કરવું એ જ ઉચ્ચ જીવનની દીક્ષા છે. અને "ૐ અર્હમ" એ ઊંચામાં ઊંચું – તત્ત્વ છે. તેથી નવું જીવતર, નવું જોમ, અને દિવ્ય સુખ આપનારી એ જ વિધાત્રી છે. એમ ચોક્કસ દિલમાં ઠસાવવું.

(૧૮) ધ્યાન કેમ કરવું ને શી શી વસ્તુનો ખ્યાલ રાખવો એ તો માત્ર સામાન્ય ક્રિયા છે. પરંતુ આ સામાન્ય ક્રિયાને પહેલી તકે કેળવવી જોઈએ. તેથી શું બને છે? એ જ કે ધ્યાન ધરનારના ચિત્તમાં મંત્રની મૂર્તિ ઘડાઈ જાય છે. એના ચિત્તમાં ને શ્વાસોશ્વાસ સાથે મંત્રની શક્તિનું ચિત્ર રચાય છે. એનો ફોટો હૃદય ઉપર પડે છે, અને પછી આત્મસ્વરૂપ પામવાનો પંથ તેને નજરે પડે છે. ને પછીથી તો ધ્યાન સ્વાભાવિક રીતે ચિત્તમાં, સૂતાં–જાગતાં બન્યે જાય છે. પછી ત્યાં નથી રહેતી જરૂર શ્વાસ ખેંચવાની કે મૂકવાની.

(૧૯) જે માનવપ્રાણી આ "ધ્યાનની" મજામાં ડૂબે છે ને તેમાં જ રમે છે. તે દિવ્યતાના ધામ પ્રતિ પ્રયાણ કરે છે. તેનો વિહાર સ્વતંત્ર બને છે. એ પોતાના ઉત્કૃષ્ટ મંગલ માર્ગ તરફ આસપાસના વાયુને પણ ખેંચે છે. એ "ૐ અર્હમ" મંત્રનો મહિમા મહાન છે. જાગતાં, ઊંઘતાં, સૂતાં, બેસતાં કે ચાલતાં જ્યાં ઠીક પડે ત્યાં તેને મનમાં સ્મરી શકાય છે. એના ઉચ્ચારનો એક પણ શબ્દ અફળ જતો નથી. ગમે ત્યાં બોલશો! હવામાં ને હૃદયમાં તે કંઈ ને કંઈક તો જરૂર પરિવર્તન લાવે જ છે.

(૨૦) ૐ અર્હમ્‌નો જાપ કરતાં કરતાં સૂવાથી આખી રાત્રી એ જાપ મનમાં સ્વાભાવિક રીતે ચાલ્યા કરે છે. તેથી આત્મિક શક્તિ બહુ જ શીઘ્ર જાગૃત થાય છે.

(૨૧) ઓમ ! ઓમ ! ઓમ ! ૐ અર્હમ્ ! ૐ અર્હમ્ ૐ અર્હમ્ પ્રતિશ્વાસમાં બસ ૐ હો !

યોગની ભાષામાં આ મંત્રની ગર્જનાથી પ્રચંડ શક્તિઓના ઝરા સમી — શરીરમાં સર્પાકારે સૂતેલી કુંડલિની જાગી ઊઠે છે. તે અધોમુખ મટી ઊર્ધ્વમુખ બને છે. તે જોર કરીને સફાળા જાગી ઊઠે છે અને તે જાગૃત થતાં અંદરની શક્તિઓ

ઉછાળા મારવા લાગે છે. તેથી તેની ઉપરની સુષુમ્ણા નાડી ખૂલી જાય છે, એટલે પ્રાણ ઊંચે ને ઊંચે ઊડવા માંડે છે.

આ સમયે વિવિધ પ્રકારના નાદો આપણા સાંભળવામાં આવે છે. અને છેવટે એક નિર્વેદ નાદ—વોઇસ ઓફ સાઇલન્સના મધુર સૂર સંભળાતાં આપણું મન બુદ્ધિની પેલી પારની બધી વસ્તુઓ ને તત્ત્વોનું દર્શન કરવા સુભાગ્યશાળી નીવડે છે એટલે સુખ! શાંતિ! પ્રકાશ! જ્ઞાન! આનંદ! સૌંદર્ય! અને પ્રેમ એ બધો દિવ્ય ખજાનો સાધકની દૃષ્ટિમાં આપોઆપ ઊભરાય છે, સાધક સ્વયં દિવ્યતાના ધામરૂપ બની જાય છે.

અનુભવે જ "આથી વધારે" સમજાશે કે ત્યાર પછીનો આનંદ કેટલો ભવ્ય અને દિવ્ય હશે!

ભાષા એ મનોહર સ્થિતિને વર્ણવવાને અશક્ત છે:

ઓ પવિત્ર આત્માઓ!

તમે સદાય આ તાનમાં મસ્ત રહો!

સુખ અને શાંતિ તમારાં જ છે!

તમે પોતે જ દેવના દેવ અને સર્વ સુખના સ્રષ્ટા છો!

અસ્તુ!

સૌનું કલ્યાણ હો!

સારા ય વિશ્વનું કલ્યાણ હો!

શિવમસ્તુ સર્વ જગતઃ

એ જ ભાવના! એ જ ભાવના! ૐ અર્હમ!

[૧૬]

# દરેક ધર્મોનું નવનીત

ૐ શ્રી સરસ્વત્યૈ નમઃ

[શ્રી ગુરુદેવના શ્રીમુખથી]

શ્રી હેમચન્દ્રાચાર્ય વચનામૃત સર્ગ-૧માં કહ્યું છે કે: મહાપુરુષોનાં ગુણગાન, કીર્તન, ભક્તિ વગેરે કરવાથી કલ્યાણ અને મોક્ષપદનો હેતુ સિદ્ધ થાય છે. માત્ર એક ક્ષણભર પણ મહાપુરુષનો સંગ થાય તો તે પણ સંસારસાગર પાર કરવાની નૌકા સમાન બને છે.

આગમસારમાં બતાવ્યું છે કે: "જો તમે જિનમતનો સ્વીકાર કરો તો વ્યવહાર અને નિશ્ચય એ બેમાંથી એકનો પણ ત્યાગ ન કરો. વ્યવહાર વગર આચારનો ઉચ્છેદ થાય અને નિશ્ચય વગર તત્ત્વનો વિનાશ થાય છે."

કલ્યાણમંદિર સ્તોત્રમાં કહ્યું છે કે: "હે પ્રભો! મેં આપની વાણી સાંભળી છે, આપની પૂજા પણ કરી છે તેમજ આપનાં દર્શન પણ કર્યાં છે. પરંતુ મેં આપને નિશ્ચયથી હૃદયમાં ધારણ કર્યાં નહીં તેથી, હે વિશ્વબંધુ! હું દુઃખી રહ્યો છું કારણકે અંતરના ભાવ વગરની ક્રિયા ફળી શકતી નથી.

જો તમારે સ્થિર શાંત સરોવરનું ચોકખું પાણી પીવું હોય તો જાળવીને હળવે હળવે પાણી લેવું જોઈએ કારણકે જો પાણી જરા પણ હલી જશે તો નીચેનો કાદવકચરો ઉપર આવી જશે. બધું પાણી ગંદું થઈ જશે. તેવી જ રીતે જો તમે પવિત્ર રહેવા ઇચ્છતા હો તો શ્રદ્ધા અને સાવધાનીથી પરમાત્મા

સાથે પ્રેમ કરો. વ્યર્થ વિવાદોમાં પોતાનો સમય બગાડો નહીં; નહીંતર નાનીમોટી શંકાઓથી તમારું મગજ પણ ગંદું બની જશે.

વશિષ્ઠવિચારમાં મહર્ષિ વશિષ્ઠજી કહે છે કે, ન્યાયપ્રિય વ્યક્તિઓ માટે માનવકૃત શાસ્ત્ર પણ જો યુક્તિબોધક હોય તો સ્વીકાર કરવો જોઈએ, અને યુક્તિશૂન્ય શાસ્ત્ર ભલે તે પ્રાચીન ઋષિમહર્ષિઓનાં રચેલાં હોય તોપણ પડતાં મૂકવાં જોઈએ. યુક્તિસંગત વાત એક બાળકની પણ સ્વીકારવી જોઇએ અને યુક્તિહીન વાત ભલે બ્રહ્માજીની પણ કહેલી હોય તોપણ તૃણની જેમ તેનો ત્યાગ કરવો જોઈએ.

અજ્ઞાની જીવ જે કર્મનો કરોડો પૂર્વ વર્ષોએ ક્ષય કરી શકે છે તે જ કર્મનો ક્ષય જ્ઞાની પુરુષ એક શ્વાસોશ્વાસ માત્રમાં કરી લે છે.

ઉપદેશતરંગિણીમાં કહ્યું છે કે : દિગમ્બર અથવા શ્વેતાંબર અવસ્થામાં મોક્ષ નથી. તત્ત્વવાદ કે તર્કવાદમાં પણ આત્મ-કલ્યાણ નથી, કોઈ ખાસ પક્ષનો આશ્રય લેવાથી પણ આત્મશુદ્ધિ થતી નથી. સંયમ, મૌન, કે તપથી પણ આત્માની મુક્તિ થતી નથી, પરંતુ કષાયોનો ત્યાગ થવાથી જ આત્માની શુદ્ધિ અને મુક્તિ થાય છે, કષાય એટલે ક્રોધ, માન, માયા, લોભ અને રાગદ્વેષ.

જ્ઞાનસાર, અષ્ટકમાં કહ્યું છે કે : ભલે તમો મહિનાઓના ઉપવાસ કરો, સત્ય બોલો, શુભ ધ્યાન કરો, જંગલમાં રહો, બ્રહ્મચર્યનું પાલન કરો તેમ જ સદા ભિક્ષાથી નિર્વાહ કરો. આટલું બધું કરવા છતાં જો ક્રોધ કરે તો બધાં વ્રત્તો અને અનુષ્ઠાનો નિષ્ફળ જાય છે.

ઉત્તરાધ્યયન સૂત્રના નવમા અધ્યયનમાં કહ્યું છે કે: અજ્ઞાની જીવ માસ માસની તપસ્યા કરતા હોય અને ઘાસના છેડા ઉપર

રહી શકે તેટલા પ્રમાણથી પારણું કરતા હોય, એવી કઠોર તપસ્યા કરવા છતાં સર્વ વિરતી ધર્મના સોળમા ભાગનું પણ મેળવી શકે નહીં.

ભાવવિજયજીકૃત ઉત્તરાધ્યયન સૂત્ર ટીકા અધ્યાય ૨૫–માં બતાવેલું છે કે: અવશ્ય નાશવંત બાહ્ય શરીર માટે કોપ કરવો યોગ્ય નથી કેમ કે તે અભ્યંતર ધર્મરૂપ ધનનો નાશ કરવારૂપ બને છે.

ઇતિહાસ સમુચ્ચય અધ્યાય ૪, શ્લોક ૩૪માં બતાવ્યું છે કે: ભલે કોઈ બ્રહ્મચારી હોય કે કોઈ ગ્રહસ્થ હોય, વાનપ્રસ્થ હોય કે યતિ હોય, તેમાંના દરેક માત્ર સમ–શાંતિથી જ ઉત્તમ ગતિ પ્રાપ્ત કરી શકે છે.

શેકસપિયર કહે છે કે: ટુ ફરગેઈટ ઈઝ હુમન બટ ટુ ફરગીવ ઈઝ ડીવાઈન" (ભૂલ કરવી તે મનુષ્ય–સ્વભાવ છે પણ ક્ષમા કરવી તે ઈશ્વરીય ગુણ છે.)

તત્ત્વામૃતમાં કહ્યું છે કે: જે કર્મ મનુષ્ય કરોડો જન્મ સુધી તીવ્ર તપ કરીને પણ નાશ કરી શકતા નથી તે જ કર્મનો સમતાભાવનું આલંબન લઈને આત્મા અરધી જ ક્ષણમાં નાશ કરી દે છે.

કહ્યું છે કે: વેદશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, મીમાંસા આદિ બધું જીંહાગ્રે કરવા છતાં આત્માનું સ્વરૂપ અનુભવ ગમ્ય ન બને તો તેઓ મીઠાઈના વાસણમાં રહેલા તવેથા સમાન છે. તવેથો હજારો મણ મીઠાઈ હલાવે છે પણ તેને મીઠાઈના સ્વાદની ખબર નથી, તેવી જ રીતે અનેક શાસ્ત્રો ભણેલા પંડિતોને જો આત્માનુભવ ન થાય તો તવેથાની જેમ તેઓ વચ્ચે શું તફાવત રહે છે?

શ્વેતામ્બર ઉપનિષદમાં કહ્યું છે કે: જેવી પરમ ભક્તિ પોતાના ઇષ્ટદેવમાં હોય છે અને જેવી ભક્તિ દેવમાં હોય છે

તેવી જ ભક્તિ પોતાના ગુરુમાં હોય છે તે મહાત્મા પુરુષના હૃદયમાં જ બધું રહસ્ય પ્રકાશમાન થાય છે.

આચારાંગ સૂત્રમાં બતાવ્યું છે કે: સર્વ જીવોને પોતાનું જીવન પ્રિય હોય છે, સુખ ચાહે છે, દુઃખ કોઈને ગમતું નથી. તેઓને મરણ ગમતું નથી, જીવવું ગમે છે, બધા લાંબું આયુષ્ય ઇચ્છે છે એટલા માટે કોઈ પણ જીવનો નાશ કરવો જોઈએ નહીં, કોઈ પણ જીવને હણવો જોઈએ નહીં, અધિકાર જમાવવો જોઈએ નહીં, દુઃખ દેવું ન જોઈએ તેમજ તેના પ્રાણ બચાવવા જોઈએ. આ એક નિશ્ચિત, નિત્ય અને શાશ્વતધર્મના સ્વરૂપનો તિર્થંકર ભગવાને ઉપદેશ દીધો છે.

ભગવતી સૂત્રમાં અધિકાર આવે છે કે દયા ધર્મની માતા છે.

સૂત્ર કૃતાંગના બીજા અધ્યયનમાં સમજાવ્યું છે કે: ભલે કોઈ નાગો રહે; કપડાં ન હોવાથી શરીર ક્ષીણ થઈ જાય અથવા કોઈ એક એક માસના અંતે ભોજન કરે, પરંતુ જો તેણે માયા, કામ, ક્રોધ, માન, લોભ; રાગદ્વેષ આદિ છોડ્યાં ન હોય તો તે અનંત જન્મ–મરણના ચક્રમાંથી કદાપિ છૂટે નહીં.

ઉત્તરાધ્યયન સૂત્રના ૨૫–મા અધ્યયનની ૩૧ મી ગાથામાં અધિકાર આવે છે કે : મુંડન કરાવી લેવાથી કોઈ સાધુ બની શકતો નથી અને ૩૨–મી ગાથામાં કહ્યું છે કે જે સાધુ હોય કે સંસારી હોય પણ જેનામાં સમતા–શાંતિ છે તે જ ખરો સાધુ છે, વળી ૨૮–મા અધ્યયનમાં કહ્યું છે કે શ્રદ્ધા વિના ચારિત્ર્ય નથી.

ઉત્તરાધ્યયન સૂત્ર ૫, ગાથા ૨–માં કહ્યું છે કે જો હૃદયમાં નિશ્ચય આત્માસ્વરૂપ ધારણ ન કર્યું હોય તો તે જેમ જેમ વધારે શાસ્ત્રોના અધ્યયન કરે અને ઘણા શિષ્યપરિવારથી ઘેરાયેલો રહે તેમ તેમ તે જૈન ધર્મનો શત્રુ બનતો જાય છે.

આત્મા દ્વારા સત્યનું જ આચરણ કરો અને સર્વ જીવો સાથે મૈત્રીભાવ રાખો.

પારધિ, કસાઈ, આદિ જીવો પોતાનાં કર્મોથી જ મરેલા છે, તેવા જીવો ઉપર દ્વેષ રાખવાને બદલે અનુકંપાભાવ રાખો તે જ સર્વોત્તમ ન્યાયી ધર્મ છે.

જેનો આત્મા સરળ અને ભદ્ર છે, તેના આત્માની જ શુદ્ધિ થાય છે અને તેવાઓમાં જ ધર્મ રહે છે.

સૂત્ર કૃતાંગમાં બતાવ્યું છે કે જ્યાં સરળતા છે ત્યાં આત્મસમાધી છે.

શ્રી દેવચંદ્રજી મહારાજે ચંદ્રાનન સ્તુતિમાં કહ્યુ છે કે: જેઓને દ્રવ્ય ક્રિયા એટલે બાહ્યક્રિયા કરવાની રુચિ છે, અને તત્ત્વ કે હેતુ જાણતા જ નથી તેમને ઉપદેશ આપવાવાળા પણ તેવા જ મળે છે એટલે જીવ નવીન શું કરી શકે?

સ્થાંનાંગ સૂત્રમાં અધિકાર આવે છે કે: ભ્રષ્ટ પ્રકૃતિ, નમ્ર સ્વભાવ, અનુકંપા, સર્વ જીવો પ્રત્યે કરુણા અને અદેખાઈનો ત્યાગ કરવાવાળા માત્ર જ મનુષ્યભવ પ્રાપ્ત કરી શકે છે.

જે જે મનુષ્ય યથારૂપ શ્રમણ નિર્ગ્રન્થોનો બોધ ગ્રહણ કરે છે તે સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થાય છે અને નિર્વાણ પ્રાપ્ત કરી સર્વ દુઃખોનો અંત લાવે છે.

શ્રી મનુ ભગવાન મનુસ્મૃતિમાં કહે છે કે: અહિંસા ને સત્યનું પાલન, ચોરી ન કરવી, લોભનો ત્યાગ કરવો અને ઇન્દ્રિયો ઉપર નિગ્રહ કરી જય કરવો, આવો ધર્મ ચારે વર્ણોને માટે છે.

બૌદ્ધમત: જીવહિંસાનો ત્યાગ, અસત્યનો ત્યાગ, ચોરીનો ત્યાગ, દારૂ આદિ વ્યસનોનો ત્યાગ અને ઇન્દ્રિય વિષે સ્વેચ્છાચારનો ત્યાગ કરવો.

બાઇબલમાં મોઝીસના હુકમો—આજ્ઞાઓ એમ આપી છે કે કોઈ જીવને મારી નાખવો નહીં, જૂઠી સાક્ષી આપવી નહીં,

ચોરી કરવી નહીં, વ્યભિચાર કરવો નહીં, અને પાડોશીની કોઈ વસ્તુની ઇચ્છા કરવી નહીં.

ઇસ્લામ ધર્મમાં પણ કહ્યું છે કે : કોઈને મારી નાખવો નહીં, ન્યાય માટે ખાસ જરૂરી હોય તે સિવાય ઈશ્વરે હત્યા કરવાની મના કરી છે. જૂઠું બોલવું નહીં, જે લોકો ચોરી કરે તેના હાથનો નાશ થાય છે, નશાખોરો શૈતાન જ છે. જેઓ વ્યભિચાર કરતા નથી અને કાળજીપૂર્વક પોતાની ઇન્દ્રિયોનું દમન કરે છે તેના પ્રત્યે જ ખુદા ખુશ રહે છે.

વૈશેષિક સૂત્રમાં બતાવ્યું છે કે : ધર્મ એ જ કહેવાય કે જેનાથી આત્મવિકાસ અને કલ્યાણની પ્રાપ્તિ થાય.

દશવૈકાલિક સૂત્રમાં દ્રુમપુષ્પિકાધ્યયનમાં કહ્યું છે કે : ધર્મ સર્વશ્રેષ્ઠ મંગલ છે, અહિંસા, સંયમ અને તપધર્મના પ્રકાર છે, જેઓનું ચિત્ત સદા ધર્મમય રહે છે, તેમને દેવતાઓ પણ નમે છે.

કુરાન : કુલ તાલો ઇલા કલામાતિ ન સવાઇન બૈનાના બાબૈના કુમ (આવો આપણે બધા સર્વસંમત મહાન સત્ય અને સિદ્ધાંતોના આધાર ઉપર એકબીજાને મળીએ.)

The Place of Christianity in the Religions of the World માં કહે છે કે:– Whatever things have been rightly said, among all men are the property of us Christians.

(વિશ્વના ધર્મોમાં ખ્રિસ્તિ ધર્મનું સ્થાન–પુસ્તકમાં લખ્યું છે કે સમસ્ત માનવજાતિમાં જે કંઈ વાતો યથાર્થ રૂપમાં કહી છે તે બધી અમારી ખ્રિસ્તીઓની સંપત્તિ છે.)

ઉપનિષદ : જેમ ગાયો જુદા જુદા રંગની હોવા છતાં દૂધ તો સફેદ જ હોય છે તેવી જ રીતે મતાનુયાયીઓ ગાયની જેમ અનેક પ્રકારના હોવા છતાં જ્ઞાન તો દૂધની જેમ એક જ છે.

ગીતામાં શ્રીકૃષ્ણજી કહે છે કે : હે અર્જુન! સર્વત્ર મનુષ્ય મારા માર્ગનું જ અનુસરણ કરે છે.

ધરો. જો તને શાપ દે તો તું તેના માટે શુભ કામના કરજે. પોતાના શત્રુઓને પ્રેમ કરો અને જો તમારા ઉપર અત્યાચાર કરે તેના કલ્યાણ માટે પ્રાર્થના કરો.)

ઉપનિષદમાં કહ્યું છે કે: જે જીવ સર્વ જીવોને પોતાના આત્મામાં જુએ છે અને પોતાના આત્માને સર્વ જીવોમાં જુએ છે તે કોઈનો દ્વેશ કરતો નથી કે કોઈના ઉપર સંદેહ પણ રાખતો નથી.

ઇસ્લામ ધર્મના હદીસ નામના ગ્રંથમાં ફરમાન છે કે: અફ્ઝલુલુ ઇમાના અન્તો હિબ્બાલિનન્નમે માતો હિબ્બો લિન-ફ્સેકા વા તરવ્રો લહુમ લહુમા મા તરવ્રો હા લિનફ્સેકા: (એ સર્વોત્તમ ધર્મ છે કે તમે પોતાના માટે જેવું ઇચ્છો છો તેવું જ બીજાઓ માટે પણ ઇચ્છો અને પોતાને માટે તમે જે દુઃખદાયી સમજો છો તેવું જ બીજાઓ માટે પણ સમજો.)

મહાભારતમાં કહ્યું છે કે: જે કાંઈ પોતાના માટે પ્રતિકૂળ છે તે અન્ય જીવો માટે આચરવું નહીં. ધર્મનું સર્વ તત્ત્વ આ જ છે. તે સાંભળો અને સમજો. જે તમારે માટે અનિષ્ટ છે, જે તમારા પોતા માટે ન થાય તેવું ઇચ્છો છો તેવું આચરણ બીજાઓ માટે કદાપિ કરો નહીં. જે તમને મનપસંદ તમારા માટે છે તેવું જ બીજા જીવો માટે પણ ઇચ્છો.

બુદ્ધ કહે છે કે: No man liveth unto himself. We are all parts of one another. God hath made of one blood all nations, that dwell upon the face of the earth. (મનુષ્ય માત્ર પોતાના માટે જીવન ધારણ કરતો નથી, આપણે બધા એકબીજાના અવયવ છીએ. પરમાત્માએ આ બધાં રાષ્ટ્રોને એક જ લોહીથી બનાવ્યાં છે કે જે આ ભૂમિ ઉપર નિવાસ કરી રહ્યાં છે.)

જે મનુષ્ય – વ્યક્તિ પોતાનો ડાબો હાથ ગંદો કરીને તે જમણા હાથથી સાફ કરતો નથી તે તુરત જ પોતના આખા શરીરના અવયવો ગંદા કરી નાખશે. શરીરના જુદા જુદા અવયવો સિવાય શરીર ક્યાંથી હોઈ શકે? અવયવો ભેગા કરીએ ત્યારે જ શરીરનું નિર્માણ થાય છે, મનુષ્યશરીર પણ શું છે? કેવળ અવયવો જ ને? તો પછી પ્રત્યેક અવયવની સારસંભાળ કેમ ન લે?

કુરાનમાં કહ્યું છે કે: અશ્રફુલ ઇમાને ઉન યમા નફ્ફુનિસા વા અશ્રફુલ ઇમાને ઉન યસ્સ મુન્નિસા મિનલિસાને કા વ યદેકા. (સર્વ શ્રેષ્ઠ ધર્મ એ જ છે કે બીજા જીવો તમારાથી પોતાને સુરક્ષિત સમજે. એ સર્વોચ્ચ ઇસ્લામ છે કે તારા મુખ અને હાથોથી સર્વ પોતાને સલામત માને).

યોગસૂત્રમાં પણ કહ્યું છે કે: અહિંસાની સિદ્ધિ થયા બાદ વૈરભાવનો નાશ થઈ જાય છે.

યોગભાષ્યમાં કહ્યું છે કે: સદાને માટે સર્વ પ્રકારે સર્વ જીવો પર દ્વેષભાવ ન હોવો તે જ અહિંસા છે. વળી તેમાં કહ્યું છે કે: અહિંસા પછી આગળ સત્ય આદિ યમ અને નિયમ બધાનું મૂળ અહિંસા છે. અહિંસાનું પ્રતિપાદન કરવા માટે જ યમ–નિયમ કહ્યા છે. અહિંસાને વિશુદ્ધ કરવા માટે જ યમ–નિયમનું આચરણ કરવાનું છે.

જૈનશાસ્ત્રમાં કહ્યું છે કે: પાંચ ઇન્દ્રીયો, મન, વચન અને કાયા, શ્વાસોચ્છવાસ તથા આયુષ્ય કે દશ પ્રાણ છે અને તેને જુદા કરવા તે હિંસા છે.

ઉમાસ્વાતિ કહે છે કે: પ્રમાદપૂર્ણ યોગથી જીવનો વધ થાય તે હિંસા છે.

અજ્ઞાન, શંકા, વિપર્યય, રાગદ્વેષ, સ્મૃતિભ્રંશ, મન, વચન અને કાયાની બૂરી પ્રવૃત્તિનો અને ધર્મનો અનાદર એ પ્રમાદના આઠ ભેદ છે.

ઉપનિષદમાં કહ્યું છે કે: બ્રહ્મ એટલે આત્માનું મનન કરવાવાળા બ્રાહ્મણ જેમ જેમ ઘણાં વૃત્તો ગ્રહણ કરે છે તેમ તેમ હિંસાનાં કારણોથી નિવૃત્ત થતાં થતાં અહિંસાને નિર્મળ બનાવે છે.

ગાંધીજી કહે છે કે: મારો અહિંસાનો સિદ્ધાંત એક અગત્યની ક્રિયાશીલ શક્તિ છે, તેમાં કાયરતા અને કમજોરી માટે કોઈ સ્થાન નથી. એક હિંસક વ્યક્તિ કોઈ દિવસ અહિંસક બની શકે છે પણ કાયર માટે કોઈ આશા નથી.

બાઇબલમાં કહ્યું છે કે: Perfect love casteth out fear. (પૂર્ણ પ્રેમ ભયને ભગાડી દે છે.) વળી આગળ કહે છે કે: Beloved, let us love one another; for love is of God, and everyone that loveth is born of God and knoweth God. He that Loveth not, knoweth not God For God. is Love. (વહાલાઓ, આપણે પરસ્પર પ્રેમ કરીએ, કારણકે પ્રેમ એ જ પરમાત્મા છે. જે વ્યક્તિ પ્રેમ કરે છે તે જ પરમાત્માનાં સંતાન છે, અને તે જ પરમાત્માને જાણે છે. જે પ્રેમ નથી કરતા તે પરમાત્માને જાણતા નથી, કારણકે પરમાત્મા પ્રેમરૂપ જ છે.)

God is love in essence. Love is God in solution. In so much as we love we are in God and God is in us, and in so far as we do not love we are without God, in this world or any other The ideal church of all religions and philosophies is the same. It is the union of all who love in the service of all who suffer. (પરમાત્મા પ્રેમના સુક્ષ્મ સારરૂપ છે, અને પ્રેમ એ પરમાત્માનું સ્થૂળ રૂપ છે. જેટલા અંશથી આપણે પ્રેમ કરીએ છીએ તેટલા જ અંશે આપણે પરમાત્મામાં અને પરમાત્મા આપણા આત્મામાં છે, અને જેટલા અંશે આપણે પ્રેમ કરતા નથી, તેટલો આપણો આત્મા આ વિશ્વ કે અન્યત્ર બધે પરમાત્માથી વિમુખ છે. સર્વ ધર્મો અને દર્શનશાસ્ત્રોનું આદર્શ આરધના-

મંદિર પ્રેમ જ છે. દુઃખી જીવોની સેવા કરવાવાળા મહાત્મા પુરુષોનું મિલનકેન્દ્ર છે.)

શ્રી દશવૈકાલિક ષડજીવનિકાધ્યયનમાં કહ્યું છે કે : જે સર્વ જીવોને આત્મા સમાન સમજે છે તેને વળી સમ્યક શાસ્ત્રોક્ત વિધિ અનુસાર જુએ છે. એટલે કોઈ પણ જીવને દુઃખ દેતા નથી, નવીન કર્મપ્રવાહને રોકે છે તેમ જ પાંચે ઇન્દ્રીયોનું દમન કરી શકે છે તેને પાપકર્મનો બંધ થતો નથી.

મેથ્યુ બાઈબલમાં કહ્યું છે કે : હૃદયની પૂર્ણ શ્રદ્ધાથી પરમાત્માને પ્રેમ કરો, પરમાત્માના પ્રેમમાં પોતાના આત્મા અને મનને જોડી દો, જેવી રીતે તમે તમારા આત્માથી પરામાત્મા સાથે જેવો પ્રેમ કરો છો તેવો પ્રેમ પાડોશીઓ સાથે કરો. બધા નિયમો અને પયગંબરોએ આ બે આજ્ઞાઓ ઉપર જ ભાર મૂક્યો છે.

રોમન્સ બાઈબલ કહે છે કે :

He that Loveth another hath fulfilled the Law for this. Thow shalt not commit adultery, not kill, not steal, not bear fault witness, not covet, and if there be any commandment, it is all briefly comprehanded in this saying, namely thou shalt love thy neighbour. Love is the fulfilling of the Law.

(જે બધા જીવોને પ્રેમ કરે છે તેણે નિયમોનું પરિપાલન કર્યું છે, વ્યભિચાર ન કર, ચોરી ન કર, જૂઠી સાક્ષી ન દે, આસક્તિ ન રાખ. આ સિવાય પણ બીજી કોઈ આજ્ઞા હોય તો તે પણ ટૂંકામાં, પાડોશીને આત્મવત સમજીને તેમને પ્રેમ કર, તેમાં આવી જાય છે. પ્રેમ પડોશીનું બૂરું કરતો નથી, બધા સાથે પ્રેમ કરો તેમાં બધા નિયમોનું પાલન થઈ જાય છે.)

આવશ્યક સૂત્રમાં પણ કહ્યું છે કે : હું બધા જીવોની ક્ષમા ચાહું છું. બધા જીવો મને ક્ષમા કરે. સર્વ જીવો સાથે મારે મૈત્રીભાવ છે. મને કોઈ સાથે વેર નથી.

ઉપનિષદમાં કહ્યું છે કે: બ્રહ્મ એટલે આત્માનું મનન કરવાવાળા બ્રાહ્મણ જેમ જેમ ઘણાં વૃત્તો ગ્રહણ કરે છે તેમ તેમ હિંસાનાં કારણોથી નિવૃત્ત થતાં થતાં અહિંસાને નિર્મળ બનાવે છે.

ગાંધીજી કહે છે કે: મારો અહિંસાનો સિદ્ધાંત એક અગત્યની ક્રિયાશીલ શક્તિ છે, તેમાં કાયરતા અને કમજોરી માટે કોઈ સ્થાન નથી. એક હિંસક વ્યક્તિ કોઈ દિવસ અહિંસક બની શકે છે પણ કાયર માટે કોઈ આશા નથી.

બાઇબલમાં કહ્યું છે કે: Perfect love casteth out fear. (પૂર્ણ પ્રેમ ભયને ભગાડી દે છે.) વળી આગળ કહે છે કે: Beloved, let us love one another; for love is of God, and everyone that loveth is born of God and knoweth God. He that Loveth not, knoweth not God For God. is Love. (વહાલાઓ, આપણે પરસ્પર પ્રેમ કરીએ, કારણકે પ્રેમ એ જ પરમાત્મા છે. જે વ્યક્તિ પ્રેમ કરે છે તે જ પરમાત્માનાં સંતાન છે, અને તે જ પરમાત્માને જાણે છે. જે પ્રેમ નથી કરતા તે પરમાત્માને જાણતા નથી, કારણકે પરમાત્મા પ્રેમરૂપ જ છે.)

God is love in essence. Love is God in solution. In so much as we love we are in God and God is in us, and in so far as we do not love we are without God, in this world or any other. The ideal church of all religions and philosophies is the same. It is the union of all who love in the service of all who suffer. (પરમાત્મા પ્રેમના સુક્ષ્મ સારરૂપ છે, અને પ્રેમ એ પરમાત્માનું સ્થૂળ રૂપ છે. જેટલા અંશથી આપણે પ્રેમ કરીએ છીએ તેટલા જ અંશે આપણે પરમાત્મામાં અને પરમાત્મા આપણા આત્મામાં છે, અને જેટલા અંશે આપણે પ્રેમ કરતા નથી, તેટલો આપણો આત્મા આ વિશ્વ કે અન્યત્ર બધે પરમાત્માથી વિમુખ છે. સર્વ ધર્મો અને દર્શનશાસ્ત્રોનું આદર્શ આરાધના-

you love them which love you what reward have you? Do not even the publicans the same.

(શત્રુને પણ ચાહો, જે તમને શાપ દે તેને આશીર્વાદ આપો, જે તમારો દ્વેષ કરે છે તેનું ભલું કરો. જે તમારી સાથે ઘૃણાજનક વર્તાવ કરે કે તમારા ઉપર અત્યાચાર કરે તેમના ભલા માટે પરમાત્માને પ્રાર્થના કરો, કેમ કે જો તમે તમારા ચાહકને પ્રેમ કરો તો તેમાં તમને શું ઇનામ મળવાનું? સામાન્ય વ્યવહાર બધા નથી કરતા?

બાઇબિલમાં વળી કહ્યું છે કે:

Take no thought, what shall we eat? What shall we drink? But first seek His Kingdom and His Righteousness. All these things shall be added unto you.

(અમે શું ખાશું, શું પીશું, તેની ચિંતા કરો નહીં. કિન્તુ સર્વ પ્રથમ પરમાત્માનું સામ્રાજ્ય અને તેમની ભલમનશાહી શોધો, અને તમારે જોઈતી બધી વસ્તુઓ તમને આપોઆપ સહેજમાં મળી જશે).

ઉપનિષદ્ કહે છે કે શ્રવણ, મનન અને નિદિધ્યાસનનો વિષય આત્મા જ છે. તેના સિવાય કોઈ વિજ્ઞાતા નથી.

સી શુ કિંગ કહે છે કે:

Great Heaven is intelligent, clear seeing and is with you in all your doings

(બુદ્ધિમતાપૂર્વક વસ્તુસ્વરૂપનું સ્પષ્ટ દર્શન તે મહાન સ્વર્ગ છે અને તે તમારાં બધાં કાર્યોમાં તમારી સાથે જ રહે છે).

બાઇબિલમાં વળી કહ્યું છે:

Behold, the Kingdom of God is within you. Know you not that ye are the Temple of God and the spirit of God dwelleth in you.

ચી શુ કીંગ કહે છે કે :

Seek to be in harmony with all your neighbours. Live in amity with your brethren.

(પોતાના બધા પાડોશીઓ સાથે પ્રેમ રાખો અને બંધુઓ સાથે પણ પ્રેમપૂર્વક રહો.)

હદીસમાં પણ બતાવ્યું છે કે: અલ ખુલકો અલ ઈલાહી ફ્રા અહબ્બુલ ખલકી ઈલ ઈલાહી માન અફ્સાન ઈલાહૂલઈલાહી. (સર્વ જીવો ઈશ્વરના પરિવારરૂપ છે, અને જે ઈશ્વરના પરિવાર સાથે વધુમાં વધુ ભલાઈ કરે છે તે જ ઈશ્વરનો પ્યારો છે.)

સુત્તનિપાત મેતસુત્તમાં કહ્યું છે કે : ઉપર, નીચે અને તીર્થે સમસ્ત લોકમાં રહેલા સર્વ જીવો સાથે વિઘ્ન તથા વેરરહિત રહો અને અનહદ મૈત્રીભાવની વૃદ્ધિ કરો.

સુઆંગ ત્સે કહે છે કે :–

To the good, I would be good and to the not good I would also be good, in order to make them good. To those who are sincere, I am sincere and to those who are not sincere, I am sincere, thus all be sincere.

(જેઓ ભલા છે તેમના માટે તો હું ભલો જ છું પણ જેઓ બૂરા છે તેમના પ્રતિ પણ તેઓ ભલા બની જાય તે માટે હું ભલો રહીશ. તેવી જ રીતે જેઓ સારી લાગણીવાળા છે તેમના તરફ તો હું સારી લાગણી રાખું છું પણ જેઓ લાગણીવાળા નથી તેમના પ્રત્યે પણ હું તેઓને લાગણીવાળા બનાવવા માટે હું સારી લાગણી રાખીશ.)

બાઈબલ કહે છે :–

Love your enemies. Bless them that curse you. Do good to them that hate you, and pray for them which dispitefully use you—and persecute you.—For, if

(દેવત્વને ગ્રહણ કરનાર મનુષ્યનું મગજ દેવમંદિર છે. મનુષ્યનું મસ્તક જ આધ્યાત્મિક મૂળ તત્ત્વ છે. મનુષ્યના મસ્તકની બહાર કોઈ પણ મહાન દેવત્વનું અસ્તિત્વ નથી.)

મહાભારતમાં કહ્યું છે કે: મનુષ્યથી અધિક મહાન કોઈ પણ નથી, એ સનાતન સત્ય હું તને બતાવું છું.

શાઓ ચુંગ કહે છે કે:

The Heavens are still, No sound;
Where there shall God be found?
Search not in distant skies;
In man's own heart he lies.

(સ્વર્ગ શાંત છે, ત્યાંથી કોઈ અવાજ આવતો નથી ત્યારે ઈશ્વરની શોધ ક્યાં કરવી? ઇશ્વરને દૂર આકાશમાં શોધો નહીં, ઈશ્વર તો મનુષ્યના હૃદયમાં જ બિરાજમાન છે.)

ગીતાજીમાં પણ કહ્યું છે કે: આત્માનો ઉદ્ધાર આત્માથી જ કરો, પણ તેનું પતન થવા ન દો. આત્મા જ આત્માનો મિત્ર છે, આત્મા જ આત્માનો શત્રુ છે.

બાઇબલમાં કહ્યું છે કે:

Thy money perish with thee, because thou hast thought that the gift of God may be purchased with money.

(તારું મન, તારી સાથે નષ્ટ થશે, કેમકે ધનના બળથી તેં ઈશ્વરને ખરીદવાનો વિચાર કર્યો હતો).

ઉત્તરાધ્યયન અસંસ્કૃતાધ્યયનમાં કહ્યું છે કે: કોઈ પણ પ્રમાદી વ્યક્તિ પોતાના ધન દ્વારા આ લોકમાં કે પરલોકમાં પોતાની રક્ષા કરી શકતી નથી.

ઉત્તરાધ્યન ઇષુકારિયાધ્યયનમાં બતાવ્યું છે કે: જ્યાં ધર્માચરણનો પ્રશ્ન છે ત્યાં ધનથી કાંઈ મતલબ નથી. તેવી જ રીતે સ્વજન, શબ્દાદિ ઇન્દ્રિય વિષયોનો પણ કાંઈ સંબંધ નથી.

(જુઓ પરમાત્માનું સામ્રાજ્ય તમારી અંદર જ છે. તમે જ પરમાત્માનું મંદિર છો અને તેમની શક્તિ તમારામાં જ નિવાસ કરે છે તે તમે જાણતા નથી).

ઉત્તરાધ્યયન, મહાનિર્ગ્રંથીય અધ્યયનમાં બતાવ્યું છે કે: સદ્અનુષ્ઠાનમાં લીન હોય તેવો આત્મા સુખ આપી દુઃખ દૂર કરે છે અને દુરાચારમાં ડૂબેલો આત્મા દુઃખ આપી સુખ છીનવી લેવાવાળો બને છે. સદ્અનુષ્ઠાનમાં લીન હોય તેવો આત્મા જ ઉપકારી હોવાથી મિત્રરૂપ છે અને દુરાચારમાં પ્રવૃત્ત આત્મા અપકારી બનવાથી શત્રુરૂપ છે. આવી રીતે આત્મા જ સુખદુઃખનો દેવાવાળો છે અને તે પોતે જ મિત્ર અને શત્રુરૂપ છે.

બાઈબલમાં કહ્યું છે કે: (કન્ફ્યુસિયસ)

What the undeveloped man seeks is others, what the advanced man seeks is himself.

(અવિકસિત માનવની શોધનો વિષય આત્માથી જુદો હોય છે જ્યારે ઉન્નત માનવ પોતાના આત્માને જ શોધે છે.)

બાઈબલ વળી કહે છે કે :–

You are the temple of God- ye are the salt of earth- If the salt loses its savor with what shall it be flavoured? What shall it profit a man if he gains the whole world but loses his own soul?

(તમે પોતે જ દેવાલય છો, તમે પોતે જ સાર ભાગ છો. જો નિમક પોતાનો સ્વાદ ગુમાવી દે તો તેમાં બાકી વિશેષતા શું રહેશે? આ પ્રમાણે જો માનવી પોતાનો આત્મા ખોઈ નાખે તો છેવટે આખી દુનિયાનું રાજ્ય જીતી લેવા છતાં તેને શું લાભ મળવાનો છે?)

શીન્ટો ડિન જુ કહે છે કે :–

The Human mind partaking of Divinity is an abode of the Diety, which is the spiritual essence. There exists no highest Diety outside the human mind.

કનફ્યુસિયસ મેન્સસમાં બતાવ્યું છે કે :–

The disease of men is this that they neglect their own field and go to weed the field of others; And what they require from others is great. while what they lay upon themselves is light.

(મનુષ્યોની એ બીમારી છે કે તેઓ પોતાના ખેતરને છોડીને બીજાના ખેતરની સફાઈ કરવા જાય છે. તેઓ પોતાના દોષ જોતા નથી અને બીજાઓનાં છિદ્રો ગોત્યા કરે છે. તેઓ બીજાઓ પાસેથી મહાનતાની આશા રાખે છે, જ્યારે પોતે તો તુચ્છતા જ અપનાવે છે.)

ટોસ્ટ રાઈટીંગ્સમાં કહ્યું છે કે :

To attempt to correct others while one's own virtue is clauded, is to set one's own virtue a task for which it is inadequate.

(જ્યારે પોતાનામાં જ સદ્‌ગુણો પ્રગટાવ્યા ન હોવા છતાં બીજાઓને સુધારવાનો પ્રયત્ન કરવા જેવા કાર્યમાં માથું મારવું તે સદા અયોગ્ય જ છે.)

ધમ્મપદ – પુષ્પવર્ગમાં કહ્યું છે કે : બીજાઓની ત્રુટીઓ અને કર્તવ્ય અકર્તવ્યો તરફ દૃષ્ટિ કરવી નહીં, પરંતુ પોતાની જ ત્રુટીઓ અને કર્તવ્ય કે અકર્તવ્યનો જ વિચાર કરો.

મહાભારતમાં કહ્યું છે કે : જે કાર્ય મનુષ્ય બીજાને બતાવવા નથી ઇચ્છતા કે જે કાર્ય શરમજનક હોય તે કાર્ય કદાપિ કરવું જોઈએ નહીં.

સુત્તનિપાત – વસલસુતમાં બતાવ્યું છે કે : જે મનુષ્ય અભિમાનમાં પતિત થઈને પોતાની મહત્તા ગાય છે અને બીજાની નિંદા કરે છે તે ચાંડાલ જ છે.

સુયગડા વૈતાલીયાધ્યયનમાં કહ્યું છે કે : જે મનુષ્ય બીજાઓને અવગણે છે તે અનંત કાળ સુધી ચોરાસીના ચક્કરમાં

ઉપનિષદ કહે છે કે: પ્રવચન, બુદ્ધિ તથા અનેક શાસ્ત્રોનું જ્ઞાન એમાંથી કોઈ સાધનથી આત્મલાભ કરવો સંભવ નથી.

કઠોપનિષદમાં બતાવ્યું છે કે: ધનથી મનુષ્યનો આત્મા તૃપ્ત થતો નથી.

બાઈબલમાં કહ્યું છે કે:

If thine enemy be hungry give him bread. If be thirsty give him water. So shalt thou heap coals of fire upon his head, and so the Lord shall award thee.

(જો તમારો શત્રુ ભૂખ્યો હોય તો જમાડો—તરસ્યો હોય તો પાણી પાવ. એમ કરવાથી તમે તેના માથા ઉપર અંગાર નાખ્યા કહેવાશે—તે પશ્ચાત્તાપની અગ્નિથી સળગી જશે. આ માટે પરમાત્મા તમને ઇનામ આપશે.)

ઉત્તરાધ્યયન—નમિપ્રવ્રજ્યાધ્યયનમાં બતાવ્યું છે કે: એક મહાન શૂરવીર યોદ્ધો સંગ્રામમાં દશ લાખ સૈનિકોને જીતી લે છે અને બંને જાતના વિજયોમાં મહાત્માનો વિજય સર્વશ્રેષ્ઠ છે.

ધમ્મપદ આત્મવર્ગમાં કહ્યું છે કે: આત્મા જ આત્માનો સહાયક છે, એ સિવાય બીજું કોણ સહાયક બની શકે? આત્માનું દમન કરીને મનુષ્ય દુર્લભ સહાયક મેળવી શકે છે.

ઉત્તરાધ્યયન વિનયશ્રુતાધ્યયનમાં ફરમાવે છે કે: આત્માનું દમન કરવું ઘણું જ કઠિન છે, એટલા માટે આત્માનું દમન કરવું જોઈએ. જેણે પોતાના આત્માને વશ કરી લીધો છે તે આ લોક તથા પરલોકમાં સુખી થાય છે.

ભાગવતમાં બતાવ્યું છે કે: સંત પુરુષ વિશ્વના દુઃખને પોતાનું દુઃખ સમજી દુઃખી થાય છે અને એ જ વિશ્વાત્મ-સ્વરૂપ પરમાત્માની સર્વથા મોટી સેવા છે.

ભાગવતમાં કહ્યું છે કે: બુદ્ધિમાન મનુષ્યોમાં દરેક પ્રકારે વિશ્વના સર્વ જીવોને શાંતિ આપવાનો પુરુષાર્થ કરવો જોઈએ, આ જ ઈશ્વરની સાચી પૂજા છે.

કનફ્યુસિયસ મેન્સસમાં બતાવ્યુ છે કે :–

The disease of men is this that they neglect their own field and go to weed the field of others; And what they require from others is great while what they lay upon themselves is light.

(મનુષ્યોની એ બીમારી છે કે તેઓ પોતાના ખેતરને છોડીને બીજાના ખેતરની સફાઈ કરવા જાય છે. તેઓ પોતાના દોષ જોતા નથી અને બીજાઓનાં છિદ્રો ગોત્યા કરે છે. તેઓ બીજાઓ પાસેથી મહાનતાની આશા રાખે છે, જ્યારે પોતે તો તુચ્છતા જ અપનાવે છે.)

ટોસ્ટ રાઈટીંગ્સમાં કહ્યું છે કે :

To attempt to correct others while one's own virtue is clauded, is to set one's own virtue a task for which it is inadequate.

(જ્યારે પોતાનામાં જ સદ્ગુણો પ્રગટાવ્યા ન હોવા છતાં બીજાઓને સુધારવાનો પ્રયત્ન કરવા જેવા કાર્યમાં માથું મારવું તે સદા અયોગ્ય જ છે.)

ધમ્મપદ – પુષ્પવર્ગમાં કહ્યું છે કે : બીજાઓની ત્રુટીઓ અને કર્તવ્ય અકર્તવ્યો તરફ દૃષ્ટિ કરવી નહીં, પરંતુ પોતાની જ ત્રુટીઓ અને કર્તવ્ય કે અકર્તવ્યનો જ વિચાર કરો.

મહાભારતમાં કહ્યું છે કે : જે કાર્ય મનુષ્ય બીજાને બતાવવા નથી ઇચ્છતા કે જે કાર્ય શરમજનક હોય તે કાર્ય કદાપિ કરવું જોઈએ નહીં.

સુત્તનિપાત – વસલસુતમાં બતાવ્યું છે કે : જે મનુષ્ય અભિમાનમાં પતિત થઈને પોતાની મહત્તા ગાય છે અને બીજાની નિંદા કરે છે તે ચાંડાલ જ છે.

સુયગડા વૈતાલીયાધ્યયનમાં કહ્યું છે કે : જે મનુષ્ય બીજાઓને અવગણે છે તે અનંત કાળ સુધી ચોરાસીના ચક્કરમાં

ઘૂમ્યા જ કરે છે, પરનિંદા આત્માનું અધઃપતન કરે છે એ સમજીને મુનિપણું કુલાભિમાન, જાતિઅભિમાન, જ્ઞાન તથા તપનું પણ અભિમાન કરવું નહીં.

તા તાઈ શેંગ કેન યીંગ પીએન કહે છે કે:

The recompense of good and evil follows as the shadow follows the figure.

(જેમ પડછાયો આપણું અનુસરણ કરે છે તે જ પ્રકારે આપણાં સુકૃત્યો અને દુષ્કૃત્યોનાં સારાંનરસાં ફળ આપણી સાથે જ ફરે છે).

ગરુડપુરાણમાં કહ્યું છે કે: સુખ કે દુઃખ દેનાર બીજું કોઈ નથી. બીજા કોઈ આપણને સુખ કે દુઃખ દે છે એવો વિચાર પણ કરવો તે અજ્ઞાનતા જ છે. આપણાં પોતાનાં જ સુકૃત્યો તથા દુષ્કૃત્યો જ સારાં કે ખરાબ ફળ આપે છે. હે શરીર! તેં જે કર્યું છે તેનું ફળ ભોગવી લઈ કૃતાર્થ થા.

કુરાને શરીફમાં કહ્યું છે કે:

મા અસાબેકા મિન હસનતિન ફ્રમિત ઇલાહી
વ મા અસાબેકા ફ્રમિન સયાતિન ફ્રમિત નફસેકા.

(તમારામાં જે કાંઈ સદ્દગુણ છે તે પરમાત્મા પાસેથી મળ્યા છે અને તમારામાં જે કાંઈ અવગુણો છે તે બધા તમારામાંથી જ ઉત્પન્ન થયા છે).

કુરાને શરીફમાં બતાવ્યું છે કે:

જજા ઉન વેમા કાનુ યમતૂન.

(તમે જે કાંઈ કરો છો તેના ફળરૂપે તમને તેવું જ પરિણામ તથા બક્ષિસ મળશે).

ટી. ક્વાંગ ત્સે કહે છે કે:

Those who do evil in the open light of the day, men will punish them. Those who do evil in secret,

God will punish them Who fears both man and God– he is fit to walk alone.

(જે ધોળે દિવસે છડે ચોક ખરાબ કામ કરે છે તેને મનુષ્ય સજા કરે છે, જે છુપાઈને ખરાબ કામ કરે છે તેને ઈશ્વર સજા કરે છે, જે મનુષ્ય તથા ઈશ્વરથી ડરે છે તે નત મસ્તકે ફરી શકે છે).

કુરાનમાં બતાવ્યું છે કે :

ઇદ્રક્કા બિલાતે હેયા અહસન. (દુર્ગુણો છોડો અને સદ્દગુણો મેળવો).

સૂયગડાંગ વિર્યાધ્યયનમાં કહ્યું છે કે : શ્રી તિર્થંકરદેવે પ્રમાદને જ કર્મ કહ્યું છે અને અપ્રમાદને કર્મનો અભાવ બતાવ્યો છે.

અપ્રમાદ એટલે પોતે શરીરથી જુદો આત્મા છે તે ક્ષણભર પણ ભૂલી જવું નહીં, તેમજ સર્વ જીવો પરમાત્મા જ છે તે યાદ રહેવું. પ્રમાદ એટલે શરીર છે તે પોતે જ છે તેવી રીતનો આચાર–વિચાર.

ધમ્મપદ અપ્રમાદ વર્ગમાં આવે છે કે : અપ્રમાદથી અમૃતપદની પ્રાપ્તિ થાય છે અને પ્રમાદથી મૃત્યુ. જે પ્રમાદ-રહિત છે તે મરતા નથી અને પ્રમાદી જીવતા જ મરેલા છે.

જુડાઇઝમ પણ ભાર મૂકે છે કે :

Not learning but the doing is the chief thing.

(જ્ઞાન નહીં, પરંતુ આચાર એ જ મહત્ત્વનો છે).

ધમ્મપદ પુરુષવર્ગમાં કહ્યું છે કે : સુંદર અને રંગીન ફૂલ હોય પણ જો સુગંધ ન હોય તો તે નકામાં છે. એ જ પ્રમાણે સુંદર શબ્દો હોય પણ આચરણ ન હોય તો તે પણ વ્યર્થ છે.

ઝેન્દ અવેસ્તામાં કહ્યું છે કે :

Choose ye the path of action Dutiful; for the deluded one who giveth up All action—he forfiteth welfare too.

(કર્તવ્યમય કાર્યમાર્ગનો સ્વીકાર કરો, જે ભ્રાંતિવાળી વ્યક્તિ સર્વ કર્મ છોડી દે છે તે સુખથી વંચિત રહે છે.)

વિશેષ્યાવદ સાંખ્યમાં બતાવ્યું છે કે :

જેવી રીતે ગધેડા ઉપર ચંદન લાદ્યું હોય તો, તે તો માત્ર ભારવાહક જ છે, તેને ચંદનની શીતળતા મળતી નથી. એ જ પ્રમાણે ચારિત્ર્ય–આચાર વગરનું જ્ઞાન માત્ર બોજારૂપ જ છે, તેને સદ્‌ગતિ મળી શકતી નથી.

સૂયગડાંગ સમયાધ્યયનમાં કહ્યું છે કે :–

જ્ઞાની પાસે જ્ઞાન શીખવાનો એ સાર છે કે તે કોઈ પણ જીવની હિંસા ન કરે. તે ઉપરાંત અસત્ય આદિ પાપ પણ કરે નહીં.

ધમ્મપદ સહસ્રવર્ગમાં આવે છે કે :–

સો વર્ષની ઉંમરના હોવા છતાં જો આળસુ અને કાયરતામાં સમય વિતાવ્યો હોય તેના કરતાં એક જ દિવસની કાર્યરતતાનું જીવન વધારે સારું છે.

આચારાંગ શીતોષ્ણાયાધ્યયનમાં કહ્યું છે કે: પ્રમાદી જીવને ચારે તરફથી ભય હોય છે પરંતુ સાવધાન જીવને ક્યાંયથી પણ ભય રહેતો નથી.

ધમ્મપદ મલવર્ગમાં કહ્યું છે કે : તું ઝાડનાં પીળાં પાન સમાન છે, યમરાજ તને જોઈ રહ્યા છે. તું વિયોગના આરે ઊભો છે, મરણની સમીપ છે અને મુસાફરી માટે તારી પાસે ભાતું પણ નથી.

ઉત્તરાધ્યયન દ્રુમપત્રકાધ્યયનમાં પણ બતાવ્યું છે કે : જેવી રીતે વૃક્ષનું પાકેલું પાંદડું થોડા દિવસમાં નીચે પડી જાય છે તેવું જ મનુષ્યનું જીવન છે, એટલે હે ગૌતમ! તું સમય માત્ર પણ પ્રમાદ કરીશ નહીં.

ઉત્તરાધ્યયન ઇશુકારીયાધ્યયનમાં બતાવ્યુ છે કે : કોઇપણ કાર્ય માટે આવતી કાલ માટે નિર્ભર કોણ રહી શકે – જો તેને મૃત્યુ સાથે મૈત્રી હોય, મૃત્યુથી બચીને ભાગી શકતો હોય કે નિશ્ચયપૂર્વક એમ જ જાણતો હોય કે હું નહીં મરું.

હદીસમાં કહ્યું છે કે : અસ્સયો મિશ્નિવ ઇતમામે મિન્નુલા.

(પ્રયત્ન કરવો તે મનુષ્યની ફરજ છે. સફળતા ઇશ્વરના હાથમાં છે).

ગીતામાં પણ તેમ જ બતાવ્યુ છે : પુરુષાર્થ કરવો તે મનુષ્યની ફરજ છે, પણ તેના ફળ માટે કોઈ અધિકાર નથી.

ઉત્તરાધ્યયન – ચિત્ર સંભુતિયાધ્યયનમાં આવે છે કે : જીવ માત્રનાં બધાં સારાં અનુષ્ઠાન સફળ થાય છે. જો કર્મ કર્યું હોય તો તેનું ફળ ભોગવવું પડે છે, તેમાંથી છુટકારો નથી.

દશવૈકાલિક ષડજીવનિકાધ્યયનમાં આવે છે કે : જો કાળજી-પૂર્વક કોઇપણ જીવને દુઃખ ન થાય તેવી રીતે ચાલે, ઊભે, સૂવે, બેસે તથા જમે છે તેમજ વાતચીત પણ કરે છે તેને પાપકર્મોનો બંધ થતો નથી.

કાલિદાસ કવિ કહે છે કે : વિકાર ઉત્પન્ન થાય તેવા પદાર્થો વચ્ચે રહેવા છતાં જેનું ચિત્ત વિકૃતિને પામતું નથી તે જ ધીર પુરુષ કહેવાય.

બાઇબલ :

Blessed is the man that endureth Temptation.

(એ જ પવિત્ર પુરુષ છે કે જે પ્રલોભનને વશ થતો નથી).

દશવૈકાલિક શ્રામણ્યપૂર્વકાધ્યયનમાં કહ્યું છે કે: જે જીવ મળેલા ઇચ્છિત અને પ્રિય ભોગોને ઠોકરે મારે છે, પોતાની સ્વાધીન સામગ્રીને ત્યાગે છે તે જ ત્યાગી છે. વળી કહ્યું છે કે જે અચાનક પરાધીનતાના કારણથી વિવશ બનીને વસ્ત્ર, ગંધ, આભૂષણ, સ્ત્રી, શય્યા આદિ સામગ્રીનો ઉપયોગ નથી કરતા તે ત્યાગી નથી.

ધમ્મપદ મલવર્ગમાં કહ્યું છે કે: રાગની સમાન કોઈ આગ નથી, દ્વેષની સમાન કોઈ અરિષ્ટ ગ્રહ નથી, મોહ સમાન કોઈ જાળ નથી અને તૃષ્ણા સમાન કોઈ નદી નથી.

ઉત્તરાધ્યયન પ્રમાદસ્થાનાધ્યયનમાં બતાવ્યું છે કે: રાગ અને દ્વેષ કર્મનું મૂળ કારણ છે. કર્મ મોહથી ઉત્પન્ન થાય છે. જન્મમૃત્યુનો મૂળ હેતુ કર્મ છે, અને જન્મ તથા મૃત્યુ દુઃખ કહેવાય છે.

જેને મોહ નથી તેનું દુઃખ નષ્ટ થઈ ગયું સમજવું, જેને તૃષ્ણા નથી તેનાથી મોહ દૂર થઈ ગયો, જેને લોભ નથી તેને તૃષ્ણા નથી અને જેની પાસે કાંઈ નથી તેને લોભ નથી.

ઉત્તરાધ્યયન કપિલિકાધ્યયનમાં કહે છે કે: જેમ જેમ વસ્તુનો લાભ થતો જાય છે તેમ તેમ લોભ વધતો જાય છે, લાભ એ જ લોભવૃદ્ધિનું કારણ છે.

દશવૈકાલિક મહાચારકથાધ્યયનમાં બતાવ્યું છે કે: તિર્થંકર ભગવાને, મૂર્છા (મોહ) મમત્વભાલને જ પરિગ્રહ કહ્યો છે.

દશવૈકાલિક આચારપ્રણિધ્યયનમાં કહ્યું છે કે: ભૂખ, તરસ, ખરાબ પથારી, શરદી, ગરમી, અરતિ અને ભય આદિને અવ્યથિત ભાવથી સહન કરવાં જોઈએ, શરીરનાં દુઃખો સમભાવથી સહન કરી લે તો મહાન ફળ મળે છે.

ઝેન્દ અવેસ્તામાં બતાવ્યું છે કે:

Whatever afflictions they mayest put on me; As blissful favours will I take them all.

(તે ગમે તેવાં દુઃખ આપે તોપણ હું આનંદપૂર્વક આશીર્વાદ સમજીને ગ્રહીશ).

હદીસ : અલ ફક્રો ફખ્રી.

(ઘણી જ દીન અવસ્થામાં પણ મને ગર્વ રહે છે).

ભાગવત : જેના પર મારી કૃપા હોય છે તેનું હું સર્વસ્વ છીનવી લઉં છું.

હદીસ : ઇજા અહુબ્બા ઇલાહે અબ્વાં અગ્રતા મતુખિલ બતાયે. (જ્યારે ભગવાન પોતાના ભક્તને પ્યાર કરે છે તો તેની કસોટી માટે મુસીબતો ઊભી કરે છે).

કનફ્યુસિયસ સીકિંગ :

Heaven makes hard demands on faith.

(શ્રદ્ધાની ખાતરી માટે પરમાત્મા તરફથી નિષ્ઠુર માગણી થાય છે).

શ્રી શંકરાચાર્ય કહે છે : ભૂખતરસ લાગતાં બાળક માને યાદ કરે છે.

કુરાને શરીફ : લા યુ અલ્લે મોમિનો નિયા બહુ મિનલ અજરે. ફ્રઇલિ મસાયાબા લા તમન્નાઓ અન્નહુલ કુરજે ખિલ મકરીજ.

(જેનામાં પરમાત્મા પ્રત્યે શ્રદ્ધાભક્તિ છે, તેણે સમજી લેવાનું છે કે તે જેને યાતના ને દુર્ભાગ્ય સમજે છે તે સહન કરી લેવાથી ભગવાન તરફથી શું શું વરદાન મળશે તો ઇચ્છશે કે તેના શરીરના ટુકડેટુકડા કરવામાં આવે તોપણ શું?)

શ્રીમદ્ ભાગવતમાં આવે છે કે : હે જગતગુરુ! અમારી આપ પાસે વિનંતી છે કે અમારા ઉપર સદાસર્વદા વિપત્તીઓ આવતી જ રહે કે જેથી અમને આપનાં દર્શન સુલભ બને કે જેથી જીવ આ વિશ્વમાં ફરીથી જન્મ ન લે.

બાઈબલ :

The sacrifices of God are a broken spirit, a broken and a contrite heart. Thou will not despise.

(ભગ્નહૃદય જીવ ઈશ્વરનું નૈવેદ્ય છે, ભગ્ન અને અનુતૃપ્ત હૃદયથી તારે ઘૃણા કરવી જોઈએ નહીં).

એક અંગ્રેજ કવિ કહે છે કે :

Tis only through a broken heart
That Christ can enter in.

(કેવળ ભગ્ન હૃદયવાળા માનવના અંતરમાં જ ઈસા મસીહનું પર્દાપણ થાય છે).

સુત્તનિપાત– સુભાસિતસુત : સત્ય વચન એ જ અમૃતવાણી છે. સત્ય વાણી એ જ સનાતન ધર્મ છે. સત્ય, સદર્થ અને સદ્ધર્મ ઉપર જ સંતો સદા દૃઢ રહે છે.

આચારાંગ શીતોષ્ણીયાધ્યયન : હે મનુષ્યો ! સત્યનું જ સેવન કરો. સત્યની આજ્ઞાના આરાધક મેધાવી મનુષ્ય મૃત્યુને તરી જાય છે.

મહાભારત : સત્યથી ઊંચો કોઈ ધર્મ નથી.

બાઈબલ જોન :

Ye shall know the truth, and truth shall make free.

(તમે સત્યને સમજો, સત્ય તમને મુક્ત કરી દેશે).

સૂફી: અજ સૂફી આ મજહબો લહુ ઈલ્લા અજહબુલ હક.

(સૂફી સત્ય સિવાય બીજો ધર્મ જાણતા નથી.)

મજ્ઝિમ નિકાય : સત્યપ્રાપ્તિનો ઉપકારી ધર્મ પ્રયત્નપ્રધાન છે. મનુષ્ય ન કરે તો સત્યની પ્રાપ્તિ ક્યાંથી થાય ?

મહાભારત : એવું સત્ય કહો કે જે પ્રિય હોય. અપ્રિય સત્ય ન કહો, તેમજ પ્રિય અસત્ય ન કહો–આ સનાતન ધર્મ છે.

દશવૈકાલિક–મહાચારકથાધ્યયન: વિશ્વમાં સર્વ સાધુ-મહાપુરુષોએ જૂઠું બોલવાની નિંદા કરી છે. અસત્ય બોલનારા બીજાઓનો વિશ્વાસ ખોઈ બેસે છે, એટલા માટે અસત્યથી દૂર રહેવું જોઈએ.

દશવૈકાલિક વિનયસમાધ્યયન: લોઢાનો તીક્ષ્ણ કાંટો થોડો સમય સુધી જ દુઃખ દે છે અને સહેલાઈથી શરીરમાંથી કાઢી શકાય છે, પરંતુ હૃદયની અંદરથી જે કઠોર વચનોરૂપી કાંટો નીકળી શકતો નથી તેનાથી વેર બંધાય છે અને ઘણો જ ભયજનક સિદ્ધ થાય છે.

બાઈબલ :

Not that which goeth in, at the mouth defileth a man but which cometh out of the mouth this defileth hand

(અપથ્ય આહાર મોઢામાં જાય (ખવાય છે) તે મનુષ્યની તંદુરસ્તી બગાડે છે પણ જે દુર્વચન મોઢામાંથી બહાર નીકળે નીકળે છે તે પણ મનુષ્યનો બગાડ કરે છે.

મુહમ્મદ પયગમ્બર સાહેબ : ફ્રા અખાજા ખિલ ઇસાનેહિ વ કલા કુફ્રા અલૌકા હાજા વા હલા યા હિ બુનુન્નાસે ફ્રિઆરે અલા વૂજૂહિ હિં ઇલા હસદો અલસિના તે હિ.

(પયગંબર સાહેબે જીભ તરફ ધ્યાન દોરીને કહ્યું છે કે આપ લોક આ ઇન્દ્રિય–જીભનો સંયમ રાખજો. જીભને લીધે મનુષ્ય પાપની એટલી મોટી ગાંઠડી બાંધે છે કે તેના બળથી તે નરકની આગમાં ધકેલાઈ જાય છે.)

ભાગવત : ઇન્દ્રિયોને જીતી લેવા છતાં પણ જ્યાં સુધી જીભને જીતી નથી તેને જિતેન્દ્રિય કહેવાય નહીં, જેણે જીભને જીતી લીધી છે તેણે બધું જીતી લીધું છે.

છાંદોગ્યોપનિષદ : પવિત્ર ભોજનથી મન પવિત્ર રહે છે. માનસિક પવિત્રતાથી અસંદિગ્ધ સ્પષ્ટ બની જાય છે. તે સ્મરણશક્તિ મેળવનાર જીવ બધાં બંધનોથી છૂટી જાય છે.

ઉપનિષદમાં વળી કહ્યું છે કે : સાંસારિક સુખોનો ત્યાગ કરનાર આત્મા અમરતા પ્રાપ્ત કરે છે.

બુદ્ધચર્યા : ભિક્ષુઓ, હું તમારી સેવા ન કરું તો બીજું કોણ કરશે ? અહીં તમારી માતા નથી, પિતા નથી, કે જે તમારી સેવા કરી શકે. તમે પણ એકબીજાની સેવા નહીં કરો તો કોણ કરશે ? જે રોગીઓની સેવા કરે છે તે મારી જ સેવા કરે છે.

હદીસ : સૈયદ ઉસ કૌમે ખાદિમે હુમ ।

(નેતા પોતાના અનુયાયીઓના મુખ્ય સેવક બને છે).

બાઇબલ : He that is greatest among you, shall be your servant.

(તમારામાં જે સૌથી મોટો છે તે જ તમારો સેવક થશે).

ઉત્તરાધ્યયન : સમ્યક્ત્વ પરાક્રમાધ્યયન : હે ભગવાન! વૈયાવૃત્ત – સેવા કરવાથી જીવને શું લાભ મળે છે?

જવાબ : વૈયાવૃત્ત–સેવાથી જીવ તિર્થંકર ગોત્રકર્મનો બંધ કરે છે.

ટી. તાઓ તેહ કિંગ :

Humility is the root of honour. Lowliness is the foundation of loftiness. The world's weakest overcomes the world's hardest.

(નમ્રતા એ પ્રતિષ્ઠાનું મૂળ કારણ છે. લઘુતા એ મહાનતાનો પાયો છે. વિશ્વનો સૌથી વધારેમાં વધારે અશક્ત મનુષ્ય વિશ્વના કઠોરમાં કઠોર માણસને વશ કરી લે છે).

બાઇબલ : God giveth to grace to the humble.

(પરમાત્મા વિનમ્ર મનુષ્ય ઉપર પોતાની કૃપા વરસાવે છે).

કુરાન : ઈન્નલ્લાહો લા યુ હિબ્બો કુલ્લે મુખ્તાલિન ફકુરિના. (આત્મશ્લાઘા કરનારા અભિમાની લોકોને પરમાત્માનો પ્રેમ મળતો નથી.)

કનફ્યુસિયસ શુ કિંગ :

Pride bringeth loss. Increase humility. This is the way of heaven. He comes to ruin who says that others do not equal him.

(અભિમાનથી નુકસાન થાય છે, એટલા માટે વિનમ્રતાની વૃદ્ધિ કરો. આ સ્વર્ગનો રાજમાર્ગ છે. જે એમ કહે છે કે બીજા કોઈ મારી બરાબરી કરી શકે નહીં, તેવાઓનો સર્વનાશ થાય છે.)

ટી. તાઓ તેહ કિંગ :

Those who aspire to greatness must humble themselves.

(મહત્ત્વાકાંક્ષી લોકો માટે વિનમ્રતા આવશ્યક છે.)

બાઈબલ : The meek shall inherit the earth and their's is the Kingdom of heaven.

(જેઓ નમ્ર છે તેઓને પૃથ્વીનો ઉત્તરાધિકાર પ્રાપ્ત થશે, અને અંતે સ્વર્ગનું સામ્રાજ્ય પણ તેવાઓને જ મળશે).

કુરાનઃ ઈન્ના અકમુકુમ ઈન્દા ઈલાહે અત કાકુમ.

(તમારામાં જે સૌથી વધારેમાં વધારે શરીફ છે તે વ્યક્તિ જ પરમાત્માની વધારે નજીક અને પરમાત્માની દૃષ્ટિમાં મહાન છે.)

દશવૈકાલિક વિનયએતાધ્યયન : ધર્મરૂપી વૃક્ષનું મૂળ વિનય છે, મોક્ષ એ સર્વોત્તમ રસ છે. વિનયથી કીર્તિ અને લાભ મળે છે અને પરિપૂર્ણ શ્રુતજ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

ઠાણુાંગ સૂત્ર – ૩ : જો કોઈ કુળવાન પુરુષ, રોજ સવારે શતપાક અને સહસ્ત્રપાક જેવા તેલથી માતાપિતાને માલિસ કરે, માલિસ કરીને વળી સુગંધી દ્રવ્યોથી લેપ કરીને સુગંધિત, ગરમ તથા ઠંડા એમ ત્રણ પ્રકારના પાણીથી સ્નાન કરાવે અને ઉત્તમ પ્રકારનાં ઘરેણાં પહેરાવે અને ત્યાર બાદ બત્રીસ ભાતનાં ભોજન કરાવે અને પોતાના ખભા ઉપર બેસાડીને ફેરવે.

આખી જિંદગીભર એવું કરવા છતાં પણ માતાપિતાના ઉપકારનું ઋણ અદા થઈ શકતું નથી.

મહાભારત : બાળકના જન્મ અને પાલન–પોષણ માટે માતાપિતા જે કષ્ટ ઉઠાવે છે તેનો બદલો સેંકડો વર્ષ પર્યંત તેમની સેવા કરવા છતાં પણ વાળી શકાતો નથી.

કનફ્યુસિયસ :

Filial devotion and respect for elders are very foundations of an unselfish life.

(માતાપિતાની ભક્તિ અને ગુરુજનોનું સન્માન, નિઃસ્વાર્થ જીવનના સન્માન અને નિર્માણના પાયારૂપ છે).

બાઇબલ : Honour thy father and thy mother.

(તારાં માતાપિતાનું સન્માન કર).

સુત્તનિપાત મહામંગલસૂત્ર : માતાપિતાની સેવા, સ્ત્રી-પુત્રાદિની સંભાળ અને વ્યવસ્થિતપણે કરેલાં કર્મો એ ઉત્તમ મંગળ છે.

કુરાન : બિલ વાલિદૈનિ એહસાના
(પોતાનાં માતાપિતાનો ઉપકાર માનો).

હદીસ : અલ જન્નતો તહતા કુદ્દમુલ ઉમ્.
(જરૂર સ્વર્ગ તો માતાપિતાનાં ચરણોમાં જ રહેલું છે).

મહાભારત : જેનું હૃદય દુષ્ટ છે, તેઓ માટે વેદનું અધ્યયન, ત્યાગ. યજ્ઞ, નિયમ, તપ, એ બધું બેકાર છે.

જ્ઞાન તીર્થ છે, ધૃતિ તીર્થ છે, અને તપ પણ તીર્થ છે. પરંતુ મનની શુદ્ધિ સર્વોચ્ચ તીર્થ છે.

બાઈબલ : The pure in heart shall see God.

(માત્ર પવિત્ર હૃદયવાળાઓને જ ઈશ્વરદર્શન શક્ય છે).

સામાયિક પાઠ : વિશ્વના સર્વ જીવો સાથે મારે મૈત્રીભાવ થાઓ, ગુણી જનોનું દર્શન કરીને મારું હૃદય આનંદથી ડોલે, અને દીનદુઃખી જીવોને જોતાં જ મારું ચિત્ત દયાભાવથી દ્રવી ઊઠે અને દુષ્ટ જનો પ્રત્યે પણ મારો સમભાવ રહે અને દ્વેષ ન થાય. હે ભગવાન! હું માગું છું કે આ મુજબની જ મારી પરિણતિ થઈ જાય.

ગીતા : એ પુરુષ શ્રદ્ધારૂપ છે, જેની જેવી શ્રદ્ધા હોય છે તેવો જ તે થાય છે.

અંગુતર નિકાય, ચતુક્કનિપાત (બોધ જીવ વગ્ગો) : મૈત્રીપૂર્ણ ચિત્તથી, કરુણાપૂર્ણ ચિત્તથી, મુદિતાપૂર્ણ ચિત્તથી અને ઉપેક્ષાપૂર્ણ ચિત્તથી જે ભિક્ષુ ચારે દિશાઓ વ્યાપ્ત કરી દે છે, સર્વત્ર સર્વાત્મરૂપ બનીને સમસ્ત જગતને અવેર અને અદ્વેષમય ચિત્તથી ભરી દે છે તેને જ હું બ્રહ્મપ્રાપ્ત ભિક્ષુ કહું છું.

સુત્તનિપાત–વસલસુત : જન્મથી કોઈ શૂદ્ર કે બ્રાહ્મણ હોતો નથી. કર્મથી જ શુદ્ર અને બ્રાહ્મણ બને છે.

ઉત્તરાધ્યયન યજ્ઞીયાધ્યયન : બ્રાહ્મણ, ક્ષત્રિય, શુદ્ર અને વૈશ્ય તે બધાં કર્મથી જ ઓળખાય છે; જન્મથી નહીં.

ભવિષ્યપુરાણ : સત્ત્વગુણવાળા બ્રાહ્મણ કહેવાય છે, રજોગુણવાળા ક્ષત્રિય, તમોગુણવાળા વૈશ્ય કહેવાય છે. ત્રણે ગુણોની સમતાવાળા શુદ્ર કહેવાય છે.

મજ્ઝિમનિકાય – સપ્પુરિસસુત : ઉચ્ચ કુળમાં જન્મવાથી લોભ થોડો નષ્ટ થાય છે? ઉચ્ચ કુળમાં જન્મવાથી દ્વેષ કે મોહ પણ નષ્ટ થતો નથી. ઉચ્ચ કુળમાં ભલે ન જન્મ્યા હોય પરંતુ

મનુષ્ય ધર્મમાર્ગ ઉપર આરૂઢ થઈને ધર્મનું સારું આચરણ કરતા હોય તો તે પૂજ્ય છે, પ્રશંસનીય છે.

ઉત્તરાધ્યયન ૧૨ અધ્ય. : સાક્ષાત તપની વિશેષતા દેખાય છે. જાતિની વિશેષતા દેખાતી નથી.

દશવૈકાલિક ષડ્જીવનિકાધ્યયન : પહેલાં જ્ઞાન અને પછી જ દયા તથા ક્રિયા આવે છે. આમ જ્ઞાન અને ક્રિયા બંનેનો સ્વીકાર થવા બાદ જ સાધુ પોતાના આચારનું પાલન કરી શકે છે. સાધ્ય અને તેની પ્રાપ્તિના ઉપાયનું જેને જ્ઞાન નથી તે શું કરી શકવાનો હતો? તેમ જ પોતાના કલ્યાણ વિશે ક્યાંથી સમજવાના હતા?

દીર્ઘનિકાય : જે વસ્તુ ઉત્પન્ન થઈ છે તેનો નાશ ન થાય તે શું શક્ય છે? જન્મ થયો છે તેનું મરણ ન થાય તે પણ શું શક્ય છે?

ઉત્તરાધ્યયન ઈષુકારીયાધ્યયન : જો કદાચ સમસ્ત વિશ્વ અને સમસ્ત ધન તમારું બની જાય તોપણ તમને સંતોષ થવાનો નથી કે તે ધનથી તમારી મૃત્યુથી રક્ષા પણ થવાની નથી.

ઉત્તરાધ્યયન–નમિ પ્રવ્રજ્યાધ્યયન : કૈલાસ પર્વતની સમાન સોનાચાંદીના અસંખ્ય પર્વત હોય તો તેનાથી પણ લોભી મનુષ્યનું મન ધરાતું નથી. એ સાચું છે કે આકાશની જેમ ઇચ્છાઓનો કદાપિ અંત આવતો નથી.

બુદ્ધવાણી : સોનાચાંદીના લાખો–કરોડો સિક્કાઓ તે શ્રેષ્ઠ ધન કહેવાય નહીં. તેમાં ભયની પરંપરા જ છે, જેવા કે રાજાથી, અગ્નિથી, પાણીથી, ચોરથી, લૂંટારાથી તેમ જ પોતાનાં સગાં-સંબંધીઓથી પણ ભય રહે જ છે.

અંગુત્તર નિકાય ધનવગ્ગ : શ્રેષ્ઠ અને અચંચળ તો હું આ સાત પ્રકારના ધનને માનું છું. શ્રદ્ધાધન, શીલધન, લજ્જાધન,

લોકભયધન, સત્શાસ્ત્રશ્રુતધન, ત્યાગધન, અને પ્રજ્ઞાધન. જે સ્ત્રીપુરુષની પાસે આ ધન હોય છે તેમના દ્રારિદ્રયનો અભાવ કહ્યો છે અને તેમનું જીવન સફળ છે.

ઉત્તરાધ્યયન ચતુરંગીયાધ્યયન : આ વિશ્વ માટે આ ચાર અંગ દુર્લભ છે, જેવા કે મનુષ્યભવ, શાસ્ત્રશ્રવણ, શ્રદ્ધા અને સંયમનો પુરુષાર્થ.

ધમ્મપદ બુદ્ધવર્ગ : મનુષ્યજન્મ કઠણ છે. મૃત્યુવાળું જીવન કઠણ છે. સાચો ધર્મ સાંભળવો તે કઠણ છે, અને બોધ જીવનમાં ઉતારવો તે પણ કઠણ છે.

ઉત્તરાધ્યયન ઇષુકારિયાધ્યયન : સુંદર મનવાંચ્છિત ભોગ, દેવસંપત્તિ, પુત્ર અને મિત્ર, એ બધું મળવું સહેજ છે, માત્ર એક ધર્મની પ્રાપ્તિ જ દુર્લભ છે. જે રાતો વીતી રહી છે તે પાછી આવવાની નથી. જે જીવ ધર્મક્રિયાનું આચરણ કરે છે તેની જ રાત્રીઓ સફળ થાય છે.

ઉત્તરાધ્યયન, તપોમાર્ગગત્યધ્યયન : પ્રાયશ્ચિત્ત, વિનય, સેવા, સ્વાધ્યાય, ધ્યાન અને વ્યુત્સર્ગ આ આભ્યંતર તપ છે.

ઉત્તરાધ્યયન અનગારગતિમાર્ગાધ્યયન : અર્ચના, પૂજા, વંદના, નમસ્કાર, ઋદ્ધિસત્કાર અને સન્માન આદિની મુમુક્ષુ મનથી પણ ઇચ્છા ન કરે.

ઉત્તરાધ્યયન અકામમરણાધ્યયન : વિશિષ્ટ વસ્ત્ર પહેરવાં, નગ્ન રહેવું, જટા રાખવી, કંથા ધારણ કરવી, મસ્તક મુંડાવવું આદિ ધર્મચિન્હો ધારણ કરીને પણ જે વ્યક્તિ દુરાચરણ કરે છે તેવા દુરાચારી સાધુ નામધારીની તે ચિન્હો દુર્ગતિથી રક્ષા કરી શકતા નથી.

ધમ્મપદ (બ્રાહ્મણવર્ગ) : હે મૂર્ખ! જટાથી કે મૃગ-ચર્મથી શું લાભ થવાનો છે : કારણકે તારું અંતર તો મેલું છે, બહાર ધોવાથી શું થવાનું હતું?

આચારાંગ સમ્યક્ત્વાધ્યયન : જે અનુષ્ઠાનોથી કર્મનો નિરોધ થાય છે, તે જ અનુષ્ઠાનોથી કર્મનો આશ્રવ પણ થાય છે. જે અનુષ્ઠાનોથી કર્મનો આશ્રવ થાય છે તે જ અનુષ્ઠાનોથી નિર્જરા પણ થાય છે. જે અનુષ્ઠાનોથી આત્મામાં કર્મનું આગમન નથી થતું તે જ અનુષ્ઠાનોથી આત્મામાં કર્મનું આગમન થાય છે અને જેનાથી કર્મનો નિરોધ નથી થતો તેનાથી જ કર્મનો નિરોધ પણ થાય છે. તે બધું અધ્યવસાય ઉપર જ નિર્ભર છે.

ધમ્મપદ સુખવર્ગ : જયથી વેર પેદા થાય છે, કારણકે પરાજિત પુરુષ દુઃખી થાય છે. જે જીવ જય તથા પરાજયને છોડી દે છે તે જ સુખની શૈયા પર પોઢે છે.

સુત્તનિપાત : અટ્ઠક વર્ગ : જેઓએ પ્રતિપક્ષોની બુદ્ધિને નષ્ટ કરી છે અને જે પોતાના પંથ માટે બીજા પંથો સાથે વિરોધભાવ રાખતા નથી અને જેને એવી ખાતરી થતી નથી કે પોતાનો પંથ સર્વશ્રેષ્ઠ છે તેની પાસે જઈને હે પ્રશૂર ! તને શું મળવાનું છે ?

દીર્ઘનિકાય મહાપરિનિવ્વાણસુત્ત : મારા નિર્વાણ પછી મારા શરીરની પૂજા કરવાની માથાકૂટમાં પડવું નહીં. મેં તમને જે સન્માર્ગ બતાવ્યો છે તે પ્રમાણે ચાલવાનો પ્રયત્ન કરવો.

દીર્ઘનિકાય પરિનિવ્વાણસુત્ત બુદ્ધચર્યા ( પૃષ્ઠ ૫૩૭) : હે આનંદ ! તથાગતની શરીરપૂજા કરવાની જરૂર નથી. હે આનંદ ! સત્ય પદાર્થ માટે પ્રયત્ન કરજે, સદર્થને માટે પુરુષાર્થ કરજે, સદર્થમાં, અપ્રમાદી, ઉદ્યોગી અને આત્મસંયમી બનીને વિહાર કરજે.

લુ શું યાને કહ્યું છે :

The teachings of sects are not different. The large hearted man regards them as embodying the same truths. The narrow minded man observes only their differences.

(જ્ઞાનદૃષ્ટિએ જુદા જુદા ધર્મોમાં કંઈ પણ ભેદ છે જ નહીં. ઉદારચિત આત્મા સર્વ ધર્મોમાંથી એકસરખું સત્ય મેળવે છે, જ્યારે સંકુચિત જીવોને તેમાં ભેદ અને ભેદ જ દેખાયા કરે છે.)

તફ્રરકા દર નફ્સે હૈવાની બુવદ,
રૂહે વાહિદ રૂહે ઈન્સાની બુવદ.

(ભેદ, અનૈક્ય, મનુષ્યો માટે પશુતાજનક છે. અભેદ અને ઐક્ય એ જ માનવતાનું લક્ષણ છે.)

હદીસ : અત તરાકુલ ઈલાહી કાના નફ્સા બેના આદમા.

(જેટલા જીવ છે અને તેમનો શ્વાસ છે એટલા બધા પરમાત્માને પામવાના રસ્તા છે.)

મહાભારત : દેશકાળ અને નિમિત્તના ભેદ પ્રમાણે ધર્મ જુદાં જુદાં રૂપ ધારણ કરે છે.

રત્નપ્રભસૂરિ : હે મુનીશ! તમારો ધર્મ વિચિત્ર છે. વસ્તુઓના વિવિધ ધર્મોની અપેક્ષાએ જે નય બીજા મતને પણ બરાબર માની લે છે તેને શુદ્ધ નય કહો છો અને જે નય બીજા મતનું ખંડન કરે છે તેને દુષ્ટ નય કહો છો.

આચારાંગ – લોકસારાધ્યયન : સમ્યક્તધારી આત્માની ભાવના સમ્યક હોય છે એટલા માટે તેને સમ્યક અથવા અસમ્યક કોઈ પણ વાત સમ્યક રૂપથીજ પરિણમે છે.

કુરાન : લા ઈકિરાહા ફીદ્દીને....લકુમ દીનકુમ, વાલે યાદિમ ઉદ્દુ ઈલે હે સબિલા રબ્બેકા, બિલ હિકમતે, બલ મોઅજજે દિલ હસનતે.

(ધાર્મિક મામલાઓમાં બળનો ઉપયોગ થવો જોઈએ નહીં. તમને તમારી શ્રદ્ધા અને વિશ્વાસ ઉપર સંતોષ રહો અને મને મારી શ્રદ્ધા અને વિશ્વાસ ઉપર.)

જે પરમાત્માને જાણે છે તેમણે ભદ્ર ઉપાયોથી અને મધુર વાણીથી બુદ્ધિમતાપૂર્વક હિતકર ઉપદેશ દઇને જે લોકો પરમાત્મા વિશે અજ્ઞાન છે તેઓને માર્ગદર્શન કરવું જોઈએ.

સુત્તનિપાત ચુલવિયહસુત : "અમારા મતમાં જે અત્યંત સાર છે" એ પ્રકારના વિચારોને અવલંબીને વાદવિવાદી લોકો પોતાને કૃતકૃત્ય માને છે. અહંકારમાં મસ્ત બનીને તે પૂરે-પૂરા અભિમાની બની ગયા છે. પોતાના પોતે જ ઉત્પન્ન કરેલા માનથી પોતે પોતાને અભિષેક કરે છે.

આ બધું સાંપ્રદાયિકતાને એકાંતવાદમાં ઘસડી જવાનું પરિણામ નથી તો શું છે?

દીર્ઘનિકાય; મહાપરિનિવ્વાણ સુત્ત : હે આનંદ, આ પુષ્પ-વર્ષા, વાદ્ય અને સંગીતના સમારોહથી મારો સત્કાર, સન્માન કે ગૌરવ વધતાં તથી કે પૂજન પણ થતું નથી.

પરંતુ જે ભિક્ષુ, ભિક્ષુણી, ઉપાસક કે ઉપાસિકા ધર્મમાર્ગ અને સમિતિ પાળવામાં પુરુષાર્થ કરી તેનું સારામાં સારું આચરણ કરે છે તે જ મારો યથાર્થ સત્કાર કરે છે, મારું સન્માન કરે છે, મારું ગૌરવ વધારે છે, અને મારી સારી પૂજા કરે છે.

સારસંચય : જેવી રીતે લોઢું પારસનો સ્પર્શ થતાં જ સદાને માટે સોનું બની જાય છે તેવી જ રીતે મહાપુરુષોના સંપર્કમાં આવતાં જ દુષ્ટ જન સજ્જન બની જાય છે.

નામ અને રૂપના આવરણ નીચે વિશ્વના જુદા જુદા જીવ છે પરંતુ બધામાં એકસરખો પરમ શુદ્ધ અને નિત્ય આત્મા વિદ્યમાન છે એટલે સર્વ જીવો સાથે પ્રેમભાવથી વરતો.

જેવી રીતે પાતળો દોરો સોઇમાં સહેલાઇથી પરોવાઈ જાય છે તે જ પ્રમાણે અભિમાન, ક્રોધ આદિથી રહિત વિનયશીલ પુરુષ પરમાત્મામાં લીન થઈ જાય છે, કારણકે તે અકિંચન અને નમ્ર હોવાથી પાતળો બની ગયો હોય છે.

કરોડો વર્ષ સુધી સમુદ્રમાં ડૂબી રહેલા પત્થરમાં પાણી પ્રવેશ કરી શકતું નથી, પણ માટી તો થોડાક સમયમાં જ ગળી જાય છે. શ્રી રામકૃષ્ણ પરમહંસ કહે છે કે : શ્રદ્ધાળુ અને વિશ્વાસુ લોકો હજારો વખત પરીક્ષા–કસોટી થવા છતાં હતાશ થતા નથી, પરંતુ અવિશ્વાસુ મનુષ્ય તો સાધારણ કારણ આવવાથી પણ બદલી જાય છે.

જ્ઞાનીઓ કરતાં અજ્ઞાનીઓ પરિશ્રમ વધારે કરે છે, જેમ કે એક ઇજનેર અને મજૂર. પરંતુ અજ્ઞાનીઓ કરતાં જ્ઞાનીઓને ફળ વિશેષ મળે છે. શ્રી લક્ષ્મીસૂરિજી મહારાજે પણ કહ્યું કે "તત્ત્વરસ પામ્યા વિહુણા ક્રિયા કરી તે બાલકસાર."

જ્ઞાનનો ઉપયોગ બે પ્રકારે થાય છે : મહાપુરુષ જ્ઞાનનો સદુપયોગ કરે છે, જ્યારે બીજા તેનો દુરુપયોગ કરે છે. સા વિદ્યા યા વિમુક્તયે અર્થાત અવિદ્યાનો નાશ કરી પરમપદે પહોંચાડે એ જ યથાર્થ વિદ્યા છે. શંકરાચાર્ય પણ કહે છે કે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરાવે તે જ વિદ્યા છે.

જેવી રીતે મરજીવા સમુદ્રમાં ઊંડી ડૂબકી મારીને મોતી કાઢી લાવે છે તેવી જ રીતે મહાપુરુષ ઊંડા ઊતરીને સારવસ્તુ ગ્રહણ કરે છે. જેવી રીતે ગીધ અને સમડી આકાશમાં ઊંચે ઊડવા છતાં અને પોતાની તીવ્ર દૃષ્ટિ હોવા છતાં મરેલાં જાનવરો જ દેખી શકે છે, તેવી જ રીતે વિદ્વાનો પણ પોતાની તીવ્ર બુદ્ધિનો દુરુપયોગ માત્ર ખંડનમંડનમાં જ કરે છે.

મહાપુરુષોની જે કોઈ બૂરાઈ કે નિંદા કરે છે, તેમનું તેઓ કદાપિ બૂરું કરતા નથી, પરંતુ તેઓ તો ઊલટાનું તેમનું ભલું જ કરે છે.

તિર્થંકર ભગવાન મહાવીરને ગોશાલાએ ઘણા સંતાપ્યા પણ તે ગણકાર્યા વગર વિશ્વના ઉપકારમાં જ રચ્યાપચ્યા રહ્યા. વિષ્ણુની છાતી પર ભૃગુ ઋષિએ લાત મારી પણ તેઓએ તેનું

કંઈ બૂરું માન્યું નહીં. ઈસુ ખ્રિસ્તને વધસ્તંભે ચડાવ્યા તોપણ તેમણે વિશ્વનું ભલું જ કર્યું, તેવી જ રીતે ભગવાન બુદ્ધ, જરુતસ્ક જરથોસ્ત અને મોહંમદ પયગમ્બર સાહેબને પણ આતતાયીઓએ અનેક દુઃખ દીધાં, પણ તે બધા વિશ્વોપકારમાં જ રચ્યાપચ્યા રહેલા.

જેઓ જ્ઞાન વગરના છે તેમની પાસેથી જ્ઞાનની આશા રાખવી તે મૂર્ખતા છે, નિષ્ઠુર પાસે દયાની આશા રાખવી તે પણ મૂર્ખતા છે, તેવી જ રીતે જેઓ બ્રહ્મજ્ઞાનથી રહિત છે તેમની પાસેથી બ્રહ્મજ્ઞાનની અને અશાંત પાસેથી શાંતિની આશા રાખવી તે નરી મૂર્ખતા છે.

જેઓ એવા લોકો પાસેથી જ્ઞાન, દયા આદિની ઇચ્છા રાખે છે તેઓ પોતે જ તેવી ઇચ્છા રાખવા સાથે જ મૂર્ખ બને છે અને સાથે સાથે પોતાની બુદ્ધિની બાલિશતા અને દેવાળું જાહેર કરે છે.

રાગી મનુષ્યના ઉપદેશમાં સ્વાર્થનો અંશ જરૂર હોય જ છે – વીતરાગનો ઉપદેશ જ પરમાર્થ ઉપદેશ છે.

હે મનુષ્યો! સંસારના ક્લેશોથી તમને જો ઘૃણા ઉત્પન્ન થઈ હોય અને મૃત્યુનાં દુઃખોથી ઉદ્વેગ થતો હોય તો વિષયોની છાયામાં ક્ષણભર પણ વિશ્રામ કરો નહીં, વિષયથી દૂર જ રહો.

રોગની શાંતિ માટે દવા ઉપયોગી છે તેવી જ રીતે મદ, અહંકાર, અભિમાન આદિ દૂર કરવાની દવા મૃદુતા–લઘુતા જ છે.

તૃષ્ણામાં બધા દુર્ગુણોનો સમાવેશ થાય છે. તૃષ્ણાના અભાવે જ મનુષ્ય સદ્ગુણી બને છે.

લોઢાની બેડી શરીરના બળથી તોડી પણ શકાય છે પણ મોહની બેડી વૈરાગ્ય સિવાય બીજા કોઈ બળથી તોડી શકાતી નથી.

જે સુખના અંતમાં દુઃખ છે તે ખરેખર સુખ નહીં પણ દુઃખ જ છે, અને જે દુઃખના અંતમાં સુખ છે તે દુઃખ નહીં પણ સુખ જ છે.

વીરોનું ભૂષણ ક્ષમા છે. જ્યાં ક્ષમાનો અભાવ અને ક્રોધનો પ્રભાવ છે ત્યાં અહિંસા–મહાદેવીનો નિવાસ હોતો નથી.

નિંદા કરવાથી આપણી શુદ્ધ ધર્મક્રિયા પણ અશુદ્ધ બને છે.

શુભાશુભ પ્રવૃત્તિ–દયા–એ ધર્મ અને અધર્મનું સંક્ષિપ્ત સ્વરૂપ છે. શુભ પ્રવૃત્તિ એ ધર્મ અને અશુભ પ્રવૃત્તિ એ અધર્મ છે.

જ્યાં કદાગ્રહ છે ત્યાં ધર્મનું અસ્તિત્વ નથી.

જેમ જેમ શાંતિ વધતી જાય અને વિષયેચ્છા ઓછી થતી જાય છે તેમ તેમ ન્યાયનીતિનું પાલન, અને દુનિયાના સમસ્ત જીવો સાથે પ્રેમ વધતો જાય છે. દયા અને ધર્મનું આ જ સત્ય સ્વરૂપ છે.

ભક્તિ માત્ર મુક્તિ માટે જ હોવી ઘટે; નહીં કે દુશ્મનનો ક્ષય, ધનપ્રાપ્તિ કે યશોવાદ માટે.

પ્રિયતા કે અપ્રિયતા કોઈ ચીજમાં રહેતી નથી, પરંતુ મનુષ્યોની પરિણતિ જ રાગદ્વેષવાળી હોવાથી કોઈને એક ચીજ ગમે છે અને તે જ વસ્તુ બીજાને અણગમતી બને છે.

જ્ઞાનસહિત કરેલી ધર્મક્રિયા જ ફળે છે, અને જ્ઞાન પણ ધર્મક્રિયા સાથે થાય તો જ સફળ થાય.

જે મનુષ્ય તૃષ્ણાને પોતે આધીન કરી લે છે તે જ વિશ્વમાં સાચો સ્વામી, યોગી, બની શકે છે. તે સંસારથી સર્વથા વિયોગી હોય છે.

પરનિંદાનો સ્વભાવ પોતાના દોષોની વૃદ્ધિ કરવામાં પરિણમે છે એટલું જ નહીં, પણ તે દુર્ગતિનું પણ અસાધારણ કારણ છે.

બીજાઓના ગુણને જોઈ ન શકનારા બીજાઓની ટીકા કરવાવાળા કદાપિ કીર્તિ મેળવી શકતા નથી.

પરાત્માની રક્ષા માટે પોતે જરૂર પડયે પોતાનો જીવ આપી દેવો એ ભગવાન વીરની આજ્ઞા છે.

જે રિવાજો ધર્મને માટે કલંકરૂપ છે તે બંધ કરી દેવાથી ધર્મની હાનિ નહીં પરંતુ દૃઢતા વધે છે.

જે ધર્મક્રિયાથી મનોવૃતિ શુદ્ધ થાય તે જ ધાર્મિક ક્રિયા સાચી.

ઇષ્ટના સંયોગથી રાગ અને વિયોગમાં દ્વેષ કરવો નહીં તેવી જ રીતે અનિષ્ટના સંયોગમાં દ્વેષ અને વિયોગમાં રાગ કરવો નહીં.

કોઈના શરીરનો નાશ કરવો તે તો હિંસા છે જ પણ દ્વેષબુદ્ધિથી કોઈને પણ માનસિક દુઃખ દેવું તે પણ હિંસા છે.

હિંસા કરીને પ્રાયશ્ચિત્ત કરવું એ કીચડમાં પગ બગાડીને ધોવા સમાન છે.

ભયથી વ્યાપી રહેલા આ સંસારમાં જે મનુષ્ય બધા જીવો ઉપર દયા રાખે છે તે જ સદા નિર્ભય રહી શકે છે.

જેટલા અંશે બ્રહ્મચર્યની રક્ષા થાય તેટલા અંશે મહાન કાર્ય કરવાની શક્તિ પ્રબળ થાય છે.

શાસ્ત્રમર્યાદાનું ઉલ્લંઘન કરીને અનીતિપૂર્વક કામવાસનાનું સેવન કરનારા પુરુષાર્થની સાધના કરી શકતા નથી, પરંતુ કુકર્મ કરે છે.

પ્રાથમિક જીવનમાં સાવધાનીપૂર્વક બ્રહ્મચર્યપાલન કર્યું હોય તો જ વૃદ્ધાવસ્થા બુદ્ધિનો ખજાનો અને અનુભવજ્ઞાનની મૂર્તિ બની શકે છે.

મન, વચન અને કાયાથી જે સ્ત્રીપુરુષો પોતાના શિયળ-વૃત્તની રક્ષા કરી શકે છે તેવાઓમાં જ વિનય, વિવેક અને સંતોષાદિ ગુણ નિવાસ કરે છે.

થોડા સમય સુધી વિષયસેવન કરી લેવાથી પૂર્ણ તૃપ્તિ થઈ જાય છે એવી આશા રાખવી વ્યર્થ છે. શું ઘી રેડવાથી અગ્નિ કદાપી શાંત થશે?

વાસ્તવિક સુખની પરાકાષ્ઠાએ પહોંચવું એ જ સાચી આત્મોન્નતિ છે.

દુષ્કર્મના નાશનો સાચો ઉપાય સદ્‌વિચાર અને સદાચાર જ છે.

જેવી રીતે રત્નોનો આધાર મહાસાગર છે અને જીવ માત્રનો આધાર પૃથ્વી છે તેવી જ રીતે બધા ગુણોનો આધાર સમ્યંગ્દર્શન—ઉત્તમ શ્રદ્ધા છે.

શ્રદ્ધા અને ચારિત્ય વગરનું જ્ઞાન નિરર્થક છે; તે કાર્ય-સિદ્ધિ કરી શકે નહીં.

શુભ કર્મવાળા મનુષ્યની પાસે બધી સંપત્તિઓ ગુણને આધીન થઈને આપોઆપ ચાલી આવે છે.

વિશ્વમાં ભિન્નતા ભલે રહે, પરંતુ વિરોધ ન રહે. સ્પર્ધા ભલે રહે, પણ ઈર્ષા ન હોય.

ૐ શાંતિ ૐ શાંતિ ૐ શાંતિ

[ ૧૭ ]

# એક વ્યાખ્યાનના અંશો

## [ શ્રી ગુરુદેવના શ્રીમુખેથી ]

અચળગઢ તીર્થ ઉપર, દાદાગુરુની નિર્વાણ-જયંતી દેશ-પરદેશના હિન્દુ, મુસ્લિમ, પારસી આદિ સર્વ ધર્મોના ભક્ત મંડળ સમક્ષ તા. ૧૦-૭-૧૯૪૧ના રોજ ઊજવવામાં આવેલી. તે સમયે ગુરુદેવે આપેલ પ્રવચનના થોડા અંશો અત્રે આપેલ છે. આ પ્રવચન જનકલ્યાણની ભાવનાથી જ આપવામાં આવ્યું છે તો પાઠકવૃન્દ તે ધ્યેયને અનુલક્ષીને લાભ ઉઠાવે, નહીં કે અર્થના અનર્થ કરીને વાંચે, કારણકે તેમ કરવાથી જેમ સમતાને ઊલટું કરવાથી તામસ અને સાક્ષરાને ઊલટું કરવાથી રાક્ષસા બની જાય છે તેમ થશે.

ગુરુદેવે દાદાગુરુના જીવન ઉપર પ્રકાશ પાડતાં ફરમાવ્યું હતું કે ભૂતકાળમાં જે મહાપુરુષો થઈ ગયા છે તેમના સ્મરણથી તેની વર્તમાનમાં ઉપસ્થિતિ થઈ જાય છે, અને તે જનસમૂહના કલ્યાણમાં હેતુભૂત થાય છે, જેવી રીતે ભર્તૃહરિ, રાણા પ્રતાપ વગેરે જે ભૂતકાળમાં થઈ ગયા છે તેમનાં દૃશ્યો નાટક-સિનેમા આદિમાં વર્તમાનકાળમાં સામે આવી જાય છે અને હાસ્ય, વૈરાગ્ય, શૌર્ય આદિ રસ પેદા થાય છે.

તેવી જ રીતે મહાપુરુષોના આદર્શો અને જનકલ્યાણઅર્થે જીવનસ્મરણ કરવાથી હૃદયમાં ઉચ્ચ વિચાર અને બધાના કલ્યાણની ભાવના પ્રગટ થઈ જાય છે અને તે કલ્યાણના હેતુરૂપ પરિણમે છે.

હેમચન્દ્રાચાર્યે વચનામૃત સર્ગ-૨, માં કહ્યું છે કે: મહાપુરુષોનાં ગુણગાન કરવાથી તે આત્મકલ્યાણ અને પરમ પદની પ્રાપ્તિમાં પરિણમે છે. વળી કહ્યું છે કે : એક ક્ષણમાત્રનો પણ સત્પુરુષનો યોગ મળે તો ભવસિંધુ તરવાને નૌકા સમાન બની જાય છે.

આનંદઘનજી પણ ધર્મ જિનેશ્વરના સ્તવનમાં કહે છે: "પ્રવચન અંજન જો સદ્ગુરુ કરે, દેખે પરમ નિધાન જિનેશ્વર" અર્થાત સદ્ગુરુ ઉપદેશરૂપી અંજન આંખમાં કરે તો જિનેશ્વર-રૂપી પરમ નિધાન તરત જ દેખાઈ જાય છે.

આગળ કહ્યું કે: અરિહંત ભગવાનનું નામ સિદ્ધ ભગવાન-થી વિશેષ લોકકલ્યાણનું કારણ બનવાથી જ પ્રથમ લેવાય છે.

પ્રાતઃસ્મરણીય પરમપૂજ્ય મહાન યોગીરાજ ધર્મવિજયજી ભગવાનની મહત્તા પણ તેવી જ રીતે લોકકલ્યાણની ભાવના અને ચારિત્ર્યનું કારણ છે, કારણકે તેઓશ્રીએ લોકકલ્યાણાર્થે અનેક કાર્યો કર્યાં અને તે માટે જસવંતપુરા (પરગણું–જોધપુર રાજ્ય)માં કે જ્યાં તેમનો જન્મ અને નિર્વાણ થયેલાં ત્યાં બધી જ્ઞાતિઓ અને ધર્મવાળા તેમની ઈશ્વરની જેમ પૂજા કરે છે અને માત્ર ભારત જ નહીં, પરંતુ પશ્ચિમના તત્ત્વવેતાઓ પણ માને છે કે તેઓએ જે જે કાર્યો કર્યાં તે બધાં પોતાના આત્મવિકાસથી જ કરી શકયા છે, જેને મૂઢ લોકો મંત્રાદિ સમજે છે, વાસ્તવિક-તામાં તે મંત્રાદિ ન હતા.

સ્વામી રામતીર્થે અમેરિકામાં બાળકો પ્રત્યે દરેકનું આકર્ષણ થવાનું કારણ બાળકોના મનની શુદ્ધતા જ છે તેમ બતાવેલું. તે બાળકો મોટાં થતાં તેમનું મન શુદ્ધ નથી રહેતું ત્યારે આકર્ષણ રહેતું નથી. ભગવાન ધર્મવિજયજી મહારાજ પ્રત્યે બધાંને પૂજ્ય-ભાવનું કારણ તેમની પવિત્રતા હતી. ભગવાન ધર્મવિજયજી મહારાજ નિશ્ચય અને વ્યવહાર બંને માનતા હતા.

કહ્યું છે કે હે ભવ્ય જીવો, જો તમે જિનમતનું પ્રવર્તન ચાહતા હો તો વ્યવહાર અને નિશ્ચયમાંથી એને પણ છોડશો નહીં. વ્યવહાર વિના તો તીર્થ વ્યવહાર–માર્ગનો પણ નાશ થઈ જશે, અને નિશ્ચય વિના તત્ત્વનો નાશ થશે.

વિજયલક્ષ્મીસૂરિ મહારાજે પણ કહ્યું છે કે: "એકાંતવાદી તત્ત્વ પામે નહીં."

વળી કહ્યું છે કે આત્મા એ નિશ્ચય છે અને પરિણતિ અર્થાત વિચાર એ વ્યવહાર છે એટલે હૃદયમાં નિશ્ચય ધારણ કરી વ્યવહાર ચલાવવો જોઈએ.

ભગવાન ધર્મવિજયજી મહારાજની એવી ભાવના હતી કે સર્વને શાંતિ મળે કે જેવી શાંતિ મહાપુરુષોને સતત રહે છે.

કહ્યું છે કે સમસ્ત વિશ્વનું કલ્યાણ થાઓ. બીજાઓના હિતમાં પ્રાણીઓ તત્પર રહો, બધે સર્વ દોષોનો નાશ થાઓ અને બધાં સુખી થાઓ.

સર્વ જીવોને જિનશાસનના તત્ત્વના જ્ઞાતા કરું એવી ઉલ્લાસ ભાવનાના કારણે શ્રી મહાવીર પ્રભુએ તિર્થંકર ગોત્ર બાંધી લીધું હતું.

સ્વામી શંકરાચાર્ય પણ કહે છે કે: "સર્વે ભદ્રાણી પશ્યન્તુ"—બધા જીવાત્માઓનું કલ્યાણ થાઓ.

ભગવાન ઈશુ ખ્રિસ્તની પણ એવી ભાવના હતી "ઑલ વર્લ્ડ બી ઈન પીસ"—સમગ્ર વિશ્વ શાંતિમાં હો.

સિદ્ધસેન દિવાકરસૂરિજીએ પણ કલ્યાણમંદિર સ્તોત્રના ૩૮ મા શ્લોકમાં ભાવની ઘણી જ મહત્તા બતાવી છે.

કહ્યું છે કે: હે પ્રભુ! મેં આપનાં વચનો સાંભળ્યાં છે, આપની પૂજા પણ કરી છે, આપનાં દર્શન પણ કર્યાં છે. પરંતુ નિશ્ચયપૂર્વક આપને ભક્તિભાવથી હૃદયમાં ધારણ કર્યા નહીં

એટલે જ હું દુઃખને પાત્ર બન્યો છું, કારણકે ભાવશૂન્ય ક્રિયા ફલિભૂત થતી નથી. ગીતામાં વળી કહ્યું છે કે મનઃ એવ મનુષ્યાણામ કારણમ બંધ મોક્ષયો : માનવમન જ બંધ અને મોક્ષનું કારણ છે.

ઉદાહરણ વિષે બતાવ્યું કે પ્રસન્નચંદ્ર રાજર્ષિએ એક ક્ષણમાં જ સાતમી નરકનું આયુષ્ય બાંધ્યું હતું અને બીજી જ ક્ષણે શુભ ભાવનાથી સર્વ કર્મનો ક્ષય કરીને પરમપદ પ્રાપ્ત કર્યું હતું.

ચિલાતિપુત્રે પણ ભાવનાથી જ ઉચ્ચ પદ પ્રાપ્ત કર્યું હતું.

મરુદેવી માતાજીએ તો હાથીની અંબાડી ઉપર બેઠાં બેઠાં કેવળજ્ઞાન અને મોક્ષ પ્રાપ્ત કર્યા હતા. કુર્માપુત્રે પણ ભાવનાથી જ કેવળજ્ઞાન મેળવ્યું હતું.

જેમણે નીતરેલાં શાંત તળાવમાંથી પાણી પીવું હોય, તેમણે હળવા ધીમા હાથે પાણી પીવું પડે કારણકે જો જરા પણ પાણી હલે તો નીચેનો ડોળ ઉપર આવી જાય અને બધું પાણી ખરાબ થઈ જાય. તેવી જ રીતે જો તમે પવિત્ર રહેવા ઇચ્છતા હો તો શ્રદ્ધા અને વિવેકપૂર્વક ઈશ્વરને પ્રેમ કરો. વ્યર્થ વિવાદમાં સમય બગાડો નહિ; નહિતર નાનીમોટી શંકામાં મગજ ભમી જશે.

આનંદઘનજી મહારાજે પણ કહ્યું છે કે: "તર્કવાદે પરંપરાએ પાર ન પહુંચે કોઈ."

અખા ભગતે પણ કહ્યું છે કે :

"ષડદર્શનના જૂજૂઆ મતા, બહુ ખોલસે વહ ખાસે ખતા.
એકનો થાપ્યો બીજો હણે, તેમાં પોતાની મહત્તા ગણે.
અખો કહે અંધારો કૂવો, ઝગડો મટાડી કોઈ ન મૂવો."

ચિદાનંદજીએ પણ કહ્યું છે કે :

"મારગ સાચા કોઈ ન બતાવે
જાસે જાઈ પૂછીએ સો તો અપની અપની ગાવે."

આનંદઘનજીએ પણ કહ્યું છે કેઃ "અન્ધો અન્ધ પુલાય."

"પાવર ઓફ ઇન્ડિયા" નામના પુસ્તકમાં અમેરિકાની એક વિદૂષીએ આ બાબતમાં લખ્યું છે: "જેમ એક આંધળો બીજા આંધળાને કહે છે કે તને પહાડ પર લઈ જાઉં."

ભગવાન શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ ફરમાવે છે કે: "જેટલા જેટલા કુતર્ક છે બધા અજ્ઞાનતાવાળા અવિકલ્પ શબ્દ-રૂપ તથા અર્થરૂપ બે પ્રકારના છે. આ વિકલ્પ જોડવાથી કુતર્ક પેદા થાય છે."

"દૂધની જેમ છાણ પણ ગાયનું અંગ છે, તો છાણ કેમ ન ખાવું તે કુતર્ક છે."

"વિકલ્પોની જેમ એવા કુતર્ક દ્વારા કોઈ પણ તત્વનો નિર્ણય થઈ શકે નહિ."

આગળ ફરમાવ્યું કે: "યુક્તિ સહિત સત્ય કોઈએ પણ કહ્યું હોય તો તે ગ્રહણ કરવું જોઈએ."

ભગવાન શ્રી ધર્મવિજયજી મહારાજ ગુણગ્રાહી હતા.

વશિષ્ઠ–વિચારમાં પણ કહ્યું છે કે: શાસ્ત્ર જો મનુષ્યકૃત હોય તથાપિ યુક્તિબોધક હોય તો સ્વીકાર કરવો જોઈએ. વળી ઋષિપ્રણિત શાસ્ત્ર હોય પણ અયુક્ત હોય તો તેનો પરિ-ત્યાગ જ ઉચિત છે. યુક્તિસંગત વચન બાળક પણ કહે તો તે ગ્રહણ કરવા યોગ્ય છે પરંતુ યુક્તિથી વિરુદ્ધ બ્રહ્માએ પણ કહ્યું હોય તોપણ તૃણની જેમ છોડી દેવું જોઈએ.

યોગબિન્દુમાં કહ્યું છેઃ મતાગ્રહી જીવ જ્યાં તેની બુદ્ધિ દોડે છે તે તરફ યુક્તિને ખેંચે છે. જ્યારે નિષ્પક્ષપાતી મનુષ્ય જ્યાં યુક્તિ છે તે તરફ યુક્તિને ખેંચે છે. અર્થાત્ યુક્તિસહિત સત્ય જ ગ્રહણીય છે

આચારાંગ સૂત્રમાં પણ કહ્યું છે કે: "હે પુરુષો! સત્યનું પરિજ્ઞાન કરો. સત્યની આજ્ઞા પર ચાલતા બુદ્ધિશાળી મૃત્યુને જીતી લે છે."

"સ્પષ્ટ રૂપથી સત્ય પર સ્થિરતા કર. સત્યનિષ્ઠ મેધાવી બધાં પાપકર્મોને બાળી નાખે છે."

આગળ કહ્યું કે: અજ્ઞાની જીવને જે કર્મ પૂર્વ ક્રોડ વર્ષોએ ક્ષય થાય છે તે જ કર્મો જ્ઞાની એક શ્વાસોશ્વાસમાં ક્ષય કરી શકે છે.

વળી કહ્યું કે: જ્ઞાનદર્શન અને ચારિત્રની ત્રિવેણીથી જ કર્મોનું આવરણ દૂર કરવું જોઈએ.

તત્ત્વાર્થ અધિગમ સૂત્રમાં ઉમાસ્વામીએ પણ એ જ કહ્યું છે કે: સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્ર મોક્ષમાર્ગ છે.

વ્યાકરણમાં 'જ્ઞા' ધાતુથી જ્ઞાન શબ્દ બન્યો છે. જ્ઞાનનો અર્થ જાણવું, દર્શનનો અર્થ દેખવું. જાણેલા અને જોયેલામાં સ્થિર થઈ જવું તે ચારિત્ર કહેવાય છે.

ગુજરાતીમાં પણ કહ્યું છે કે: સમજીને સમાઈ જવું. સ્પષ્ટાર્થ:– જાણવા અને જોવાને પૂરક અને જાણવા તથા જોવામાં સ્થિર થઈ જવું તેને કુંભક અને સ્થિરતા છૂટી જવી તે રેચક છે.

ઉત્તરાધ્યયન સૂત્ર, ૨૮મા અધ્યાયમાં બતાવ્યું છે કે: દર્શન વિના જ્ઞાન નથી થતું અને જ્ઞાન વગર ચારિત્ર નથી હોતું, ચારિત્ર વિના મોક્ષ પણ નથી અને મોક્ષ વિના પરમસુખની પ્રાપ્તિ થઈ શકતી નથી.

કોઈ કોઈ જગ્યાએ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ ચારેને મોક્ષમાર્ગ બતાવ્યો છે. પણ વાસ્તવમાં તપ એ ચારિત્રનો જ એક ભાગ છે એટલે આ વાક્યોમાં પરસ્પર ભેદ સમજવો નહિ.

તત્ત્વાર્થ શ્રદ્ધાનમ્ સમ્યગ્દર્શનમ્ અર્થાત્ વસ્તુના યથાર્થ સ્વરૂપ પર શ્રદ્ધા રાખવી કે વાસ્તવિક સ્વરૂપને જાણવાનો પ્રયત્ન કરવો એ સમ્યગ્દર્શન છે. સમ્યગ્દર્શન થવાથી જીવ, આત્માને શરીરથી જુદો સમજવા માંડે છે.

એટલા માટે જ કહ્યું છે કે : પહેલાં જ્ઞાન અને બાદમાં દયા. "પઢમં નાણં તઓ દયા."

દૃષ્ટાંતથી સમજાવ્યું કે એક મકાન ચણાતું હતું ત્યાં કામ કરનાર મજૂરો અને ચીફ એન્જિનિયર જુઓ. જ્યેષ્ઠ માસના ભર તડકામાં આખો દિવસ કામ કરવા છતાં માત્ર દશ રૂપિયા જેટલી માસિક મજૂરી મળે છે જ્યારે ચીફ એન્જિનિયરને આનંદથી શીતળ છાયામાં નકશો જોઈ સૂચના આપવા માત્રની માસિક પાંચ હજાર કે તેથી વધારે રકમ મળે છે. અજ્ઞાની, મજૂર બરાબર અને જ્ઞાની, એન્જિનિયર બરાબર છે.

દેવચન્દ્રજી ઉપાધ્યાયજી, શ્રી ચન્દ્રાનન ભગવાનની સ્તુતિમાં કહે છે કે : જીવને પહેલાંથી જ ઉપર ઉપરની ક્રિયા કરવામાં જ રુચિ હતી. અને આત્મિક ભાવમાં ઉદાસીનતા હતી. તેમાં ઉપદેશ દેવાવાળા પણ તેમના જેવા જ મળી ગયા એવી હાલતમાં જીવ શું આત્મકલ્યાણ કરી શકે ?

શ્રી વિજયલક્ષ્મીસૂરિ મહારાજ કહે છે કે : તત્ત્વ પામ્યા વગરની ક્રિયા માત્ર બાળકોની રમત સમાન છે. ત્યાર બાદ કહ્યું કે : ભગવાન ધર્મવિજયજી મહારાજ મહાન પુરુષ તથા પરમ દયાળુ હતા. દયાને શાસ્ત્રકારોએ ઘણું મહત્ત્વ આપ્યું છે અને દયાને માટે ઉપદેશ આપ્યો.

આચારાંગ સૂત્રમાં કહ્યું છે : સર્વ જીવોને જીવવું પ્રિય લાગે છે. સર્વ સુખના અભિલાષી છે – દુઃખ કોઈને ગમતું નથી. મરવું કોઈને ગમતું નથી. સર્વ જીવતા રહેવા ઇચ્છે છે એટલે કોઈને મારવું કે કષ્ટ દેવું જોઈએ નહિ."

આચારાંગ સૂત્રના શીતોષ્ણ અધ્યાયમાં અધિકાર છે કે: હે આત્મા! તું બીજાને હણે છે તેમાં તું પોતે જ હણાય છે.

વ્યાકરણાર્થમાં હન – હિંસાયામ્ ધાતુથી 'હિંસા' શબ્દ બન્યો છે. કોઈને પણ મન, વચન કે કાયથી દુઃખ દેવું તે હિંસા છે.

આચારાંગ સૂત્રમાં કહ્યું છે કે: સર્વ પ્રાણ, સર્વ ભૂત પ્રાણી, સર્વ જીવ, સર્વ સત્ત્વોનો નાશ કરવો નહિ – ન ક્લેશ કરવો, ન ઉપદ્રવ કરવો એ ધર્મ શુદ્ધ, ધ્રુવ અને ન્યાયશાશ્વત્ છે. બધા જીવોને સમભાવે જોઈને પ્રવૃત્તિ કરવી જોઈએ.

હિંદુઃ હિન્દવઃ હિન્દઃ ઇતિ મેદિનિ કોષ હિંસા આદિ દુરાચારને દૂર કરે તે જ હિન્દુ કહેવાય. આગળ કહ્યું કે: "જયણા ધમ્મસ જનની."–દયા ધર્મની માતા છે.

કહ્યું છે કે: "ધર્મ ધર્મ સહુ કરે રે, ધર્મ તણો જાણે ન મર્મ." ધર્મ ધર્મ બધા કહે છે પણ ધર્મનો મર્મ તો કોઈ મહાપુરુષ જ જાણતા હોય છે.

જેવી રીતે "કનક" એ ધતૂરો તથા સોનું એ બંનેનું નામ છે પણ કઈ જગ્યાએ કઈ ચીજનો ઉપયોગ છે તે માત્ર જ્ઞાની મહાપુરુષ જ જાણે છે.

ભગવાન ધર્મવિજયજી મહારાજ ધર્મના રહસ્યને બરાબર જાણતા હતા. 'ધર્મ' શબ્દ ઉપર વિવેચન કરતાં કહ્યું છે કે: "દુર્ગતૌ પતતામ્ પ્રાણીનામ્ ધારયતિ ઇતિ ધર્મઃ"–દુર્ગતિમાં પડતાં લોકોને બચાવે તે જ ધર્મ કહેવાય.

ધર્મ, વ્યાકરણના 'ધૃ' ધાતુથી શબ્દ બન્યો છે. જેનો અર્થ ધારણ કરવું તે જ છે. ધર્મ ત્રણ પ્રકારનાં દુઃખો: આધિ, વ્યાધિ અને ઉપાધિનો નાશ કરે છે. જેમકે સાંખ્યકારિકામાં બતાવ્યું છે કે "દુઃખ ત્રય વિધાતા ધર્મઃ"

તે સંબંધમાં સાંખ્યમત પ્રવર્તક શ્રી કુમારિલ ભટ્ટ કહે છે કે : "અતોભ્યુદય: નિ:શ્રેયસિદ્ધિ: સધર્મ:" અર્થાત ઐહિક ઉન્નતિ તથા પરલોકમાં પણ ઉચ્ચ દશા પ્રાપ્ત થાય તે ધર્મ કહેવાય છે.

અંગ્રેજીમાં પણ કહ્યું છે : "ફેઈથ ઇઝ રીલીજીયન. ફેઈથ ઓન સમ્ બેઝીસ ઇઝ નો ફેઈથ." શ્રદ્ધા એ જ ધર્મ છે. જે શ્રદ્ધા કોઈ આધાર ઉપર હોય તે શ્રદ્ધા નથી. આધુનિક વેસ્ટર્ન મહાન તત્ત્વવેત્તા હર્બર્ટ સ્પેન્સર પણ કહે છે કે : તર્કવાદ માત્ર થોથાં છે. ધર્મનું લક્ષ્ય જે આત્મજ્ઞાન છે તેના માટે માત્ર અનુભવી સંત જ મદદ કરી શકે છે અને તે માત્ર પોતાના અનુભવનો જ વિષય છે.

આ વિશ્વ ક્યારે ઉત્પન્ન થયું અને ક્યાં સુધી રહેશે તે જાણવાની જરૂર નથી પણ જીવનો મોક્ષ ક્યારે થશે તે જોવાની જરૂર છે.

જુદા જુદા ધર્મોમાં માત્ર બાહ્ય ભેદ છે. બાકી ઈશ્વર તો બધાનો એક જ છે. તે માટે વિશ્વપ્રેમ જ અમારા ધર્મોનો જીવન–સંચાલક સિદ્ધાંત હોવો જોઈએ.

ભગવાન ઇશુ ખ્રિસ્તે પણ ધર્મનો સર્વાધારસિદ્ધાંત એ જ કહ્યો છે કે: "બીજાઓ પ્રત્યે એવો સદ્ભાવ રાખ કે જે તું બીજા પાસેથી તારા માટે ઇચ્છે છે: "ડઝ ધાઉ ટુ અધર્સ એઝ ધાઉ વુડસ્ટ હેવ અધર્સ ટુ ડુ અનટુ ધી."

સ્પષ્ટતાથી — ધર્મ એ જ છે જ્યાં વિશ્વપ્રેમ, સત્યતા, સુખ, શાંતિ, આનંદ, ક્ષમા આદિ ગુણ હોય.

દરેક જીવને માટે માત્ર બે જ રસ્તા છે: એક શ્રેય એટલે ધર્મનો અને બીજો પ્રેય એટલે માયાનો કે જ્યાં ક્ષણિક સુખ જ હોય છે.

ધર્મના તત્ત્વજ્ઞાન સંબંધમાં કહ્યું છે કે: "બીજા દેશોમાં તત્ત્વજ્ઞાનની સીડી જ્યાં પૂરી થાય છે ત્યાંથી તો ભારતીય તત્ત્વજ્ઞાનની સીડી શરૂ થાય છે. પાશ્ચાત્યોએ પણ એ સ્વીકાર કર્યો છે કે ભારતીય તત્ત્વજ્ઞાન અદ્વિતીય છે.

અમેરિકાની એક વિદૂષી "પાવર ઓફ ઇન્ડિયા" નામના પોતાના પુસ્તકમાં લખે છે કે "ઇન્ડિયાઝ પ્લેસ ઇન ફિલોસોફી ઇઝ ઓન ધી ટોપ."–તત્ત્વશાસ્ત્રમાં ભારત સર્વોપરી છે.

આ ભારતીય તત્ત્વજ્ઞાનમાં ભગવાન મહાવીરનો કર્મસિદ્ધાંત અદ્વિતીય છે. સામાન્ય રીતે દરેક સંપ્રદાય-કર્મોને જરૂર માને છે.

કર્મોનાં ત્રણ તત્ત્વો છે: આશ્રવ, સંવર અને નિર્જરા. આત્મામાં કર્મનો પ્રવેશ થવો તે આશ્રવ, આવતાં કર્મોને રોકવાં તે સંવર અને કર્મનો નાશ થવો તે નિર્જરા. જેવી રીતે લોઢાનો તપાવેલો લાલ ગોળો પાણીને બધી તરફથી ખેંચે છે તેવી રીતે જીવમાં રહેલા રાગદ્વેષ કર્મના પરમાણુઓને ખેંચે છે. (માયાનાં તત્ત્વોને જૈન ધર્મમાં કર્મ કહે છે)

ગ્રીસમાં બાવીસ સો વર્ષ પહેલાંના મેમફેસ ટાવર ઉપર એક સોફિસ્ટે સુવર્ણાક્ષરે લખ્યુ છે: "મેન! નો થાઇસેલ્ફ"—હે મનુષ્ય! પોતાના આત્માને ઓળખ.

શ્રીપાલ રાસમાં ચોથા ખંડમાં કહ્યું છે કે: "અરિહંત તે નિજ આતમા" એટલે આ આત્મા – પોતાનો આત્મા અરિહંત સમાન છે.

વળી કહ્યું છે કે: "સિદ્ધ સમો અપ્પા" — પોતાનો આત્મા સિદ્ધ સમાન છે.

ત્યાર બાદ કહ્યું કે: ભગવાન ધર્મવિજયજી કષાયરહિત હતા.

ઉપદેશ તરંગિણીમાં બતાવ્યુ છે કે: મોક્ષ શ્વેતામ્બર કે દિગમ્બર અવસ્થામાં નથી, મોક્ષ તત્ત્વવાદ કે તર્કવાદમાં પણ નથી, મોક્ષ કોઈ એક પક્ષના આશ્રયમાં નથી. મૌન, સાધુવેશ કે

તપમાં પણ મોક્ષ નથી. પરંતુ કષાયથી મુક્ત થવું તે જ મોક્ષમાર્ગ છે.

'કષાય' શબ્દની વ્યાખ્યા કરતાં કહ્યું કે : 'કષ' ધાતુને 'આય' પ્રત્યય લાગવાથી કષાય શબ્દ બન્યો. કષાયનું પરિણામ સંસારનું પરિભ્રમણમાં આવે છે. જન્મ–મરણના ચક્કરમાં ઘસડાયા કરવું તે જ કષાય કહેવાય.

કષાયથી કેમ છુટાય તે વિશે શ્રીમદ રાજચન્દ્ર કહે છે :

માનાદિ શત્રુ મહા, નિજ છંદે ન મરાય,
જાતાં સદ્‌ગુરુ ચરણમાં, અલ્પ પ્રયાસે જાય.

રાગ, દ્વેષ, કામ, ક્રોધ, માન, માયા, લોભ આદિ કષાય મહાશત્રુ છે. એ પોતાની મેળે જતા નથી પણ સદ્‌ગુરુના ચરણ-માં આશ્રય લેવાથી માત્ર અલ્પ પ્રયાસથી જ ચાલ્યા જાય છે.

"ભવ વીર હુવર"ની વ્યાખ્યા કરતાં સમજાવ્યું કે : જે અભિમાન અને ઇર્ષા છોડી દે છે તે જીવના ભવનો અંત જલદી આવી જાય છે.

ભગવાન ધર્મવિજયજી મહારાજ ક્રોધ, અભિમાન આદિ કષાયથી રહિત હતા. જો કોઈ તેમની હદ ઉપરાંતની નિંદા કરતા તો તેના ઉપર પણ ક્રોધ કરતા નહિ. જો તેમની કોઈ પ્રશંસા કરતા તો તેના ઉપર પણ રાગ કરતા નહિ.

જે ક્રોધ કરે છે તે મોટો હિંસક છે. ક્રોધથી કષાયો એકસામટા વધી જાય છે અને કષાય જન્મમરણના ચક્રમાં પરિભ્રમણ કરાવે છે.

સુભાષિત રત્નસંગ્રહમાં કહ્યું છે કે : મનુષ્ય ભલે માસ માસના અન્નજળ વગરના ઉપવાસ કરે, સત્યવાદી હોય, શુભ ધ્યાન કરે, વનવાસ કરે, બ્રહ્મચારી પણ હોય, અને નિત્ય ભિક્ષા માંગીને ખાય, પણ જો તે ક્રોધ કરે તો તેનાં સર્વ સુકૃતો નિષ્ફળ બની જાય છે.

વળી કહ્યું છે કે: અજ્ઞાની જીવ એટલે જેનો દેહાધ્યાસ છૂટયો નથી તે માસ માસના ઉપવાસ કરતો હોય, વળી પારણાના દિવસે ડાભના છેડા ઉપર આવે તેટલો જ–બિન્દુમાત્ર આહાર કરતો હોય તોપણ જ્ઞાનીની સોળમી કળાએ પણ પહોંચી શકે નહિ. આવું ધર્મનું રહસ્ય શ્રી તીર્થંકરે બતાવ્યું.

સૂયગડાંગસૂત્ર અધ્યાય નવમાં અધિકાર આવે છે કે: જે દિગમ્બરનું શરીર માસખમણની તપશ્ચર્યાથી સુકાઈ ગયું છે પરંતુ જો તે માયાસહિત—ફળની ઇચ્છાથી—તપ કરે છે તો તે આગામી કાળે અનંત ગર્ભાદિક દુઃખનો ભોક્તા થશે.

ઉત્તરાધ્યયન સૂત્ર ભાવવિજયજી ટીકા અધ્યાય પચીશ, પૃષ્ઠ ૬૦માં બતાવ્યું છે કે: અવશ્ય નાશ થવાવાળા શરીર માટે કોપ કરવો ઉચિત નથી, કારણકે કોપ અભ્યંતર એવા ધર્મરૂપી ધર્મનો નાશ કરવાવાળો છે.

દૃષ્ટાંતમાં કહ્યું કે ચંડકૌશિક નાગે પૂર્વભવમાં દીક્ષા લીધેલી પરંતુ ક્રોધ કરવાથી જ તેને નાગયોનિ મળી.

ભગવાન ધર્મવિજયજી મહાશાંતિવાળા હતા. જ્ઞાનસાર અષ્ટકમાં કહ્યું છે કે: જ્ઞાન, ધ્યાન, તપ, શીલ અને સમ્યક્ત્વ-શીલ એવા સાધુ જે ગુણ પ્રાપ્ત કરી શકતા નથી કે જે ગુણ શાંતિયુક્ત સાધુ પ્રાપ્ત સહજમાં કરી લે છે.

ઇતિહાસ સમુચ્ચયના ચોથા અધ્યાયના ચોત્રીસમા શ્લોકમાં બતાવ્યું છે કે: બ્રહ્મચારી હો, ગૃહસ્થ હો, વાનપ્રસ્થ હો કે યતિ હો તે બધા એકમાત્ર શમ (શાંતિ) દ્વારા જ ઉત્તમ ગતિને પ્રાપ્ત કરી શકે છે.

ચાણક્ય પણ કહે છે કે: "ક્ષમાતુલ્યં તપોનાસ્તિ" ક્ષમાથી વિશેષ કોઈ તપ નથી. "ક્ષમા વીરસ્ય ભૂષણમ્"–ક્ષમા વીર પુરુષોનું ભૂષણ છે.

પ્રસિદ્ધ અંગ્રેજ કવિ શેકસપિયર પણ કહે છે: "ટુ ફરગેટ ઈઝ હ્યુમન બટ ટુ ફરગીવ ઈઝ ડીવાઈન" અર્થાત ભૂલ કરવી

કે અપરાધ કરવો તે મનુષ્યનો સ્વભાવ છે પણ ક્ષમા આપવી તે ઈશ્વરીય ગુણ છે.

તત્ત્વામૃતમાં પણ લખ્યું છે કે : મનુષ્ય જે કર્મ કરોડો જન્મમાં તીવ્ર તપસ્યા દ્વારા નાશ કરી શકતો નથી તે કર્મ, માત્ર એક સમતાના અવલંબનથી અર્ધા ક્ષણમાં ક્ષય થઈ જાય છે.

લલિતાઉવિસ્તરા નામના ગ્રંથમાં ભગવાન શ્રી હરિભદ્રસૂરિ મહારાજ વીર પ્રભુની સ્તુતિ કરતાં કહે છે કે : "નમામિ વીરં ગિરિસાર ધીરં"—હે વીર પ્રભુ! હું આપને નમસ્કાર કરું છું કેમ કે આપ મેરુપર્વતની સમાન ધીર છો—શાંતિવાળા છો.

આગળ ફરમાવ્યું કે : સાધુ કે મુનિ કોણ કહેવાય ?

ઉત્તરાધ્યયન સૂત્ર અધ્યયન પચીસ, ગાથા ૩૧માં કહ્યું છે : "નવિ મુંડિએણ સમણો"—મુંડન કરવાથી સાધુ થઈ જવાતું નથી.

આનંદઘનજી મહારાજે પણ કહ્યું છે કે : "આત્મજ્ઞાની શ્રમણ કહાવે, બીજા તે દ્રવ્ય લીંગી રે."—આત્મજ્ઞાની હોય તે જ સાધુ કહેવાય અન્ય તો માત્ર વેશધારી છે.

જેવી રીતે સર્પ કાંચળી ઉતારી નાખે તોપણ તે નિર્વિષ થતો નથી તેવી જ રીતે સંસારીવેશ ત્યાગી ને સાધુનો વેશ પહેરવા માત્રથી સાધુ બની જતો નથી.

આવા નામધારી – વેષધારી સાધુઓ બાબત મહાનિષિથ સૂત્રમાં અધિકાર આવે છે કે :

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫૫૫૫૫ | આચાર્ય | નામ | ધારણ કરીને | નર્કગમન | કરશે |
| ૬૬૬૬૬૬ | સાધુ | ” | ” | ” | ” |
| ૭૭૭૭૭૭૭ | સાધ્વી | ” | ” | ” | ” |
| ૮૮૮૮૮૮૮૮ | શ્રાવક | ” | ” | ” | ” |
| ૯૯૯૯૯૯૯૯૯ | શ્રાવિકા | ” | ” | ” | ” |

ઉત્તરાધ્યયન સૂત્રના ૨૫–મા અધ્યાયની ૩૨–મી ગાથામાં અધિકાર આવે છે કે "સમયાએ સમણો હોઈ" અર્થાત સમભાવ એ જ સાધુત્વ છે. સમભાવનો ગુણ છે તે આત્માનો ગુણ છે. "સમત્વં યોગં ઉચ્યતે" સમભાવ એ જ યોગ છે.

ભગવતિ સૂત્રમાં કહ્યું છે કે : "અપ્પા સમાઈ હોઈ" આત્મા સામાયિક સ્વરૂપ છે.

શ્રી યશોવિજયજી મહારાજ કહે છે કેઃ—

ભગવઈ અંગે ભાખીયો સામાયિક અર્થ ।
સામાયિક તે આતમ જાણો શુદ્ધો અર્થ ॥

સાધુ શબ્દની વ્યાખ્યા એ છે કે પોતાનું અને બીજાઓનું હિત સાધે તે સાધુ કહેવાય.

જૈન સાધુઓનું નામ નિર્ગ્રંથ છે, જેને કોઈ પ્રકારની ગાંઠ કે બંધન હોતું નથી.

ભગવાન ધર્મવિજયજી મહારાજ આદર્શ સાધુ–મુનિ હતા.

મુનિપદની વ્યાખ્યા મહાન છે, ત્યાં સુધી કે ભગવાન મહાવીરે પણ આચારાંગ સૂત્રમાં "મુણિણાં હૂવેતં પવેદિતં" અ. ૫. ઉ. ૪ "મુણિણાં પવેદિતં" અ. ૫. ઉ. ૩. "મુણિણાં હૂએવં" અ. ૨. ઉ. ૩ માં બતાવ્યું છે. આ પ્રકારે અનેક જગ્યાએ મુનિપદને સંબોધન કર્યું છે.

આચારાંગ સૂત્રમાં "માહણેણં મતિમતી અ. ૯ ઉદ્દેશો ૧–૨–૩–૪ શબ્દથી સંબોધન કર્યું છે.

"બ્રાહ્મણ" શબ્દનો અર્થ "બ્રહ્મ વેત્તિતી સ બ્રાહ્મણ" અર્થાત બ્રહ્મ–આત્માને જાણે છે તે જ બ્રાહ્મણ છે.

"ચિત્તાદિ સર્વ ભાવેષુ બ્રહ્મત્વે નૈવ ભાવનાત્"
"નિરોધઃ સર્વ વૃત્તિનામ્ પ્રાણીયામ સ ઉચ્યતે"

ચિત્તાદિ સર્વ પદાર્થોમાં બ્રહ્મ-ભાવના પરિપાકથી સર્વ વૃત્તિઓના નિરોધ થતાં પ્રાણનો પણ નિરોધ થાય છે. આ જ સાચો પ્રાણાયામ છે.

નિષધનં પ્રપન્ચસ્ય રેચકાખ્ય સમીરિત ।
બ્રહ્મૈવાસ્મિતિયા વૃત્તિઃ પુરકો વાયુ રુચ્યતે ॥
તતસ્તદ વૃત્તિ નૈશ્ચલ્પં કુંભકઃ પ્રાણસંયમઃ ।
અયંચાપિ પ્રબુદ્ધાનામ જ્ઞાન ઘાણપિડનમ ॥

નેતિ નેતિ શ્રુતિના બળથી પ્રપંચનો અભાવ નિશ્ચય કરવો. રેચક પ્રાણાયામ છે. બ્રહ્મૈવાહમાસ્મિ એ વૃત્તિનું નામ પૂરક છે. અને બ્રહ્મૈવાહમાસ્મિ એ વૃત્તિની નિશ્ચલતા કુંભક છે.

બ્રહ્મનિષ્ઠોનો આ પ્રાણાયામ છે. માત્ર નાક દબાવીને પ્રાણને રોકવો અજ્ઞાનીઓનો પ્રાણાયામ છે.

સદ્ગુરુકૃપાલબ્ધ સંપુટ મંત્રનો અજંપા સિદ્ધ થયા બાદ ઉપર્યુક્ત પ્રાણાયામનાં પ્રત્યક્ષ લક્ષણનો પોતાના શરીરમાં અનુભવ સતત રહ્યા કરે છે. આ તો બ્રહ્મજ્ઞાન કે આત્મજ્ઞાનની સ્વરૂપાવસ્થા છે. પરંતુ નવીન સાધક અજ્ઞાન હોય છે એટલે તેણે જ્ઞાન પ્રાપ્ત કરવા માટે શાસ્ત્રોક્ત પ્રાણાયામની વિશેષ આવશ્યકતા રહે છે.

ભગવાન મહાવીરનો ઉપદેશ એ હતો કે સાધુનાં કપડાં પહેરવા માત્રથી જ અને નામ રાખવાથી જ કોઈ કલ્યાણ થતું નથી, કારણકે આત્મજ્ઞાની પુરુષનો સંયોગ થયો ન હોય અને આત્માની આત્મામાં શોધ કરે નહિ એ કારણથી પહેલાં અનંત વાર દીક્ષા લેવા છતાં આ જીવને મોક્ષપ્રાપ્તિ થઈ નથી. પરંતુ સદગુરુયોગે આત્માની આત્મામાં શોધ કરે તો અવશ્ય મોક્ષ-પ્રાપ્તિ થાય છે.

પદ્માનંદ પંચવિશાતિકામાં બતાવ્યું છે કે: જે જીવોએ પ્રસન્ન ચિત્તથી ચૈતન્યરૂપ આ આત્માની વાત પણ સાંભળી છે

તે ભવ્ય જીવ ભવિષ્યમાં પ્રાપ્ત કરનાર મુક્તિના પાત્ર અવશ્ય બની જાય છે.

ઉત્તરાધ્યયન સૂત્ર અધ્યયનમાં ૨-માં કહ્યું છે કે : શ્રદ્ધા વિના ચારિત્ર નથી.

શ્રી યશોવિજયજી મહારાજ શ્રીપાળ રાસના ૪થા ખંડમાં કહે છે :

જીમ જીમ બહુશ્રુત બહુવો બહુ શિષ્યે પરિવર્યો,
તિમ તિમ જિનશાસનનો વેરી, જો નિશ્ચય હૃદયે નવિ ધર્યો.

જેમ જેમ બહુ શાસ્ત્રોનું અધ્યયન કર્યું, ઘણા શિષ્યોથી પરિવાર વધાર્યો પરંતુ જ્યાં સુધી આત્મનિશ્ચય ન થયો ત્યાં સુધી તે જિનશાસનનો વેરી છે.

એક ધાવણા બાળકની માને છાતીમાં વચ્ચોવચ્ચ મોટું ગૂમડું થયું. આ જોઈ બાળક તો હરખાયો કે હવે ત્રીજું સ્તન ચૂસવા મળશે પણ માનો તો જીવ જતો હતો. આમ હૃદયમાં નિશ્ચય ધારણ કર્યા વગરના બાળઆચાર્યો મનસ્વી કલ્પનાઓ કરીને હરખાતા હોય છે પણ પોતે શાસનના ઉદ્ધારકને બદલે ખરેખર દુશ્મન બની ગયા છે તેનો ખ્યાલ પણ આવતો નથી.

પઠન્તિ વેદ શાસ્ત્રાણી ધર્મશાસ્ત્ર મિમાંસકા ।
આત્મતત્ત્વ નૈવ જાનાતિ દ્રવ્યપાકે દર્વિત તથા ॥

વેદ, શાસ્ત્ર, મિમાંસા આદિ બધાં ધર્મશાસ્ત્રો જિહ્વાગ્રે કર્યાં હોય પણ જ્યાં સુધી આત્માનો અનુભવ થતો નથી તે વ્યક્તિ મીઠાઇના તાવડામાંના તવેથા સમાન બને છે.

સ્પષ્ટાર્થ : જેવી રીતે તવેથો હજારો મણ મીઠાઈ હલાવી નાખે છે પરંતુ મીઠાઈનો સ્વાદ તે લઈ શકતો નથી તે જ પ્રમાણે કોઈ વ્યક્તિ વેદશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, મિમાંસા વગેરે બધું જિહ્વાગ્રે રહે તેટલું વાંચન કરી જાય પણ આત્માનુભવ ન થાય તો તે વ્યક્તિ મીઠાઇમાં રહેલા તવેથા સમાન છે.

આવી જ રીતે ગ્રામોફોનની રેકર્ડ બધાંને આનંદપ્રમોદ આદિ આપે પણ તે રેકર્ડને તો કાંઈ અનુભવ થતો નથી. આજના ઘણા પંડિતોએ પોતાના અંતરમાં ઊતરવાની જરૂર છે.

શ્રી દશવૈકાલિક સૂત્રના અધ્યયન ૮માં બતાવ્યું છે કે : જે મનુષ્ય સર્વ પ્રાણીઓને પોતાના આત્મા સમાન જાણે છે અર્થાત જેણે આશ્રવનું દ્વાર જ બંધ કરી દીધું છે અને સંવર ભાવમાં જ રહે છે તેને પાપકર્મનો બંધ થતો નથી.

ઉત્તરાધ્યયન સૂત્ર અ. ૫, ગાથા ૨–માં આવે છે કે : જે વિશ્વનાં સર્વ પ્રાણીઓ સાથે મિત્રતા રાખે છે તેણે જ આત્માનું સાર્થક કર્યું છે.

આચારાંગ સૂત્રમાં પણ કહ્યું છે કે : આત્મા જ આત્માનો મિત્ર છે, આત્મા જ આત્માનો બંધુ છે.

સર્વ પ્રાણી મારાં મિત્ર છે મને કોઈ પ્રત્યે દ્વેષવેર નથી એમ આવશ્યક સૂત્ર કહે છે.

યજુર્વેદ ૩૬/૧૫માં બતાવ્યું છે કે "મિત્રં સ્યાહં ચક્ષુષા સર્વાણી ભૂતાનિ સમીક્ષે." સર્વ પ્રાણીઓને મિત્રની દૃષ્ટિએ જોવા જોઈએ.

પ્રાપવત્સ્વપિ ચાત્યંતં સ્વકર્મ નિહતેષ્વલમ્ ।
અનુ કમ્પૈવ સત્વેષુ ન્યથ્યા ધર્મોઽયમુત્તમમ્ ॥

પાપાત્માઓ, પારધી, કસાઈ, આદિ પોતાનાં કર્મથી મરેલા જ છે. એવા જીવો ઉપર દ્વેષ કરવાને બદલે અત્યંત અનુકમ્પા–દયાનું ચિંતન કરવું એ સનાતન ઉત્તમોત્તમ ધર્મ છે.

કોઈ અંગ્રેજ ફિલોસોફરે કહ્યું છે કે: "હેઈટ ધી ફોલ્ટ એન્ડ નોટ ધી એક્ટર ઓફ ઈટ"—પાપીઓને ધિક્કારશો નહિ; તેના પાપને જ માત્ર ધિક્કારો.

બૌદ્ધમતમાં પણ સમભાવને ઘણું જ મહત્ત્વ આપ્યું છે. "નમોતસ્સ ભગવતો અરહન્તો સમ્માસમ્બુદ્ધસ્ય" એ બૌધ-નો નમસ્કાર મંત્ર છે.

ગીતામાં પણ કહ્યું છે: "આત્મવત્ સર્વભૂતેષુ યઃ પશ્યતિ સ પશ્યતિ." જે પોતાના આત્માની સમાન સર્વ પ્રાણીઓને જુએ છે તે જ દૃષ્ટિવાળો છે (બીજા આંધળા કહેવાય).

મહાન સંત તુલસીદાસજી પણ રામાયણમાં કહે છે: "સમદર્શી રઘુરાય." શ્રી રામચન્દ્રજી સમદર્શી હતા. ભાવાર્થ–રામચન્દ્રજી જેવા બનવું હોય તો સમદર્શી બનો.

આચારાંગ સૂત્ર સ્કંધ ૧, અધ્યયન ૫, ઉદ્દેશ ૩૨૦માં અધિકાર આવે છે કે: હે પ્રાણી! તું જેને મારવા યોગ્ય સમજે છે તેની જગ્યાએ સ્વયં પોતાને જ સમજ, તું જેના ઉપર હુકમ ચલાવવા ઇચ્છે છે તેના સ્થાન ઉપર તું પોતાને જ સમજ, તું જેને કષ્ટ દેવા ચાહે છે તેના સ્થાને પોતાને માન, તું જેને કેદ કરવા ઇચ્છે છે તેના સ્થાને પોતાને માન, જેને મારી નાખવા ઇચ્છે છે તેની જગ્યાએ પોતાને માન. આ પ્રકારે સમજ ધારણ કરવાવાળા ઋજુ અર્થાત સરળ હોય છે.

ભગવાન ધર્મવિજયજી મહારાજ સમભાવી હતા. તેમણે મહાપુરુષોની વાણી શીરોધાર્ય કરી પોતાના જીવનમાં ઉતારી હતી.

કહ્યું છે કે: "આણાએ ધમ્મો, આણાએ તવો." મહા-પુરુષોની આજ્ઞાના પાલનમાં જ ધર્મ અને તપનો સમાવેશ થઈ જાય છે. એટલા માટે જ પચ્ચખાણ–પ્રતિજ્ઞામાં પણ આગ્રહ મહાપુરુષોની આજ્ઞાનો જ રાખ્યો છે. "મહત્તરાગા–રેણં" મહાપુરુષોની આજ્ઞાએ બધી છૂટ છે.

વિશેષાર્થ: અશન, પાણ, ખાદિમ અને સ્વાદિમ એ ચારે ય અગર અમુકનો કોઈ ત્યાગ કરે છે. પરંતુ કોઈ કારણસર મહા-

પુરુષ અમુક ત્યાગેલી વસ્તુનો ઉપયોગ કરવાની આજ્ઞા કરે તો તે વસ્તુનો ઉપયોગ કરવા છતાં પચ્ચખાણ – પ્રતિજ્ઞા–સંકલ્પનો ભંગ થતો નથી, અને આજ્ઞાપાલન પણ થઈ જાય છે. મહાપુરુષોની આજ્ઞામાં આ મહત્વતા છે.

"મહત્તાં સેવા સદૈવ સફલા"—મહાપુરુષોની સેવા સદા સફળ થાય છે.

ત્યાર બાદ કહ્યું કે: ભગવાન ધર્મવિજયજી મહારાજ સરળ અને ભદ્ર પરિણામી હતા.

ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે કે: જેનો આત્મા સરળ અને ભદ્ર હોય છે તેમાં જ ધર્મ ટકે છે.

સૂયગડાંગ સૂત્રના પહેલા અધ્યયનમાં બતાવ્યું છે કે "અંજુ સમાહિ"—જ્યાં સરળતા છે ત્યાં આત્મસમાધિ છે.

ઠાણાંગ સૂત્રમાં પણ અધિકાર આવે છે કે: ચાર સ્થાનના જીવ, પ્રકૃતિએ ભદ્ર, પ્રકૃતિએ વિનયવંત, અનુકંપાવાળા, અહંકારરહિત મોક્ષના અધિકારી બને છે. પ્રતિબોધ પામે છે, કર્મથી મુક્ત થાય છે, નિર્વાણપદ પ્રાપ્ત કરે છે અને બધાં દુઃખોનો અંત લાવે છે.

આગળ કહ્યું કે: વિશ્વપ્રેમમાં જ તમામ ધર્મોનાં મૌલિક સૂત્રોનો સમાવેશ થઈ જાય છે. મહાવીર પ્રભુમાં પણ અનહદ વિશ્વપ્રેમ ભર્યો હતો. માતાનો પ્રેમ પોતાના બાળક પર જ હોવાથી તેના સ્તનમાં દૂધ હોય છે. પણ પરમાત્મા મહાવીરને તો સમસ્ત વિશ્વ પર પ્રેમ હોવાથી આખા શરીરમાં લોહીને બદલે દૂધ હતું. ચંડકૌશિક નાગે ડંશ દીધો, ત્યારે પ્રભુના અંગૂઠામાંથી લોહીને બદલે દૂધની ધારા છૂટી હતી.

પ્રભુ મહાવીરને ગોવાળિયા અને સંગમ દેવતાએ અત્યંત કષ્ટ દીધું તોપણ પ્રભુએ શાંતિ રાખી. દયાથી જેમનું હૃદય ભરેલું હતું એવા પ્રભુ મહાવીરે સંગમને કહ્યું: "હે સંગમ!

તે મને જે કષ્ટ દીધું છે તેનું મને તો કાંઈ નથી. પરંતુ તારા શું હાલ થશે તે બાબતની મને બહુ ચિંતા થાય છે." આ ઉપરથી માલૂમ પડે છે કે તેઓ કેટલા દયાળુ અને વિશ્વપ્રેમી હતા!

વસ્તુતઃ અહિંસાનું પાલન માત્ર એ જ કરી શકે છે કે જે જીવમાં સમભાવ હોય અને સર્વ જીવોને પોતાના જ આત્મા સમાન જોઈ શકે છે.

વેદાન્ત કર્મને માને છે. ફળપ્રદાતા ઈશ્વર છે. જે જેવું કર્મ કરે છે તેવું જ ફળ ઈશ્વર દે છે. જૈન સિદ્ધાંતમાં આ વાત નથી પણ કર્મ એક એવું છે જે પ્રાણીઓને જ્યાંત્યાં ઘુમાવે છે. જેવી રીતે કોઈ ભાંગ પી લે છે ત્યારે તેના નશામાં તે પાગલપણાની ચેષ્ટા કરે છે. આ વાતને સ્પષ્ટ કરવા એક ઉદાહરણ લઉં છું.

એક માણસ વાસ્તવમાં ચાલતાં ચાલતાં થાકી ગયો. તેણે વિચાર્યું કે જો વૃક્ષ મળી જાય તો સારું. એટલામાં તેના ભાગ્યથી કલ્પવૃક્ષ જ મળી ગયું. કલ્પવૃક્ષનો એવો પ્રભાવ બતાવ્યો છે કે તે વૃક્ષ નીચે જઈને કોઈ પોતાની ઇચ્છા પ્રગટ કરે તો તેને જરૂર ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થાય છે. તે માણસ આ બાબતથી અજ્ઞાન હતો. તે બહુ જ થાકી ગયો હતો અને તેને તરસ પણ બહુ લાગી હતી. તેણે વિચાર્યું કે પાણી મળી જાય તો સારું. તત્કાળ તેને પાણી મળ્યું. તેણે જે જે ઇચ્છા મનમાં કરી તે બધી પૂરી થઈ. ક્રમભાગ્યે તેણે વિચાર્યું કે અહીં ભૂત હશે? તુરત જ ત્યાં ભૂત હાજર થયું. ફરી વિચાર્યું કે મને ખાઈ નહિ જાય ને? ભૂત તરત તેને ખાઈ ગયું. કહેવાનો સાર એ છે કે મનુષ્ય જેવું કર્મ કરે છે તેવું જ ફળ તેને અવશ્ય મળે છે. મનુષ્યભવ કલ્પવૃક્ષ સમાન છે.

પ્રભુ મહાવીરનો મુખ્ય ઉપદેશ વિશ્વપ્રેમ, અહિંસા અને સત્યનો હતો. વીરપ્રભુએ પોતાથી જુદું તેવું ભગવાનપણું બતાવ્યું નથી. પરંતુ સર્વને પોતાના આત્મામાં જ ભગવાનપણું બતાવ્યું

છે, એવું મહાન પવિત્ર ભગવાનપણું આત્મામાં આત્માની શોધ કરવાથી અને વીતરાગપદની આરાધના કરવાથી પ્રાપ્ત થાય છે. જેવી રીતે સૂર્યથી સૂર્યનો પ્રકાશ જુદો પડી શકતો નથી તે જ પ્રમાણે આત્માથી પણ વીતરાગ જુદો નથી. બંનેની આરાધના કરવાથી કેવળજ્ઞાન પ્રાપ્ત થાય છે.

કેવળજ્ઞાન પ્રાપ્ત થયા બાદ નિર્વાણપદ પ્રાપ્ત થાય છે. આત્માની આત્મામાં શોધ કરવી એ જ નિર્વાણનો રસ્તો છે. તે સિવાય બીજો કોઈ રસ્તો નિર્વાણપ્રાપ્તિ માટે હેતુભૂત નથી.

અગ્નિનો ધર્મ ઉષ્ણત્વ છે. જો તે ઉષ્ણત્વ અગ્નિમાંથી કાઢી લેવામાં આવે તો આપણે તેને અગ્નિ નહિ કહીએ. આ જ પ્રમાણે શરીરમાં રહેલા આત્માનો પણ કંઈક ધર્મ છે. જો કોઈ વ્યક્તિમાં મનુષ્યધર્મનું લક્ષણ દેખાય તો જ તેને મનુષ્ય કહી શકીએ. પણ જો તે વ્યક્તિ મનુષ્યધર્મહીન બની જાય તો તેને આપણે પશું કહીએ છીએ.

આહાર નિદ્રા ભય મૈથુન ચ
સામાન્યમતેદ પશુભિઃ નરાણામ
ધર્મો હિ તેષાં અધિકો વિશેષા
ધર્મેણ હીના પશુભિઃ સમાના.

આહાર, નિદ્રા, ભય અને મૈથુન તો મનુષ્ય અને પશુઓમાં સામાન્ય છે. પરંતુ મનુષ્યમાં માત્ર ધર્મ જ વધારાનો છે, ધર્મહીન મનુષ્ય પશુતુલ્ય જ છે.

સત્ય, નીતિ અને સદાચાર એ માનવધર્મ છે. જેનામાં તે ન હોય તે મનુષ્ય પશુતુલ્ય જાણવો.

આજકાલ લોકો ધર્મનું રહસ્ય સમજ્યા વગર અનેક પ્રકારના ઝઘડા સમાજ અને દેશમાં ઉપસ્થિત કરે છે અને પોતાના કદાગ્રહને જ સાચો ઠરાવવા ઉત્સૂત્ર પ્રરૂપણા કરે છે.

તેમ કરતાં તેઓ અચકાતા પણ નથી, એ ઘણા જ અફસોસની વાત છે.

એટલા માટે હે મહાનુભાવો! સદા સર્વદા નિષ્પક્ષપાતથી ધર્મનું આચરણ કરો. કારણકે યત્ર યત્ર પક્ષપાતઃ તત્ર તત્ર ધર્મં નૈવ વિદ્યતે ।"—જ્યાં જ્યાં પક્ષપાત છે ત્યાં પ્રભુ મહાવીરનો ધર્મ નથી.

સર્વ મંગલ માંગલ્યં સર્વ કલ્યાણ કારણં,
પ્રધાનં સર્વ ધર્માનામ્ જૈનમ્ જયતિ શાસનં.
ૐ શાંતિઃ

શ્રી ગુરુદેવના વ્યાખ્યાન બાદ પ્રસિદ્ધ પોહુમલ બ્રધર્સની પેઢીના માલિક કે જેમની પેઢીઓ સમસ્ત વિશ્વમાં છે અને જેઓ સનાતન હિન્દુ ધર્મસભાના પ્રમુખ છે, તે શેઠ સાહેબ કિશનચંદ લેખરાજ ખિયાણીએ હૃદયસ્પર્શી વક્તવ્ય આપ્યું. તેઓશ્રી ગુરુદેવને સાક્ષાત વિષ્ણુભગવાન તરીકે જ માને છે અને તેમણે લાખો રૂપિયા ખર્ચી માંડોલીમાં ગુરુદેવનું સંગેમરમરનું ભવ્ય મંદિર બંધાવી ભક્તોને અર્પણ કર્યું છે.

શેઠ સાહેબ કિશનચંદજીએ ગુરુદેવની પ્રાર્થના આ પ્રમાણે કરીને શ્રીમદ્ રાજચન્દ્રજીની વાણીથી ગુરુદેવને નવાજ્યા હતાઃ—

હે ગુરુદેવ! તમારા પ્રત્યે મારી શ્રદ્ધા હોવાથી આપ પ્રત્યે પક્ષપાત નથી તેમજ અન્ય પ્રત્યે રુચિ પણ નથી. સંસારમાં આપ્તત્વની પરીક્ષા કરી આપને સર્વશ્રેષ્ઠ સમજીને જ મેં આપનો આશ્રય લીધો છે.

ગુરુ બ્રહ્મા છે, ગુરુ વિષ્ણુ છે અને ગુરુ મહાદેવ પણ છે. ગુરુ સાક્ષાત પરિબ્રહ્મ જ છે એટલે હું નમસ્કાર કરું છું. જેમ બ્રહ્મામાં માત્ર બ્રહ્મા, વિષ્ણુમાં માત્ર વિષ્ણુ અને મહાદેવમાં માત્ર મહાદેવ જ છે પરંતુ આપ તો દત્તાત્રેયની જેમ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ ત્રણે એકમાં જ છો.

ધ્યાનનું મૂળ ગુરુદેવ ભગવાનની મૂર્તિ છે. પૂજાનું મૂળ ગુરુદેવના ચરણકમળ છે. અને મંત્રનું મૂળ ગુરુદેવના શબ્દો છે અને મોક્ષનું મૂળ ગુરુકૃપા છે.

સદ્ગુરુના મૌનમાં પણ વ્યાખ્યાન સમાઈ જાય છે અને શિષ્યોની શંકાનું નિવારણ આપોઆપ થઈ જાય છે.

ગુરુ વગર, ગુણના સાગરરૂપ વિચક્ષણ પુરુષ પણ તત્ત્વને જાણી શકતા નથી, જેવી રીતે કાન સુધીની વિશાળ લાંબી આંખોવાળો માણસ પણ અંધારમાં દીપક વગર દેખી શકતો નથી.

ગાંધીજીના ગુરુ શ્રીમદ રાજચન્દ્રજી કહે છે કે : જ્યાં સુધી સદ્ગુરુની અનુપમ કૃપા પ્રાપ્ત થતી નથી ત્યાં સુધી જપ, તપ, વ્રત આદિ ભ્રમરૂપ જ છે.

ત્યાર બાદ ગુરુદેવ તરફ શ્રોતાઓનું ધ્યાન ખેંચી કહ્યું :

દેખી સદ્ગુરુનો દેહ મનુષ્યનો ભાવ નવિ ધરીએ,
શુદ્ધ નિરંજન દેવ સાક્ષાત પરમાત્મા જાણીએ.

પ્રત્યક્ષ સદ્ગુરુ સમ નહિ પરોક્ષ જિન ઉપકાર,
એવો લક્ષ થયા વિના ઊગે ન આત્મવિચાર.

ઈશ્વર થકી અધિક ગુરુને જે નવિ જાણે,
મિટે ન ગર્ભાવાસ, ઠરે નહિ નિજ ઠેકાણે.

મહિમ્ન સ્તોત્રમાં પુષ્પદંત કહે છે : નાસ્તિ તત્ત્વો ગુરો પરમ—ગુરુથી વિશેષ મહાન તત્ત્વ કોઈ નથી.

મહાત્મા કબીરજીએ પણ કહ્યું છે :

વેદ થકે બ્રહ્મા થકે થાકે શંકર શેષ ।
ગીતાકો ભી ગમ નહીં જહાં સદગુરુકે ઉપદેશ ॥

ભગવાન શ્રી હરિભદ્રસૂરિજીએ પણ યોગદષ્ટિ સમુચ્ચય ગ્રંથમાં ગુરુનો ઘણો મહિમા બતાવ્યો છે કે : ગુરુના સત-સમાગમમાં આવવાથી એ જીવની અસત પ્રવૃત્તિ વિશેષ કરીને

બંધ પડી જાય છે. તેથી સંસાર સંબંધી અતિ ભય તેને રહેતો નથી. તથા ધર્મકાર્યમાં આદર થવાથી ઉચિત તથા કરવા યોગ્ય કાર્યોમાં જરા પણ ક્ષતિ થવા દેતી નથી. તેમ જ અણજાણતાં પણ અનુચિત કાર્ય કરી શકતો નથી.

ગુરુભક્તિના પ્રભાવથી તે જીવ ઘણો જ આગળ વધી જાય છે. વળી ગુરુદેવના સમાગમથી સમાપતિ ધ્યાન અને તેના ભેદ તેનામાં લય થવાથી પરમાત્માનું દર્શન થાય છે. એ દર્શન, મોક્ષનું એક સર્વોત્કૃષ્ટ કારણ છે.

શ્રીમદ રાજચન્દ્ર પણ કહે છે કે: બીજું કાંઈ શોધ મા. માત્ર એક સત્પુરુષને શોધી તેના ચરણકમળમાં સર્વ ભાવ અર્પણ કરી વર્ત્યે જા. પછી મોક્ષ ન મળે તો મારી પાસેથી લેજે.

મહાપુરુષ ઉપર શ્રદ્ધા આવવી પરમ દુર્લભ છે એમ ઉત્તરાધ્યયન સૂત્રમાં પણ આવે છે.

ગોશાલા જામાલિ આદિ નમો અરિહંતાણં કહેતા હતા પણ તેમને પ્રત્યક્ષ અરિહંત ઉપર શ્રદ્ધા ન હતી.

મહાપુરુષ કમળ–કાદવની જેમ નિરાળા રહે છે. કમળ કીચડમાં જ પેદા થાય છે, પરંતુ કીચડથી નિરાળું રહે છે તેવી જ રીતે મહાપુરુષ જગતની સાથે હોવા છતાં નિરાળા રહે છે.

મહાપુરુષના સત્સંગનો પ્રભાવ મહાન છે. તેમનો સંગ બીજાઓને પણ પોતા જેવા ઉચ્ચાત્મા બનાવી દે છે — જેમ ઇયળની ભમરી બને છે તેમ.

શ્રી સિદ્ધસેન દિવાકર પણ કહે છે કે: હે પ્રભો! આપના ધ્યાનથી જીવ એક ક્ષણમાં જ ભવોનો અંત કરીને, દેહબુદ્ધિ છોડીને પરમાત્માની દશાને પ્રાપ્ત થાય છે. જેમ સોનાનો રંગ પીળો છે અને લોહનો રંગ કાળો છે પરંતુ બંને ધાતુઓ અગ્નિના સંગમાં એકસરખી લાલ બની જાય છે તેવી રીત

સદ્દગુરુ – સતપુરુષનો સંગ કરવાથી જીવ ગમે તેવાં કર્મોથી પણ દટાયેલો હોય તોપણ તેને તેમના જેવો બનાવી દે છે.

જેવી રીતે બધી જાતનાં પાણી, ત્યાં સુધી કે ગટરનું ગંદું પાણી પણ ગંગા નદીના પાણીના સંગમાં ગંગાજળ જ બની જાય છે – પવિત્રતા પ્રાપ્ત કરે છે તેવી જ રીતે હલકો જીવ પણ સદ્દગુરુના સંગે પરમાત્મા બની જાય છે.

આપ લોકોએ ગુરુદેવનો અમૃતમય ઉપદેશ સાંભળ્યો છે તેને કાયમ યાદ રાખવો જોઈએ. જેવી રીતે લગ્ન થતાં જ તે સંબંધ યાદ રાખવા રોજ લગ્ન કરવાં પડતાં નથી; બાળક અવતર્યા પછી માનો સંબંધ યાદ રાખવા તેને રોજ જન્મવું પડતું નથી તેવી રીતે મહાપુરુષોની વાણી એકવાર સાંભળી સદા યાદ રાખજો.

આપ ડોકટરનું કહેવું કેમ માનો છો અને યાદ રાખો છો? ડોકટરનું કહેવું ન માનો તો માત્ર એક ભવ જ બગડે છે પરંતુ સદ્દગુરુનું કહેવું નહિ માનવાથી તો ભવોભવ બગડે છે.

એમ કહી તેઓશ્રીએ પોતાનું વક્તવ્ય પૂરું કર્યું.

ત્યાર બાદ જોધપુરનિવાસી શ્રીમાન મહેતા સમરથરાજજીના પુત્ર ઉમેદરાજે દાદાગુરુના જીવન ઉપર પ્રકાશ ફેંક્યો.

અંતમાં સ્વીટ્ઝરલેન્ડવાસી યોગી શ્રી જયોર્જ જુટજેલર સાહેબે પ્રાસ્તાવિક પ્રવચન આપ્યું.

અંતમાં શ્રી કિશનચંદ શેઠ તરફથી બધાંને પ્રીતિભોજન કરાવવામાં આવ્યું.

ૐ શાંતિ....ૐ શાંતિ....ૐ શાંતિ

[ નોંધ : દાદાગુરુના જીવન વિષે આ પુસ્તકમાં અન્યત્ર આપેલ છે, એટલે ભાષણનો તદ્દવિષયક ભાગ અત્રે આપ્યો નથી. ]

## ભક્ત અને ભગવાન

૧. શ્રી હીરાબેન શાંતિલાલ ગાંધી (રાજકોટ) કહે છે: મારી દીકરી રમીલા નાનપણમાં એક વખત ઘણી બિમાર પડી ગઈ હતી. તેના બચવાની આશા ન હતી પરંતુ ગુરુદેવના દર્શનનો અભિગ્રહ કરતાં તુરત જ સાજી થઈ ગયેલી.

૨. રાજકોટના નાક, કાન અને ગળાના સર્જન ડૉ. એન. એમ. મોદી એફ. આર. સી. એસ., ડી. એલ. ઓ. લંડન (ઇંગ્લેન્ડ) ભણવા ગયેલા અને પાછળથી બીજું વિશ્વયુદ્ધ શરૂ થયેલું. તેઓશ્રીનાં માતુશ્રી સોનગઢના શ્રી કાનજી સ્વામીનાં ચુસ્ત ભક્ત હોવા છતાં ગુરુદેવના દર્શન કરવા અનાદ્રા મુકામે આવતાં ગુરુદેવે ફરમાવ્યું કે નવરંગભાઈ પાસ થઈ જશે અને સહીસલામત દેશમાં પહોંચી જશે. જોકે તેમની સ્ટીમર ઉપર બોમ્બમારો થશે પણ સ્ટીમર બચી જશે. (અને તે પ્રમાણે જ બન્યું હતું). તમારી પાસે ઘણું શ્રુતજ્ઞાન છે એટલે પોતે પોતાને એટલે શરીર અને શરીરના સંબંધોને ભૂલી જવાનો સ્વાધ્યાય કરશો તો જ સાર્થક થશે અને અનુભવજ્ઞાન પ્રગટ થશે.

૩. બાલાગામમાં હાઈસ્કૂલ શરૂ થઈ. માધવપુરના શ્રી આહમદભાઈ એચ. સરવાણી બી.એ, બી.એડ., એલએલ. બી. તેના હેડમાસ્તર તરીકે નિમાયા. તેઓશ્રીને ડૉ. લીલુભાઈને ત્યાં ગુરુદેવના ફોટા જોતાં જ એકાએક ભાવના પ્રગટ થઈ અને હાઈસ્કૂલ માટે બે ફોટા માગી લીધા. હાઈસ્કૂલમાં પોતાની ઓફિસમાં એક ફોટો તેમની પાછળ અને બીજો ફોટો સન્મુખ દીવાલે રાખી દીધો. આજે આહમદભાઈ કહે છે કે, એ ફોટા આવ્યા પછી હાઈસ્કૂલની ન ધારેલી ઘણી જ પ્રગતિ થઈ છે અને ઉચ્ચ, ઉચ્ચતર માધ્યમિક સ્કૂલ બની જતાં તેઓ હવે પ્રિન્સીપાલ બની ગયા છે. તેઓ આગળ કહે છે કે ઇન્સ્પેકશન

તથા ઓડિટ કરવા આવનાર અમલદારો પણ ઘણા જ પ્રભાવિત થઈ જાય છે અને બધું સરળ બની જાય છે. જ્યાં સુધી હાઈ-સ્કૂલમાં આ ફોટાઓ રહેશે ત્યાં સુધી હજુ આગળ પ્રગતિ થતી જશે તેવી મારી ખાતરી છે.

૪. રાજકોટનાં શ્રીમતી સમરતબેન મોદી કે જેઓ "શાન્તિજ્યોતિ"ના આજીવન સભ્ય હતાં તેમને તેમની લાંબી બિમારીમાં ગુરુદેવનાં દર્શનની તાલાવેલી થતાં, પ્રત્યક્ષ દર્શન થતાં અને "ૐ શાંતિ"નો સતત જાપ કરવા ફરમાવતાં તેઓ-શ્રીએ શાંતિપૂર્વક દેહ છોડેલો.

૫. સૌરાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંત કે જેઓશ્રી આલીદ્રાના બ્રહ્મચારી તરીકે ઓળખાય છે તેઓએ મને કહેલું કે મેં શાંતિવિજયજી પાસે યોગાભ્યાસ કરેલો. તે વખતે કિંવરલીના બ્રાહ્મણ શ્રી લક્ષ્મીનારાયણજી વ્યાસ ગુરુદેવની સેવામાં હતા. ગુરુદેવની સેવાથી લક્ષ્મીનારાયણજીને આપોઆપ પુરાણોના શ્લોકો કંઠસ્થ થયા હતા અને તેઓ બ્રહ્માજી તરીકે ઓળખાતા હતા. ગુરુદેવને અને બ્રહ્માજીને હું ભૂલી શકતો નથી.

૬. કલકત્તાના એક સુપ્રસિદ્ધ બ્રાહ્મણ જ્યોતિષ હતા. તેમને ચાર વેદ કંઠસ્થ હતા. તેઓ એમ જ કહેતા કે વેદાંત આદિ માત્ર પંડિતોએ રચેલી શબ્દજાળ જ છે, કારણકે તેનો અનુભવ થતો નથી. તેમને ગુરુદેવના ભક્ત અનાદ્રા ઘસડી લાવેલા. ગુરુદેવે તેને જોતાંવેંત જ કહ્યું કે જો તને તારા પૂર્વભવનો અનુભવ થાય, તો તો તને વેદાંતાદિ શાસ્ત્રો સાચાં છે તેની પ્રતીતિ થઈ જાય, કેમ? તું પૂર્વભવમાં પણ બ્રાહ્મણ હતો. તારું નામ શિવશંકર હતું. તું બનારસમાં રહેતો.... આટલું કહેતાં જ તેને મૂર્છા આવી ગઈ. જાગ્રત થતાં જ તેણે બનારસ જઈ છુપાવેલાં નાણાં તેના પુત્રને બતાવી આવવા ગુરુદેવની આજ્ઞા માગી. ગુરુદેવે કહ્યું: તારી મનછા. થોડા દિવસ પછી તે પાછો આવ્યો અને

ગુરુદેવને પૂછ્યું કે હું શિવભક્ત હતો છતાં આ ભવમાં નાસ્તિક કેમ થઈ ગયો? ગુરુદેવે ફરમાવ્યું કે એક દિવસ તું પૂજામાં હતો ત્યારે તારી સ્ત્રીની સાડી સળગતાં તું પૂજા પડતી મૂકી સાડી ઓલવવા દોડી ગયેલો. તું કસોટી પાર ન કરી શકયો અને આ ભવમાં થોડો વખત નાસ્તિક રહ્યો. હવે તું હરદ્વાર જા અને ત્યાં બ્રહ્મલીન થઈ જવાનો યોગ છે. આથી તે બ્રાહ્મણ હરદ્વાર ચાલ્યો ગયો.



## માંડોલી જવા માટે

(૧) અમદાવાદ – જાલોર રાજસ્થાનની બસ અમદાવાદથી સવારે સાડા પાંચ વાગે ઊપડી અઢી વાગે માંડોલી પહોંચે છે.

(૨) રેલવે – શિરોહી રોડ સ્ટેશનથી બપોરે એક વાગે ઝાલોરની બસ મળે છે તે સાંજના સાડા છએ માંડોલી પહોંચે છે.

(૩) અમદાવાદથી રાતના આઠેક વાગે રેલવે ટ્રેઇન કચ્છ માટેની ઊપડે છે તેમાં બાડમેરનો સીધો ડબો હોય છે તે ભીલડી જંકશનથી ઉત્તર રેલવેમાં જોડાઈ જાય છે. સવારના ભીનમાલ-નગર ટ્રેનમાંથી ઊતરતાં જાલોરની બસો મળે છે તે સવારે આઠેક વાગે માંડોલી પહોંચે છે.

## આરતી

ૐ જય જય ગુરુદેવા !
આરતી કરું સદ્‌ગુરુની ચરણ–કમળ સેવા.
— ૐ જય૦

ચિત્ત–ચંદન જલ શબ્દે, પ્રેમ તણા પુષ્પે,
જ્ઞાન–ગુલાલ અખિલ–શીલ, ધીરજના ધૂપે.
— ૐ જય૦

દીપક અવિચળ નામ, અક્ષત અનુભવના;
કર્પૂર આરતી–કરુણા, લગ રહી ગુરુજપના.
— ૐ જય૦

નથી ઇચ્છા અંતરમાં, કંઈ લેવા કે દેવા;
ભજન ગુરુપ્રતાપે, પામું નિત્ય સેવા.
— ૐ જય૦

આરતી સદ્‌ગુરુ કેરી જે કોઈ ગાશે;
ભાવ ધરી ભક્તો કહે, શાંતિ થઈ જાશે,
ૐ શાંતિ થઈ જાશે.
ૐ જય જય ગુરુદેવા !



યોગેશ્વર શાંતિવિજયજી ! નિષ્કલંક પ્રેમાવતાર,
છે ભક્તજન પર આપના ઉપકાર ને કરુણા અપાર;
ને સિદ્ધિલબ્ધિ આપના છે ચમત્કારો બેશુમાર,
છો આપ તારક આત્મના ને મોક્ષ કેરા અર્પનાર.

(કિસ્મત કુરેશી)

## ગુરુ–પ્રશસ્તિ

ગુરુ બ્રહ્મજ્ઞાની, ગુરુ દેવ માનો; ગુરુ વિશ્વવ્યાપી પ્રભુરૂપ જાણો;
ગુરુગુણ ગાવો, ગુરુગુણ ધ્યાવો; ગુરુને સદા ચિત્તમાં સર્વ લાવો.
ગુરુ મોક્ષ માણો, ગુરુ સર્વ જાણો; ગુરુવર તણી સ્હાય સાચી પિછાણો;
ગુરુભક્તિ નિત્યે હૃદય માંહી ધ્યાવો, ગુરુને સદા ચિત્તમાં સર્વ લાવો.
ગુરુના ગુણોનો કદી પાર ના'વે; વિચારેલ સઘળું સદા વ્યર્થ જાવે;
ગુરુમંત્રની ધૂન નિત્યે ધખાવો, ગુરુને સદા ચિત્તમાં સર્વ લાવો.
ગુરુને સમજવા અતિ દોહ્યલા છે, ગુરુના ગુણોની અનેરી લીલા છે;
ગુરુ ઓળખીને સદા ઉર ધ્યાવો, ગુરુને સદા ચિત્તમાં સર્વ લાવો.
ગુરુની કૃપા વિણ નથી કાંઈ થાતું, ગુરુની કૃપામાં બધું આવી જાતું;
કહે દાસ કિંકર ધૂની એ બચાવો, ગુરુને સદા ચિત્તમાં સર્વ લાવો.

## મિચ્છામિ દુક્કડં

પજુષણ–પર્વના દહાડા સમજવાનું અરે શું શું
ઊંડા ઊતરી વિચારો તો સમજવાનું અમોલું છે....૧
પ્રતિ વર્ષે થતું આવે રૂઢીના દોરને તાણો
પ્રતિભા સત્યની શું શું–સમજવાનું અમોલું છે....૨
પ્રભો મહાવીરના નામે કર્યું શું શું તમે આજે
શ્રવણ કાને સદા કરતાં સમજવાનું અમોલું છે....૩
દયા ને ધર્મ શામાં છે સમીપે બેઉ છે સરખાં
પ્રભુતા મંત્ર એ સાચો સમજવાનું અમોલું છે....૪
અનાદિ કાળ વિતાયા છતાં જ્યોતિ નહીં જાગી
સમય ગત કાળનો દેખો સમજવાનું અમોલું છે....૫
ફુલાયા લાડીવાડીમાં અવર માટે કર્યું શું શું
કરો પરમાર્થ પોતાનો સમજવાનું અમોલું છે....૬
ક્ષમાનો પાઠ ને નીતિ જીવનમાં કોણ મૂકે છે
વિરમવા રાગ ને દ્વેષો સમજવાનું અમોલું છે....૭

તપસ્યાના ગુણો શું શું વિવિધ શ્રેણી મનાઈ છે
ક્ષમા, શાંતિ અને વાણી સમજવાનું અમોલું છે....૮

અવરને દુઃખ ના લાગે, વીણા સમભાવની વાગે
જીવન–જ્યોતિ પછી જાગે, સમજવાનું અમોલું છે....૯

કલહની કારમી વેદી, જીવનને ખાખ કરનારા
મરે 'મારું' કરી માનવ, સમજવાનું અમોલું છે....૧૦

મુખેથી સત્ય આચરવું, પરાયાનું ભલું કરવું
નીતિ ભક્તિ નીતિ ભક્તિ, સમજવાનું અમોલું છે....૧૧

શ્રવણ કરતા પ્રતિ વર્ષે, છતાં શું આત્મનું સાધ્યું
અવિરત ભાવની ઝાંખી, સમજવાનું અમોલું છે....૧૨

જીતે તે જૈન કહેવાયે અમર છે નામ દુનિયામાં
વડેરાંનાં કથન વાંચો સમજવાનું અમોલું છે....૧૩

અમોલી સેવના કીધિ, સ્વધર્મી બંધુઓ પ્યારા
કુટાણા કીર્તિની વાટે, સમજવાનું અમોલું છે....૧૪

લૂંટાવો લક્ષ્મી સતપંથે, અવરનાં કાળજાં ઠારો
ફરજ પોતા તણી જાણો, સમજવાનું અમોલું છે....૧૫

હૃદયથી માફ નહીં થાતું, ખમાવાનું પછીથી ક્યાં
મિચ્છામિ ધુક્કડં સાચે, સમજવાનું અમોલું છે....૧૬

પરસ્પર પ્રેમ રેલીને જીવન–નૈયા કરો પાવન
બનો કિંકર પ્રભુના સૌ, ભીતરના ડંખ તોડીને....૧૭

કીધાં કરાવ્યાં જે કદી, કટુ વચન અપરાધ;
ભીતરથી માગું ક્ષમા, સરવે કરજો માફ.

ભક્ત કિંકરદાસ